# કંકાવટી

જાન્યુઆરી,
૧૯૮૦

KANKAVATI

ચિંતન
જશવંત શેખડીવાળા
શિરીષ પંચાલ

સ્મૃતિ
વજ્ર માતરી

વાર્તા
ડોનાલ્ડ બાર્થેલ્મ
કાન્તિ પટેલ




પત્રચર્ચા
ચન્દ્રકાન્ત ટોપીવાળા
જયન્ત કોઠારી
નૈમિષ મિત્ર

કવિતા
વેસ્સીલિસવિટસૅક્સિસ
પ્રસાદ બ્રહ્મભટ્ટ



## ભૂપત વડોદરિયાની

### નવલકથાઓ

પલ પલ વ્યાકુળ પ્રાણ ૧૯-૫૦
તારા હૈયે મારી પ્રીત ૧૯-૫૦
જપતપ જૂઠાં, સાચી પ્રીત ૧૫-૦૦
ભવોભવની પ્રીત ૧૯-૫૦
મોતના પીંજરે
તરસ્યા પંખી ૧૫-૦૦
સ્વપ્નપંખી ૧૩-૦૦
એક નઠારી છોકરી ૧૩-૦૦
બીજું યૌવન ૧૨-૦૦

### શાળા-ઉપયોગી નાટકો

નાટકોની દુનિયા—યશવંત મહેતા
શાળા-ઉપયોગી નાટકો—રજની શેઠ
ભજવો નાટકો—બળદેવ મોલિયા
સહેલાં નાટકો—સુરેશ ગાંધી
કિશોરોનાં નાટકો—પ્રા. હસિત બૂચ
(દરેકના રૂ. અઢી, સેટના રૂ ૧૫)

### ચિંતનલેખોનો સંગ્રહ

ધરણાહિંગે ૧૨-૦૦
પંચગવ્ય (ચિંતનલેખો)
પ્રીતમલાલ મજમુદાર ૮-૦૦

### કાવ્યસંગ્રહો

સૂર્યના ગોળાને ભેદવા
જતા—નાગરાજ ૩૦-૦૦
કાલિન્દી-જનક નાયક ૧૨-૦૦
ફૂલડાં—હેતલ મોદી ૨-૦૦

### વજ માતરીની નવલકથા

ઊંડા કૂવા ને ટૂંકાં દોરડાં
મૂલ્ય : ૧૮ રૂપિયા

કાળરાત્રિની ધૂણની ભૂતાવળ
મૂલ્ય : સાડાતેર રૂપિયા

### ભજવવા લાયક નાટકો

નવા નવાં નાટકો-પ્રા. હસિત બૂચ
તખ્તાલાયક નાટકો -રજની શેઠ
નાટકો જ નાટકો -સુરેશ ગાંધી
રંગલીલા -ય. ચી. મહેતા
હસાહસનાં નાટકો -હરીશ નાયક
(દરેકના રૂ. ૫, સેટના રૂ. ૩૦-૦૦

### આયુર્વેદનાં પુસ્તકો

લાભશંકર ઠાકર 'પુનર્વસુ'ની બાર
રોગપુસ્તિકાઓ સેટના રૂ ૨૪-૦૦
ઘર ઘરનો વૈદ ૧૩-૫૦
અભિનવ કુદરતી ઉપચાર ૧૩-૫૦
યોગાસનો અને આરોગ્ય ૧૩-૫૦

સાહિત્ય-સંગમ, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૧.

# ફૂંકાવટી

જાન્યુઆરી
૧૯૮૦

સાહિત્યસર્જન
અને વિચારોનુ
સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૧ : અંક ૨૫૦ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની ૫ંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમા રૂપિયા ૧૨, બે વર્ષના રૂા. ૨૩; વિદેશ શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યા લવાજમ ભરી શકાય છે કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'ફૂંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળુ કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી-મુદ્રક-પ્રકાશક

**રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'**

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન . શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૩૯૫ ૦૦૩

# अस्तेय



જશવંત શેખડીવાળા

અસ્તેય સંસ્કૃત ભાષાનો શબ્દ છે. ધર્મ અને દર્શનના પ્રાચીન ભારતીય ગ્રંથોમાં એક પારિભાષિક સંજ્ઞા તરીકે તે અનેકવાર યોજાયો છે ઈશ્વરપ્રાપ્તિ માટે તેમ જ વ્યક્તિ-સમષ્ટિના ઉત્કર્ષ માટે આવશ્યક લેખાયેલ પાંચ 'યમ' અથવા મહાવ્રતમાં, અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહની સાથે, અસ્તેયને સ્થાન મળ્યું છે યોગીઓ પણ આત્મિક-ભૌતિક સિદ્ધિ અર્થે યોગમાર્ગમાં અસ્તેયના અનુસરણને ઈષ્ટ ગણે છે

આ અસ્તેય-ભાવનાનું અનુસરણ આજે પણ વ્યક્તિ અને સમાજ માટે કલ્યાણકર થઈ શકે તેમ છે પરંતુ આપણે ત્યાં અહિંસા સત્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહની ભાવનાઓનો જેવો મહિમા થયો છે, તેવો મહિમા અસ્તેય-ભાવનાનો થયો નથી વ્યક્તિ અને સમાજને તેથી ઘણી હાનિ પહોંચી છે અસ્તેયની ભાવનાને નિષ્ઠાપૂર્વક અનુસરી, આપણે વ્યક્તિગત તેમજ સમષ્ટિગત ઉત્કર્ષ સાધી શકીએ

અસ્તેયની ભાવના અને તેને અનુરૂપ આચાર માનવીય અને નૈતિક દૃષ્ટિએ ઉચ્ચ હોવાની સાથે વ્યાવહારિક અને ઉપકારક પણ છે અસ્તેય શબ્દનો અર્થ અને મર્મ સમજતા, એ વસ્તુ સ્પષ્ટ જોઈ શકાશે અસ્તેય એટલે ચોરી ન કરવી તે સંસ્કૃત ભાષાના 'સ્તેય' શબ્દની આગળ 'અ' પૂર્વગ ઉમેરાઈ આ શબ્દ બન્યો છે સ્તેયનો અર્થ છે, ચોરી કરવી, સ્તેય યા ચોરી પાંચ મહાપાતકોમાંનું એક મહાપાતક ગણાય છે. પાતકનો અર્થ છે-પતન કરનાર, પાડનાર જે વૃત્તિ, વિચાર વ્યવહાર માનવીનું પતન કરે છે તે પાતક કહેવાય છે સ્તેય અથવા ચોરીની વૃત્તિ-પ્રવૃત્તિ માનવીનું પતન કરે છે. અસ્તેય યા ચોરી ન કરવાની વૃત્તિ-પ્રવૃત્તિ તેના પતનને રોકી, તેનો ઉત્કર્ષ કર

છે અને તેથી જ, માનવીનો પરમ-ઉત્કર્ષ કરનાર પાચ યમ યા મહાવ્રતોમા તેનો સમાવેશ થયો છે

સ્તેય પાતક ઉપરાત અપરાધ પણ છે ચોરી કરનાર વ્યક્તિ તરફ સમાજ ઘૃણાની નજરે જુએ છે, અને સરકાર તેને અપરાધી ગણી સજા કરે છે. ચોરી અને ચોર આ રીતે, માનવસમાજ માટે અનિષ્ટ છે આમ છતા, ચોરી અને ચોરના ખરા અર્થથી તેમ જ અસલ સ્વરૂપથી આપણામાના ઘણાખરા લોક અપરિચિત છે પારકુ ધન-પૈસા યા કીમતી ચીજવસ્તુઓ-તેના માલિકને ખબર ન પડે તે રીતે ચુપચુપ ઉઠાવી જનાર વ્યક્તિને આપણે ચોર અને તેના એ કાર્યને ચોરી કહીએ છીએ ચોરી-ચોર વિશેની આની સમજ ખોટી નથી, પરતુ તે એકાગી અને સકુચિત છે.

ચોરી શબ્દનો અર્થ અને મર્મ ઘણો વ્યાપક છે. જે વસ્તુ આપણી નથી તે વસ્તુને તેના માલિક પાસેથી, તેનુ મૂલ્ય ચૂકવ્યા વિના, કોઈ યુક્તિ યા ઉપાયથી, ચુપચુપ પડાવી લેવી તેનુ નામ ચોરી તેમ, આપણી કોઈ વસ્તુનુ પૂરુ મૂલ્ય ચૂકવનાર વ્યક્તિને, તેની જાણ બહાર યા લાચારીને લઈ, વસ્તુ ઓછી યા હલકી આપીએ યા અન્ય કોઈ ભળતી જ વસ્તુ આપીએ, તો તે પણ ચોરી જ કહેવાય ઉચિત શારીરિક યા માનસિક પરિશ્રમ રૂપી મૂલ્ય ચૂકવ્યા વિના, વિભિન્ન યુક્તિ-પ્રયુક્તિઓ દ્વારા, વ્યક્તિઓ, સસ્થાઓ યા સમાજ પાસેથી, સ્વસુખ યા ઉપયોગ માટે, ધન-દોલત યા ચીજવસ્તુઓ મેળવવી તે પણ ચોરી જ છે.

આવી ચોરીનુ યા સ્તેયનુ ક્ષેત્ર ઘણુ મોટુ છે. પ્રજા પાસેથી, લેવાતા કરવેરાના પ્રમાણમા તેને પર્યાપ્ત સુખ-સગવડની સેવા ન આપતી સરકાર ચોર છે. કાયદા કાનૂન અનુસાર નિશ્ચિત થયેલ કરવેરા ટરતા, જાતજાતની તરકીબો દ્વારા, ઓછા કરવેરા ભરતા યા તેમાથી છટકી જતા લોકો ચોર છે કાનૂનને વશવર્તી, નિષ્પક્ષભાવે, પોતાનુ

કર્તવ્ય અદા કરવાને બદલે પ્રત્યક્ષ યા પરોક્ષ રૂપમા લાચ રુશ્વત લઈ, તે આપનારને લાભકર્તા થઈ પડે તેવી પક્ષપાતપૂર્ણ કામગીરી બજાવનાર તમામ પ્રકારના સરકારી–બિનસરકારી નાના–મોટા અધિકારીઓ પણ ચોર જ ગણાય પોતાની સેવાની તુલનામા લોકો પાસેથી વધુ પૈસા પડાવતા વકીલ, ડૉક્ટર, ઈજનેર આદિ વ્યવસાયીઓ અને ચીજ વસ્તુનુ પૂરુ મૂલ્ય લીધા પછી ગ્રાહકને ઓછી, હલકી યા ભેળસેળિયા વસ્તુ પધરાવતા વ્યાપારીઓ દુકાનદારો ચોર જ કહેવાય મજૂરોના શ્રમના ઉચિત મૂલ્ય કરતા ઓછુ વેતન આપના કારખાનેદારો અને જમીનદારો તેમજ મળતા વેતનના મૂલ્ય કરતા ઓછુ કામ કરતા કામદારો બન્ને ચોર છે પરિશ્રમ, નિષ્ઠા, બુદ્ધિ, સમજ રૂપી મૂલ્ય ચૂકવ્યા વિના સ તાડેલ ચબરખી, નોટબુક યા પુસ્તકની સહાયથી પરીક્ષામા ઉત્તીર્ણ થઈ પદવી પ્રાપ્ત કરતા વિદ્યાર્થીઓ ચોર છે, તેમ પોતાને મળતા વેતનના મૂલ્ય રૂપે વર્ગમા પૂરી નિષ્ઠા અને શક્તિ–મતિથી અધ્યાપનકાર્ય કરવાને બદલે ગમે તેમ કરી સમય પસાર કરી દેતા અને માર્ગદર્શિનીઓ લખી, નિયમ બહારના ટ્યૂશનો રાખી બિનલાયક વિદ્યાર્થીઓને પરીક્ષામા પાસ કરી યા ઉચ્ચ વર્ગ આપી નાણા કમાતા શિક્ષકો–પ્રાધ્યાપકો ચોર છે અન્ય લેખકોની કૃતિઓમાથી વસ્તુ વિચાર, ભાવ, અલકાર પ્રતીક વગેરે ઉઠાવી, ઋણસ્વીકાર વિના, તેમને સીફતપૂર્વક પોત્તાની કૃતિઓમા સમાવી લેતા લેખકો–કવિઓને પણ ચોર જ કહેવા જોઈએ સમાજ પાસેથી આપણને સુરક્ષા, ભાષા, સ સ્કાર, વ્યવહારજ્ઞાન, ધન, સાધનસ મગ્રી પ્રાપ્ત થાય છે, તેમના મૂલ્ય રૂપે જો આપણે સમાજને (તેના ઉત્કર્ષ માટે) કશુ જ ન આપીએ, તો આપણે પણ ચોર જ ગણાઈએ

ચોરી યા સ્તેય વૃત્તિ–પ્રવૃત્તિ સમસ્ત પ્રજામા કેવી વ્યાપેલી છે, તેના આ ઉદાહરણ દ્યોતક છે વિના યા અલ્પ પરિશ્રમે, સ્વ–શક્તિ-

( અનુસ ધાન પાના ન ૮ પર )

# સ્વ. રાવજી પટેલ



## વજ માતરી

મારા મિત્ર સ્વ. રાવજી પટેલને એમના જીવનકાળના ઉત્તરાર્ધમા મે દોસ્તોના હાથે જે રીતે ફનાફાતિયા થઈને હેરાન થતા, તુચ્છ માનવતણખલાની જેમ આમતેમ ફેંકાતા જોયા છે, ત્યારથી ન તો મને દોસ્તોનો ઇતબાર છે, ન તો કંઈ પ્યાર.

ખઈ રોગથી ખવાયેલા ફેફસે અને બેરોજગારીની જીવાતોથી ઘેરાયેલો સ્વ. રાવજીનો છેલ્લી વિદાય વેળાનો કરુણ ચહેરો હુ કેમે કરીને મારી આખ સામેથી ખસેડી શકતો નથી આજે આટલા વરસે પણ એ ચહેરો એ જ રીતે મારી આખમા કણસતો, ભેરવાયેલો જોવાયો છે

૧૯૬૭મા એ 'સદેશ'મા 'સ્ત્રી'ના તંત્રી વિભાગમા આવ્યા ત્યારે એમની હવા બગાડવા મટે કહેવાતા (ભદ્ર !) કવિલોકના હવાતિયાનો હુ સાક્ષી છુ. સ્વ રાવજીને એ નોકરી પણ સુખે ન કરવા દેવાઈ અને એ ઊડયા તે સીધા જઇને 'શ્રીરગ'મા ભેરવાયા.

એક સમી સધ્યાએ રાવજી મને ખાનપુરમા ભટકાઇ પડયા. ગમમા ઝતાયેલો એમનો શ્યામવ ચહેરો આમેય મને વાગ્યો તો હતો જ, પણ એ સાજે તો એવો તો વાગ્યો ને કે... .. મે એમને ચા માટે હોટલમા દોર્યા તો એ ગેઇ પડયા. 'ચા તો મારે તમને પીવડાવવી જોઇએ, પણ શુ કરુ, પૈસા નથી !'

'ચાલો ને યાર હવે .' કહેતા મે એમને હાથ ઝાલીને ખેચ્યા ને વાત વાળતા એમના કુટુમ્બના ખબરઅતર પૂછ્યા, તો કહે, 'મને ચિતા જ બેબીની છે. એવડી માનકીને લઇને મારા પત્ની શુ કરશે ?'

'અરે દોસ્ત, તમને મટી જશે ! ચિતા શુ કામ કરો છો !'

'ન મટી શકે મારો પગાર જાણો છો ને ?'

'ના'

'૭૫ રૂપિયા માસિક !'

'હે !'

અને ત્યારે મારા મનના કારાગારની દીવાલો પર એવા બિહામણા ઓળા ઉપસીને મને ડારવા લાગી ગયા કે હું લગભગ હતપ્રભ બની ગયો હતો.

—રાવજી મારો દોસ્ત

—રાવજી એક સશક્ત કવિ

—રાવજી એક દિલદાર દોસ્ત

—રાવજી ક્ષયરોગનો રોગી

—રાવજી સમયનો શિકાર

—રાવજી એકલો અને ઓશિયાળો.

પણ એમનું મન વાળવા મારા દિલનો હાહાકાર સંતાડવાની વ્યર્થ ચેષ્ટા કરતા મેં એમના નવા કાવ્યની વાત છેડી હતી.

પણ ત્યારે યે એમણે કહ્યું હતું, 'મારે તમારી ગઝલ સાંભળવી છે મને એ ગમે છે હું મુશાયરામાં તમને ખાસ સાંભળવા આવતો હતો ગઝલ સંભળાવો '

'ગઝલ મરી ગઈ, રાવજી દોસ્ત !'

'ગઝલ જ શું કામ, કાવ્ય પણ હું નાસી છૂટયો છું દૂર એ દુનિયાથી—' કહેતા નોકરીનો સમય આગળ ધરીને હું લગભગ નાસી છૂટયો હતો

અને એ પ્રસંગને હજી પૂરું અઠવાડિયું યે નહીં વીત્યું હોય કે શનિવારે ખરા મધ્યાહ્ને રાવજી 'સંદેશ' પ્રેસમાં આવી ચઢયા મુંબઈ આવૃત્તિના કામમાં હું મશગુલ હતો કે મારા ટેબલની પાછળના લાકડ ને

કાચના પાર્ટીશન પર આગળીના ટકોરે એમણે મારુ ધ્યાન દોર્યું એમને જોતા જ મે એમને આવકાર્યા, તો કહે, 'ના, બહાર ચાલો '

હાથ પરના મથાળાનુ કામ ઝડપથી પતાવીને ફોરમેનને વિનતિ કરી મે ઝડપથી હોટલ તરફ જવા પગ ઉપાડયા પણ હજી પ્રેસભવનના પગથિયા જ ઊતરતો હતો કે પગથિયે ઊભા રહીને સહેજ મારી તરફ ઝૂકતા ધીમા લહેજામા એમણે કહ્યુ, 'મારી ૭૫ રૂપિયાની નોકરી ગઈ '

'હે', શુ કામ ?

'ખબર નથી મને છૂટા કરી દીધો '

'એવુ ના બને!'

બન્યુ છે ભાઈ. હવે હુ કયા જાઉ '

'કોણ લાગે છે આની પાછળ ?

'મરશે જવા દો ને આપણા મિત્રો જ છે ભલે ને એ રાજી થાય!'

મારી દશા આમે ય સર્પવનમા ઘેરાયા જેવી તો હતી જ, ત્યા જ વળી એક સર્પ ફુફાડા મારતો ઉછળીને મારા ડોક ફરતો વીટળાઈ વળ્યો હોય એવી પરિસ્થિતિ સર્જાતા હુ અગે અંગે ધ્રૂજી ગયો

મે એમને રોકયા અને એડીશનનુ કામ પતાવીને મારા લેખક પત્રકાર મિત્ર શ્રી ભૂપત વડોદરિયા પાસે ગયો ભૂપતભાઈ ત્યારે 'પ્રભાત' દૈનિકમા સર્વેસર્વા હતા મે એમના ટેબલે જઈને કહ્યુ, 'ભૂપતભાઈ, ગાવજીનુ નામ તો વાચ્યુ હશે ?'

'અરે વાહ સરસ લખે છે!'

'મારા જેવા અક્ષરના મારેલા એ જીવને લઈને હુ તમારી પાસે આવ્યો છુ તમે કઈ કરી શકો ખરા ?

'ઓહ યસ વીથ પ્લેઝર' કહીને એમણે તરત જ ગાવજીને આ કાર્યા ને લીડરપેજના આર્ટિકલ્સનુ કામ સોપી માસિક રૂપ૦નો દરમાયો નક્કી કર્યો.

જીવનમા બહુ ઓછા પ્રસગોએ મે હળવાશ અનુભવી છે એ પ્રસગ એમાનો એક હતો.

પણ, એ વાતને ચાર દિવસ પણ નહીં વીત્યા હોય કે રાવજી પુન પ્રેસમા ચઢી આવ્યા

'તબિયત લથડી ગઈ છે...કાલે જિ થરી જાઉ છુ પછી મળાય ન મળાય, તે થયુ કે તમને મળ્યા વગર જાઉ તો ગુનેગાર થાઉ '

હુ મૂની આખે એમને તાકી રહ્યો અને એ ગયા, તે ગયા જ . આવ્યા તે એમના મોતના ખબર. મારી રાવજી સાથેની એ છેલ્લી મુલાકાત, એમના મૃત્યુ પછી એમના જ શબ પર (જીવતા જેમની બેઅદબી, એ જેમનો દસ્તુર હતો) મરસિયા ગાઈને નામ કમાઈ લેવાની **અમદાવાદી હોંસાતોંસી** જોઈને મે ગ્લાનિ નહી, ધિક્કારની જ લાગણી અનુભવી છે

અને એટલે જ, કાવ્યને મનની દાબડીમા સાચવીને વ્યવસાયના કાગવાસમા ગોધાઈ રહેવાનુ દુષ્કૃત્ય મે કર્યુ છે

(લેખકના પ્રગટ થયેલ કાવ્યસગ્રહ 'અવહેલના'ના પુરોવચનમાથી)

(અનુસધાન પાના ન ૪ નુ ચાલુ)

મતિના યથોચિત મૂલ્ય કરતા, અનેકગણી વધુ કીમત–નાણા યા સુખ સગવડની સામગ્રીરૂપે–વસૂલ કરી લેવાની આવી સ્તેય વૃત્તિ-પ્રવૃત્તિને કારણે જ વ્યક્તિ, સમાજ, દેશ અને દુનિયામા અસતોષ, અજપો, ભેદભાવ, શોષણ, વેરઝેર, સઘર્ષ, યુદ્ધની પરિસ્થિતિ સતત ચાલુ રહે છે વ્યક્તિ અને સમાજનો તેથી લાબે ગાળે હ્રાસ અને નાશ થાય છે તેમાથી વ્યક્તિ, સમાજ, રાષ્ટ્રને ઉગારવા હોય, તેમના પતનને બદલે ઉત્થાન કરવુ હોય તો ચોરી ન કરવાની વૃત્તિ-પ્રવૃત્તિનુ, **અસ્તેયના** મહાવ્રતનુ અનુસરણ આવશ્યક છે

પ્રાચીન ભારતીય ધર્મ અને દર્શનના ગ્રથોએ, તેથી તો, સ્તેયને મહાપાતક તરીકે વર્ણવી, અસ્તેયનો એક પરમ-ઈષ્ટ મહાવ્રત તરીકે મહિમા ગાયો છે. ('આકાશવાણી'ના સૌજન્યથી)

# કુમારી મેન્ડિબલ અને હું



ડૉનાલ્ડ બાર્થેલ્મ
અનુ. કાન્તિ પટેલ

૧૩ સપ્ટેમ્બર

કુમારી મેન્ડિબલ મને પ્રેમ કરવાની ઈચ્છા ધરાવે છે પણ સત્તાવાર રીતે તો હું બાળક છું તેથી તેમ કરતા અચકાય છે. સ્કૂલના કાગળિયામા તથા તેના મેજ ઉપરના રજીસ્ટરમા તથા આચાર્યની ઑફિસના કાર્ડ ઈન્ડેક્ષમા નોંધાયા મુજબ મારી ઉમર અગિયાર વરસની છે આ બાબત ગેરસમજ ઊભી કરે તેવી છે એને અંગે હજી સુધી તો હુ કંઈ સ્પષ્ટીકરણ કરી શક્યો નથી ખરેખર તો મારી ઉમર પાત્રીસ વરસની છે ૭ ફૂટ એક ઈંચની ઊંચાઈ ધરાવતો હુ લશ્કરી તાલીમ પણ લઈ ચૂક્યો છુ મારા શરીર પર ઊગવા જોઈએ એવી જગ્યાઓમા વાળ ઊગી ચૂક્યા છે. અવાજમા ખરજ પ્રવેશી ગઈ છે. કુમારી મેન્ડિબલ ક્યારેક જો મનમા નક્કી કરે તો એની મનોકામના પૂરી કરવાની આવડત હુ ધરાવુ છુ.

દરમિયાન સામાન્ય અપૂર્ણાંકોનો અમારો અભ્યાસ ચાલુ છે. બધા તો નહી પણ મોટા ભાગના પ્રશ્નોના ઉત્તરો હુ આપી શકુ છુ (કેટલીક વસ્તુઓ જો કે મને યાદ રહી નથી તેમ છતા ખૂબ જ નાની પાટલીમા મેજનો ઉપરનો ભાગ મારી જાંઘેને ભીંસી નાખતો હોય તેવી હાલતમા બેસીને આજુબાજુની જિંદગી જોવાનુ મને ગમે છે મારા વર્ગમા બધુ મળીને બત્રીસ બાળકો છે દરેક સવારે રાષ્ટ્રધ્વજની સાક્ષીમા વફાદારીના સોગંદ સાથે શાળા શરૂ થાય છે મારી પોતાની વફાદારી અત્યારે બે જણા વચ્ચે વહેંચાયેલી છે એક તો કુમારી મેન્ડિબલ અને બીજી મારી આગલી હરોળમા બેસતી સ્યૂ એન બ્રાઉન્ડલી, જે પ્રેમની

બાબતમા કુમારી મેન્ડિબલ જેટલી જ મૂર્ખ છે એ બનેમા આજે તો જો કે હુ સ્યૂ એનને જ પસદ કરુ. અગિયાર સાડા અગિયારની ઉમરે (સાચી ઉમર બતાવવાની તે ના પાડે છે) પણ તે એક ઓરત લાગે છે, સ્ત્રીસહજ આક્રમક મિજાજ અને સ્ત્રીમા જોવા મળતા વિશિષ્ટ વિરોધાભાસોને કારણે. નવાઈની વાત તો એ છે કે તે અને તેની જોડેના બાળકો મારી અહીંની હાજરીમા કોઈ વિચિત્રતા જોતા હોય એવુ લાગતુ નથી

૧૫ સપ્ટેમ્બર

નસીબજોગે જગતના મહત્ત્વના પ્રદેશોને સમાવી લેતી અમારી નકશાપોથી કદમા ઘણી મોટી છે તેને કારણે મારુ આ ચોરીછૂપીથી કરાતુ ટાચણ જે હુ કાળી સામાન્ય વ્યાકરણની નોટમા કરુ છુ તે કોઈના ધ્યાનમા આવતુ નથી સવારના સમયે મારી હાલત અગે તથા મારા સાથીદારો વિશે મને જે કઈ લાગે તે લખવા માટે મારે ભૂગોળના વર્ગ સુધી રાહ જોવી પડે છે બીજા કોઈ પિરિયડમા તેમ કરવાની મારી કોશિશો નિષ્ફળ ગઈ છે. ક્યા તો પાટલીઓની બે હાર વચ્ચેની જગ્યામા શિક્ષક આટા મારતા હોય (ભૂગોળના વર્ગમા સદ્ભાગ્યે શિક્ષિકા સામે લટકાવેલા નકશાને જ ચોટી રહે છે) અથવા મારી પાછળ બેસતો બોબી વેન્ડરબીટ મને વૃષણમા ચૂટલી ખણીને હુ શુ કરુ છુ તે જાણવાનો પ્રયત્ન કરતો હોય રમતના મેદાનમા થતી આડી-અવળી વાતચીતો ઉપરથી હુ જાણી શક્યો છુ કે વેન્ડરબીટને સ્પોર્ટ્સ કારનુ ખૂબ ઘેલુ છે અને તે ‘રોડ એન્ડ ટ્રેક’ માસિકનો જબરો બધાણી છે તેની પાટલી ઉપરથી એટલે જ ઘરઘરાટીના અવાજો આવતા રહે છે ‘સાઉન્ડસ ઓફ સેબ્રિંગ’ના રેકર્ડ આલ્બમમાથી તે નકલો કરતો રહે છે

૧૯ સપ્ટેમ્બર

કોઈક વાર (કોઈક જ વાર) મને લાગે છે ખરુ કે કઈક ભૂલ થઈ છે મારે માટે નથી એવી જ કોઈ જગ્યાએ હુ આવી ગયો છુ

કુમારી મેન્ડિબલ કોઈક રીતે આ વસ્તુ સમજતા હોય પણ મને અંધારામા રાખીને તેણે આ રમત ચાલુ રાખી હોય અને પહેલો વહેલો જ્યારે આ વર્ગમા મૂકવામા આવ્યો ત્યારે જ હુ વિરોધ કરવાનો હતો ઉઘાડી રીતે જ આ એક ભૂલ હતી. ગમે તેવો બેવકૂફ આચાર્ય પણ એ સહેલાઈથી સમજી શકે. પણ મને લાગે છે કે હેતુસર રીતે જ આમ કરવામા આવ્યુ હશે. ફરીથી મારી સાથે કોઈ રમત રમવામા આવી હતી

હવે તો જો કે ખાસ ફેર હોય એમ લાગતુ નથી. અગાઉની જિંદગી જેવી જ મજા અહીં પણ આવે છે. 'ધી ગ્રેટ નોર્ધન ઈન્સ્યુરન્સ કંપની'મા કલેઈમ્સ એડજસ્ટરની નોકરી કરવાને લીધે બેડોળ ડગ્ગાઓ, છાપરા વગરના મકાનો લૂટાયેલી વખારો, છૂદાયેલા હાથ-પગો જેવા સસ્કૃતિના ભગાર વચ્ચે વખત ગાળવાની મને ફરજ પડી દશેક વરસનાં આ પ્રકારના અનુભવ પછી કોઈ માણસ જગતને એક ભવ્ય ભગારકક્ષ તરીકે નહીં તો બીજી કઈ રીતે જુએ? માણસને બદલે એના (સભવિત) છૂટાછવાયા અગોનુ દર્શન! કોઈના ઘરમા દાખલ થવાનુ હોય તો તે પણ આગને અગેના શક્ય કારણોની તપાસ માટે! તેથી જ જ્યારે આ જગ્યાએ મને લાવવામા આવ્યો ત્યારે કોઈક ભૂલ જરૂર થઈ છે એવુ જાણવા છતા જાણી જોઈને એ બાબતની મે ઉપેક્ષા કરી મને વિશ્વાસ હતો કે જેને આપણે આફત માનતા હોઇએ તે પછીથી ફાયદો કરાવનાર ચીજ સાબિત થાય કલેઇમ્સ એડ્જસ્ટરની જવાબદારી બજાવનાર શુ એટલુ ન સમજી શકે?

૨૨ સપ્ટેમ્બર

વોલી બૉલની ટીમ માટે મારી પસદગી થઈ છે. આ રીતે મારી ઊચાઈનો અયોગ્ય લાભ લેવાનુ મને મજૂર નહીં હોવાથી મે ના પાડી દીધી

૨૩ સપ્ટેમ્બર

દરરોજ સવારે વર્ગમા હાજરી લેવાય છે, બેસ્ટવીના, બોકનટોર, બ્રોન, બ્રાઉન્લી, કોન, કોયલે, ડેસીલિયસ, ડેરિન, ડર્બિન, ગાયગર, ગ્રુઝવીટ, હેકલર, યાકોબ્સ, કલીન્શમીટ, લે લોગન, મઝાઈ, મીટગેંગ, ફીલસ્ટીડર અમારી બુનિયાદી તાલીમ કંપનીનો વડો ટેક્સાસની શાત ગમગીન સવારે બદગી કરતો હોય એવુ આ દશ્ય!

લશ્કરમા પણ હુ જરાક જૂદી માટીનો હતો બીજાઓ જે જરાકમા પામી જાય તે સમજતા મને ખાસ્સો સમય લાગ્યો અમે લોકો જે કંઈ કરી રહ્યા હતા તે સાવ અર્થહીન અને ઉદ્દેશ્ય રહિત હતુ એ મને ઘણુ મોડુ સમજાયુ એ બધુ એમ કેમ હતુ તેનુ મને આશ્ચર્ય થયા કરતુ પછી એક એવો બનાવ બન્યો જેણે મારો આશ્ચર્યનો પડદો હટાવી લીધો એક વખત અમને હુકમ મળ્યો કે અમારા તાલીમ પ્રદેશમા જેટલા ઝાડ હતા તે બધાને જમીનથી ટોચ સુધી ચૂનાથી રગી નાખવા! જે અધિકારીને ભાગે આ હુકમ બજાવવાનુ આવ્યુ તે બેચેન અને ઝખવાણો બની ગયેલો જણાતો હતો સાજે કામ પત્યા પછી એક કપ્તાન લટાર મારવા નીકળ્યો તેણે અમને અજાયબ આકારો વચ્ચે ધોળા ભૂત બનીને કામ કરતા થાકીને લોથપોથ બની જતા જોયા મૂછને વળ દેતો તે ત્યાથી ચાલી નીકળ્યો સિદ્ધાતની વાત તો સમજ્યા (હુકમ એટલે હુકમ!) પણ મને પ્રશ્ન થયો કોણ નક્કી કરતુ હશે?

૨૯ સપ્ટેમ્બર

સ્યૂ એન અજબની છોકરી છે ગઈ કાલે ઈતિહાસના પિરિયડમા તેણે મને પગની ઘૂટીમા જોરથી લાતો મારા કરી. એક ચિઠ્ઠી પહોચાડવાની હોવાથી તે મારુ ધ્યાન દોરવા માગતી હતી એ ચિઠ્ઠી અત્યારે પણ મને દેખાય છે કુમારા મેન્ડિબલ મને જોતા હતા તેથી હુ મજબૂર હતો નવાઈ તો એ વાતની છે કે, કોણ જાણે કેમ પણ સ્યૂ એનને જોઈને મને મારા અગાઉના જીવનની પત્ની યાદ આવે છે બીજી

બાજુ, કુમારી મેન્ડિબલ એકદમ બાળક જેવી લાગે છે. તે હમેશા મને જોતી રહે છે. કામુકતાનો કોઈ ભાવ તેની દષ્ટિમા નથી એવો દેખાવ કરીને, બીજા બાળકોને આની ગધ આવી ગઇ હોય એવુ લાગે છે. મે વારવાર તેમને મારા વિશે 'ટીચર્સ પેટ્' એવા ઉદ્ગાર કાઢતા જોયા છે

૨ ઑક્ટોબર

જેને કારણે ગારે અહી આવવુ પડયુ તે કાવતરાની કડીઓ જાણવાનો હુ કયારેક પ્રયત્ન કરુ છુ અગાઉના વર્ષોની મારી પત્નીના ચઢાવવાથી જ આ બધુ થયુ હોય તેમ લાગે છે. મારી પત્ની...
નામ ભૂલી જવાનો હુ ભલે ડોળ કરુ પણ મને તે બરાબર યાદ છે મને મારી અગાઉની મોટરનુ નામ પણ યાદ છે (ક્વેકર સ્ટેટ) લશ્કરનો મારો ક્રમાક નબર સુદ્ધા યાદ છે (US 54109268). મારી પત્નીનુ નામ બ્રેન્ડા હતુ. એક કારણથી મારી શકા વધારે મજબૂત બને છે અમે છૂટા પડયાં ત્યારે અમારી વચ્ચે જે વાતચીત થઇ હતી તે મને યાદ આવે છે.

તે વખતે મે તેને કહ્યુ હતુ, 'તુ તે વેશ્યાની ઓલાદ છે!' મે જે કહ્યુ તેમા ખરેખરી હકીકત તરફ અગૂલિનિર્દેશ કરવા ધાર્યો હતો.

'તુ ભડવો છે! સાવ બુધ્ધુ! બાળક છે બાળક! મારી તને છેલ્લી સલામ છે તારી અધૂરપો-કયા ગણાવવા બેસુ ?–ને લીધે એક દિવસ તુ ફનાફાતિયા થઈ જઈશ!'

મારી પાટલીમા બેમીને આ સવાદ યાદ કરતા મને ધ્રુજારી છૂટી આવે છે સ્યૂ એન ખધાઈથી મને જોઈ રહે છે. મારા કદ અને પાટલીના કદ વચ્ચેની અસમાનતા શુ એના ધ્યાનમા નહી હોય ? પણ સ્પષ્ટ જ છે કે તે એને મારા દમામ અને પાર્થિવ જ કહી શકાય તેવા શ્યામ શરીરસૌષ્ઠવના પ્રતીક તરીકે લેખાવે છે

૭ ઑક્ટોબર

એક વાર જ્યારે વર્ગમા કોઈ નહોતું ત્યારે છાનોમાનો હુ કુમારી મેન્ડિબલના મેજ પાસે જઈ પહોચ્યો મે બધુ તપાસ્યુ અને તરત જ મને કુમારી મેન્ડિબલ સુઘડ મેજ–શિક્ષક છે એ વાતનુ ભાન થયુ મેજ-માથી ફક્ત બે જ વસ્તુઓ હાથ લાગી એક તો ક્લાસ રજીસ્ટર (જેમા હુ છઠ્ઠા ધોરણના વિદ્યાર્થી તરીકે સ્થાન પામ્યો છુ.) અને બીજી અપૂર્ણાંકો અગેની એક ચોપડી, જેના ઉઘાડા પાના ઉપર 'અપૂર્ણાંકની પદ્ધતિને અર્થમય બનાવવા વિશે' એ શીર્ષક નીચે મને આ પ્રકારનુ લખાણ વાચવા મળ્યુ

'કાર્યપદ્ધતિ અગેની સાચી સમજણ જો તેમને આપવામા આવે તો ઘણા વિદ્યાર્થીઓ અપૂર્ણાંકના દાખલામા રસ લેતા થાય. "સાચુ પદ માડીને સાચો ઉત્તર મેળવવા જેટલો આત્મવિશ્વાસ તેઓ ધરાવે છે" આ વિષયને વિશેષ સામાજિક મહત્ત્વ પ્રાપ્ત થાય તે માટે જીવનમા ખરેખર બનતા પ્રસગો, જેમા આ પદ્ધતિની જરૂર પડતી હોય તેને અગે વાત કરી શકાય અપૂર્ણાંક જોડે સબધ હોય તેવા રસપૂર્ણ અને જીવનમાથી ઉપાડેલા અનેક કૂટ પ્રશ્નોના ઉકેલ શોધવા જરૂરી છે ...'

૮ ઑક્ટોબર

આ બધી પ્રક્રિયામાથી હુ અગાઉ પસાર થઈ ચૂકયો છુ. પણ એ બાબતનો કોઈ રજ મને નથી બધુ હવે બદલાઈ ગયુ છે પ્રાથમિક શાળાની મારી પહેલી યાત્રા દરમિયાન જે બાળકો મારી જોડે હતા તેના કરતા આ બાળકો જુદા છે 'સાચુ પદ માડીને સાચો ઉત્તર મેળવવા જેટલો આત્મવિશ્વાસ તેઓ ધરાવે છે' આ વાતમા કોઈ શકા નથી મારી પાછળ બેસતો બોબી વેન્ડરબીલ્ટ, જેને મારી વિશાળ ઓથનો લાભ મળે છે, જ્યારે કોઈ સહપાઠીના મોઢા પર મુક્કી લગાવવા માગતો હોય ત્યારે તે સૂર્યનો પ્રકાશ આખોને વાગે છે એવા કારણસર કુમારી મેન્ડિબલને બારીનો પડદો નીચો કરવા જણાવે

તે જયારે તેમ કરવા જાય છે ત્યારે અવાજ આવે છે, 'બીપ!' મારી પેઢી સત્તાવાળાઓને આવી રીતે ક્યારેય છેતરી શકી નહી હોત

૧૩ ઑક્ટોબર

શાળાની મારી પહેલી યાત્રા દરમિયાન હુ મોટે ભાગે એવુ માનતો હતો કે (કોણ નક્કી કરે ?) સત્તાવાળાઓ મારે માટે જે કઈ કરે તે સાચુ અને યોગ્ય છે, સત્તા અને જીવન વચ્ચે હુ ભેદ કરી શકતો નહીં મારે માટે માર્ગ પસદ કરવાનો જાણે સવાલ જ નહોતો મારી કારકીર્દિ મારી સમક્ષ કામળ ઉપરના નકશાની જેમ ફેલાયેલી હતી મારુ કાર્ય તો પગેરુ મેળવવાનુ હતુ શાળાજીવન પૂરુ કરીને હુ જીવનમા પ્રવેશ્યો ત્યારે પણ હું એ જ ભ્રમમા હતો. તેથી લક્ષ્યની પાછળ લાગી ગયો. પગેરુ મળી શકે એવી ઘણી કડીઓ મારી પાસે હતી, ડિપ્લોમા, સભ્યપદના ઓળખપત્રો, પ્રચારની આવડત, લગ્નનો પરવાનો, વીમાપત્રકો, રવાનગીના કાગળો, કરમુક્તિના અરજીપત્રકો, યોગ્યતાનુ પ્રમાણપત્ર વગેરે. આ બધાને લીધે એક વાતની હૈયાધારણ હતી કે હુ સાચી દિશામા હતો. શ્રીમતી એન્ટન બિરોકના દાવામા મારી ગભીર ભૂલ થઈ ત્યા સુધી હુ આમ જ માનતો રહ્યો

ઉકલ વાચવામા મારી ભૂલ થઇ ગઇ. મારે અગે ગેરસમજ ના થાઓ સત્તાવાળાઓની દૃષ્ટિએ જ એને કરુણાન્તિકા કહી શકાય મે માનેલુ કે ઇજા પામેલાને કપનીથી સતોષ થાય એ રીતે વર્તવુ એ મારી ફરજ હતી વળી આ તો એક વૃદ્ધ સ્ત્રી હતી. (પૉલીસી ધરાવનારાઓમાની એક, એમ નહીં પણ બીગ બેન ટ્રાન્સફર એન્ડ સ્ટોરેજ ઈનકોર્પોરેટેડ સામે હકદાવો માગનાર સ્ત્રી) સમાધાન પેટે એક લાખ પાત્રીસ હજાર ડૉલરની રકમ (જે મારી દૃષ્ટિએ તો એકદમ વ્યાજબી કહેવાય ) ઠરાવવામા આવી પોતાને થયેલી ઈજાનુ આટલુ ભવ્ય વળતર મળી શકે એવો આત્મવિશ્વાસ શ્રીમતી બિરોકમા જાગ્યો તે મારે કારણે મે જો તેને હૈયાધારણ ન આપી હોત તો આ શકય

બન્યુ નહીં હોત કંપનીએ તો રકમ ચૂકવી દીધી, પણ કામગીરી બજાવવાની મારી શક્તિ વિશેની તેની શ્રદ્ધા ખાકમા મળી ગઈ વિભાગીય મેનેજર હેન્રી ગુડીકાઇન્ડે કંપનીની આ માન્યતાને થોડીક મારી ભાષામા કહી સંભળાવી વધુમા એ પણ જણાવ્યુ કે હવે મારે ભાગે નવી જવાબદારી બજાવવાનુ આવશે. પછી હુ ભાનમા આવ્યો ત્યારે અહીં, હોરેસ ગ્રીલી એલિમેન્ટરીમા કુમારી મેન્ડિબલની ચીકણી આંખોના છત્ર નીચે આવી પહોચ્યો હતો

૧૭ ઑકટોબર

આજે અમારે ફ્રાયર ડ્રીલ છે આ હુ એટલા માટે જાણુ છુ કે આ વર્ગનો જ નહી પણ બીજા માળાની સમગ્ર જમણી શાખાનો હુ ફાયર માર્શલ છુ અહી આવ્યા પછી તરત જ આ બહુમાન મને મળ્યુ વર્ગશિક્ષિકા જોડેના મારા કંઈક શંકાસ્પદ સંબંધ અંગેનો વધુ એક પુરાવો હાથ ઉપર લગાવવાની મારી પટ્ટી જેના ઉપર 'ફાયર' એવા અક્ષરો કોતરેલા છે તે અત્યારે મારી પાટલીના ખાનામા પડી છે. તેની બાજુમા ભૂખરા રંગની કાગળની એક થેલી પડી છે તેમા સવારે મે જાતે તૈયાર કરેલા ભોજનની સામગ્રી છે પોતાનુ ભોજન પોતે તૈયાર કરવામા (મારે બીજુ કોઈ બનાવનારુ નથી) ફાયદો એ છે કે તમને ગમતી વાનગીઓ બનાવી શકો મારી અગાઉની જિંદગીમા મગફળીના માખણની સેન્ડવીચ મારી માતા બનાવી આપતી તેની જગ્યા હવે કુકકરના માસ અને પનીરે લીધી છે મે જોયુ કે ગજબનાક રીતે મારો ખોરાક મારી નવી સ્થિતિને અનુરૂપ થઈ ગયો છે. મે પીવાનુ છોડી દીધુ છે, અને કયારેક ધૂમ્રપાન કરુ છુ તો છોકરાઓ માટેના શૌચાલયમા જ કરુ છુ, અને શાળા પૂરી થયા પછી ભાગ્યે જ મને એની જરૂર પડે છે ફક્ત કામાવેગની બાબતમા જ હુ મારી અસલી ઉંમર મહેસૂસ કરુ છુ કદાચ આ એવી બાબત છે જે એક વાર શીખ્યા પછી ભાગ્યે જ વિસારે પાડી શકાય મને બીક છે કે

એક દિવસ કુમારી મેન્ડિબલ મને શાળા પૂરી થયા પછી ગેકાવાનું જણાવશે અને એકાંતમાં કઢંગી પરિસ્થિતિનું નિર્માણ કરશે એવું નહીં બને એટલા જ માટે મેં આદર્શ વિદ્યાર્થી બનવાનું પસંદ કર્યું આનાથી વળી કેટલાક વર્તુળોમાં મારા પ્રત્યેના અણગમાનું એક વધુ કારણ ઊભું થયું છે જો કે પાટિયાની આસપાસના પ્રદેશમાંથી ફેંકાતી લાંબી નિગાહોએ મને દઝાડ્યો નથી એમ તો ન જ કહી શકાય ઘણી બધી રીતે કુમારી મેન્ડિબલ એક સ્વાદિષ્ટ વાનગી છે, ખાસ તો ઉર-પ્રદેશની બાબતમાં

૨૪ ઑક્ટોબર

મારા વિશાળ કદને લીધે, અર્થાત્ કે વર્ગમાંની મારી ગુલિવર જેવી સ્થિતિને કારણે, મારી સામે છૂટાછવાયા પડકારો ફેંકાતા રહે છે આમ તો મોટા ભાગના વિદ્યાર્થીઓ મારા તરફ સમભાવ ધરાવે છે (મને એક જ આંખ હોત અથવા ધાતુથી વીંટાળેલો કાપેલો પગ હોત અને જે રીતે વર્ત્યા હોત તે રીતે) હું કંઈક જૂદો, અજનબી તેમને લાગતો હોઈશ, પણ મોટે ભાગે તો તેઓ મને તેમનો સમો વડિયો ગણે છે જો કે કુસ્તી માટે મારી તૈયારી છે કે નહીં તે વિશે હેરી બ્રોને મને પૂછ્યું હતું હેરી બ્રોનનો બાપ 'બ્રોન બાથરૂમ વેન્ટ'નું ઉત્પાદન કરીને ઘણું કમાયો છે (જેને કારણે હેરીને હવાબારીના શા હાલ છે એવું પૂછીને પજવવામાં આવે છે) આ આત્મઘાતક સોદાબાજી જોવા માટે તેના રસિક અનુયાયીઓ એકત્ર થઈ ગયા મેં તેને જણાવ્યું કે મારી એ પ્રકારની કોઈ ઇચ્છા નથી, જે બદલ દેખીતી રીતે જ તેણે કૃતજ્ઞતાનો ભાવ વ્યક્ત કર્યો હવે અમે હમેશને માટે મિત્રો બની ગયા ખાનગીમાં તેણે મને વચન આપ્યું છે કે બાથરૂમમાં હવાબારીની જરૂર પડશે તો મને તે એકદમ સસ્તા ભાવમાં અપાવશે

૨૫ ઑક્ટોબર

'અપૂર્ણાંક જોડે સંબંધ હોય તેવા સંપૂર્ણ અને જીવનમાંથી ઉપાડેલા અનેક કૂટ પ્રશ્નોના ઉકેલ શોધવા જરૂરી છે ' સિદ્ધાંતવેત્તાઓ

બન્યુ નહીં હોત કંપનીએ તો રકમ ચૂકવી દીધી, પણ કામગીરી બજાવવાની મારી શક્તિ વિશેની તેની શ્રદ્ધા ખાકમા મળી ગઈ વિભાગીય મેનેજર હેન્રી ગુડીકાઇન્ડે કંપનીની આ માન્યતાને થોડીક મારો ભાષામા કહી સભળાવી વધુમા એ પણ જણાવ્યુ કે હવે મારે ભાગે નવી જવાબદારી બજાવવાનુ આવશે પછી હુ ભાનમા આવ્યો ત્યારે અહીં, હોરેસ ગ્રીલી એલિમેન્ટરીમા કુમારી મેન્ડિબલની ચીકણી આખોના છત્ર નીચે આવી પહોચ્યો હતો

૧૭ ઑક્ટોબર

આજે અમારે ફાયર ડ્રીલ છે આ હુ એટલા માટે જાણુ છુ કે આ વર્ગનો જ નહી પણ બીજા માળાની સમગ્ર જમણી શાખાનો હુ ફાયર માર્શલ છુ અહી આવ્યા પછી તરત જ આ બહુમાન મને મળ્યુ વર્ગશિક્ષિકા જોડેના મારા કઈક શકાસ્પદ સબધ અગેનો વધુ એક પુરાવો હાથ ઉપર લગાવવાની મારી પટ્ટી જેના ઉપર 'ફાયર' એવા અક્ષરો કોતરેલા છે તે અત્યારે મારી પાટલીના ખાનામા પડી છે તેની બાજુમા ભૂખરા રગની કાગળની એક થેલી પડી છે તેમા સવારે મે જાતે તૈયાર કરેલા ભોજનની સામગ્રી છે પોતાનુ ભોજન પોતે તૈયાર કરવામા (મારે બીજુ કોઈ બનાવનારુ નથી) ફાયદો એ છે કે તમને ગમતી વાનગીઓ બનાવી શકો મારી અગાઉની જિદગીમા મગફળીના માખણની સેન્ડવીચ મારી માતા બનાવી આપતી તેની જગ્યા હવે કુકડાના માસ અને પનીરે લીધી છે મે જોયુ કે ગજબનાક રીતે મારો ખોરાક મારી નવી સ્થિતિને અનુરૂપ થઈ ગયો છે. મે પીવાનુ છોડી દીધુ છે, અને ક્યારેક ધૂમ્રપાન કરુ છુ તો છોકરાઓ માટેના શૌચાલયમા જ કરુ છુ, અને શાળા પૂરી થયા પછી ભાગ્યે જ મને એની જરૂર પડે છે ફક્ત કામાવેગની બાબતમા જ હુ મારી અસલી ઉમર મહેસૂસ કરુ છુ કદાચ આ એવી બાબત છે જે એક વાર શીખ્યા પછી ભાગ્યે જ વિસારે પાડી શકાય મને બીક છે કે

એક દિવસ કુમારી મેન્ડિબન્ત મને શાળા પૂરી થયા પછી રોકાવાનુ જણાવશે અને એકાતમા કઢગી પરિસ્થિતિનુ નિર્માણ કરશે આવુ નહી બને એટલા જ મ ટે મે આદર્શ વિદ્યાર્થી બનવાનુ પસદ કર્યું અ નાથી વળી કેટલાક વર્તુળોમા મારા પ્રત્યેના અણગમાનુ એક વધુ કારણ ઊભુ થયુ છે જો કે પાટિયાની આસપાસના પ્રદેશમાથી ફેંકાતી લાબી નિગાહોએ મને દઝાડ્યો નથી એમ તો ન જ કહી શકાય ઘણી બધી રીતે કુમારી મેન્ડિબલ એક સ્વાદિષ્ટ વાનગી છે, ખાસ તો ઉર-પ્રદેશની બાબતમા

૨૪ ઑક્ટોબર

મારા વિશાળ કદને લીધે, અર્થાત્ કે વર્ગમાની મારી ગુલિવર જેવી સ્થિતિને કારણે, મારી સામે છૂટાછવાયા પડકારો ફેંકાતા રહે છે આમ તો મોટા ભાગના વિદ્યાર્થીઓ મારા તરફ સમભાવ ધરાવે છે (મને એક જ આખ હોત અથવા ધાતુથી વીંટાળેલો કાપેલો પગ હોત અને જે રીતે વર્ત્યા હોત તે રીતે) હુ કઈક જૂદો, અજનબી તેમને લાગતો હોઇશ પણ મોટે ભાગે તો તેઓ મને તેમનો સમો-વડિયો ગણે છે જો કે કુસ્તી માટે મારી તૈયારી છે કે નહી તે વિશે હેરી બ્રોને મને પૂછ્યુ હતુ હેરી બ્રોનનો બાપ 'બ્રોન બાથરૂમ વેન્ટ'નુ ઉત્પાદન કરીને ઘણુ કમાયો છે. (જેને કારણે હેરીને હવાબારીના શા હાલ છે એવુ પૂછીને પજવવામા આવે છે) આ આત્મઘાતક સોદાબાજી જોવા માટે તેના રસિક અનુયાયીઓ એકત્ર થઇ ગયા મે તેને જણાવ્યુ કે મારી એ પ્રકારની કોઈ ઇચ્છા નથી, જે બદલ દેખીતી રીતે જ તેણે કૃતજ્ઞતાનો ભાવ વ્યક્ત કર્યો હવે અમે હમેશને માટે મિત્રો બની ગયા ખાનગીમા તેણે મને વચન આપ્યુ છે કે બાથરૂમમા હવાબારીની જરૂર પડશે તો મને તે એકદમ સસ્તા ભાવમા અપાવશે

૨૫ ઑક્ટોબર

'અપૂર્ણાક કે જોડેલુ સબધ હોય તેવા રસપૂર્ણ અને જીવનમાથી ઉપાડેલા અનેક કૂટ પ્રશ્નોના ઉકેલ શોધવા જરૂરી છે ' સિદ્ધાતવેત્તાઓ

એ ભાગ્યે જ સમજતા હોય છે કે વર્ગમા જે રસપૂર્ણ હોય અને જીવનમાથી ઉપાડેલુ હોય તે મોટે ભાગે તો આતરસબધોની નીપજ હોય છે મને પગની ઘૂટીમા લાત માર્યા પછીની સ્યૂ એન બ્રાઉન્લીની નાજુક વ્યગ્રતા કેવી જીવત અને સ્ત્રીસહજ હોય છે! મારી ચાલ વિશેનુ તેનુ અભિમાન અછતુ નથી રહેતુ દરેકને જાણુ છે કે તેની નજર મારા પર જ મડાયેલી હોય છે મારા વિશાળ અને પરિપક્વ દિલ માટે કુમારી મેન્ડિબલ જોડેના તેના અસમાન યુદ્ધમા આ જાણે કે તેનો વિજય છે કુમારી મેન્ડિબલને આની જાણ છે તેથી તે સરક્ષણના બચેલા એકમાત્ર હથિયાર વ્યગ્ય—નો આશરો લઇ પૂછે છે· 'જેમ્સ તને ઇજા તો નથી પહોચી ને?' તેની આખોના પોપચા નીચે છુપાયેલી જલનમા ફાયર માર્શલ માટેની તેની ઝખના પ્રગટ થાય છે મે જ મારો પગ અડકાડ્યો હતો, એવુ કઇક હુ બબડુ છુ

૩૦ ઓક્ટોબર

મારા ભવિષ્ય અગેની સમસ્યા પર હુ ફરી અને ફરી આવીને ઊભો રહુ છુ

૪ નવેમ્બર

ભૂગર્ભમા ચાલતી 'સર્ક્યુલેટિગ લાયબ્રેરી'માથી મને 'મુવી ટીવી સેક્રેટ્સ' નો એક અક હાથ લાગ્યો, જેના મુખપૃષ્ઠ ઉપર મથાળુ વચાતુ હતુ 'ડેબી જોડેની મુલાકાતમા લીઝનુ અપમાન' એક સીધી ને સાદી લાગતી છોકરી ફ્રેન્કી ગેન્ડોલ્ફે બોબી વેન્ટરબીટ મારફતે એ અક મને પહોચાડયો હતો આ છોકરીએ આજ સુધીમા ભાગ્યે જ મારા જોડે એક હરફ પણ ઉચ્ચાર્યો હોય! મે સ્મિત કરીને ખભા ઉલાળી કૃતજ્ઞતાનો ભાવ વ્યક્ત કર્યો, જેનાથી ફ્રેન્કીએ મેજ પર પોતાનુ મોઢુ ઢાકી દીધુ વારવાર છોકરીઓને મે આ પ્રકારના મેગેઝીનોની આપલે કરતી જોઈ છે (ક્વચિત જ કોઇ ચોકાવનાર મુખપુષ્ઠ પર કોઇ છોકરાની નજર પડે અને તે જોવા લલચાય) કુમારી મેન્ડિબલને જ્યાર

મણ આ તી જાણ થાય ત્યારે તે એને જાહેર કરવાનું ચૂકે નહી. હું મુવી ટી વી મેંકેટ્સ' ઉપર આખો ફેરવું છું 'આ પાનાઓ ઉપરના અનોખા ચિત્રોમા જે દેખાય છે તેનાથી વાત સાવ જૂદી છે ચિત્રો ઉપરથી શું છાપ ઊભી થાય છે અને ગદકી ફેલાવનારાઓ તેનો કેવો ઉપયોગ કરશે તેનો અમને બરાબર ખ્યાલ છે સુજ્ઞ વાચકની જાણ અર્થે અમે ખરેખરી હકીકત શું છે તે પહેલી વાર રજૂ કરીએ છીએ. શું બન્યું હતું તે હવે વાચો ' એક ઊગતો ફિલ્મી સિતારો પાયજામો પહેરીને ઊંઘરેટી આખે પથારીમા પડ્યો છે અને એની બાજુમા માત્ર નામના વસ્ત્રો પહેરેલી એના જેવી જ એક જુવાન સ્ત્રી વિસ્ફારિત આખોએ જોઇ રહી છે એ મતલબનુ એક ચિત્ર તેમા હતુ. ચિત્ર દ્વારા જે પ્રગટ થતું હતુ તેનાથી હકીકત કઈક જૂદી હતી એ જાણીને મને આનદ થયો. ચિત્રમા તો છેડો ફાડી બેઠા હોય એવુ જ દેખાતુ હતુ !

એ જ મેગેઝીનમા આખા પાનાની મોરિશ દ પારીની કુલા વધારવાની જાહેરાત વાચીને આ અગિયારની ઉંમરના છોકરાઓ શું વિચારતા હશે ? ('કુલાઓના પ્રભાવમા વધારો કરે અને કપડા નીચે છૂપાની શકાય એવી અદ્ભૂત ચીજ !') ભાષાના અર્થને સમજી ન શકતા હોય તો શું થઈ ગયુ ? ચિત્રો તો એવા હતા કે જેમા કલ્પનાની જરૂર જ નહોતી ! હુ આગળ વાચું છું . 'સામેવાળાને ઉત્તેજિત કરો ' બોબી વેન્ડરબીલ્ટનુ લેન્સીઆ અને મેસેરાટી સ્પોર્ટ્સકારનું વળગણ કદાચ આને કારણે જ હોય ઉત્તેજિત થવા સામેની સરક્ષણાત્મક ઢાલ !

ફ્રેન્કી રેન્ડોલ્ફને મારી જોડે વાતચીત કરતી જોઇને સ્યૂ એને મારુ ધ્યાન ખેચાય એ રીતે દફતરમાથી એ પ્રકારના મેંગેઝીનોની સત્તર નકલો કાઢીને મારા હાથમા ખડકી દીધી હુ ઝડપભેર મેગેઝીનો પર નજર માડીને તત્રીઓના વિશાળ દષ્ટિકોણને જાણવા મથુ છુ

ઝલાઈ જાય છે કે ઊભા પણ થવાતુ નથી રિસેસ દરમિયાન તો હુ ભાગ્યે જ ચાલી શકુ છુ કુમારી મેન્ડિબલ કહે છે કે વ્યવસ્થાપક સમક્ષ તે આ અગે રજૂઆત કરશે દાખલાઓમા પ્રગટતી મારી કાબેલિયતથી તે ચિંતિત જણાય છે કોઈ મને મદદ તો કરતુ નથી ને, એવી મતલબનુ તે પૂછે છે કોઇક વાર તો તેને હુ મારી અસલી હકીકત કહેવા લલચાઈ જાઉ છુ પણ કોઈક વસ્તુ મને તેમ કરતા રોકે છે હુ અહીં સલામત છુ મારુ એક સ્થાન છે મારી જાતને સત્તાધીશોના તરંગો ખ્યાલોને હવાલે કરી દેવાની મારી ઇચ્છા નથી હવેથી દાખલાઓના જવાબમા હોશિયારી ઓછી કરવાનો હુ નિર્ણય લઉં છુ

૧૧ નવેમ્બર

વેરવિખેર લગ્નજીવન નોકરી દરમિયાનની એવી જ વેરવિખેર મારી જિંદગી માણસ હોવાની હકીકત ભૂલાવી દે એવો લશ્કરી તાલીમનો ટૂકો ગાળો આ રીતે અત્યાર સુધીની મારી હયાતિનો સરવાળો એટલે ગમગીન કરી નાખે તેવો આકડો। એ વાતમા કોઈ શકા નથી કે પુનર્શિક્ષણ એ જ માત્ર એક મારુ આશ્વાસન છે કોઈક રીતે બુનિયાદમાથી જ નવેસરથી કામ કરવાની જરૂર મને લાગે છે મારા જેવા અધકચરા માણસોને આત્મોદ્ધારની તક આપનારો સમાજ કેટલો સતર્ક કહેવાય। મજેદાર, વ્યગ્ર પૈસો બનાવવામા વ્યસ્ત અન્ય અમેરિકન યુવાનોથી અલગ, તપાસ્યા વગરની મારી જિંદગીમાથી ઊખેડાઈ જઈને સ્થળ કાળના ક્રમમા અવળા કે કાઈ ગયા પછી મે થાપ ખાધી અથવા આપણે બધાં જ કયા થાપ ખાઈએ છીએ તે હવે મને સમજાવા માડયુ છે (જો કે આવા કોઈ આશયની મને અહીં મોકલનારાઓની ગણતરી નહી જ હોય તેઓ તો મને પાઠ ભણાવવા જ માગતા હતા )

૧૪ નવેમ્બર

બાળકો અને મોટેરાઓ વચ્ચે તફાવત કરવાનુ અમુક કારણોસર ઉપયોગી ભલે લાગતુ હોય પણ મારી દૃષ્ટિએ એ તફાવત ઉપરછલ્લો

અને બાહ્ય છે પ્રેમ માટે પાગલ વ્યક્તિગત અહમ્ સિવાય બીજુ કશુ ત્યા હોતુ નથી

૧૫ નવેમ્બર

વ્યવસ્થાપકે કુમારી મેન્ડિબલને જણાવ્યુ છે કે અમારા વર્ગની પાટલીઓ છઠ્ઠા ધોરણમા ભણતા વિદ્યાર્થીઓને અનુરૂપ જ છે અદાજ-ખાતા તરફથી મળેલી રૂપરેખા પ્રમાણે તે કેલિફોર્નિયાના ન્યૂ આર્ટ એજ્યુકેશન સપ્લાય કોર્પોરેશન ઓફ ઈંગલવુડ દ્વારા તૈયાર કરવામા આવી હતી. વ્યવસ્થાપકે સ્પષ્ટ કર્યું છે કે જો પાટલીનુ કદ બરાબર હોય તો વિદ્યાર્થીના કદમા જ કઈ ખામી હોવી જોઈએ કુમારી મેન્ડિબલ જે પહેલેથી જ આ નતીજા પર આવી ચૂક્યા હતા તેમણે એ બાબતને આગળ વધારવાની ના પાડી છે. આની પાછળ કઈ ગણતરી કામ કરે છે તે હુ જાણુ છુ. વહીવટકર્તાઓ ઉપર દબાણ લાવવાથી તો પરિણામ એ જ આવે કે ‘અપવાદરૂપ બાળકો’ અગેના ધારાધોરણોનો આશ્રય લઈ આ વર્ગમાથી મારી હકાલપટ્ટી થાય આ તો ભયકર મોટી આફત કહેવાય ! બાળપ્રતિભાઓ (અથવા તો મોટે ભાગે મદબુદ્ધિ બાળકો)ના વર્ગમા બેસુ એટલે એક અઠવાડિયામા તો મારા હાલ જોવા જેવા થઈ જાય ! હુ તો કહુ છુ કે અહીનો મારો અનુભવ ભલે સામાન્ય પ્રકારનો રહે હે ઈશ્વર, મહેરબાની કરીને તુ મારી જિદગીને રેઢિયાળ જ રહેવા દેજે !

૨૦ નવેમ્બર

નિશાનીઓને આપણે હમેશા અરમાનોરૂપે જોઈએ છીએ મારી અદ્ભૂત ઊચાઈ તથા મારા રણકતા સ્વરોચ્ચારોને કારણે કુમારી મેન્ડિબલ એવુ સમજતા હશે કે એક દિવસ જરૂર હુ તેને ઉપાડીને પથારીમા પટકીશ આ જ નિશાનીઓનો સ્થૂળ એન એવો અર્થ ઘટાવે છે કે તેના પરિચિત કિશોરોમા હુ વીરલ છુ તેથી અનેક રીતે ઇચ્છનીય છુ. એટલા જ કારણથી હુ તેની ખાસ પ્રકારની મિલકત છુ અર્થાત્

કે દુનિયામા મારા જેવી ઇચ્છનીય અન્ય કોઇ બાબત નથી આ બને પ્રકારની સભાવનાઓ જો પરિપૂર્ણ ન થઇ તો પછી તેમની બનેની જીવનશ્રદ્ધા ડગમગી ઊઠે.

મારી અગાઉની જિંદગીમા કંપનીના સૂત્રને ('જરૂરની ઘડીએ મદદ માટે હાજર છીએ') મે પોતે હકદાવો મેળવી આપનારના કર્તવ્યની નિશાની રૂપે માનેલુ પરિણામે કંપનીના ખરેખરા ઉદ્દેશ્યોને મોટા આચકો પહોચ્યો હતો તેજ પ્રમાણે (સુંદરતા, લાવણ્ય મૃદુતા પ્રસાધન, રાધણકળા જેવા) પત્નીચિહ્નો ધરાવતી અર્ધાંગિની મને મળી તેથી મને પ્રેમની પ્રાપ્તિ થઈ છે એવુ માનતો હતો જે ચિહ્નોએ હાલ કુમારી મેન્ડિબલ અને સ્યૂ એન બ્રાઉન્લીને ચિત્તભ્રમની સ્થિતિમા મૂકયા છે તેજ ચિહ્નો જોઈને બ્રેન્ડાએ માન્યુ હતુ કે તેને કયારેય કટાણાનો અનુભવ નહી થાય કુમારી મેન્ડિબલ, સ્યૂ એન, હુ બ્રેન્ડા, શ્રીમાન ગુડિકાઈન્ડ—આપણે બધા જ એ બાબતમા હજી આસ્થા ધરાવીએ છીએ કે અમેરિકન રાષ્ટ્રધ્વજ એ સર્વસાધારણ નીતિમત્તાનુ પ્રતીક છે.

ભાવિ નાગરિકોના આ ઉછેરકેન્દ્રમા મારા પોતાના દાખલા પરથી હુ કહી શકુ ખરો કે ચિહ્નો આખરે ચિહ્નો છે એટલુ જ નહીં, કેટલાક ચિહ્નો તો નર્દમ જૂઠાણા છે અહી ગાળેલા સમય દરમિયાનની આ મારી એક મહાન શોધ છે.

એવુ બને કે મારો બાળક તરીકેનો અનુભવ મને ગયાની પણ લે. તે માટે રશિયન સરહદોમાથી પસાર થતા નેપોલિયન વિશે ઇતિહાસની ચોપડીમાથી જોઈને હેરી બ્રાન નાકમાથી અવાજ કાઢીને વાચતો હોય ત્યારે આ વર્ગમા શાતિપૂર્વક નોધ ટપકાવવાનુ મને ફાવવુ જોઈએ મોટપણમા જે ભેદી રહસ્યોએ મને મૂઝવ્યો હતો તેની જડ મને અહી જડે છે એક પછી એક ગણતરી માડીને હુ તે દરેકના મૂળિયા ખુલ્લા પાડુ છુ.

૨ ડિસેમ્બર

હુ વિકાસહીન દશામા રહુ એ વાતને કુમારી મેન્ડિબલ ભાગ્યે જ મજૂરી આપી શકે. એના હાથ ઉષ્માપૂર્વક અને લાબો સમય મારા ખભા પર ટેકવાઈ રહે છે.

૭ ડિસેમ્બર

આ જગ્યા એ તો માત્ર બાયધરીઓ જ આપવામા આવે છે આ બાયધરીઓ પણ પાછી અમૂલ્ય એ મને મૂઝવે છે. મને થાય છે કે હુ કયાય પહોચતો નથી દરેક બાબતને જ્ઞાનક્ષેત્રની સરહદમા મૂકીને ઘટાવવામા આવે છે જો મારે ચાર સુધી પહોચવુ હોય તો બે વત્તા બેને રસ્તે જ હુ ત્યા પહોચી શકુ. મોસ્કોને જલાવવાની ક્યારેક મને ઇચ્છા થઈ આવે તો જે રસ્તે મારે સફર કરવાની રહે તે તો બીજા મુસાફર દ્વારા નિર્ધારિત થઈ ચૂકયો છે બે પોઈન્ટ ચાર લીટરની ક્ષમતા ધરાવતી લેન્સિયા ચલાવવાની જો મને ઈચ્છા થઈ આવે તો બેબી વેન્ડરબીલ્ટની માફક મારે પણ એ માટેની અનિવાર્ય પ્રક્રિયામાથી પસાર થવુ પડે એટલે કે ધન કમાવુ પડે અને જો મને ધનની લાલસા જાગે તો તો મારે એ બનાવવુ પડે. અદાજ ખાતાની દૃષ્ટિએ તો આ બધા જ આશયો સુંદર ગણાય એના પુરાવાઓ આપણી આસપાસ સર્વત્ર જોવા મળે. લોખડ અને કાચની ઈમારતોની સુદર કુરુપતામા તથા નાની એવી અમારી લડાઈઓને કુમારી મેન્ડિબલ વ્યવહારુ અભિગમથી જે રીતે હલ કરે છે તેમા એની સાબિતી મળે ખરી. વ્યવસ્થા પણ ક્યારેક છેતરામણી નીવડે ભૂલો થઈ શકે ચિહ્નો ખોટા વચાય પણ આ બધુ કહેવાની હિમત કોણ કરે? "સાચુ પદ માડીને સાચો ઉત્તર મેળવવા જેટલો આત્મવિશ્વાસ તેઓ ધરાવે છે" હુ સાચા પદ માડુ છુ સાચા ઉત્તરો મેળવુ છુ અને મારી પત્ની મને છોડીને બીજા જોડે ચાલી નીકળે છે

૮ ડિસેમ્બર

કે દુનિયામાં મારા જેવી ઇચ્છનીય અન્ય કોઇ બાબત નથી. આ બને પ્રકારની સંભાવનાઓ જો પરિપૂર્ણ ન થઇ તો પછી તેમની બંનેની જીવનશ્રદ્ધા ડગમગી ઊઠશે

મારી અગાઉની જિંદગીમાં કંપનીના સૂત્રને ('જરૂરની ઘડીએ મદદ માટે હાજર છીએ') મેં પોતે હકદાવો મેળવી આપનારના કર્તવ્યની નિશાની રૂપે માનેલું પરિણામે કંપનીના ખરેખરા ઉદ્દેશ્યોને મોટો આંચકો પહોંચ્યો હતો તે જ પ્રમાણે (સુંદરતા, લાવણ્ય મૃદુતા પ્રસાધન, રાંધણકળા જેવા) પત્નીચિહ્નો ધરાવતી અર્ધાંગિની મને મળી તેથી મને પ્રેમની પ્રાપ્તિ થઈ છે એવું માનતો હતો જે ચિહ્નોએ હાલ કુમારી મેન્ડિબલ અને સ્યૂ એન બ્રાઉન્લીને ચિત્તભ્રમની સ્થિતિમાં મૂક્યા છે તે જ ચિહ્નો જોઈને બ્રેન્ડાએ માન્યું હતું કે તેને ક્યારેય કંટાળાનો અનુભવ નહીં થાય કુમારી મેન્ડિબલ, સ્યૂ એન, હું બ્રેન્ડા, શ્રીમાન ગુડિકાઈન્ડ—આપણે બધા જ એ બાબતમાં હજી આસ્થા ધરાવીએ છીએ કે અમેરિકન રાષ્ટ્રધ્વજ એ સર્વસાધારણ નીતિમત્તાનું પ્રતીક છે

ભાવિ નાગરિકોના આ ઉછેરકેન્દ્રમાં મારા પોતાના દાખલા પરથી હું કહી શકું ખરો કે ચિહ્નો આખરે ચિહ્નો છે એટલું જ નહીં, કેટલાક ચિહ્નો તો નરદમ જૂઠાણા છે અહીં ગાળેલા સમય દરમિયાનની આ મારી એક મહાન શોધ છે.

એવું બને કે મારો બાળક તરીકેનો અનુભવ મને બચાવી પણ લે તે માટે રશિયન સરહદોમાંથી પસાર થતા નેપોલિયન વિશે ઇતિહાસની ચોપડીમાંથી જોઈને હેરી બ્રાન નાકમાંથી અવાજ કાઢીને વાંચતી હોય ત્યારે આ વર્ગમાં શાંતિપૂર્વક નોંધ ટપકાવવાનું મને ફાવવું જોઈએ મોટપણમાં જે ભેદી રહસ્યોએ મને મૂંઝવ્યો હતો તેની જડ મને અહીં જડે છે એક પછી એક ગણતરી માંડીને હું તે દરેકના મૂળિયા ખુલ્લા પાડું છું.

૨ ડિસેમ્બર

હુ વિકાસહીન દશામા રહુ એ વાતને કુમારી મેન્ડિણલ ભાગ્યે જ મજૂરી આપી શકે એના હાથ ઉષ્માપૂર્વક અને લાબો સમય મારા ખભા પર ટેકવાઈ રહે છે

૭ ડિસેમ્બર

આ જગ્ય એ તો માત્ર બાયધરીઓ જ આપવામા આવે છે આ બાયધરીઓ પણ પાછી અમૂલ્ય એ મને મૂઝવે છે મને થાય છે કે હુ ક્યાય પહોચતો નથી દરેક બાબતને જ્ઞાનક્ષેત્રની સરહદમા મૂકીને વટાવવામા આવે છે જો મારે ચાર સુધી પહોચવુ હોય તો બે વત્તા બેને રસ્તે જ હુ ત્યા પહોચી શકુ મોસ્કોને જલાવવાની ક્યારેક મને ઇચ્છા થઈ આવે તો જે રસ્તે મારે સફર કરવાની રહે તે તો બીજા મુસાફર દ્વારા નિર્ધારિત થઈ ચૂક્યો છે બે પોઈન્ટ ચાર લીટરની ક્ષમતા ધરાવતી લેન્મિયા ચલાવવાની જો મને ઇચ્છા થઈ આવે તો બોબી વેન્ડરબીટની માફક મારે પણ એ માટેની અનિવાર્ય પ્રક્રિયામાથી પસાર થવુ પડે એટલે કે ધન કમાવું પડે અને જો મને ધનની લાલસા જાગે તો તો મારે એ બનાવવુ પડે અદાજ ખાતાની દષ્ટિએ તો આ બધા જ આશયો સુદર ગણાય એના પુરાવાઓ આપણી આસપાસ સર્વત્ર જોવા મળે. લોખડ અને કાચની ઈમારતોની સુદર કુરુપતામા તથા નાની એવી અમારી લડાઈઓન કુમારી મેન્ડિબલ વ્યવહારુ અભિગમથી જે રીતે હલ કરે છે તેમા એની સાબિતી મળે ખરી વ્યવસ્થા પણ ક્યારેક છેતરામણી નીવડે ભૂલો થઈ શકે ચિહ્નો ખાટા વચાય પણ આ બધુ કહેવાની હિંમત કોણ કરે? "સાચુ પદ માડીને સાચો ઉત્તર મેળવવા જેટલો આત્મવિશ્વાસ તેઓ ધરાવે છે." હુ સાચા પદ માડુ છુ સાચા ઉત્તરો મેળવુ છુ અને મારી પત્ની મને છોડીને બીજા જોરે ચાલી નીકળે છે

૮ ડિસેમ્બર

ખૂબ જ સંતોષકારક ગતિ મારી જ્ઞાનયાત્રા આગળ ધપે છે.

૯ ડિસે ૫૨

ફરીથી આફત આવતી કાલે તપાસ માટે મને ડૉક્ટર પાસે લઈ જવાશે રિસેસ દરમિયાન સ્યૂ અને બ્રાઉન્લીએ મને અને કુમારી મેન્ડિબલને ક્લોકરૂમમાં પકડયા. તરત જ તેણે મુઠ્ઠી પછાડી. એક ક્ષણ તો મને લાગ્યું કે તે ખરેખર પોતાનું ગળું ઘોટી દેશે કે શું ? રડતાં રડતાં તે દોડીને રૂમની બહાર નીકળી સીધી પહોંચી આચાર્યની ઑફિસમાં અમારામાંથી કોણ ડેબી, એટલે કે લીઝ છે તે હવે એને સમજાઈ ચૂક્યું હશે તેનો ભ્રમ ભાંગવામાં હું નિમિત્ત બન્યો તેનું મને દુઃખ છે જ. પણ મને ખાતરી છે કે આઘાતમાંથી તે બહાર આવી જશે. બરબાદી વહોરવા છતાં કુમારી મેન્ડિબલ સંતુષ્ટ છે સગીર બાળક જોડે યૌનસંબંધ બાંધવાના ગુનાસર તેના ઉપર કામ ચલાવવામાં આવશે આમ છતાં તે સ્વસ્થ દેખાય છે. તેના અરમાન પૂરા થયા છે. જિંદગી વિશે અને અમેરિકા વિશે જે કંઈ કહેવામાં આવ્યું છે તે સાચું છે એવું હવે તેને લાગે છે.

મેં સત્તાધીશોને સમજાવવાની કોશિશ કરી, હું તો વિશિષ્ટ અર્થમાં જ સગીર ગણાઉં અને વાંક ખરેખર મારો જ છે એમ બતાવવાનો મેં નિષ્ફળ પ્રયત્ન કર્યો. તેઓ તો હમેશની જેમ જડ જ બની રહ્યા. હું નિર્દોષ શિકાર નહીં પણ કંઈક બીજું છું, એ જાણીને મારા સાથીઓ અચંબામાં પડ્યા છે. વૃદ્ધ પહેરેગીર રશિયાની સરહદોમાં આગળ ધપતો રહે તેમ અમારો વર્ગ એવા તારણ પર પહોંચ્યો છે કે સત્ય એ મજા છે

વિદાય પ્રસંગે બૉબી વેન્ટરબીટે મને તેની 'સાઉન્ડસ ઑફ સેબ્રિંગ' ની નકલ ભેટ આપી છે 

# સાહિત્ય અને સમાજ, રાજકારણ વગેરે વગેરે



શિરીષ પંચાલ

ઓગણીસમી સદીના અન્ત સામાજિક, રાજકીય અને આર્થિક ક્ષેત્રે નિર્માયેલી પરિસ્થિતિએ સર્જક માત્રને મૂઝવી નાખ્યો મૂલ્યહ્રાસના ભોગ બનેલા સમાજથી તે દૂર ને દૂર જવા લાગ્યો. હન્ના આરેન્ડટ જેવા કેટલાક વિચારક એમ માને છે કે શાસક વર્ગ અને પ્રજાએ ભેગા મળીને સર્જકને એક ખૂણામા ધકેલી દીધો શાસક વર્ગ, સમાજના અગ્રણીઓ અને સરકારી અમલદારો જે પ્રકારની સત્તાનુ નિર્માણ કરવા માગતા હતા તે સત્તાનો સાચો પરિચય જો સર્જકને થાય તો વળી ક્રાન્તિની મશાલ તે સળગાવી બેસે એવો ભય પણ ઊડે ઊડે હતો. સર્જક સમાધાનકારી વલણ અપનાવવાનો નથી એની ખાત્રી તો ઘણા બધાને થઈ ગઈ હતી એટલે એક બાજુ સર્જક પ્રજાના તાત્કાલિક સુખદુ ખને વાચા આપતો નથી એવો આરોપ મૂકવામા આવ્યો અને બીજી બાજુએ પ્રજાને સાહિત્ય, સસ્કૃતિ સાથે નહિ પણ માત્ર બે ટકના રોટલા સાથે સમ્બન્ધ છે એવી ભૂમિકા તૈયાર થવા માડી ઓગણીસમી સદીથી વધવા માડેલો વિજ્ઞાન ટેકનોલોજીનો પ્રભાવ, સામ્રાજ્યવાદની વધતી જતી ભૂખ, પ્રજાના હાથમાથી સાચી સત્તા ઝૂટવી લઈને સત્તાધીશ બની બેઠેલા અમલદારોએ પ્રજા ઉપર ધીમે ધીમે નાખવા માડેલી ભુરકી આ બધાને પરિણામે પ્રજાનુ ભાવિ નક્કી કરનારા નવા ઈશ્વરોનો જન્મ થયો. પ્લેટોના આદર્શ નગરરાજ્યમા સૌથી મોખરાનુ સ્થાન ફિલસૂફ ધરાવતો હતો, ત્યા કવિને માનભર્યુ સ્થાન ન હતુ આધુનિક સમાજમા મોખરાનુ સ્થાન સત્તાધારીઓએ લઈ લીધુ, સર્જક અને વિચારક પણ દૂર ફગોળાઈ ગયા, આ અપમાનથી દાઝેલો સર્જક પોતાની જાતને જ સબોધવા માડ્યો પનુ

સાથે સાથે તે આસપાસની પરિસ્થિતિને સહમાક્ષ બનીને જોવા લાગ્યો સાચો સર્જક કદી પલાયનવાદનો આશરો તો ન લે હમેશા પોતાના યુગની વાસ્તવિકતાને ઓળખવાનો પ્રયત્ન કરતો હોય છે ભૂતકાળની વાસ્તવિકતાને તો તેણે પરમ્પરામા પ્રાપ્ત કરી જ છે વર્તમાન વાસ્ત-વિકતાના અનુસન્ધાનમા તે ભૂતકાળનુ નવેસરથી અર્થઘટન પણ કરતો હોય છે. અહી વાસ્તવિકતાના સન્દર્ભમા એક જરૂરી સ્પષ્ટતા કરવી જોઈએ ઘણી વખત વાસ્તવવાદ અને નિસર્ગવાદ વચ્ચે સેળભેળ થઈ જવાને કારણે વાસ્તવવાદી પરંપરાના સર્જકનો પણ તિરસ્કાર કરવામા આવતો હોય છે નિસર્ગવાદી સર્જક તો પોતાના સમાજના, યુગના લક્ષણોને સપાટી પરથી વીણીને આપણી આગળ તેમનો ઢગલો કરતો હોય છે, જ્યારે વાસ્તવવાદી સર્જક એક ડગલુ આગળ વધીને તિરસ્કાર પુરસ્કાર-ના વિવેક દ્વારા એ લક્ષણો તે ગોઠવવાનો પ્રયત્ન કરતો હોય છે વાસ્ત-વિકતા છટકિયાળ છે, એનુ સ્વરૂપ સામાન્ય માનવીથી પામી શકાતુ નથી હન્ના આરેન્ડ્ટની * મદદથી વીસમી સદીના આરભે જોવા મળેલી યુરોપના સમાજની વાસ્તવિકતા સમજવાનો પ્રયત્ન કરીએ

અમલદારશાહીને કારણે પ્રજા ઉપર શાસન કરવાની એક નવી રીત યુરોપમા ધીમે ધીમે આકાર લઈ રહી હતી અમલદારશાહીએ હુકમનામાઓ, ફતવાઓ વડે રાજ્ય ચલાવવાનુ વધુ પસદ કર્યું આને કારણે જુલમ કરવા માટેની એક વધુ તક પ્રાપ્ત થઈ આમા હુકમ-નામુ બજાવવુ અને તેનો અમલ કરવો—એ બે વચ્ચેના તબક્કાઓને જ ખોઈ નાખવામા આવ્યા એટલુ જ નહિ, પ્રજા સુધી માહિતી પહોચતી કરવી જ નહિ, એટલે પ્રજાજનો કશા વિશે વિચારી જ ન શકે, સ્વતત્ર રીતે નિર્ણય લઈ જ ન શકે, એકાએક કશાને માન્યતા આપવાનો પ્રસગ આવે તો તેને માન્યતા આપી જ ન શકે રાષ્ટ્ર

* 'ધ ઓરીજીન્સ ઑવ ટોટલીટેરિયાનીઝમ'

અને રાજ્યની સંસ્થાઓનું જેમ જેમ અવમૂલ્યન થતું જાય તેમ તેમ અમલદારશાહી વધુ ને વધુ ભયાનક બનતી જાય. ઘણી વખત રાજ્યતંત્રમાં પરજીવી જીવની જેમ અડ્ડો જમાવે. છળકપટને વિસ્તારવા સિવાય અને સામાન્ય આર્થિક, રાજકીય પરિસ્થિતિની આડે અંતરાય ઊભા કરવા સિવાય તેનું કોઈ પ્રયોજન હોતું નથી.

દરેક રાજ્યતંત્રમાં દૂષણો તો હોવાના પણ કેટલાકમાં કૃતક રહસ્યની જાળ નથી હોતી જ્યારે અમલદારશાહી સરકારનો પર્યાય બને ત્યારે કૃતક રહસ્યમયતા પ્રવેશે અમુક વસ્તુ શા માટે બને છે તેની પ્રજાને ખબર જ પડતી નથી. કાયદા કાનૂનોના બુદ્ધિગોચર અર્થ પણ પછી તો જોવા મળતા નથી જેટલા અર્થ તારવવા હોય તેટલા તારવવાની આપણને છૂટ મળે છે પહેલાના જમાનામાં પણ અમલદારો રાજ કરતા હતા પણ સામ્યવાદી રાજ્યતંત્ર હેઠળની અમલદારશાહી વધુ વિકરાળ બની જૂના શાસકો સત્તાના પ્રદર્શન માત્રથી સંતોષ માનતા હતા બાહ્ય સાધનો પર રાજ કરીને સંતોષ પામતા હતા. વ્યક્તિના હૃદયને, આત્માની તેમનો સત્તા સ્પર્શતી ન હતી પણ એકહથ્થુ સત્તા ધરાવતી અમલદારશાહીને સત્તાની શક્તિનો પૂરો પરિચય હતો; તેણે વ્યક્તિ ઉપર આક્રમણ કર્યું, તેના આંતરજીવન પર દમન ગુજાર્યું, આને પરિણામે વ્યક્તિની સામાજિક, રાજકીય સ્થિતિ ખતમ થઈ ગઈ, રાજકીય વન્ધ્યતાને પગલે પગલે સંપૂર્ણ વન્ધ્યતા આવી ચઢી

આવી પરિસ્થિતિનો તાગ આવી જવો જોઈએ પણ સામાન્ય પ્રજાને આ વન્ધ્યતાનો પરિચય ન થયો વન્ધ્યતાનો પરિચય કરવો એટલે વાસ્તવિકતાનો પરિચય કરવો એટલે વાસ્તવવાદી ધારાના અથવા સામાજિક નવલકથાના લેખક પાસે આ પ્રકારની વાસ્તવિકતાના આલેખનની અપેક્ષા રાખવામાં આવતી હોય છે

ઘણી વખત સામાન્ય માનવીને આ વન્ધ્યતાને બદલે સમૃદ્ધિના દર્શન થતા હોય છે, પણ ઉપર દેખાતી અર્થપૂર્ણતાનો સાચો સ્વાગ

ર્જક તો પારખી જતો હોય છે સામાન્ય પ્રજાની વાત બાજુ ઉપર
મો, ઈતિહાસકારો, અર્થશાસ્ત્રીઓ, રાજકારણીઓ પણ પોતાના સમયની
ાડ પારખવામાં નિષ્ફળ નિવડયા, પરંતુ સર્જકની પ્રતિભા બહારથી
દુરસ્ત દેખાતા સમાજના કેન્સરગ્રસ્ત કોષોને પારખી જતી હોય
કે આવી પરિસ્થિતિમાં યુરોપમાં ફ્રાન્ઝ કાફ્કા જેવો સર્જક આવી
ઢે છે

કાફ્કા નિયતિ પરત્વેની અંધશ્રદ્ધાને સારી રીતે ઓળખે છે,
અકસ્માત (chance)ના ભય હેઠળ જીવતી પ્રજાની યાતનાને તેણે
પૂરેપૂરી માપી લીધી છે હાસ્યની પાછળ છુપાવેલા આંસુ ને ઓળખે છે
એટલે અસદ્‌ને તથા દુર્ભાગ્યને નિયતિના પર્યાય તરીકે ઓળખાવતી
પૃથુગ્સાજનક બુદ્ધિને પણ તેણે ઉઘાડી પાડી અસદ્‌ને એના નગ્ન
વરૂપમાં સ્વીકારવાને બદલે બુદ્ધિની મદદથી તેને સમજવાનો પણ
શો અર્થ નથી એ વાત તે સારી રીતે જાણે છે જે યુગમાં અસદનુ
પ પૂરેપૂરું પ્રગટ થયુ ન હતુ એ યુગમાં આ રૂપને કાફ્કા પારખી
યો તે જ સૌથી મોટો ચમત્કાર આ પરિસ્થિતિ, તેની સંકુલતા તેના
રણો—કલ્પના, સહજ પ્રતિભા વડે પારખી લીધા 'નોટ્સ ફ્રોમ ધ
ડરગ્રાઉન્ડ'માં દોસ્તોએવ્સ્કીનો નાયક શરૂઆતમાં જ કહે છે કે તમે
ને અડધુ પડધુ જોયુ છે તેને મે પૂરેપૂરુ જોઈ લીધુ છે આ
ક્ય કાફ્કાને પણ સહેલાઈથી લાગુ પાડી શકાય આના સમર્થ દૃષ્ટાન્ત
રીકે ઇ સ ૧૯૩૦મા (કૃતિની રચના તો આની પણ પહેલા થઈ હતી)
ગટ થયેલી 'ધ કાસલ'ને ધરી શકાય આ આખી કૃતિ જાણે રશિયન
ાતાવરણમાં લખાયેલી છે આ પ્રજાજનો કોઈ શાપ હેઠળ જીવી રહ્યા
તેઓ જાણે રગતપીતિયા ન હોય એમ માનીને તેમની સાથે
્યવહાર કરવામાં આવે છે આવા વ્યવહારની પાછળ કારણભૂત ઘટના
ત્ર આટલી કે કોઈ અમલદાર એ ગામની કોઈ કન્યા સાથે અણછાજતી
ૂ લેવા ગયો અને તે છૂટ લેવાની ના પાડવાની હિંમત પેલી કન્યાએ

બતાવી આખી પ્રજા નાનામા નાની બાબતોમા પણ અમલદારશાહી વડે નિયન્ત્રિત છે. આ સર્વસત્તાધીશ અમલદારો તેમના વિચારજગત ઉપર પણ રાજ ચલાવે છે છેવટે એટલી બધી હદે માનવામા આવે છે કે સાચા-ખોટા હોવુ તે પણ નિયતિની બાબત છે. આ નિયતિને તો આપણે ટાળી શકતા નથી આવી પરિસ્થિતિમા મોજણીદાર કે આવી ચઢે છે અહીં કે. માને છે તેમ પત્ર લખનાર માણસ ઉઘાડો પડતો નથી પણ પત્રને મેળવનાર છતો થાય છે, તે જ હાસીપાત્ર બને છે. કની દૃષ્ટિએ નિયતિ અન્યાયી અને રાક્ષસી છે, પણ ગામમા તેના અભિપ્રાયને કોઈ ગણકારતુ નથી, નહિ આદિ, નહિ અત એવી ભૂમિકાએ નવલકથા સમાપ્ત થાય છે ગુજરાતી ભાષામા હજુ કાફકાની ચર્ચા થઈ જ નથી એમ કહીએ તો પણ ખોટુ નથી કાફકાએ પોતાના જમાનાની અમલદારશાહીની વિભીષિકા સામર્થ્યપૂર્વક આલેખી છે એ સમકાલીન વાસ્તવિકતાને પૂરેપૂરી સમજી શક્યો હતો

ગુજરાતી ભાષામા હજુ સપાટી પરની સમસ્યાઓને મહત્ત્વની માનીને રચનાઓ કરવામા આવે છે, પણ આ સપાટીને ભેદીને દૃષ્ટિપાત કરવાનો સમય હવે આવી પહોચ્યો છે યુરોપમા પ્રવર્તેલી અમલદાર-શાહી આપણા જેવા દેશમા અત્યારે પરાકાષ્ઠાએ પહોચેલી છે. આપણે ત્યા તો હાસ્યરસને પૂરો અવકાશ છે પણ આપણી ગુજરાતી પ્રજામા વિનોદવૃત્તિનો અભાવ છે આમ છતા આપણે જ્યારે ભારતીય નવલ-કથાની વાત કરીએ ત્યારે એ ભૂલવનુ નથી કે પશ્ચિમની નવલકથા પાછળ જે સમૃદ્ધ પરપરા હતી એવી સમૃદ્ધ પરપરા ભારતીય નવલ-કથા પાસે ન હતી આમ છતા સર્જક માત્રમા અનિવાર્ય એવી પ્રતિભાને બળે તે પોતાના સમાજની સકુલતાને ઓળખવાનો પ્રયત્ન કરે ગોવર્ધનરામ ત્રિપાઠીએ આવો એક પ્રયત્ન 'સરસ્વતીચન્દ્ર'મા કર્યો વ્યક્તિ વ્યક્તિ વચ્ચેનો, વ્યક્તિનો પોતાની જાત સાથેનો, વ્યક્તિ અને રાજ્યસત્તા વચ્ચેનો, સન્કૃતિ સસ્કૃતિ વચ્ચેનો ભૂતકાળ અને

વર્તમાનકાળ વચ્ચેને સંઘર્ષ તેઓ નિરૂપવા ગયા તેમની મુશ્કેલી એ હતી કે આ બધા સંઘર્ષોની સમાન્તરતા કૃતિમા સ્થાપી ન શકયા આજે તો આપણે ગોવર્ધનરામના સમાજથી પણ દૂર નીકળી ગયા છીએ એટલુ જ નહિ પણ આપણી સંકુલતા પણ અનેકગણી માત્રામા વધી છે એટલે આ નો નવલકથાકાર જો માત્ર કૌટુમ્બિક શૈક્ષણિક, આર્થિક સમસ્યાઓ ઉપર જ ધ્યાન કેન્દ્રિત કરીને બેસી રહે તો ચાલે નહીં આ સમસ્યાઓનુ કોઈ મહત્ત્વ નથી રહ્યુ એમ નહિ, પણ બીજી સમસ્યાઓ વધુ મહત્ત્વની છે વળી વખત નવલકથાની નિર્બળતા પાછળ લેખકની અનુભૂતિ દરિદ્રતા પણ ભાગ ભજવતી હોય છે 'નવલકથા જેવા સાહિત્યસ્વરૂપો જીવનની સમગ્રતા, અખિલાઈને આલેખતા હોય છે એટલે આ જીવનનુ એકેએક પાસુ નવલકથાકારને પરિચિત હોવુ જોઈએ ભૂતકાળમા મહાકાવ્યના કવિ પાસે કેટકેટલી અપેક્ષા રાખવામા આવતી હતી તેને જો યાદ કરીશુ તો આ વાતનો વધુ ખ્યાલ આવશે

યુરોપના ઘણા દેશોની જેમ આપણે પણ હવે સુરુચિપૂર્ણ અને આસુરીને એક માનીને ચાલતા થયા છીએ હવે કદાચ સત્ય-અસત્ય, ન્યાય-અન્યાય, પ્રામાણિકતા-અપ્રામાણિકતા વચ્ચે સંઘર્ષની પણ કોઈ શકયતા આપણે રહેવા દીધી નથી વિના સંઘર્ષે જ ખોટા મૂલ્યોએ સિંહાસન પર કબજો જમાવી દીધો હોય એમ લાગે છે ભારતીય છાપાના કટાર લેખકો પણ સ્વીકારતા થઈ ગયા છે કે પ્રામાણિકતા, સત્ય, સૌન્દર્ય, ન્યાય જેવા ગુણો હવે અપવાદ રૂપ લેખાવા માડયા છે અન્યાયે અસત્યે, અપ્રામાણિકતાએ ક્દર્યે ભેગા થઈને ન્યાય, સત્ય પ્રામાણિકતા, સૌન્દર્યનો ખાત્મો બોલાવી દીધો છે હવે જે ભાવનાઓ આપણા સમાજમા રહી જ ન હોય એ ભાવનાઓની વાત કરવામા માનવદ્રોહ અને આત્મદ્રોહ દેખાય છે આપણને કુતૂહલ એ વાતનૂ છે કે આ સમાજ આસુરીતાને સ્વીકારી બેઠો કઈ રીતે ભોળપણમા આપણે 'આસુરીલીલા' જેવો

શબ્દપ્રયોગ પણ કરીએ છીએ. આ જ દેખાડે છે કે અસદ્‌ને ઓળખવામા હજુ આપણે ઊણા ઊતરીએ છીએ આ અસદ્‌ની ઓળખ કરે કોણ? ઈતિહાસ તો સાખ પૂરે છે કે સમાજશાસ્ત્રીઓ, ઈતિહાસકારો, રાજકારણીઓ પણ એની વિભીષિકાને ઓળખવામા પાછા પડ્યા હતા પ્રજા તો ભોળી હતી જ અને તેને વધુ ને વધુ ભોળી બનાવવામા આવે છે સાથે સાથે જ કુટિલતાનુ તત્ત્વ પ્રજાના હાડચામમા પણ ધીરે ધીરે ઘર કરવા લાગ્યુ એટલે એક સાથે કુટિલતા અને મૂઢતાના લક્ષણો આપણી પ્રજા ધરાવતી થઈ પણ આ સડાને ઓળખી તે લેવો જોઇએ કેટલાક નવલકથાકારો આ સડાને ઓળખવા જ તૈયાર નથી એટલે તેઓ ભૂતકાળમા સરી જાય છે, કેટલાક નવલકથાકારો એને ભૂલવા અને ભુલાવવા માટે પલાયનવાદનુ શરણ સ્વીકારે છે, જે જમાનામા અસદ્‌નુ તત્ત્વ વધુ ન હતુ એ જમાનામા સર્જકો તેનો તાગ મેળવવા મથ્યા હતા અને આપણા જમાનામા જ્યારે આ અસદ્ રેડિયો એકટીવીટીની જેમ ફાલ્યુ ત્યારે તેને ઓળખવાનુ ટાળવામા આવ્યુ એ પણ આપણા વર્તમાન સમાજની લાચારી જ છે ને! અગાઉ આપણે જોઈ ગયા કે કાફ્કા જેવા સર્જક પ્રતિભાબળે આ અનિષ્ટને પારખી જતા હોય છે. દાયકાઓ પહેલા આનન્દશંકર ધ્રુવે પણ સર્જકની પ્રતિભામા રહેલી આ લાક્ષણિકતાનો સ્વીકાર કર્યો હતો

આપણા સમાજમા બનતી કોઈ ઘટના હવે કોઈ અમુક ક્ષેત્ર પૂરતી મર્યાદિત રહેતી નથી અહી ઓગણીસમી સદીના અતે સમગ્ર યુરોપને ખળભળાવી નાખનાર એક ઘટનાને યાદ કરીએ. ઈ સ ૧૮૯૪મા ફ્રાન્સમા આલ્ફ્રેડ ડ્રાયફ્સ નામના લશ્કરી અધિકારી પર જર્મનીને લશ્કરી રહસ્યો પહોચાડવાના આરોપસર કામ ચલાવવામા આવ્યુ આ આરોપ ઉપજાવી કાઢવામા આવ્યો હતો, ઈ સ ૧૮૯૮મા મૂળ આરોપીએ પોતાના ગુનાની કબૂલાત કરી છતા અદાલતે ડ્રાયફ્સની દસ વર્ષની સજા કાયમ રાખી. છેવટે ફ્રાન્સના પ્રમુખે બીજા અપરાધી-

ઓની સાથે તેને પણ માફી આપી. ડ્રાયફસનો અપરાધ માત્ર એટલો જ કે તે યહૂદી હતો યહૂદીવિરોધી ભાવનાએ, અમલદારશાહીએ ભેગા મળીને આ નિર્દોષની સામે કામ ચલાવ્યુ અને જોવાની ખૂબી તો એ છે કે કાયદેસર રીતે તો કોર્ટે ડ્રાયફસને નિર્દોષ જાહેર કર્યો જ ન હતો ડ્રાયફસની મદદે એમિલ ઝોલા આવ્યો ઝોલાને મારી નખાવવાનુ કાવતરુ પણ કરવામા આવ્યુ ડ્રાયફસને મદદ કરનારાઓ સામે આદોલન ચલાવવા માટે ટોળાનો ઉપયોગ કરવામા આવ્યો આ ટોળાની સામે ઝોલા ઊભો રહ્યો. એટલે ફ્રાન્સના ખૂબ જ પ્રતિભાશાળી રાજપુરુષ ક્લીમેન્શોએ ઝોલાને અજલિ આપી હતી 'ખૂબ જ શક્તિશાળી રાજાઓની સામે ઝઝૂમનારા અને તેમને નમતુ નહિ આપનારા ઘણા માણસો મળી આવશે, પણ ટોળાની સામે ઝઝૂમનાર, શસ્ત્ર વિના તેમની ઉત્તેજનાનો સામનો કરનારા, જ્યારે ટોળુ 'હા'ની અપેક્ષા રાખતુ હોય ત્યારે ના' પાડવાની હિંમત દાખવનારા બહુ ઓછા માણસો મળશે આમાનો એક માણસ હતા 'એમિલ ઝોલા' ઝોલાના નિસર્ગવાદની ભલે આપણે ટીકા કરીએ પણ તેણે જે ઝુબેશ ઉપાડી હતી તે અદ્ભૂત અને પ્રશસનીય હતી તેની ના પાડી ન શકાય આપણે આપણા સર્જક પાસે પણ આ પ્રકારની અપેક્ષા રાખીએ છીએ સર્જન પૂરુ થયા પછી તે ગુફામાથી બહાર આવતો હોય છે સમાજ સાથે પછી સઘર્ષમા ઊતરવાનુ તેને માટે પણ અનિવાર્ય બની જાય છે સર્જન દ્વારા જ સમાજની સેવા થઈ શકતી હોય છે એનો અર્થ એવો તો નથી જ થતો કે સામાજિક, જાગતિક ઘટનાઓ કે અન્યાયી ઘટનાઓ વિશે એણે મૌન જ સેવવાનુ છે હવે સમાજમા ડ્રાયફસ જેવી ઘટનાઓ તો બની પણ સર્જક એવી ઘટનાનુ શુ કરે છે તે પણ તપાસવુ પડે ઝોલા આ ઘટનાને કળાકૃતિમા ઢાળી શક્યો ન હતો પણ કાફકા જેવો આ પ્રકારની ઘટનાને કળાકૃતિમા ઢાળવાનો પ્રયત્ન કરે તો તેનુ પરિણામ આવે-'ધ ટ્રાયલ' ડ્રાયફસના કિસ્સામા

તો બનાવટી પુરાવા ઊભા કરવામાં આવ્યા હતા, તેની સામે કોઈ ચોક્કસ આરોપ મૂકીને મુકદમો ચલાવવામાં આવ્યો હતો પણ ખરેખરી પરિસ્થિતિ વધુ ખરાબ હતી ડ્રાયફસનો અપરાધ તો યહૂદી હોવું એ હતો પણ વીસમી સદીમાં તો સત્તા વગરના અદના માનવી હોવું એ જ સૌથી મોટો અપરાધ લેખાયો એટલે 'ધ ટ્રાયલ'માં જેની સામે મુકદમો માંડવામાં આવે છે તે શો છે તેની જ કોઈને ખબર નથી એક વ્યક્તિને થતા અન્યાયને સમગ્ર માનવજાતિ પ્રત્યે થતા અન્યાયમાં રૂપાતંરિત કરતા કાફકાને આવડે છે. આ નવલકથામાં કેમિસ્ટ્રીનું કોઈ તત્ત્વ પ્રવેશતું ન હોવા છતાં બીજા અર્થમાં એ કેમિસ્ટ્રી જ બની જાય છે કાફકા પછી તો ઘણાએ આ કેમિસ્ટ્રીની વાત કરી આયોનેસ્કો જેવાએ પણ પોતાની આસપાસ બનતી ઘટનાઓને અકલ્પ્ય, ચમત્કારિક ઘટના તરીકે જ જોઈ હતી એક બાજુએ તેની ભયાનકતાને આલેખવી હતી એટલે કૃતિઓમાં કપોલકલ્પિત તત્ત્વનો ઉપયોગ કર્યો અને સાથે સાથે એ પરિસ્થિતિની ઠેકડી ઉડાડવા માટે હાસ્ય અને કટાક્ષનો ઉપયોગ કર્યો આને પરિણામે તેની કોમેડીઓમાં ગ્રીક ટ્રેજેડીના કરુણ કરતાં પણ વધુ ઘેરો કરુણ પ્રગટ્યો આયોનેસ્કોના બધા નાટકોને લઈને તેના પર અભ્યાસ કરવા જેવો ખરો

વર્તમાન જગતમાં રાજકારણથી અસ્પૃશ્ય હવે કોઈ ક્ષેત્ર રહ્યું નથી એટલે રાજકારણની આટીઘૂંટી નહિ પણ રાજકારણીઓ જે પ્રકારના ભ્રમને સમાજમાં પ્રસારે છે તેની ઓળખ તો સર્જકે મેળવી લેવી જોઈએ રાજકારણને વધુ સારી રીતે સમજવા માટે ઇતિહાસનું જ્ઞાન અનિવાર્ય છે લલિત કળાઓમાં તો ઇતિહાસનું જ્ઞાન અત્યન્ત અનિવાર્ય છે, પણ સાહિત્ય સાથે આપણે ઇતિહાસને સાંકળવાનું બને ત્યાં સુધી ટાળીએ છીએ પણ આ વિદ્યાશાખાઓના પરિચય વિના હવે સર્જક આગળ વધી શકે નહિ દુનિયામાં આજે લગભગ અડધી પ્રજા લોકશાહીનો લાભ મેળવી રહી છે એવું આંકડાઓ ઉપરથી તો

આપણને લાગે પણ વ્યક્તિનો તિરસ્કાર અને સમૂહનો પુરસ્કાર એવુ કઈક સમીકરણ ઘણી વખત માડવામા આવતુ હોય છે. આના મૂળમા આપણા સમાજે સગઠનને આપેલા વધારે પડતા મહત્ત્વને જોઈ શકાય. આપણી એકેએક સસ્થાના માળખા જ એ પ્રકારના હોય છે કે એકનદાકલ વ્યક્તિના સત્યપૂર્ણ અવાજને ટોળાના ખોટા અવાજ હેઠળ દાટી દેવામા આવે છે સગઠનમા રહેલી અદ્ભુત શક્તિ તુચ્છ વ્યક્તિને પણ વિરાટ સત્તા આપે છે, એટલે સત્તા મેળવવા માટે સમૂહ, સગઠન, સસ્થા, પક્ષ અનિવાર્ય બની જાય છે એક વ્યક્તિને થતા અન્યાયની કોઈ અસર આપણા સમાજ પર થતી નથી એક વ્યક્તિને થતો અન્યાય સમગ્ર માનવજાતિને થતા અન્યાય જેવો જ હોય છે એ સીધેસાદુ સત્ય જો મોટા ભાગના બુદ્ધિશાળીઓને ગળે ઊતરતુ ન હોય તો સામાન્ય માનવીની વાત જ કયા રહી? મૂઠીભર માણસોએ સત્તાલાલસાને વશ થઈને માનવઅધિકારો છિનવી લીધા, એ અધિકારો પાછા મેળવવા માટે કયારેક પ્રજાએ ક્રાતિ કરી, બળવા કર્યા સફળતા મળી પણ ખરી પરતુ સફળતા મળ્યા પછી માનવઅધિકારો માટે ઝૂઝનારા આ લોકો પોતાના પુરોગામીઓને માર્ગે જ વળ્યા. એટલે પેલા સામાન્ય માનવીની સ્થિતિમા તો ઝાઝો ફેર પડયો જ નહિ એક જતુ બનીને રાફડામા વસવાની છૂટ છે પણ સ્વતત્ર બનીને રહેવાની છૂટ આપવામા ન આવી એટલે 'હજીય માનવી ગુલામ'ની સ્થિતિ જ પ્રવર્તે છે આવી સ્થિતિમા માનવ માનવ વચ્ચે, માનવ અને સમાજ વચ્ચે, માનવ અને રાજ્ય વચ્ચે, એક સસ્કૃતિ અને બીજી સસ્કૃતિ વચ્ચે સપર્ક, સઘર્ષ સધિવિગ્રહની અપેક્ષા પણ કેટલી? રાફડામા જીવતા લોકોમા વિવેક-શક્તિનો અભાવ પ્રવર્તે એટલે પડિતને બદલે ઠોઠ, નેતાને બદલે વિદૂષકથી પણ કામ ચાલી જાય ખરુ

આપણા દેશમા અત્યારે તો લોકશાહી છે. આશા રાખીએ કે હવેના વર્ષોમા આ લોકશાહી ટકી રહેશે આને ટકાવી રાખવાની

જવાબદારી કોઇ એક વર્ગની નથી સર્જક પણ તેમા પોતાનો ફાળો આપવાનો છે. પણ આપણો સર્જક સ્વભાવે રોમેન્ટિક પ્રકૃતિનો છે. આપણા વાતાવરણમા હવે આવી પ્રકૃતિ ખખેરી નાખવી પડશે સાહિત્યના કળા માત્રના વિષય તરીકે સ્થાન પામતા માનવીના ગૌરવને કોઈ પણ ભોગે સાચવવાનુ છે. રાજકારણમા ડૂબેલાઓ આ ગૌરવ ફરી અર્પે છે. રાજકારણી પણ વ્યક્તિના વિચારતંત્ર ઉપર નિયંત્રણ મૂકવા માગે છે, સાથે જ વીસમી સદીના અનિવાર્ય અનિષ્ટરૂપ જાહેરખબરની ભાષા દ્વારા સામાન્ય માનવી ઉપર નિયંત્રણ મૂકવામા આવે છે. આપણા દેશમા હજુ સામૂહિક માધ્યમોનુ વર્ચસ્ યુરોપ અમેરિકા જેટલુ નથી પણ નજીકના વર્ષોમા આ ફાલશે તેમા કોઈ શંકા નથી અક્ષરજ્ઞાન મેળવ-નારાઓની સંખ્યા જેમ જેમ વધતી જશે તેમ તેમ આ અનિષ્ટનો પંજો વધુ ને વધુ મોટો થતો જશે. ઘણાને જાણીને નવાઈ લાગશે કે હિટલર જેવા સરમુખત્યારના પ્રચારતંત્રે પોતાના પહેલા પાઠ અમેરિકાના મૂડીવાદીઓએ વહેતી કરેલી જાહેરખબરની ભાષામાથી મેળવ્યા હતા સરમુખત્યારશાહી હોય કે ન હોય, સંસ્થા, તંત્ર, પ્રચારતંત્રો પણ વૈચારિક સ્વતંત્રતા છિનવી લેવાના પ્રયત્ન કરે છે આવા પ્રયત્નો બહારથી નિર્દોષ લાગતા હોય છે એ હકીકત પણ પરિસ્થિતિને વધુ ગંભીર બનાવતા હોય છે, જો સર્જક આ સમાજમા જીવતો થાય, આસપાસની ઘટનાઓમા રસ લેતો થાય તો જ તે આવી ભયકરતા-ઓને પારખી શકશે પણ આ ભયંકરતા જીરવવી, તેને કળાત્મકતા અર્પવી એ બહુ મોટો પડકાર છે એટલે કેટલાક એ ઝીલવાને બદલે કોશેટામા ભરાઈ જવાનુ પસંદ કરે છે તો કેટલાક બીજાઓને કોશેટામા પૂરી દે છે કેટનાક લેખકો ઓરકેસ્ટ્રાના એક વાદક બનીને સંતોષ માની લે છે સંસ્થાઓ, રાજ્યતંત્ર, સમાજ પણ સાહિત્યકારને આવા વાદકમા ફેરવી નાખવા તૈયાર છે. આવો વાદક કદી પ્રજાની ચેતનાને ઢંઢોળી શકતો નથી

ઘણાએ સાહિત્ય અને રાજકારણના સબંધને બહુ જ મર્યાદિત ભૂમિકા ઉપર મૂકીને પ્રતિબદ્ધ સાહિત્ય, પ્રગતિમૂલક સાહિત્યની વાત કરી છે આવા સાહિત્યથી સમાજમા રાતોરાત ક્રાન્તિ આવી જશે એની માન્યતા કેટલાક ધરાવતા હતા, રાજકારણીઓને તો સાહિત્યનો પ્રચાર તરીકે ઉપયોગ કરવાનુ વધુ અનુકુળ હતુ ભારત જેવા દેશમા રાજકીય નેતાઓ અવારનવાર સાહિત્ય કેમ રચવુ તેની માર્ગદર્શિકાઓ પૂરી પાડતા જ હોય છે સર્જક પ્રચ્છન્ન રૂપે રહે એની સામે ઘણાને સૂગ હોય છે એટલે લેનિન જેવા માનતા હતા કે તટસ્થ સાહિત્યમા પૂળો મૂકો દલિત વર્ગને ઊંચે લાવે એ જ સાહિત્ય—પણ જ્યારે સર્જક રાજ્યસત્તાનો આવો કહ્યાગરો સેવક બને ત્યારે લહિયો બની જાય પછી તો અન્કલ ટોમ્સ કેબીન' જેવી કૃતિઓ જ રચાય જે દેશોમા રાજ્યસત્તા ફરજ પાડતી નથી તે દેશોમા લોકરુચિ કેટનીક વખત ફરજ પાડે છે લોકરુચિને ઊચી આણવાને બદલે, પ્રજાને વિચારતી કરવાને બદલે મોટા ભાગના લોકપ્રિય વાર્તાકારો પ્રજાને વધુ ને વધુ નિર્માલ્ય બનાવે છે આ રીતે જોઈએ તો એક બાજુએ આદર્શની પકડ છે અને બીજી બાજુએ પલાયનવાદ છે આ બેનો મોહ વાસ્તવિકતાને વિસાર પાડે છે પણ અહીં બીજુ એક ભયસ્થાન ઊભુ થાય છે આ વાસ્તવિકતા તરફ આપણુ ધ્યાન ખેચવાના પ્રયત્ન સાહિત્યિક બનવાને બદલે ઘણી વખત દસ્તાવેજી બની જતા હોય છે રશિયા જેવા દેશોમા સર્જક આસપાસની પરિસ્થિતિથી અકળાઈ જઈને સ્વતત્રતા માટે મરણિયા પ્રયત્નો આદરે, પરતત્રતાનુ, શાસકવર્ગનુ જુલમી ચિત્ર આલેખવા તે આતુર બને માનવીયતા ટકાવી રાખવા માટે સતત ઝઝૂમવામા સર્જકપ્રતિભા ડૂબાય પણ ખરી આનુ સૌથી મોટુ દૃષ્ટાંત સોલ્ઝેનિત્સીનને પૂરુ પાડ્યુ છે ઘણા સર્જકો અગત અનુભવોની પીઠિકા ઉપર કૃતિની માંડણી કરતા હોય છે, સોલ્ઝેનિત્સીને પણ 'વન ડે ઈન ધ લાઈફ ઓવ ઈવાન ડેનિસોવિચ' 'ધ ગુલાગ આર્કિપેલેગો'

અને એવી બીજી કૃતિઓમા અગત અનુભવોને કામે લગાડયા છે પણ અહી સર્જપ્રતિભાનો સ્પર્શ વરતાતો નથી સોલ્ઝેનિત્સીનનો આશય માત્ર શ્રમછાવણીઓ, શાસકતત્રનો જ વિગતવાર પરિચય કરાવવાનો છે એવો વહેમ જાય છે. તેને અપાયેલા નોબેલ પારિતોષિક પાછળ પણ સાહિત્યિક કારણો કરતા રાજદ્વારી કારણોએ વધુ ભાગ ભજવ્યો છે 'ધ ગુલાગ આર્કિપેલેગો'ની સાથે ફ્રાન્ઝ કાફકાની 'ઇન ધ પીનલ સેટલમેન્ટ' જેવી કૃતિને સરખાવવાથી આની ખાત્રી થશે. સાહિત્ય અને વાસ્તવ કે સાહિત્ય અને સમાજ જેવા પ્રશ્નની ચર્ચા આ પ્રકારની કૃતિઓને આધારે થવી જોઈએ હવે પછીના લેખમા આ બે કૃતિઓને આધારે વાસ્તવિકતાની સમસ્યા ચર્ચવામા આવશે

(૧૭-૧૨-૭૯)

## સાભાર સ્વીકાર

**અનહેલના** કાવ્યસગ્રહ ' શ્રી વજ માતરી, પ્ર. રાકેશ પ્રિન્ટર્સ, ૧૬૫, મકેરીવાડ, રાયપુર, અમદાવાદ-૩૮૦૦૦૧, મૂલ્ય સત્તર રૂપિયા,

**તિતર બિતર** વાર્તાસગ્રહ લે. જનક નાયક, પ્ર સાહિત્ય સગમ, બાવ સીદી ગોપીપુરા, સૂરત, મૂલ્ય ૭ રૂપિયા

**માણસ ઉર્ફે રેતી, ઉર્ફે દરિયો** કાવ્યસંગ્રહ નયન હ દેસાઈ, પ્રાપ્તિસ્થાન આદર્શ પ્રકાશન ૧/૨૪૯૮, રાયખડ રોડ, ઈટાલિયન બેકરી પાસે, અમદાવાદ-૧, મૂલ્ય ૭ રૂપિયા



**સંપાદકશ્રી,**

'કંકાવટી' નવેમ્બરમાં છપાયેલા મારા આકાશવાણી વાર્તાલાપ 'આધુનિક કવિતાનું કલેવર પ્રતીકો' સંદર્ભે શ્રી નરોત્તમ પલાણે 'કંકાવટી' ડિસે.માં પત્ર લખ્યો છે, એમાં વિષયની પકડ તો બાજુએ રહી પણ વિષય અંગેની અણસમજમાંથી જે ભેજવાગદાર અને પૂર્વગ્રહદૂષિત અપરસ ઉચ્ચારો કર્યા છે એ અંગેનો મારો આ જવાબ છે. શ્રી પલાણ 'નિરીક્ષક'માં અંગ્રેજી વાક્યના રચનાસંદર્ભથી માંડીને 'ગ્રન્થ'માં 'આપ્રત'ના અર્થસંદર્ભ સુધી પત્રચર્ચામાં જે ગુલાંટિયાં ખાતા આવ્યા છે એનું પુનરાવર્તન ફરીને અહીં થયું છે.

પહેલી વાત તો એ કે 'આધુનિક કવિતાનું કલેવર પ્રતીકો' એ શીર્ષક મારું દીધેલું નથી પરન્તુ આકાશવાણીની વ્યાખ્યાનશ્રેણીનું એ શીર્ષક છે અને 'કંકાવટી'માં કોઈ અકસ્માતથી એનું 'સૌજન્ય' છપાતાં રહી ગયું છે અને તેથી "પ્રતીક 'કવિતામાં કલેવર તરીકે આવે છે કે એની સુવાસ તરીકે?" ના એમના ગમારપ્રશ્નની ચબરાકી મને લાગુ પડતી નથી. હું ગમારપ્રશ્ન એટલા માટે કહું છું કે આ પ્રશ્ન પછી તરત શ્રી પલાણે જે વિધાન કર્યું છે, એમાં એમની ભારોભાર અણસમજ છે. આ વિધાનને હું આખું ને આખું તપાસવા માગું છું. 'મિતાક્ષરની પંક્તિઓ રજૂ કરી એમાં આવતા 'પાટા' શબ્દને કવિકર્મ-વ્યાપારના અનિશ્ચિત અને સંદિગ્ધ અર્થવાળા ગણાવે છે, ત્યારે પ્રતીકની સમજણ પણ અસ્પષ્ટ બની જતી અનુભવાય છે. વિશેષ હાસ્યાસ્પદ તો એ છે કે પ્રતીક અર્થાન્તર કરે છે એમ કહી એમાં સૂચકતા છે એવું ઉમેરી 'સૂચકતા'ને સાત્ત્વ સાથે જોડે છે!'

(૧) સિતાશુની પક્તિઓ સીધી નથી આવી, વ્યવહારમા 'પાટા'નો સદર્ભ રચતા વાક્યોના ઉદાહરણો આપીને વ્યવહારમા અર્થ કેવો અનિશ્ચિત અને સદિગ્ધ બને છે એ રજૂ થયુ છે, અને એમ ગણિતના નિશ્ચિત પ્રતીકોની સામે કવિતાના સદિગ્ધ પ્રતીકોની ભૂમિકા બાધી છે. જો કવિતાનુ પ્રતીક અનિશ્ચિત અને સદિગ્ધ ન બને તો તે નર્યું સમીકરણ છે. કવિતાની આ વૈયક્તિકતાને પ્રગટ કરવામા મારી પ્રતીક સમજણ જો શ્રી પલાણને અસ્પષ્ટ બનતી અનુભવાય તો શ્રી પલાણે એમની કાવ્યસમજને અગે, જો હોય તો, ચિંતિત બનવુ જોઈએ

(૧) પ્રતીકના અર્થાન્તર કરે છે અને એ દ્વારા સૂચકતા જન્મે છે અને એ સૂચકતાને હુ સાર્ત્ર સાથે જોડુ તો એમા એમને હાસ્યાપદતા લાગી છે પણ એ હાસ્યાસ્પદ કેમ બને છે એ તપાસી બતાવવાને બદલે શ્રી પલાણ તરત જ સાર્ત્રકામ પાસે પહોચી જતા અને ગોળ ગોળ જવાબ વાળી દેવા માગતા લેભાગુ વિવેચકો પર તૂટી પડયા છે। ભાઈશ્રી પલાણને ખબર છે કે સાર્ત્રે અર્થ meaning અને સૂચકતા (significante) અગે મહત્ત્વનુ ભાષ્ય કરેલુ છે? પ્રકૃતિગત અર્થ એ કોઈ સૂચકતા નથી 'વૃક્ષ'ને પોતાનો સ્વયસિદ્ધ પ્રાકૃતિક અર્થ હોઈ શકે પરન્તુ એ 'વૃક્ષ' જ્યારે કોઈ સર્જકની રચનામા વિશેષ રીતે સદર્ભ પામે ત્યારે જ એને 'સૂચકતા' સાપડી શકે છે. આમ, અર્થની સ્વાભાવિકતા અને સૂચકતાની કર્મગત વિશેષતાને સાર્ત્રે વિસ્તારથી સમજાવી છે કાવ્યમા પ્રતીક પણ અર્થથી સૂચકતા તરફ કાવ્યને પહોચાડવામા સહાયક નીવડે છે એ આખી વાત અગે હુ સાર્ત્રની સજ્ઞાઓનો ઉપયોગ કરુ તો તે કઈ રીતે હાસ્યાસ્પદ ઠરે છે તે મને સમજાતુ નથી પરન્તુ આ રીતે માથા વગર કોઈ વાતને હાસ્યાસ્પદ ઠેરવવા નીકળનાર લેભાગુ પત્રચર્ચાના લેખકને હાસ્યાસ્પદ સ્થિતિમા મુકાતો અવશ્ય જોઈ શકુ છુ

'મીરા'ના 'દવ' અને 'ડુગર'ના સદર્ભોમા 'પ્રેમ' અને 'હૃદય'નો પ્રતીકોનો સદર્ભ નથી, એમ કહ્યા પછી શ્રી પલાણ, પાછા તમે જ

કહો છો કે 'આ ગોપીના પ્રેમની વાત છે' ભલા, સીધો સાદો અલંકાર પણ પ્રતીકને ધારણ કરે છે એટલું તો સમજો અને એ પણ સમજો કે ગુલામ મહોમ્મદ શેખની પંક્તિઓમાં રહેલા પ્રતીકોની કામગીરી તપાસવાનો અમારો ઉપક્રમ હતો, એની અર્થગીરી અમારું લક્ષ્ય નહોતી મધ્યકાલીન પ્રતીકથી માંડી અર્વાચીન અને આધુનિક પ્રતીક કઈ રીતે સંકુલ થતું આવ્યું અને પ્રતીકનું કાર્ય કઈ રીતે વધુ ને વધુ સંદિગ્ધ થતું આવ્યું એ મીરાં, રાજેન્દ્ર શાહ અને ગુલામ મહોમ્મદ શેખની પંક્તિઓની કામગીરી દ્વારા પ્રગટ કરવું હતું

તમારી આની સમજણને આધારે તમે ચર્ચામાં ઊતરો ત્યાં સુધી તો સહ્ય છે પરન્તુ ન્યાયાધીશ થઈને અંતિમ ચુકાદાઓ આપવા સુધીની હેસિયત તમે ધારણ કરો છો ત્યારે શ્રી પલાણ, તમે કેવી અને કેટલી શુનાટ માગો છો એવું જાહેરમાં નિવેદન કરવાની જરૂર છે ખરી ?

—ચન્દ્રકાન્ત ટોપીવાળા

## મીરાંની પંક્તિનું અર્થઘટન : કાવ્યપંક્તિની સ્વાયત્તતા?

સંપાદકશ્રી,

નવેમ્બર '૭૮ના અંકમાં પ્રસિદ્ધ થયેલા શ્રી ચન્દ્રકાંત ટોપીવાળાના લેખ તથા ડિસેમ્બર '૭૮ના અંકમાં પ્રસિદ્ધ થયેલી શ્રી નરોત્તમ પલાણની પત્રચર્ચામાં મીરાંની એક પંક્તિનું અર્થઘટન કરવામાં આવ્યું છે એ પંક્તિમાં છે તે પ્રતીક કે સાધોસાદો અલંકાર એ વિવાદમાં હું જવા નથી માગતો – 'પ્રતીક'નો ખ્યાલ હમેશાં થોડો અસ્પષ્ટ રહ્યા કર્યો છે પણ એ પંક્તિનું બન્ને મિત્રોએ કરેલું અર્થઘટન મને ઘણું વિવાદાસ્પદ લાગ્યું છે અને તેથી એ તરફ લક્ષ ખેંચવાનું ઉચિત લાગે છે

મીરાંની પ્રસ્તુત પંક્તિ છે–

દવ તો લાગેલ ડુંગરમેં કહોને ઓધવજી હવે કેમ કરીએ '

શ્રી ટોપીવાળાએ 'દવ' અને 'ડુંગર' અનુક્રમે 'પ્રેમ' અને 'હૃદય'ના અર્થમાં સમજ્યા છે શ્રી પલાણ આ રીતે શબ્દગત અર્થઘટન કરવાના પક્ષના નથી એમની દૃષ્ટિએ ''સમગ્ર ક્રિયાથી કલ્પનાનો અર્થ નિષ્પન્ન

કરવાની વાત છે ડુંગરમાં લાગેલો દવ જેમ ન બુઝાય તેમ આ ગોપીના પ્રેમની વાત છે" દેખીતી રીતે જ શ્રી પત્તાણીનું અર્થઘટન તત્ત્વત શ્રી ટોપીવાળાથી જૂદું પડતું નથી મુખ્ય વાત પ્રેમની-તે તો બંનેમાં રહે છે જ

આ અર્થઘટન કરતી વખતે બન્ને મિત્રો પાસે મીરાંનું આ આખું પદ હશે કે કેમ તે હું જાણતો નથી પણ ચર્ચાની અનુકૂળતા ખાતર એ પદનો 'મીરાંબાઈ એક મનન (મંજુલાલ મજમુદાર)ના પ્ર ૨૮૫-૮૬ પર આપેલ પાઠ અહીં ઉતારું છું

દવ તો લાગેલ ડુંગરિયે, કા'ના! કેમ કરીયે? દવ તો૦
હાલવા જઈએ વ્હાલા હાલી ન શકીએ,
બેસી રહીએ તો અમે બળી મરીએ રે દવ તો૦
આ રે વસ્તીએ નથી ઠેકાણું રે,
હેરી, પરવસ્તીની પાખે અમે ફરીએ રે. દવ તો૦
સંસારસાગર મહાજળ ભરિયો, હેરી,
બાંહેડી ઝાલો, નીકર બૂડી મરીએ રે દવ તો૦
બાઈ મીરા કે પ્રભુ, ગિરધર નાગર, હેરી,
ગુરુજી તારે તો અમે તરીએ રે દવ તો૦

આખું પદ વાંચતા તરત ખ્યાલ આવે તેમ છે કે શ્રી ટોપીવાળા અને શ્રી પત્તાણીએ કરેલા અર્થઘટનને એમાં ક્યાંય અવકાશ નથી આ વસ્તી, સંસારસાગર-એમાં ફસાઈ પડેલા જીવની પીડાને આ પદ વર્ણવે છે જેને પછીથી મહાજળ ભરેલો સાગર કહ્યો છે એ સંસાર જ દવ લાગેલ ડુંગર. એમાં રહી પણ ન શકાય, બહાર પણ નીકળી ન શકાય એવી સ્થિતિ છે અને એનું દુઃખ અહીં પ્રગટ કરવામાં આવ્યું છે પહેલી પંક્તિ પછીની કડી જ એ પંક્તિના અર્થને નિયત કરી નાખે છે

ગોપીના હૃદયની પ્રેમની લાગણીનો અર્થ લઈએ તો બીજી કડીને કેમ બેસાડવી એ સવાલ થયા વિના ન રહે પ્રેમમાંથી છૂટવાનો પ્રયત્ન ગોપીને ઈષ્ટ ન જ હોય ને? અને બેસી રહેવાથી બળી મરવાનું દુઃખ પણ શાથી? આમ છતાં તાણીતૂસીને એ પંક્તિઓને પ્રેમના કોઈક

વિશિષ્ટ સંવેદનના અર્થમાં ઘટાવીએ તો પછીની કડીઓ એની સામે બળવો ઉઠાવ્યા વિના ન રહે. 'આ વસ્તી' અને 'સંસારસાગર'ના રૂપકો મીરાના આ પદના મુખ્ય સૂરને એકદમ સ્પષ્ટ કરી આપે છે

નવું વિવેચન કેટલીક વાર સમગ્ર કાવ્યની સંગતિ વિચારવાનું ચૂકી જાય છે અને કાવ્યના કોઈ એક અંશમાથી પોતાનો આગવો અર્થ અને આસ્વાદ ખેંચવાની પ્રવૃત્તિ કરે છે. એથી કેટલીક ગેર-સમજોમાં ફસાઈ જવાનું બની જવા સંભવ છે અને તેથી કાવ્યનું અર્થઘટન વધારે ચોકસાઈથી થાય એ જરૂરી છે કવિતાને જાણવા-માણવા માટે કવિતાબાહ્ય સંદર્ભોને આપણે અનાવશ્યક ગણ્યા તેમ કવિતાની એક પંક્તિને સમજવા અન્ય પંક્તિઓની સંગતિને પણ આપણે અનાવશ્યક ગણીશું કે શું ? કવિતાની તેમ કાવ્યપંક્તિની પણ 'સ્વાયત્તતા' ?

૪ જાન્યુઆરી ૧૯૮૦ —જયંત કોઠારી

## શરદચંદ્ર ચેટર્જી આંતરભારતી અનુવાદ પારિતોષિક

મુંબઈ મરાઠી ગ્રંથસંગ્રહાલય અને ટાગોર સોસાયટીના ઉપક્રમે શરદચંદ્ર આંતરભારતી અનુવાદ પારિતોષિક માટે અનુદિત ગ્રંથ મંગાવવામાં આવે છે.

(૧) આ વર્ષે મરાઠી, ગુજરાતી કે બંગાળી આ ત્રણ ભાષાઓમાથી પરસ્પર અનુદિત થયેલા ગ્રંથ મોકલવાના છે

(૨) પારિતોષિકની રકમ રૂ. ૫૦૦૦/– છે

(૩) લેખક/પ્રકાશકે સપ્ટેમ્બર '૭૯ સુધીમાં પ્રસિદ્ધ થયેલા અનૂદિત ગ્રંથ અરજી સાથે "પ્રમુખ કાર્યવાહક, મુંબઈ મરાઠી ગ્રંથ સંગ્રહાલય, ૧૭૨, મુંબઈ મરાઠી ગ્રંથસંગ્રહાલય માર્ગ, દાદર, મુંબઈ–૪૦૦ ૦૧૪"–આ સરનામે તા ૧૫ જાન્યુઆરી, ૧૯૮૦ સુધીમાં મોકલવા.

(૪) પારિતોષિક વિશેનો નિર્ણય ફેબ્રુઆરી ૧૯૮૦માં જાહેર કરવામાં આવશે

(૫) પારિતોષિક યોજના વિશે વધુ માહિતી માટે ઉપરના સરનામે લખવું

# અનુવાદ અને અર્થઘટનનો વધુ ગૂંચવાયેલ કોયડો



સંપાદક કંકાવટી,

Not To Die of Lifeના મારા અનુસર્જન અને આસ્વાદ (કંકાવટી, નવે. ૧૯૭૯) પર લખાયેલ શ્રી જયન્ત કોઠારીના ચર્ચાપત્ર (કંકાવટી ડિસે. ૧૯૭૯)મા ઊઠાવેલા પ્રશ્નોના સંદર્ભમા હું થોડુ કહેવા માગુ છુ

મારી સમજણ પ્રમાણે શ્રી કોઠારીનુ ચર્ચાપત્ર અને તેની સાથે પ્રગટ થયેલો તેમનો પોતાનો કાવ્યાનુવાદ તેમણે રજૂ કરેલો કોયડો ઉકેલવાને બદલે વધુ જટિલ બનાવે છે To die of truth/We have no heartનો તેમનો અનુવાદ ("સત્યથી મરી જઈશુ એ ભયથી)/આપણે **હૃદયહીન થઇ જઇએ છીએ**"-યોગ્ય નથી To have no heart એટલે to lack the necessary (moral) courage to do something-કંઈક કરવા માટે (નૈતિક) હિંમતનો અભાવ હોવો એમ થાય. શકયત શ્રી કોઠારી 'to have a heart' અને 'not to have (the) heart' વચ્ચેનો અર્થ-ભેદ સમજી શકયા નથી.

NOT TO DIE OF LIFEના મારા અનુસર્જન અને શ્રી કોઠારીના અનુવાદ વચ્ચેનુ અંતર ખરેખર તો અનુસર્જન અને અનુવાદ વચ્ચેનુ અંતર છે, અને એ બે વચ્ચે તો અંતર રહેવાનુ જ કદાચ શ્રી કોઠારીએ એ વાત લક્ષ્યમા લીધી નથી કે શ્રી ભટનાગરના કાવ્યનુ મે અનુસર્જન રજૂ કરેલુ-તેનો અનુવાદ નહીં. મારો પ્રયત્ન કોઈને સૈદ્ધાન્તિક ભૂમિકા પર સાહિત્ય-ચર્ચા કરવા પ્રેરશે એવી પૂર્વ-ધારણાથી મારા અનુસર્જન-આસ્વાદની સાથે મે મૂળ અંગ્રેજી કૃતિ પણ સામેલ કરેલી

મારુ અનુસર્જન વધારે બોલકુ છે અને કાવ્યની વ્યંજનાને ઘણી હાનિ કરે છે એવુ કહેનાર શ્રી કોઠારી પોતે તેમના અનુવાદની છઠ્ઠી અને આઠમી પંક્તિમા મૂળ કાવ્યની અર્થચ્છાયાઓ પકડવામા ભૂલ કરી બેઠા છે In order not to die of life/We have artનુ મારુ અનુસર્જન યોગ્ય નથી તેમ શ્રી કોઠારી કહે છે, છતા તેઓ પોતે 'આપણે કલાનો **આશ્રય લઈએ છીએ"** એવો અનુવાદ મૂળ text અતિક્રમી જરા પણ ખમચાટ વગર આપી શક્યા છે।

શ્રી કોઠારીનો અનુવાદ મારા અનુસર્જન કરતા વધુ શબ્દાળુ છે તે જોઈ શકાશે મૂળ કાવ્યના કુલ ૩૧ શબ્દોની સામે મારા અનુસર્જનમા ૩૮ શબ્દો અને શ્રી કોઠારીના અનુવાદમા ૪૮ શબ્દો વપરાયા "

ખુદ શ્રી ઓમપ્રકાશ ભટનાગરે મારા પર લખેના એક પત્રમા સ્વીકાર્યું છે કે NOT TO DIE OF LIFEનો અંત positive છે. તેમ છતા ધારો કે એમ માની લઈએ કે 'જીવનમાથી છૂટકારા લેખે થતી કલાપ્રવૃત્તિ સામે કવિનો વિરોધ છે' તો પણ શ્રી કોઠારીના અનુવાદની છેલ્લી બે પંક્તિઓ-'જીવનના ભોગ બની મૃત્યુ ન પામીએ એટલા માટે / આપણે કલાનો આશ્રય લઈએ છીએ"—એવુ સ્પષ્ટ સૂચવી શકતી નથી કે નથી તેમાથી કોઈ વ્યંજના સ્ફુટ થતી

NOT TO DIE OF LIFEના કોઈએ કરેલા એક હિન્દી અનુવાદના સંદર્ભમા શ્રી ભટનાગરે મારા પર લખેલુ કે 'નિરાશાઓસે, વાસ્તવિકતાઓસે, સત્યકે સાક્ષાત્કારસે જીવનસે મૃત્યુ પાને કે લિયે"મા (to die) "of"ની વ્યંજના કે સૂચનાત્મકતા જળવાયેલ નથી ('As exhibited in your effort, transcreation is the right way to present the

spirit of the poem. My poet friend and I have been trying to decipher 'of" in a poetically relevantw ay ")

અંતમાં, શ્રી ભટનાગરના મારા પર લખાયેલા એક પત્રમાંથી કેટલાક અવતરણો તેના કાવ્ય વિશે થોડો વધુ પ્રકાશ પાડી શકશે તેવી સમજણથી રજૂ કરું છું

'One of the concepts of the poem is 'substitutes' and the pattern of 'counterpoise' Death or negative forces are always easy at hand levelling down human existence. We, therefore, create substitutes or parallels of existence in many ways The substitutes thus created have aesthetic foundations in as much as they are satisfying, soothing, calmirg and elevating "

"To go on living with truth we have no courage And dying or ceasing to exist in positive faith or conviction is different from dying in the void of negativism or defeatism"

"Although art in itself is a way of 'unbeing', it is (also) a positive assertion of man's being While death is simply being 'non-being' Art is a superior substitute or expression of human endeavour The poem is (therefore) against nihilism"

ડિસેમ્બર ૩૧, ૧૯૭૯

—નૈમિષ મિત્ર

# સાહિત્યવૃત્ત

'સ ગોષ્ઠી'ની તા ૧૮ નવેમ્બરના રોજ સૂરત ખાતે બેઠક યોજાઈ હતી જેમા શ્રી રવીન્દ્ર પારેખે અમેરિકી કવિ વિલિયમ કેરલોસ વિલિયમ્સની પોતે અનૂદિત કરેલી કાવ્ય રચનાઓ રજૂ કરી હતી તેમના કાવ્યોમા વીગત પસંદગીની સૂચકતા, પૃથ્ય પરત્વેનો આક્રોશ, ઈત્યાદિ પ્રમુખ બાબતોની ચર્ચા થઈ હતી. ત્યારબાદ શ્રી અજિત ઠાકોરે સ્વીડીશ ઊર્મિ કાવ ગુન્નર એકેલોફ, પોલેન્ડના કવિઓ મિરોન બાયટોસ્વેત્સ્કી, ખિગની હર્બર્ટ અને ઉર્સૂલા કોઝયટની કાવ્યરચનાઓનુ પઠન કર્યું હતુ બેઠકમા શ્રી રતિલાલ 'અનિલ', વિજય શાસ્ત્ર તેમજ સનત જોશી પણ ઉપસ્થિત હતા

# પતંગિયું

વરસાદ નજરે થભ્યો
ત્યારે હળવેથી પાખો ફફડાવીને
ભીંજાયેલા ઘાસ પરથી
તે આકાશમા ઊડ્યુ

તેની પાખો થાકી ગઈ ત્યા સુધી
તે ઊંચે ને ઊંચે ઊડતુ ગયુ
પછી
તે મેઘધનુષ્ય પર
આરામ કરવા બેઠુ
પરન્તુ મેઘધનુષ્ય ફસડાયુ
કારણ કે પતગિયુ બહુ ભારે હતુ !

—વેસ્સીલિસ વિટસેક્ષિસ

—પ્રસાદ બ્રહ

નીરવતમ

સ્
સ્,
સ્.
આમ પ્લાસ્ટર ખરે
સૂનકારેથી
આમ પાંદડું ખરે
લીલીછમ વૃક્ષઘટાઓથી
પણ આ બધામાં નીરવતમ
ખરે વાળ
માણસના માથેથી

ઉર્ઝુલા કોઝીએલ ·
અનુ અજિત ઠાકોર

# કંકાવટી

ફેબ્રુઆરી ૧૯૮૦

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૧ : અંક ૨૫૧ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની ૫ દરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૨, બે વર્ષના રૂા. ૨૩; વિદેશ . શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી-મુદ્રક-પ્રકાશક

**રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'**

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન . પ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૩૯૫ ૦૦૩

## મીણબત્તીનાં ટીપાંની જેમ

વાસિસલિસ વિટસાકિસસ □ અનુ વિજય શાસ્ત્રી

વિશુદ્ધ, પારદર્શક મીણના ટીપા જેવા
તેજસ્વી અને પ્રકાશધૌત
શબ્દો

મારા અંતરના પ્રજવલિત તેજપુંજમાંથી
કાગળના અવકાશ પર
ટપકે છે.

મીણબત્તી પરથી નીચે દદડી
થીજી જઈ, શાંત થઈ
પીગળેલા મીણની અવસ્થાની જેમ
શબ્દો પણ થીજી જાય છે
અને ગુમાવી દે છે તેમનું તેજ
–જ્યારે સ્પર્શ થાય નિષ્પ્રાણ કાગળનો

ખરબચડા, બેડોળ ટુકડાઓ
રૂપાંતર પામે છે સ્વપ્નોમાં
અને પ્રકાશ
પૂંજીભૂત થઈ રહે છે
મીણના ગર્ભમાં

ત્યાં રહ્યે-રહ્યે
તે વાટ જુએ છે
ઓ ભગિની આત્મા, તમારી, અને
તમે એને સ્પર્શો, પલટો
તમારી જીવંત હૂંફ દેતી હથેળીઓથી
તેની

મૂકો એમા હિમોવર્જીત વાટ
અને અર્પો એક ચિનગારી તમારા ચૈતન્યની
પ્રગટાવવા જ્યોત

આપણા સ્વપ્નોને તેજમા લપેટાવા દો
અને
હાથમા ગૂથી હાથ
ચાલો આપણે ચરણ માડીએ
તેમના સોનેરી પ્રકાશપથમા

૨૫ માર્ચ '૭૯ [ Like candle drops' નો અનુવાદ ]

**આ તો જરા કહેવા ખાતર**

વિલિયમ કેરલોસ વિલિયમ્સ □ અનુ રવીન્દ્ર પારેખ

મે ખાધાં
* પ્લમ્સ
જે હતા
આઇસબૉક્સમાં
અને જે ઘણુખરુ
તમે બચાવ્યા હતા
નાસ્તા માટે

મને માફ કરશો
તે સ્વાદિષ્ટ
ખૂબ જ મીઠા
અને
એટલાં જ ઠંડા હતાં

* પ્લમ્સ = ગોળ, નાજુક, સુંવાળી ત્વચાવાળા, કઠણ બીવાળા ફળ

## અંધારું □ અજિત ઠાકોર

અંધારાના
પગલે પગલે
દબાય પહાડો

અંધારાના
કુચડે
કાળી વૃક્ષગુહાઓ

અંધારાની
આંખો
લખલખ તગે

અંધારાનો
ઘૂઘરિયાળો કાળમીંઢ રથ
ચોગમ દોડે

અંધારાના
ઘૂઘવ્યા જળમાં
અવાજ
તરતી ડૂબતી હોડી

અંધારાના
પડછાયા શા દીવા બાપડા
ટમટમ ટમકે
અજવાળાનો મુખવટો પ્હેરી
અંધારું
નગરચર્યા કરે

દુઃખ છે તો માત્ર મારી કહેતી થયાનું દુઃખ,
અમને નથી અમારી ફજેતી થયાનું દુઃખ

એમ જ ન હોય ભીની કદી આંખ યાદની,
છે યાદને ય દિલમાં રહેતી થયાનું દુઃખ

પાંપણ નહીં તો આમ ધરા ખોતરે નહીં,
શરમાય છે કહેતાં સહેતી થયાનું દુઃખ

એને ય કોઈ વાતે કશે ગોઠતું નથી,
સાલે છે બહુ હવાને હલેતી થયાનું દુઃખ

ઝાંખો પડી ગયો છે પવન એ જ કારણે,
છે એમને ય વાત વહેતી થયાનું દુઃખ

બહુ હોય છે સમર્થને-કોણે કહ્યું તને!
હોતું નથી પહાડને રેતી થયાનું દુઃખ

'ઘાયલ', ગઝલ કહે નહીં આરત તો શું કરે!
ક્યાં ઠાલવે જઈ એ કહેતી થયાનું દુઃખ.

ટેરવે દીવા ઉપર ઝૂકયો ઉજળતો પત્ર હુ
અક્ષરો કપી રહ્યા, ઝાળે સળગતો પત્ર હુ

વાચનારી આખ વારવાર બસ, વાચ્યા કરે
કૈક એવા ભાવથી ભીનો-રસળતો પત્ર હુ

કોણ સરનામે હશે કે કયા કદી પ્હોચીશ હુ ?
વાયરાની શેરીએ ઊડતો-ઝળતો પત્ર હુ

કાલ કોરાકુ થતા સૌ શબ્દ રેલાઈ જશે
ઘન અષાઢે આજ આ રસ્તે પલળતો પત્ર હુ

અર્થ દેશે કોણ મુજ કાગળપણુ ઉદ્ધારશે ?
વાટ એની જોઉ છુ કોરો કકળતો પત્ર હુ

સૂસવે છે કાગળી સન્નાટો મારામા સતત,
શબ્દના ટહુરવસ્ત્રનો પીળો પમળતો પત્ર હુ

તમે — ❑ ભગીરથ બ્રહ્મભટ

માણસની આંખમહીં પાણી પૂરીને તમે માનસને કર્યું છે પાણી,
અધવચ્ચે કીકીમાં કસ્તર પૂરીને એના જીવતરને કર્યું છે ધાણી

તમે માટીને આપી છે જીવતી સુગંધ
ને પાવકને ઝળહળતું પોત

વહેતા પવનને તમે પાવડી આપી
ને માનવીને આપ્યું છે મોત

વલવલતી વેદનાના બંધ એના અંતરમાં કેમ તમે ખેંચ્યા છે તાણી

ઝાડવાંને દીધી છે મ્હાલવાની છૂટ
ને દરિયાને આપી છે દોટ

રમતા વાદળ ફરે મલકાતા રૂપ લૈ
માનવીને એકલાને ચોટ ?

છે આંસુથી કોરેલા શમણાંના ગામમહીં ડૂસકાતા ઝરણાંની વાણી.

# ટૂંકી વાર્તા વિશે થોડું



**સુરેશ જોષી**

આજે ટૂંકી વાર્તા વિશે વિચાર કરતાં કેટલાક પ્રશ્નો ઉદ્ભવે છે હવે પ્રયોગશીલતાનો જુવાળ ઓસરી જવા આવ્યો છે? રૂપરચના વિશેનો આગ્રહ હવે શિથિલ પડતો જાય છે? વાર્તામાં હવે વાર્તા કહેવાના મુદ્દા પર વધારે ભાર મૂકવામાં આવે છે? હવે વાર્તાકાર ફરીથી વાચકાભિમુખ થવાનો પ્રયત્ન કરી રહ્યો છે? ટૂંકમાં કહેવું હોય તો કેટલાકને મતે હવે પ્રયોગને કારણે આવેલી વિક્ષુબ્ધતા, ડહોળાયેલો મૂલ્યબોધ, રચનારીતિની કરામતો—આ બધું શમી ગયું છે હવે ફરી વાર્તાકાર સમકાલીન જીવનની ઓળખ એ પોતાના વાચકને કરાવવા ઇચ્છે છે

આ પ્રશ્નો વિશે થોડું વિચારીએ એ વાત સાચી કે કોઈપણ સાહિત્યસ્વરૂપના વિકાસમાં એકધારું ઉત્કર્ષનું સાતત્ય જળવાઈ શકતું નથી મોટી ફાળ ભર્યા પછી મંદગતિનો, સ્થગિતતાનો ગાળો આવે છે એનાં બે કારણો હોઈ શકે એક તો એ કે કોઈ પણ એક તબક્કામાં એક સાથે ઘણી સાહિત્યિક પ્રતિભા કાર્યશીલ બનતી હોય એવું ભાગ્યે જ બને છે આથી થોડા શક્તિશાળી સર્જક નવું પ્રસ્થાન કરે છે ત્યારે સમકાલીન વિવેચન એને સાશંક દૃષ્ટિએ જ જુએ છે એમાં પરદેશી સાહિત્યની અસરો બતાવવામાં આવે છે આપણી તળભૂમિનું જીવન જ આપણા માટે તો અભીષ્ટ છે એવો આગ્રહ રાખવામાં આવે છે નવીનતાનો મોહ એ કેવું અનિષ્ટ છે તે પણ વડીલભાવે સમજાવવામાં આવે છે આ બધાનો સામનો કરીને, સામે પ્રવાહે તરીને થોડાક સર્જકો ઉત્તમ વાર્તા સાહિત્યના અનુશીલનથી તથા કેળવાયેલી સૂઝથી રચનાનો નવો અભિગમ સ્વીકારીને આગળ વધે છે આ પછી આ નવું આન્દોલન, એણે ઉપજાવેલી થોડીક ઉત્તમ કૃતિઓને કારણે થોડી

પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે. એને પરિણામે ઓછી શક્તિવાળા પણ નવા પ્રવાહમા ટકી રહેવાની મહત્ત્વાકાક્ષા ધરાવનારા સર્જકો પ્રયોગશીલતા તરફ વળે છે આને કારણે કહેવાતી નવીન રચનારીતિના અમુક લક્ષણોનુ તારણ કાઢી લેવામા આવે છે. પછી એ લક્ષણોને અનુસરીને રચના કરનારો વર્ગ ઊભો થાય છે, આમ સફળ કૃતિની રચનારીતિના અનુકરણો થવા માડે છે. આથી ધીમેધીમે નિષ્પ્રાણ સૂક્ષ્મ રસવૃત્તિ વિનાની, રચનાઓ ઊભરાતી જાય છે.

આપણે આ પરિસ્થિતિમાથી પસાર થઈ ગયા છીએ હવે એની પ્રતિક્રિયા શરૂ થઈ છે. વાચક આ બધા રચનારીતિના પ્રયોગોના ગતકડાને કારણે હેબતાઇ ગયો હતો અને વિવેચન પણ કાઈ ખાસ સહાનુભૂતિ બતાવતુ નહોતુ. આથી સાહિત્યકારોના એક વર્ગે ફરી ટૂકી વાર્તાને વાચકાભિમુખ કરવાની વાત શરૂ કરી આ વર્ગના વિવેચકો સાહિત્યિક ગુણવત્તાની ઊચી માત્રાનો કે સૂક્ષ્મતાનો ઝાઝો આગ્રહ રાખતા નથી એઓ તો સમકાલીન જીવન વિશેની અનુભવ-જન્ય અભિજ્ઞતા પર ઝાઝો ભાર મૂકે છે એના રૂપાન્તરની પ્રક્રિયા જ એને સાહિત્ય બનાવે છે એ માનવાનુ પણ એનુ વલણ નથી

આમ છતા ટૂકી વાર્તામા નવી રચનારીતિનો પ્રયોગ કરવો એ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટે જરૂરી ગણાય છે. નવીનતાને માટેનો આગ્રહ પણ રહ્યો છે. ઓછી સર્જનશક્તિવાળા જે પ્રયોગો થઈ ચૂકયા છે તેને અનુસરે છે ત્યારે એ પ્રયોગ કરવા પાછળ રહેલા કેટલાક ટૂકી વાર્તાના સ્વરૂપ વિશેના ગૃહીતોને જાણ્યે અજાણ્યે સ્વીકારી લેતા હોય છે, આથી પરિસ્થિતિ એવી ઉદ્ભવી છે કે ટૂકી વાર્તાના સ્વરૂપ વિશેની ચર્ચામા ખાસ નવો ઝોક દેખાતો નથી પણ વાચકોનુ નામ લઈને, જીવનાભિમુખતાનો પુરસ્કાર કરીને, સરળ કથનશૈલીને ટૂકી વાર્તા પરત્વેના નવા અભિગમને નામે સ્વીકારી લેવામા આવી હોય એવુ લાગે છે

# ટૂંકી વાર્તા વિશે થોડું



## સુરેશ જોષી

આજે ટૂંકી વાર્તા વિશે વિચાર કરતા કેટલાક પ્રશ્નો ઉદ્ભવે છે હવે પ્રયોગશીલતાનો જુવાળ ઓસરી જવા આવ્યો છે? રૂપરચના વિશેનો આગ્રહ હવે શિથિલ પડતો જાય છે? વાર્તામા હવે વાર્તા કહેવાના મુદ્દા પર વધારે ભાર મૂકવામા આવે છે? હવે વાર્તાકાર ફરીથી વાચકાભિમુખ થવાનો પ્રયત્ન કરી રહ્યો છે? ટૂંકમા કહેવુ હોય તો કેટનાકને મતે હવે પ્રયોગને કારણે આવેલી વિક્ષુબ્ધતા, ડહોળાયેલો મૂલ્યબોધ, રચનારીતિની કરામતો–આ બધુ શમી ગયુ છે. હવે ફરી વાર્તાકાર સમકાલીન જીવનની ઓળખ એ પોતાના વાચકને કરાવવા ઇચ્છે છે

આ પ્રશ્નો વિશે થોડુ વિચારીએ એ વાત સાચી કે કોઈપણ સાહિત્યસ્વરૂપના વિકાસમા એકધારુ ઉત્કર્ષનુ સાતત્ય જળવાઈ શક્તુ નથી મોટી ફાળ ભર્યા પછી મંદગતિનો, સ્થગિતતાનો, ગાળો આવે છે એના બે કારણો હોઈ શકે એક તો એ કે કોઈ પણ એક તબક્કામા એક સાથે ઘણી સાહિત્યિક પ્રતિભા કાર્યશીલ બનતી હોય એવુ ભાગ્યે જ બને છે આથી થોડા શક્તિશાળી સર્જક નવુ પ્રસ્થાન કરે છે ત્યારે સમકાલીન વિવેચન એને સાશંક દૃષ્ટિએ જ જુએ છે એમા પરદેશી સાહિત્યની અસરો બતાવવામા આવે છે આપણી તળભૂમિનુ જીવન જ આપણા માટે તો અભીષ્ટ છે એવો આગ્રહ રાખવામા આવે છે નવીનતાનો મોહ એ કેવુ અનિષ્ટ છે તે પણ વડીલભાવે સમજાવવામા આવે છે આ બધાનો સામનો કરીને, સામે પ્રવાહે તરીને થોડાક સર્જકો ઉત્તમ વાર્તા સાહિત્યના અનુશીલનથી તથા કેળવાયેલી સૂઝથી રચનાનો નવો અભિગમ સ્વીકારીને આગળ વધે છે આ પછી આ નવુ આન્દોલન, એણે ઉપજાવેલી થોડીક ઉત્તમ કૃતિઓને કારણે થોડી

પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે. એને પરિણામે ઓછી શક્તિવાળા પણ નવા પ્રવાહમા ટકી રહેવાની મહત્ત્વાકાક્ષા ધરાવનારા સર્જકો પ્રયોગશીલતા તરફ વળે છે આને કારણે કહેવાતી નવીન રચનારીતિના અમુક લક્ષણોનુ તારણ કાઢી લેવામા આવે છે. પછી એ લક્ષણોને અનુસરીને રચના કરનારો વર્ગ ઊભો થાય છે, આમ સફળ કૃતિની રચનારીતિના અનુકરણો થવા માડે છે. આથી ધીમેધીમે નિષ્પ્રાણ સૂક્ષ્મ રસવૃત્તિ વિનાની, રચનાઓ ઉભરાતી જાય છે.

આપણે આ પરિસ્થિતિમાથી પસાર થઈ ગયા છીએ હવે એની પ્રતિક્રિયા શરૂ થઈ છે વાચક આ બધા રચનારીતિના પ્રયોગોના ગતકડાને કારણે હેબતાઇ ગયો હતો અને વિવેચન પણ કાઈ ખાસ સહાનુભૂતિ બતાવતુ નહોતુ. આથી સાહિત્યકારોના એક વર્ગે ફરી ટૂકી વાર્તાને વાચકાભિમુખ કરવાની વાત શરૂ કરી. આ વર્ગના વિવેચકો સાહિત્યિક ગુણવત્તાની ઊચી માત્રાનો કે સૂક્ષ્મતાનો ઝાઝો આગ્રહ રાખતા નથી એઓ તો સમકાલીન જીવન વિશેની અનુભવજન્ય અભિજ્ઞતા પર ઝાઝો ભાર મૂકે છે એના રૂપાન્તરની પ્રક્રિયા જ એને સાહિત્ય બનાવે છે એ માનવાનુ પણ એનુ વલણ નથી

આમ છતા ટૂકી વાર્તામા નવી રચનારીતિનો પ્રયોગ કરવો એ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટે જરૂરી ગણાય છે. નવીનતાને માટેનો આગ્રહ પણ રહ્યો છે. ઓછી સર્જનશક્તિવાળા જે પ્રયોગો થઈ ચૂક્યા છે તેને અનુસરે છે ત્યારે એ પ્રયોગ કરવા પાછળ રહેલા કેટલાક ટૂકી વાર્તાના સ્વરૂપ વિશેના ગૃહીતોને જાણ્યે અજાણ્યે સ્વીકારી લેતા હોય છે, આથી પરિસ્થિતિ એવી ઉદ્ભવી છે કે ટૂકી વાર્તાના સ્વરૂપ વિશેની ચર્ચામા ખાસ નવો ઝોક દેખાતો નથી પણ વાચકોનુ નામ લઈને, વાચનાભિમુખતાનો પુરસ્કાર કરીને, સરળ કથનશૈલીને ટૂકી વાર્તા પરત્વેના નવા અભિગમને નામે સ્વીકારી લેવામા આવી હોય એવુ લાગે છે

જીવનના જુદા જુદા પાસાને ટૂંકી વાર્તામા સ્થાન મળે, અનુભવનુ વૈવિધ્ય જળવાય લોકોને સાહિત્યમા પોતાના અનુભવોનુ પ્રતિબિમ્બ જોવા મળે એવો આગ્રહ રાખવામા આવે તેથી ટૂંકી વાર્તા આપોઆપ જ કલાદૃષ્ટિએ ઊણી થઈ જાય એવુ નથી પણ અહી મુખ્ય પ્રશ્ન આ છે આ અનુભવનુ સત્ય રસકીય સામગ્રી બનીને આવે છે ખરુ ? જો એ બારીકાઈથી કરેલા નિરીક્ષણની વીગતો જ આપી છૂટતુ હોય, જો એ અનુભવની પાછળ રહેલી સદિગ્ધતાને સૂચવવાની એમા ગુજાયશ નહિ રહી હોય તો એ આપણને રસાનુભવ કરાવશે ? કથાસાહિત્યને આપે ય તે શુદ્ધ સાહિત્યપ્રકાર ગણવાનુ ઝાઝુ વલણ નથી આથી જીવાતા જીવનના બને તેટલા પાસાને તાદૃશ કરી આપે એટલુ કામ જો ટૂંકી વાર્તા કરી શકે તો એમાથી આ સન્તોષ પામી જનારો વિવેચકનો વર્ગ ઊભો થતો જાય છે

એક બાજુથી પ્રયોગશીલતાને કારણે ટૂંકી વાર્તાના એક સાહિત્ય-સ્વરૂપ તરીકેના લક્ષણોની મીમાસા જ બધાઈ ન રહેતી એની નવી શક્યતાઓને પ્રકટ કરતી, રૂઢ ખ્યાલથી ઊફરી જતી વાર્તાઓ લખાતી ગઈ રૂઢ શૈલીની કથનરીતિનો ઉપયોગ કરીને એ દ્વારા પણ રમણીય પ્રયોજનની સિદ્ધિ પ્રાપ્ત કરવાના પ્રયત્નો પણ થયા ટૂંકી વાર્તામા કાવ્યતત્ત્વને પણ ઠીકઠીક અવકાશ મળતો લાગ્યો ઘણીવાર રૂઢ શૈલીની સામે છેડે હોય એવી જ વાર્તા લખવાનો ઝનૂની પ્રયત્ન પણ થયો હવે આની પ્રતિક્રિયા શરૂ થઈ છે હવે ટૂંકી વાર્તામા ભાષાકર્મ કવિતામા જે સ્તરે થતુ હોય છે તે સ્તરે રહીને કરવાનો ઝાઝો આગ્રહ રાખવામા આવતો નથી ટૂંકી વાર્તામા વસ્તુનો વિકાસ સીધી રેખાએ થતો જોવામા આવે છે અનેક કેન્દ્રીય સમયની અનુભૂતિ કરવા માટે પદવિન્યાસ જોડે કશી તોડફોડ કરવામા આવતી નથી વાર્તામા કાવ્યત્વનો પ્રવેશ એટલે અલકરણની બહુલતા એવા ખ્યાલને સ્વીકારવાને

કારણે ટૂંકી વાર્તાનું વિભાવન કાવ્યના સ્તરે રહીને થાય એ સમ્ભાવનાને જ બાદ કરી નાખવમા આવી છે

ટૂંકી વાર્તાના વિકાસનું એક મહત્વનું સ્થિત્યન્તર આ રીતે શું સિદ્ધ કરી ગયું, એની કયી શક્યતાઓ સિદ્ધ થયા વગરની રહી ગઇ એ વિશેની ચર્ચાઓ ઝાઝી થાય તે પહેલા જ જાણે વિવેચને એ પાનું ફેરવી દીધુ લાગે છે ભાષાકર્મ જો રસકીય સભાનતાથી નહિ થાય તો એ કલાકૃતિ તરીકે ટૂંકી વાર્તાને ખમવું પડે એ ખ્યાલ હવે ઝાઝા મહત્વનો રહ્યો નથી.

એક પ્રશ્ન આ બધાના કેન્દ્રમા રહ્યો છે શા માટે આપણે વારે વારે સાહિત્યની રસાનુભવ કરાવવાની શક્તિ અને એને સિદ્ધ કરી આપતી રચનારીતિ તરફથી વળી જઇએ એની સામગ્રીને જ વધારે મહત્તા આપતા થઈ જઈએ છીએ. શા માટે આપણે ટૂંકી વાર્તાના વિકાસમા નિરુપણની સૂક્ષ્મતાનો આગ્રહ રાખવાનું છોડી દઇએ છીએ. લોકોથી વિમુખ થવાના દૃઢ સકલ્પ સાથે કોઇ ઊચી રસવત્તા સિદ્ધ કરવાના પ્રયોગો કરે છે એવુ નથી, કવિતાના આસ્વાદની જેમ સમજપૂર્વક, પૂર્વગ્રહરહિત દૃષ્ટિએ જો ટૂંકી વાર્તાના પણ આસ્વાદ કરાવવામા આવે તો ઊચી કોટિની રસવત્તા ધરાવનારી વાર્તાને કેમ માણવી તે સાહિત્યરસિક વાચકોને સમજાય. આવા પ્રયત્નો કરવાને બદલે ટૂંકી વાર્તાના સ્તરને નીચુ લાવવાનો પ્રયત્ન ઇષ્ટ નથી વિવેચન જો આ પરત્વે ખોટુ વલણ ધારણ કરશે તો એ સાહિત્યના વિકાસને ઉપકારક નહિ નીવડે 

ઇતરેતર [ વાર્તાસંગ્રહ ] લે · વિજય શાસ્ત્રી પ્રકાશક · સાહિત્યસંગમ, બાવાસીદીનો ટેકરો, ગોપીપુરા, સૂરત–૩૯૫ ૦૦૧ કિ . . ૧૫-૦૦

## કાર્તકી સવારે



અજિત ઠાકોર

**વિષાદના** ભારથી હૃદય જાણે કે ઝૂકી ગયુ છે મારી સામે નવશિશુના અકલુષિત મુખ જેવી કાર્તકની આ સવાર તગતગી રહી છે ઘરના વાડાની દિવાળીએ તાજી લીંપાયેલી ગધવતી ઓકળિયાળો ચોક તડકામા પ્રકાશી ઊઠયો છે હળુહળુ હાલતા ઝાડવાઓથી આકાશના વેરણછેરણ થયેલા ટુકડાઓ આછુ ભૂરુ અતલ ઊડાણ ઓઢીને અકળ ચહેરે ઝૂલતા બેઠા છે. મારી સમુખ ઊભેલી વાડાની આ વિનયતી-આમલીના કૂણા કૂણા પાદડાઓ પર સવારનો કૂણો તડકો ઢોળાઈ ગયો છે થોડે દૂર સામેના તાડ પર બેઠેલા બે ત્રણ ગીધની સકડાયેલી પાંખોય તડકાના ઢોવાવાથી એને ચોટેલી દુરિતતાને જાણે કે નિતારી દઇ આલોકિત થઈ ઊઠી છે આવી ઉજમાળી ક્ષણો દુરિતનાય ગોપિત રહેલા આગવા સૌદર્યને અનાવૃત્ત કરી તીર્થવતી બની રહે છે

ચોકમા એક ખૂણે સૂકવવા પાથરેલા તાજા જ કપાયેલા લીલા ઘાસની માણભરી ગળચટી ગધ તદ્રિલ નાસિકાને ઉત્ફુલ્લ કરી દે છે. યૌનગધી અરણ્યાની કાર્તકીની પીળાશ પડતી લીલી ઉન્મત્ત કાયા મને ગૃહસ્થને અસ્વસ્થ બનાવી મૂકે છે ને આ સામેની તુલસી એની માજર વડે નિરામય આકાશ તરફ તર્જનીસકેત કરી રહી છે પીળાશ પડતી રાતી મરઘીઓ પડખામા ચાચવી ખણી રહી છે વાડાની વળગણીએ લટકતા કપડાઓએ ગઈ રાતની તદ્રા છોડી નથી. અસ્તવ્યસ્ત લટકતા તેમના ઉઘરેટા ચહેરાઓ પવનના હળુહળુ સ્પર્શે ને અમથી અમથી ટપલીએ પુલકિત થતા જોઉ છુ ચૂલામાથી નીકળતો ભૂખરો ધુમાડો વાડાના પીળાશ પડતા લીલવા અવકાશને રેખાયિત કરતો જણાય છે ઘરમા ખલમા વટાતા મસાલા ધાણા, લસણ, આદુ ને મરચાનો તિક્ત

ઓળખેલો ધ્વનિ જીભ પર રમ્યા કરે છે. ઉનાળામાં મૂળ કાઢી નાખેલી વિલાયતી આમલી એના નાના નમણા હાથ કાર્તકના આ ભૂરા ભૂરા આકાશમાં ઉલાળી રહી છે. કૂણી કૂણી ઝિંઝિવિંધાથી એણે એના ઘા રુઝાવી દીધા છે. રિલ્કેની 'Space Spreads from us to thing' કડી યાદ આવે છે જગત અને આપણી વચ્ચે પ્રસરતા અવકાશને ચકચકીત દર્પણો જેવા આ દિવસો કેવા તો પ્રગટ કરી રહે છે!

વિલાયતી આમલીની છાયામાં (ભાગ્યે જ થડ પામે) તુલસીની પડોશમાં બારમાસીનો છોડવો ગામડિયા જગધાની જેમ માથે પીળું ઉન્ડૂરનું પુષ્પ ધારણ કરી છોગાળો થૈ મગરૂરીથી ઊભો છે. દનેક વધા છે ને ગૂંદાની એકમેકમાં ગૂંથાઈ ગયેલી ડાળખીઓની વચ્ચે બેકેની બે ચાર કાબરો કલબલાટ કરે છે એમાંની એક પગ ઊંચો કરી પાંખ ઊંચી કરી ગળી ચાંચથી પડખાને ખણી રહી છે. તો બીજી પા' વાડાની સીમા આંકતી મેંદીની હળુહળુ ઝૂલતી ડાળખી પર બેઠી બેઠી દેવચકલી એના ડરમોડ જેવી પાડર મંજરીના કેસર ચાંચ મારી મારીને તોડી રહી છે. ઓતરાદી પા' બાજુના વાડાના જુવાનજોધ લીમડાની ડાળખીઓ વચ્ચે પાંદડાઓમાંથી ચળાઈને આવતો તીણો કંઠસ્વર ને કાળી કાગડીનો સ્વર સાંભળું છું. કાર્તકનો આ ચડતો દિવસ એમના સ્વરની કરુણતાને જાણે કે કશીક અજાણી ગમગીનીથી આર્દ્ર કરી નાખે છે

આકાશમંદિરના ભૂરા ભૂરા વલયવળે સમડીઓના છૂટા કાળા ટીડિયાની માળા ધીરે ધીરે ઝૂલી રહી છે કપડાં ધોવાના સાબુ-સોડાખારની ગંધભર્યો અવાજ ગાજી ઊઠ્યો છે. બીજી પા' આ ચડતી બપોરની કાયામાંથી દોરની મૂકાતા જતા કપડાઓની ગંધ ને આભા શીતળતા મને ઉન્મત્ત બનાવી મૂકે છે, પ્રપૂર્ણપણે ખીલીને કરમાતા જતા ગલગોટાનો ભાર આ દિવસ પર વર્તાય છે, ક્યારેક પ્રપૂર્ણ ઉપવનથી ઝગકતા આ દિવસો આપણામાં પ્રસ્થાનો જગાડે છે તો ક્યારેક આમન્ત્રણની બેચેન કરી મૂકતી માયા લગાડી દેના અ

દિવસો આપણામા અલસતા સીંચે છે. આ દિવસોમા એકાદ હુંફાળી ઝૂલતી ઉજમાળી ક્ષણે અન્યમનસ્કા ષોડસીની માફક વાડાની આ વિલાયતી આમલી પણ એની નિબિડ ઘટાને ભેદવા મથના એકાદ કંપતા સૂર્યકિર સન્મુખ એના સ્નિગ્ધ શ્યામલ હૃદયને પ્રગટ કરી રહે છે.



## સાહિત્ય-વૃત્ત

શ્રી સુરેશ જોશીના ખૂબ જ જાણીતા થયેલા "કવિનુ વસિયતનામુ" નામક કાવ્યના એક અગ્રેજી અનુવાદ પરથી ગ્રીસની સુપ્રસિદ્ધ કવયિત્રી શ્રીમતી એગ્નિસ સોટિગ કોપોનો ગ્કિનાએ કરેલો ગ્રીક અનુવાદ જ્યારે એથેન્સના પ્રથમ હરોળના સાહિત્યિક સામયિક 'ન્યૂ સ્પિરિટ'ના તત્રીએ વાચ્યો ત્યારે તેઓ આનદથી ઝૂમી ઊઠયા, અને એમના મુખેથી ઉદ્ગાર સર્યો— 'અદ્ભુત!"

'ન્યૂ સ્પિરિટ'ના ૩૦મા અકમા ઉપરોક્ત ગ્રીક અનુવાદના પ્રકાશન પછી સખ્યાબધ વાચકો તરફથી મળેલા પ્રતિભાવથી પ્રેરાઈને શ્રીમતી સ્કિનાએ તેમના એક ભારતીય કવિ મિત્ર પર પત્ર લખીને ડો સુરેશ જોશીના થોડા વધુ કાવ્યોના અગ્રેજી અનુવાદ તેમના પર મોકલવા વિનતી કરી છે.

શેષ પ્રહર



## બકુલ ટેલર

રાત થતા જ ગામના પેટને ચીરતી છરી ફરી વળી કાટેલો અવાજ આધાર ખોઇ બેઠો થોડીવાર તરફડાટ થયો. પછી કૂતરાના રુદન ઉપર પીઠ કરતો છેવનો હુંકાર શમી ગયો ગીધની મોટી મોટી પાખો નીચેના અધકારે ગામને પડખે લીધુ

ગીમપાર શીભાડેથી અધારાના કરળ રૂપો આકાગતા ઉપસ્યા અરવ પગલે ગામનરફ વધ્યા. બળતા શબની ગધ ઘેરાવ લાગી તળાવનુ પડખુ દાઝયુ અરવ આકારોના પગરવોની છાપ જોઈ તે ધ્રૂજ્યુ, કપ્યુ ને પાળને જાણ થઈ પાળ ડઘાઈ ગઇ તળાવને ઘેરાયેલી વડ આબલીની છાયા અવક થઈ ગઈ. પોતાના રહ્યા સહ્યા મૂળિયા અને વડવાઇ મુઠ્ઠીમા ભીડી વડ દોડ્યો, પછડાયો, ઝીકાયો કડ્ડડ્ડ ને તાપણા માથે મૂકી વન્તરી જેવો વાયુ હીસ્ હીસ્ કરતો દોડી વળ્યો. પીપળાના પાદડા એકબીજાના માથામા માથુ મૂકી મૂકીને રડ્યા ઢળળળ્ળ્ કરતુક કશુક રસ્તે રસ્તે ઠલવાઈ ગયુ રસ્તાઓ હવે બધ સડી ગયેલા શબની પાંપણ નીચેના રગ જેવુ ધીરે ધીરે કણ બનીને વેરાયે જતુ હતુ કશુક કયાકથી! આકાશની છાતી ભારે બનતી જતી હતી

પાદરના વાળ જોરથી ખેચાતા માડયા ખચ્ચ કરીને તે ઉખડી ગયુ ને પેલા આકારોની મુઠ્ઠીમા લટકવા માડયુ કશાય હોકારા વિના એ આકારો શેરી-ફળિયામા બધ્ધેબધ ફફોસતી આખે ઘૂમી વળ્યા. એક ફળિયામા થભ્યા દરેકે દરેક ઘરને ઓટલે જઇને બેઠા હાથમા ચકચકતા ભાલા ચમકાવતા વિચિત્ર પ્રકારના વસ્ત્રો પહેરેલા લોહીનીગળતા મોઢાવાળા બહાર ધસી આવેલી કોઢી જેવી આખોવાળા

ચ્હેરા ઉપર સખ્તાઈથી ખેંચેલી, ઉપસેલી નસો અને વિખરાયેલા બાબરાવાળા નિશ્ચેષ્ટ પૂતળા હોય એમ વિના હાલ્યે, બોલ્યે, ચાલ્યે ક્યારેય નહિ ઊઠવાના હોય એમ બેઠા

એક ઘરના આંગણામાં આવેલા લીમડા પરથી ટપ ટપ લીંબોળી ખરવા માંડી ઘરનો પાસળિયાળો અંધકાર બહાર ધસી આવ્યો. કચ્ચર કચ્ચર થઈ વિખરાઈ ગયો આંગણું બૂમ પાડવા ગયું પણ મોઢું પહોળું જ રહી ગયું ટીક્ ટીક્ ટીક્ ટન્ ટન્ ટન્ ટન્ બારના ટકોરા ઘોરખોદુની જેમ ઘરમાં સૂતેલા એક માણસના પોપચાને ખોતરવા માંડ્યા શરીરમાં, અંદર રહીને કોઈ નહોર ભેરવી-ભેરવીને ગાત્રોને ખેંચી રહ્યું તે કદીય ન અનુભવેલી કારમી વેદનાથી પીડાઈ ઊઠ્યો

પાંપણના બેઉ છેડાએ જાણે જંગલી ઘોડાને બાંધ્યા હોય ને તે ખેંચ્યે જતા હોય એમ પાંપણ ઊઘડતી ગઈ છાતી ઉપર દાંત કકડાવતા ભારેખમ જરીરવાળા ઘણા બધા આકારો એક સાથે બેસી ગયા હતા છત જાણે વિકરાળ પક્ષીની પાંખની જેમ ઝૂકતી જતી હતી ભય વિહ્વળતા કુંઠાથી તે શ્રમિત થતો ગયો શ્વાસ ઉચ્છ્વાસ વચ્ચે કશુંક ફાંદ જેવું ઠોકાવા માંડ્યું હતું જેમ જેમ તે શ્વાસ લેવા મથ્યો, ફાંદ વધુ જોરથી પાંસળા ભીંસતી પ્રવેશતી ગઈ, ખૂબ ખૂબ ઊંડેથી આખાય અસ્તિત્વને રબર જેમ ખેંચતું કોઈ લઈ જઈ રહ્યું હતું ચહેરાની ઉપર અજાણી રેખા આકૃત થઇ ગઈ આંખમાં ઉભરાઇ ઉભરાઈને લોહી થીજવા લાગ્યું ગરોળીની ફૂલી ગયેલી ડોક જેવા પાતળા વાયુના પડદામાંથી તે તાગવા મથ્યો પાંપણ ઉપર ઘોડા ખેંચતાણ કર્યે જ જતા હતા જોયું તો ઘરને અસંખ્ય ભય પમાડે એવી છાયાઓએ ઘેરી લીધું હતું ઘરમાં જ્યાં જ્યાં બાકોરાં, તિરાડ, હતી ત્યાંથી કશુંક ઉછળતું ઉછળતું આવીને ઘરને ભરી દેતું હતું તે જાણે તણાવા માંડ્યો ઝાવાં મારવા લાગ્યો મોડી સાંજથી સળગતો દીવો માયાવી લોકની અપ્સરા જેવું નૃત્ય કરવા લાગ્યો

આંખમાં એ દીવાના તેજના કણો રાતા–પીળા પરપોટાવા માંડ્યા. એના ચીકણા ગરમ રેલાથી બધે છારો ફરી વળી એમાથી ઊઠતી ઉષ્ણ વરાળથી બધુ ઉષરભૂમિ જેવુ બની ગયુ અંગે-અંગમાથી ચીકણુ પ્રવાહી ઝરવા માડ્યુ. ઘર બાળીને બરુના ઘર જેવુ શ્વેત થઈ ગયુ. ચીરીરો. રીફ કરતાક દીવાલોના રંગ ઉતરડાઈ ગયા. ઉમ્બર પાસે ગોત્રના દેવ, શિશુપગલા, લગ્નના થાપા, પથ્થરના ઘોડા હાફતા હડસેલાતા ટોળે વળી ગયા વરની હથેળીમા અરવ કશુ ક ખરતુ ખરતુ જ રહ્યુ લાઆ અમ્બી પરસાળ જાણે આસૂરી શક્તિનુ આહ્વાન કરતી હોય એમ પથરાયેલી પડી જ રહી

'ખબાફ' કોઈ ઢળી પડ્યુ ને તે ઉછળી પડ્યો. છોલાયેલી પીઠ ઉપર કરોડરજ્જુ ધસી આવી. થોડી ક્ષણો તો તે ઊડી ગોઝારી ખીણમા હડસેલાતો, કૂટાતો, અથડાતો જતો હોય તેને લાગ્યુ આખીય પૃથ્વીના ભારથી દબાઈ ગયો હોય એમ તે શ્વાસ લેવા મથ્યો અડધુ પડધુ શરીર તો નિશ્ચેષ્ટ જ થઈ ગયુ અસહ્ય વેદનથી ઊઘડતી બીડાતી આખોથી એણે જોયું તો ઝાખા પીળા પ્રકાશમા ઘરની શ્વેત દીવાલોમા નાના નાના છિદ્રો ફૂટતા જાય છે, ને એનાથી મોટા મોટા પજાવાળા લાબા લાંબા હાથો લબાતા જાય છે.

સમગ્ર અસ્તિત્વ પાપણ ઉપર આવીને ઊભુ. કોઈ પશુના તીણા દાતમાથી પોતાના ચવાતા જતા શરીરને ખેચતો હોય એમ તે એક એક શ્વાસ લઈ રહ્યો હતો. મોભ ગણગણ કરતો નરોગ ફરતે ઊડી રહ્યો હતો બારણાની આખો તગતગી ઊઠી સમડીની પીઠ ઉપર બેસીને કાગ ઉડાઉડ કરતો રહ્યો ક્યાકથી હમણા જ નાળ તૂટેના બાળકનુ રુદન સભળાયુ. તે અશ્રુપલ્લવિત થઈ ગયો

શરીરના ગાત્રે ગાતના માથા ઉપર ફુફાડા મારતા સાપોના ગૂચળા બેસી ગયા માથાના પાછના ભાગમા કાળી કાળી ટેકરીઓ ધસી ગઈ. તીણા પથ્થરોથી બધુ છેદાઈ ગયુ. છેદાતુ જ ગયુ શ્વેત દીવાલો

ધીરે ધીરે કીડીનો ગફ્ફો બની ગઈ એક બે ત્રણ ...પાંચ સાત . નવ તેર ને પછી તો હારની હાર પીઠ ઉપર કજળી ગયેલા સૂર્યને લાદીને અહીં તહીં દોડવા માંડી તે પ્રચંડ નિઃશ્વાસથી આક્રંદ કરી ઊઠ્યો અંગે અંગ ઉપર અસહિષ્ણુતાથી ખીના ડોકી દેવાયા હતા તે મહાપ્રયત્ને પણ હાલી ન શક્યો ક્યાંકથી નારંગી મારી ઊતરડવાનો અવાજ થયો લીમડાનું વૃક્ષ ટગની સુધી તણાઈ આવ્યું શરીરને અડતાંજ તે શુષ્ક થઈ ગયું પાંદડાં ચકરાટ લેતાં ઊડવા માંડ્યાં વચ્ચેની ભીષણ શૂન્યતામાં શેરી-પાદર સીમનાં હાડ ચીંથરાં થઈને પડતાં આંખઉંના દેખાયાં

આંખ જોરથી મીંચી દૃશ્ય ચગદાઈ ગયું. ગામની ટેકરીઓ ફાટી પડી ને પ્રવાહ જોરથી ફૂટ્યો-ધસ્યો. ઘર પાસે આવીને અડક્યો પછી ઘૂમરી લેતો વીંટળાતો ગયો ધીરે ધીરે વધતા જતા પ્રવાહમાં ઘર ઘૂમરી વચ્ચેના શૂન્ય જેવું થઈ ગયું. દીવાના પગ તૂટ્યા ને વડીકમાં બધું જ ધરબાઈ ગયું, બધું જ!

રાત્રિના શેષ પ્રહરે ડવાયેલો ચંદ્ર બ્હાવરો દોડી આવ્યો, ને અંધકાર ઉલેચવા માંડ્યો સવાર થવા આવી ત્યારે એકાદ પડછાયો એની આંગળીને સ્પર્શ્યો

પાદર વચ્ચે ફૂટી ગયેલી માટલી વાયુના સંકેતોથી હાલતી હતી. લબડતી જીભે હાંફતું કૂતરું ત્યાંથી પસાર થઈ ગયું. તળાવમાં ભંઠોડા પડવા માંડ્યા હતા ભૂખરું આકાશ રક્તધુમ્મસથી ઘેરાતું જતું હતું

# એક અનોખી મુલાકાત



લેખક-લૂઇ પિરાન્દેલો

અનુવાદ-**પ્રમોદકુમાર પટેલ**

(ગુજરાતી વિભાગ, સ. પ યુનિ. વલ્લભ વિદ્યાનગર)

**મેં** એને એક જ વાર કહ્યુ હોત તો જુદી વાત હતી, હજાર વાર કહ્યુ હશે કે અગાઉથી મને જણાવ્યા વિના તારે કોઈને પણ ઘરમા પ્રવેશવા દેવાના નથી. તોય, આ તો સન્નારી હતા, એટલે સારો બચાવ શોધી કાઢયો ને !

"તેણે મારુ નામ બ્હીલ છે એમ કહ્યુ ?"

"હા સાહેબ, વીલ, મને તો કઈક એવુ જ સભળાયું"

"શ્રીમતી બ્હીન તો ગઈ કાલે ફ્લોરેન્સમા ગુજરી ગયા"

"કહે છે કે તે કશુક તમારા ધ્યાન પર લાવવા ચાહે છે."

આ બધુ ખરેખર સ્વપ્નમા રહ્યુ હતુ કે પછી મારા નોકર જોડે મારે આજે વાતચીત થઈ એ કોઇ ખરેખરી વાસ્તવિક ઘટના હતી એ વિશે મને કશુ જ સમજાતુ નથી એમ મારે હવે સ્વીકારવુ કહ્યુ. આમ તો મને અગાઉથી જણાવ્યા વિના એણે કેટકેટલા લોકોને મારા ઘરમા પ્રવેશવા દીધા હતા, પણ આ તો કોઈ વિચિત્ર જ પ્રસગ બન્યો ! એક મૃત્યુ પામેલી સ્ત્રીને તેણે અદર પ્રવેશવા દીધી હતી . અરે, મને તો આ કઈ માન્યામા જ આવતુ નથી, અને, ખરેખર તો મે એ સ્ત્રીને સ્વપ્નમા નિહાળી હતી, એટલે એ વાત માનવાનુ મને વધુ મુશ્કેલ બની રહ્યુ ! હાસ્તો, શ્રીમતી બ્હીલની જ હુ વાત કરુ છુ અને, હજીય તે કેવી અદ્ભુત લાવણ્યવતી નવયૌવના શી લાગી રહી હતી ! વર્તમાનપત્રમા તેનુ અવસાન થયાના

સમાચાર મે વાચ્યા તે ક્ષણે જ તો હુ જાગી પડયો હતો. તે પછી ફરીથી મને ઊંઘ આવી ગઇ એવુ સ્મરણ છે, અને મે જરૂર તેને સ્વપ્નમા નિહાળી છે. તેના વદન પર સ્મિતની આભા પથરાઇ ગઈ છે અને તેમા કશીક વિમાસણની રેખાઓ પણ ઘૂટાઈ રહી છે વાત કઈક એમ હતી કે પોતાના બદનને શી રીતે આચ્છાદિત કરવુ તેની જાણે તેને કઈ ગમ પડતી નહોતી! વસતના આકાશમા જોવા મળે એવી કોઈ શ્વેત વાદળીમા તે વીંટળાઈ રહી હતી, અને હળવે હળવે એ વાદળી જાણે કે વધુ ને વધુ બારીક બની રહી હતી! અને, પછી તો તે એટલી પારદર્શી બની ગઈ કે તેના આખાય સૌષ્ઠવપૂર્ણ ગુલાબી બદનની રેખાએ રેખા પ્રત્યક્ષ બની રહી! તેના બદનનો પેનો જે એક ભાગ આચ્છાદિત રહે તો શિષ્ટતા જળવાય એમ લાગતુ હતુ, તે પણ ચાહીબૂઝીને પ્રગટ કરી રહી હોય એમ વરતાતુ હતુ (પોતાના હાથથી તે પેલી વાદળીને ખેચી રાખવાની મથામણ કરી રહી હતી, પણ વાદળીના પુજ જેવી એક અપાર્થિવ વસ્તુને પકડી રાખવા તમે કેવી રીતે શક્તિમાન બની શકો?)

મારા અભ્યાસખડની રચના એવી રીતની છે કે, એની બને બાજુએ બાગનો વિસ્તાર છે. એમા પાચ મોટી બારાઓ છે એમાની ત્રણ નીચી એક બાજુએ પડે છે, જ્યારે બીજી બે, બીજી બાજુએ પડે છે એ પૈકી પેલી ત્રણ બારાઓ બીજી બે કરતા ય વધુ મોટા કદની છે, અને એને કમાનવાળી બાધણી છે, જ્યારે પેલી બે બારીઓને કેવળ કાચના બારણાં છે અને દક્ષિણી વિસ્તાર જેને મળ્યો છે એવા એ ઝરુખામા સૂર્યપ્રકાશના ઝગહળતા સરવરમાં તે ઊઘડે છે આ પાચેય બારાઓ રેશમી ભૂરા પરદાઓથી સજાવેલી છે અને વાયુલહરમા એ પરદાઓ નિરતર ફરફરતા રહે છે. પણ ખડમાનો પ્રકાશ નીલસ-વરણો છે, અહીં જે વૃક્ષો પલ્લવિત થઈ ઊઠયાં છે, તેની નીલી આભા તેમા પ્રસરી રહી છે ને એટલે.

અહીં ગાદીતકિયાથી સજાવેલી એક મોટી બેઠક છે, અને એની પીઠ–બાજુ પેલી વચલી બારી આગળ આવે છે એનો રંગ પણ નીલમી છે, પણ એની ઝાય થોડીક આછી, સાગરી નીનાશ જેવી ખરી અને, આ ખડમા તમે અહીં નિગત ધરીને બેઠા હો, તો એની અદ્‌ભુત પ્રસન્નતા તમે અતર ભરાઈ જાય એટલી હદે માણ્યા જ કરો, બસ, માણ્યા જ કરો, એના એ લીલા અને ભૂરા પરિવેશમાં, એ પ્રકાશ અને એ હવામા જ તમે લીન બની જશો, એમ મે કહી દીધુ એને !

એ ખડમા જ્યારે હુ પ્રવેશુ છુ ત્યારે ફ્લોરેન્સમા ગઈ કાલના શ્રીમતી વ્હીલના અવસાનના અહેવાલવાળુ પેલુ વર્તમાનપત્ર હજીયે હુ મારા હાથમા ધરી રહ્યો હોઉં છુ મે એ સમાચાર વાચ્યા છે, એ બાબતમા મારા મનમા રજમાત્ર સશયને અવકાશ નથી ! આ જુઓ, આ પત્રમા તો એનો અહેવાલ પ્રગટ થયો છે ! પણ, ના, ત્યા સામે જુઓ શ્રીમતી વ્હીલ પેલી બેઠક પર કેની મારી પ્રતીક્ષા કરતી બેઠી છે ! હાસ્તો, સ્વય મોહિનીરૂપ એના વ્હીલ પોતે જ ત્યા ઉપસ્થિત છે ને ! એ સભવિત છે અલબત્ત. હાસ્તો એ વાસ્તવિક ન હોય એય ખરુ ! પણ એ વાતનું મને જરીકે આશ્ચર્ય ન થવુ જોઈએ. કેમકે છેલ્લા કેટલાક સમયથી આવા માયાવી રૂપો જોવાને હુ ટેવાઈ ગયો છુ. હા, આ આખી વાત અથી ઊલટી પણ હોઈ શકે, આ વર્તમાન-પત્રમા તેના અવસાનના જે સમાચાર છપાયા છે તે સાચા ન હોય એમ પણ બને તાત્પર્ય કે, તમે આ બે હકીકતમાથી કોઈ એકને સ્વીકારી લો તે ન ચાલે

ખરેખર તે અહી સાક્ષાત ઉપસ્થિત છે. આજથી ત્રણ વર્ષ પહેલા તેને જોઇ હતી એ જ શ્વેત મલમલના વસ્ત્રપરિધાનમા સજ્જ, એ જ તેની બાળસહજ નિર્દોષતા, જો કે તેની છાતી પરના વસ્ત્રનો કાપ એ રીતનો હતો કે તેના ગૌર પુષ્ટ સ્તનોનો ઉભાર તેમાથી બહાર પ્રગટ થઈ જતો હતો. (હવે મને સમજાય છેઃ આ કારણે જ મે મારા

સ્વપ્નમા પેલી શ્વેત વાદળી જોઈ હતી. તેણે તેના માથા પર મોટી સ્ટ્રોહેટ મૂકી છે અને તેની કાળી પહોળી રિબનપટ્ટી તેણે ચિબૂક નીચે ગાંઠી દીધી છે તેની બિલકુલ સામેની પેલી બે વિશાળ ખિડકીઓમાથી ધોધમાર વહી આવતા પ્રકાશના ઝળહળાટથી જાણે પોતે બચવા માગતી ન હોય તેમ તેણે તેની આખો સહેજ નીચી ઢાળી દીધી છે પણ પછીની ક્ષણે—અને આ તો સાવ વિચિત્ર લાગે એવી વાત હતી, તેણે પોતાનુ મસ્તક ચાહી બૂઝીને પાછળ એવી રીતે હટાવ્યુ કે તેના પુષ્ટ ગૌરવર્ણા ઉભ્માસભર સ્તનો અને ઉપરના ઉરપ્રદેશમા ગળાનુ અદ્ભૂત લાવણ્ય એકસાથે ચમકી ઊઠ્યુ, અને તેની શ્વેત કોમળ ડોકની અને તેના ચિબૂક પરની પેલી મધુર લલિત અને અભિરામ રેખાઓમા ભળીને તે ખિલી ઊઠ્યુ

તે આ જાતનો મનોભાવ જગાડે છે (અને આ જાતનો મનોભાવ જ તે જગાડવા ચાહતી હતી એમા તો કોઇ શકા જેવુ નથી) એમ લાગ્યુ, તે સાથે મને બધુ જ એકદમ વિશદ બની જતુ લાગ્યુ શ્રીમતી એના બ્હીન જે 'કશુક' મારા ધ્યાન પર લાવવા ચાહતી હતી, તે બધુ જ આમા આવી જતુ -તેના ગૌર સ્તનોની વિશુદ્ધ કાતિમા અને તેના ગળાની એ અનોખી ભગીની અભિરામ રેખાઓમા ! આ તો એક ક્ષણમા જ મને સમજાઇ ગયુ સમયની અ એક એવી ક્ષણ હતી, જે શાશ્વતીમા પરવર્તિત થઇ ગઈ હતી, અને, જીવનનો તેમ મૃત્યુનોય, સર્વ કોઇનો, એ વિલય કરતી હતી—એક અલૌકિક દિવ્યાનુભૂતિના રુકી જતા વિશ્વમા એ સર્વ કઈનુ નિમર્જ્જન કરી દેતી હતી ! આ વિશ્વમા, રહસ્યના ગર્ભમાથી એકાએક પ્રાણતત્ત્વ માત્ર એક જ વાર સ્ફુરિત થઇ ઊઠે—અત્યત વિશદ રૂપમા અને તેજવર્તુળમા ઝગહળતુ—એવી એ એક ક્ષણ હતી

હુ તેને ભાગ્યે જ ઓળખુ છુ (એ તો મૃત્યુ પામી છે એટલે મારે એમ કહેવુ જોઈએ કે 'હુ તેને ભાગ્યે જ ઓળખતો', પણ વળી

અહીં તે સાક્ષાત્ હાજર છે,-જાણે શાશ્વતી ક્ષણની કોઈ પરમ કૃતિને હુ ઝીલી રહ્યો હોઉં ને-અને એટલે જ હુ એમ પણ કહી શકુ-'હુ તને ભાગ્યે જ ઓળખુ છુ') મે તેને ફક્ત એક જ વાર જોઈ હતી અમારા બ તેના એક મિત્રના બગલાના પ્રાગણમા યોજાયેલી ગાર્ડન-પાર્ટીમા આ જ શ્વેત મખમલી વસ્ત્રોમા શોભતી તે ત્યા ઉપસ્થિત હતી।

તે સવારે અમારા મિત્રના એ બાગમા તરુણ રૂપસુદરીઓ અત્યત ખુશમિજાજ અને ભાવવિભોર બની ગઈ લાગતી હતી પોતે કોઈની કામ્યમૂર્તિ બની છે એમ કોઈ નવયૌવનાને લાગણી થાય, તે ક્ષણે જે અપૂર્વ આનદ તેના અતરમા ઉભરાઈ રહે છે, તેવા કોઈ આનદની ભરતીમા તેઓ તરી રહી હતી તેમણે પોતાની જાતને જાણે કે નૃત્યના ઝઝાનિલમા વહેતી મૂકી હતી અને, નૃત્યમા સાથી બનનાર યુવકોમા અતર કોઈની તૃષ્ણા જગાવવાના આશયથી જ સ્મિત કરીને

સ્વપ્નમા પેલી શ્વેત વાદળી જોઈ હતી. તેણે તેના માથા પર મોટી સ્ટ્રોહેટ મૂકી છે અને તેની કાળી પહોળી રિબનપટ્ટી તેણે ચિબૂક નીચે ગાંઠી દીધી છે તેની બિલકુલ સામેની પેલી બે વિશાળ ખિડકીઓમાથી ધોધમાર વહી આવતા પ્રકાશના ઝળહળાટથી જાણે પોતે બચવા માગતી ન હોય તેમ તેણે તેની આખો સહેજ નીચી ઢાળી લીધી છે પણ પછીની ક્ષણે-અને આ તો સાવ વિચિત્ર લાગે એવી વાત હતી, તેણે પોતાનુ મસ્તક ચાડી બૂઝીને પાછળ એવી રીતે હટાવ્યુ કે તેના પુષ્ટ ગૌરવર્ણા ઉષ્માસભર સ્તનો અને ઉપરના ઉરપ્રદેશમા ગળાનુ અદ્ભૂત લાવણ્ય એકસાથે ચમકી ઊઠયુ, અને તેની શ્વેત કોમળ ડોકની અને તેના ચિબુક પરની પેલી મધુર લલિત અને અભિરામ રેખાઓમા ભળીને તે ખિલી ઊઠયુ

તે આ જાતનો મનોભાવ જગાડે છે (અને આ જાતનો મનોભાવ જ તે જગાડવા ચાહતી હતી એમા તો કોઇ શકા જેવુ નથી) એમ લાગ્યુ, તે સાથે મને બધુ જ એકદમ વિશદ બની જતુ લાગ્યુ શ્રીમતી એના બ્હીન જે 'કશુક' મારા ધ્યાન પર લાવવા ચાહતી હતી, તે બધુ જ આમાં આવી જતુ -તેના ગૌર સ્તનોની વિશુદ્ધ કાતિમા મને તેના ગળાની એ અનોખી ભગીની અભિરામ રેખાઓમા ! આ તો એક ક્ષણમા જ મને સમજાઇ ગયુ સમયની આ એક એવી ક્ષણ હતી, જે શાશ્વતીમા પરિવર્તિત થઇ ગઈ હતી, અને, જીવનનો તેમ મૃત્યુનોય, સર્વ કોઈનો, એ વિલય કરતી હતી-એક અલૌકિક દિવ્યાનુભૂતિના ફુલી જતા વિશ્વમા એ સર્વ કઈનુ નિમર્જન કરી દેતી હતી ! આ વિશ્વમા, રહસ્યના ગર્ભમાથી એકાએક પ્રાણતત્ત્વ માત્ર એક જ વાર સ્ફુરિત થઇ ઊઠે-અત્યત વિશદ રૂપમા અને તેજવર્તુળમા ઝળહળતુ-એવી એ એક ક્ષણ હતી

હુ તેને ભાગ્યે જ ઓળખુ છુ (એ તો મૃત્યુ પામી છે એટલે મારે એમ કહેવુ જોઈએ કે 'હુ તેને ભાગ્યે જ ઓળખતો', પણ વળી

સ્વપ્નમા પેલી શ્વેત વાદળી જોઈ હતી. તેણે તેના માથા પર મોટી સ્ટ્રોહેટ મૂકી છે અને તેની કાળી પહોળી રિબનપટ્ટી તેણે ચિબૂક નીચે ગાઠી દીધી છે તેની બિલકુલ સામેની પેલી બે વિશાળ ખિડકી-ઓમાથી ધોધમાર વહી આવતા પ્રકાશના ઝળહળાટથી જાણે પોતે બચવા માગતી ન હોય તેમ તેણે તેની આખો સહેજ નીચી ઢાળી લીધી છે પણ પછીની ક્ષણે-અને આ તો સાવ વિચિત્ર લાગે એવી વાત હતી, તેણે પોતાનુ મસ્તક ચાહી બૂઝીને પાછળ એવી રીતે હટાવ્યુ કે તેના પુષ્ટ ગૌરવર્ણા ઉષ્માસભર સ્તનો અને ઉપરના ઉરપ્રદેશમા ગળાનુ અદ્‌ભૂત લાવણ્ય એકસાથે ચમકી ઊઠ્યુ, અને તેની શ્વેત કોમળ ડોકની અને તેના ચિબૂક પરની પેલી મધુર લલિત અને અભિરામ રેખાઓમા ભળીને તે ખિલી ઊઠ્યુ

તે આ જાતનો મનોભાવ જગાડે છે (અને આ જાતનો મનોભાવ જ તે જગાડવા ચાહતી હતી એમા તો કોઇ શકા જેવુ નથી) એમ લાગ્યુ, ને સાથે મને બધુ જ એકદમ વિશદ બની જતુ લાગ્યુ શ્રીમતી એના બ્હીન જે 'કશુક' મારા ધ્યાન પર લાવવા ચાહતી હતી, તે બધુ જ આમા આવી જતુ -તેના ગૌર સ્તનોની વિશુદ્ધ કાતિમા અને તેના ગળાની એ અનોખી ભગીની અભિરામ રેખાઓમા ! આ તો એક ક્ષણમા જ મને સમજાઇ ગયુ. સમયની એ એક એવી ક્ષણ હતી, જે શાશ્વતીમા પરવર્તિત થઇ ગઈ હતી, અને, જીવનનો તેમ મૃત્યુનોય, સર્વ કોઇનો, એ વિલય કરતી હતી-એક અલૌકિક દિવ્યાનુભૂતિના રુકી જતા વિશ્વમા એ સર્વ કઈનુ નિમર્જ્જન કરી દેતી હતી ! આ વિશ્વમા, રહસ્યના ગર્ભમાથી એકાએક પ્રાણતત્ત્વ માત્ર એક જ વાર સ્ફુરિત થઇ ઊઠે-અત્યત વિશદ રૂપમા અને તેજવર્તુળમા ઝળહળતુ-એવી એ એક ક્ષણ હતી

હુ તેને ભાગ્યે જ ઓળખુ છુ (એ તો મૃત્યુ પામી છે એટલે મારે એમ કહેવુ જોઈએ કે 'હુ તેને ભાગ્યે જ ઓળખતો', પણ વળી

અહીં તે સાક્ષાત્ હાજર છે,–જાણે શાશ્વતી ક્ષણની કોઈ પરમ કૃતિને હું ઝીલી રહ્યો હોઉં ને–અને એટલે જ હું એમ પણ કહી શકું–'હું તેને ભાગ્યે જ ઓળખું છું') મેં તેને ફક્ત એક જ વાર જોઈ હતી અમારા બંનેના એક મિત્રના બગલાના પ્રાંગણમાં યોજાયેલી ગાર્ડન-પાર્ટીમાં. આ જ શ્વેત મખમલી વસ્ત્રોમાં તેમની તે ત્યાં ઉપસ્થિત હતી!

તે સવારે અમારા મિત્રના એ બાગમાં તરુણ રૂપસુંદરીઓ અત્યંત ખુશમિજાજ અને ભાવવિભોર બની ગઈ લાગતી હતી પોતે કોઈની કામ્યમૂર્તિ બની છે એમ કોઈ નવયૌવનાને લાગણી થાય, તે ક્ષણે જે અપૂર્વ આનંદ તેના અંતરમાં ઉભરાઈ રહે છે, તેવા કોઈ આનંદની ભરતીમાં તેઓ તરી રહી હતી તેમણે પોતાની જાતને જાણે કે નૃત્યના ઝંઝાનિલમાં વહેતી મૂકી હતી અને, નૃત્યમાં સાથી બનનાર યુવકોમાં જબર કોટિની તૃષ્ણા જગાવવાના આશયથી જ સ્મિત કરીને તેઓ તેમના હોઠો તરફ એવી તો કામુકતાથી તાકી રહી હતી કે, સવનન અર્થે તેમને ખેંચવામાં તેઓ સફળ બની રહી હતી. અલબત્ત, વસંત ઋતુ મ્હોરી ઊઠી હતી અને પરમ આહ્લાદક મસ્તીસભર એવી ક્ષણો ઝળહળી ઊઠી હતી. વર્ષના પ્રથમ હેમવર્ણા પ્રકાશની ઉષ્મા એમાં કેવી તો વરતાતી હતી! અહો, કેટલી નશીલી એ ક્ષણો હતી! કોઈક અત્તરની આછી આછી સુવાસ હવામાં મહેકી ઊઠી હતી, અને તાજી હરિયાળીનો તેજોમય વિસ્તાર એ બાગમાં સરવરજલ શો છલછલી રહ્યો હતો, અને આસપાસની વૃક્ષાવલિઓમાં તેનો રોમાંચક ઝિલમિલાટ ચમકી રહ્યો હતો! અવાજના અજાણ તેજતંતુઓ ત્યારે અમને બાંધી રહ્યા હતા એકાએક ઝળહળી ઊઠતા કિરણો એ જાણે અમારી ઇન્દ્રિયોને જાણે કે આંજી નાખતા હતા. વિદ્યુતના ઝબકારા શી એ ઉદ્દીપનની ક્ષણો હતી! અને, ત્યાં સુખમાં સુષુપ્ત બનેલી ઇન્દ્રિયોમાં કોઈક અસાધારણ બેચેની છવાઈ વળી છે જીવનની એ મધુરતમ ક્ષણો ત્યારે વાસ્તવિક લાગતી નહોતી કેમ કે, એમાં

અર્થ કંઈ અને શૂન્ય બને પૂરેપૂરા એકમેકમા ભળી ગયા હતા અને એ પછીની ક્ષણે તો જે કંઈ બધુ કહ્યુ હોય, જે કંઈ બધુ કર્યું હોય, તેનુ સ્મરણ કરો ત્યારે પણ તે કઈ વધુ સત્ય ભાસતુ નથી, તેમ તે કંઈ ધ્યાનમા લેવા જેવુ પણ હોતુ નથી. પછીની એ ક્ષણે જ તો પડછાયાઓ ફરીથી વિસ્તરી ચૂક્યા હોય છે, અને સૂરજ પણ બૂઝાઈ ચૂક્યો હોય છે. હા, તે મને ચુંબન કર્યું તે હુ જાણુ છુ હા, હુ તને . તને મે એવુ વચન આપ્યુ છે, તે પણ હુ જાણુ છુ. પણ એ તો માત્ર ઠીક તમે ભાગ્યે જ એને ચુબન કહી શકો.. એ તો માત્ર મારી ગેમાવતિજ અમે તો માત્ર નૃત્યમા ગ્ય-લીન બની ગયા હતા ને, અને મે જે વચન ઠીક છે એમ જ હતુ હા ..એ તો એક રમૂજ માત્ર હતી હુ એમ કહીશ કે તુ મને ચુબન કરી રહી હતી, એ વાતનુ મને કશુ જ ધ્યાન રહ્યુ નહોતુ હુ એને સભળાવીશ 'મે જે કંઈ કહ્યુ ને તેનો બરાબર અર્થ હુ જાણુ છુ એમ જો તુ ધારતો હોય ને, તો તારુ મગજ ઠેકાણે નથી એમ માનજે, અથવા, હા એ વચન હુ પાળીશ'

આપણે આ અગે એટલુ નિશ્ચિતપણે કહી શકીએ કે, શ્રીમતી એના વ્હીલને આવુ કઇ કહેતા કઇ જ થયુ નહોતુ—અતિ વિલક્ષણ કોટિનુ તેનુ મોહક વ્યક્તિત્વ સૌને માટે એટલુ નિર્મળ અને એટલુ અતીતનુ લાગી રહ્યુ હતુ કે તેને નિહાળતા કોઈ આછો કામુક વિચાર પણ ઊઠી શકતો નહોતો છતા આ બાબતે હુ તો શપથ સાથે એમ કહેવા તૈયાર છુ કે જે બધા લોકો તેના તરફ અપાર આદરભાવથી નિહાળી રહ્યા હતા, તેમના તરફ પોતાના અર્ધસ્ફુટ તીક્ષ્ણ સ્મિત સાથે તે પોતાની દૃષ્ટિ ફેલાવી રહી હતી, જો કે પોતે એવા આદરને પાત્ર છે એવુ તેને લાગ્યુ નહોતુ ના, ના, વાત તો સાવ એથી ઊલટી જ છે તેઓ સૌ એક સ્ત્રી તરીકે તેની કામના કરી રહ્યા છે એવુ તેને લાગવા દીધુ જ નહોતુ, કેમકે તેઓએ એકધારુ તેના

તરફ આદરભાવ પ્રગટ કર્યા પછી તેઓ હવે એવી કામના પ્રગટ કરી શકતા નહોતા. તેનુ એ સ્મિત કદાચ તેનામા જાગી ઊઠેલા કોઈ તિરસ્કારનું સૂચક હોય, કે પછી મર્મવ્યંગસભર એવા તેના વિષાદનુ સૂચક પણ એ હોય! અથવા, આ બધા જ ભાવો તેનામા એકીસાથે વ્યક્ત થઈ રહ્યા હોય એમ પણ બને.

આ કઈક એવી વસ્તુ હતી, જે મે એકાએક જ પ્રત્યક્ષ કરી લીધી કેટલીએક ક્ષણોથી હુ તેને (શ્રીમતી વ્હીલને) અનિમેષ તાકી રહ્યો હતો બીજી બાજુ, નૃત્ય અને વિનોદની ક્રીડાઓ ચાલ્યા કરતી હતી તેણે પણ એમા ભાગ લીધો હતો અને એ વસ્તુ મને ક્ષણના એક ઝબકારામા જ પ્રત્યક્ષ થઈ ગઈ પછીથી તો બાળકોની જોડે તેણે પાગલ દોડમા યે ભાગ લીધો હતો. કદાચ એ રીતે પોતાના મનની વાત પોતે જ પોતાને સ્પષ્ટ કરી શકે એમ હશે અમારા યજમાન મિત્રની પત્ની જોડે હુ ત્યા ઊભો હતો તેણે મને એનો (વ્હીલનો) પરિચય કરાવવાનુ વિચાર્યું હશે. હજી તે ત્યા જ બાળકો જોડે ઝૂકીને ઊભી હતી, તેમના વસ્ત્રો તે સરખા કરી રહી, અને પછી વળી તેમના વાળ વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન કરી રહી હતી. મારા પ્રશ્ન 'કેમ છો?'–ના પ્રત્યુત્તરમા શ્રીમતી એના વ્હીલ એકદમ ઝડપથી સીધી થવા જાય છે તો–તેની છાતીનો ઉપરનો ભાગ ઉઘાડો રહી ગયો છે-અને આ ક્ષણે તો પોતાના શ્વેત મલમલી વસ્ત્રને ઊંચે ખેચી લેવાનુ તે ભૂલી જ ગઈ! અને મારી નજર એ ક્ષણે વિવેકમર્યાદાનુ ભાન ભૂલીને તેના ખુલ્લા પડી ગયેલા ગૌર સુડોળ સ્તનો પર ઠરી ગઈ ક્ષણ કે ક્ષણાર્ધની જ એ વાત! પછી તો ઝડપથી તેણે પોતાનુ વસ્ત્ર ઉપર ખેચીને સરખુ કરી લીધુ. પણ એ રીતે તો પોતાનો મનોભાવ છૂપાવવાનો તે ઢોગ કરી રહી હતી તે વાત તો એ પછીની જ ક્ષણે તે જે રીતે મને એકીટસે તાકીને જોઈ રહી, તેમાથી સમજાઈ ગઈ! અને મે જે

અવિવેક કર્યો હતો તે માટે તે જરીકે નારાજ થઈ નહોતી એમ પણ મને લાગ્યું અગાઉની ક્ષણો તેની આંખોમાં જોવા મળી હતી તે કરતાં બિલકુલ જુદી જ અપૂર્વ આહ્લાદની ચમકીલી રેખાઓ એમાં ઝગમગી ઊઠી હતી લગભગ ઉન્માદની કોટિનો કૃતજ્ઞતાનો ભાવ એમાં પ્રગટ થઇ ઊઠ્યો હતો કેમ કે, મે જે વસ્તુની ઝાંખી કરી હતી તે માટે પ્રેમના આદર ભાવની આછી રેખા વિના, મારી નજરમાં વિશુદ્ધ કૃતજ્ઞતાની લાગણી ચમકી ઊઠી હતી, અને એમાં કામુકતાનો કોઇ સ્પર્શ નહોતો એના ઉત્તમ બદલા રૂપે હું જે કંઈ પામ્યો તે વસ્તુ ત્યાં પ્રગટપણે ઝગહળી રહી હતી—એ એવો અપૂર્વ આનંદ હતો જે તેના જેવી સ્ત્રી—અને ખરેખર તે નખશીખ લાવણ્યની પ્રતિમા હતી અને પોતાના લોકોત્તર અનર્ગલ સૌંદર્યથી દેદિપ્યમાન બદનને તે સહેજ તજાથી હળવેક રહીને ટાંકી રહી હતી—એ સ્ત્રીના પ્રણયને યોગ્ય બનવાનું જે નાખ્યો હોય તેવા આ પુરુષને પ્રાપ્ત થયેલા આનંદની એ વાત છે

પ્રશમાન ભાવથી ઝગહળી રહેલી માર્ગ આંખોએ તેને આ વાત સરળ રીતે પહોંચાડી દીધી, અને એ ક્ષણ પૂરતો તો તેને માટે હુ એકમાત્ર 'પુરુષ' બની ગયો, એ બાગમાં ત્યારે જે બધા ઉપસ્થિત હતા તે સૌમાં એક માત્ર પુરુષ! અને, તે ક્ષણે જ તે પણ મને એક માત્ર 'સ્ત્રી'રૂપે પ્રત્યક્ષ થઈ—સ્ત્રીઓના એ આખાય સમુદાયમાં એક માત્ર સ્ત્રી! ગાર્ડન–પાર્ટી તો તે પછી ક્યાંય સુધી ચાલુ જ રહી, પણ પછીની ક્ષણોમાં અમને એકબીજાથી અળગા થવનું વસમું બની રહ્યું આમ જુઓ તો ક્ષણ માત્રની એ મૂંગી પ્રતીતિ હતી અને એ સિવાય અમારી વચ્ચે એ વિશે કોઇ જાતનો વિનિમય થયો નહોતો આ બાગ કેવો રળિયામણો છે, આજની પાર્ટી કેટલી મઝાની છે, મિત્રનું આતિથ્ય કેવું ઉષ્માભર્યુ છે—આની આની થેડીક ઉપલક વાતચીતો સિવાય બીજો કોઈ શબ્દવિનિમય થયો નહોતો પણ જ્યારે જ્યારે આની તુચ્છ ને બિનજરૂરી વાતો નીકળી ત્યારે પણ, તેની

પેલી આંખો ખુશમિજાજમાં ચમક્યા કરતી હતી એ બધી વાતો અમારી વચ્ચેની સમજની કોઈ રહસ્યસભર ગહરાઈમાંથી ફૂટી નીકળતા જીવંત જળની સપાટી પરના બુદ્દબુદ્દ શી લાગતી હતી. અને, આ ક્ષણે તો શીલાઓ અને બરુઓને વીંધીને પણ તે જે ત્વરાથી ઉપર ઊઠતી હતી તેને લક્ષમાં લીધા વિના તે આનંદવિભોર બની જતી હતી! તેનો પતિ આવી જ કોઈ શીલા જેવો હતો! થોડી ક્ષણો પછી બાગની કેડી પગના એક ખૂણે અમે વળાંક લેતા હતા, ત્યાં અમે બંને એ શીલાથી ભટકાઈ પડ્યા. તેમણે મને તેના પતિ જોડે ઓળખાણ કરાવી મેં ક્ષણેક મારી નજર ઊંચે લીધી, અને તેની (બ્હીલની) નજરમાં મારી નજર નોંધી પેલી આનંદની ઝલક તેની પાંપણોના એ જરીક જેટલા પલકારામાં ઢંકાઈ ગઈ અને એ મોહિનીએ એટલી એક ચેષ્ટા માત્રથી મારા અંતરમાં એક એવો રહસ્યદીપ પેટાવી દીધો કે, ક્ષણના એ ઉન્મેષમાં હું જે કંઈ સમજી શક્યો હતો તે તેના ભલા પતિદેવ ક્યારેય કોઈ ક્ષણે સમજી શક્યા નહોતા! તે આ રહસ્ય સમજી શકે એ તો સ્વપ્નમાંયે ન બની શકે એવી વાત હતી! અને, આ કંઈ હસવાની વાત નથી તો ના, ના, તેને માટે હકીકતમાં આ જ તો એક જીવલેણ દર્દ હતું અને જો કશુંક નિશંક સત્ય હોય તો તે એટલું જ કે, તેના જેવી સ્ત્રી બીજા પુરુષને સ્વીકારી શકે એમ હતું જ નહિ. છતાં, એના પતિને એની કાંઈ પડી નહોતી પણ છેવટે એક પુરુષ તેને સમજી શક્યો તે જ તેને માટે પૂરતું હતું

ના, ના, મારે એમ ન કરવું જોઈએ, એવો કોઇ ઈરાદો સેવ્યા વિનાયે નહિ ફરીથી અમે એકલા પડ્યા, ફક્ત અમે બે જ. અને અમે ચાલતા જ રહ્યા. વાતોમાં સમય ગુજારતા રહ્યા પણ, મારે હવે મારી નજર તેના સ્તનો પર ફરીથી પડવા ન દેવી જોઈએ અને ફરીથી હું એ રીતે અવિવેકી ન બનું તેની મારે તેને વણબોલ્યે ખાતરી કરાવવી જોઇએ ફરીથી એ રીતે વર્તવામાં મારે પક્ષે અને એ રીતે વર્તવામાં એને પક્ષે—બંને પક્ષે દોષ જ થાય ને! અમે એક સમજની ભૂમિકા પર પહોંચી ગયા હતા અને એ જ પૂરતું હતું. અને અમારા બે પૂરતો તો હવે

કોઈ પ્રશ્ન જ રહ્યો નહોતો તેનુ બદન હવે ખરેખર કેવું દેખાતુ હતું તેનો અણસાર મેળવવાનો, તેની ઓળખ કરવાનો કે તેની શોધમા રાચવાનો હવે પ્રશ્ન જ નહોતો ખરેખર જ તે પૂર્ણ સૌદર્યમૂર્તિ હતી. અને પોતાના સૌદર્યની એ પોતે જ ઓળખ કરી રહી હતી એક રીતે, ખ્યાલ કરવા જઈએ તો તો, મને નિસ્બત હોય તેવી બીજી અનેક બાબતો હતી અને સૌથી વધુ તો આ એક ખ્યાલ પણ મનમા હતો જ–એ વાતને મારે કઈક હળવી રીતે મૂકવી હોય તો તે કઈક એમ કે, મારે એની જોડે જો નિસ્બત ધરાવવી જ હોય, તો તો મારી ઉમર કમસે કમ વીસ વર્ષ ઓછી હોવી જોઇએ! અને ત્યા મારા અતરમા એક ભયકર વિષાદની છાયા ફરી વળી, અને પ્રાયશ્ચિત્તની વ્યર્થ લાગણીઓથી તે ભરાઇ ગયુ ના, ના, વસત અમારી આજુબાજુ જ્યારે આવા ભવ્ય રગોમા હાસ્ય વેરી રહી હેય ત્યારે, સૂર્યરશ્મિના તેજવર્તુળમા એ એક લોકોત્તર રમણીય સત્ત્વ અમારી સમક્ષ પ્રગટ થયુ હતુ. વિશુદ્ધત્તમ આનદથી એ અમારુ અતર સભર ભરી દે એટલુ જ અમારે મન પૂરતુ હતું કેમકે, અમારી સમક્ષ જે કઈ પ્રગટ થયુ હતુ, તે આ પૃથ્વીના પટ પર એક પ્રાણવાન સત્ત્વ હતુ, પૃથ્વી પરના સ્વર્ગમા ખિલેલી હરિયાળી વચ્ચે તેજે લખલખતી તેની કેવી તો ગૌરાગ કામ્ય કાયા–એક ગુલબદન–પ્રભુએ તેની સર્વ યાતનાઓ, સર્વ વ્યાકુળતાઓ, અને તેના સર્વ પરિશ્રમોના પરમ બદલા રૂપે ઇશ્વર પાસેથી મળેલી એક બક્ષિસ!

"માત્ર એ તારો અને મારો જ પ્રશ્ન હોત ને પ્રિયે!"

પાછા વળીને મે જોયુ ત્યા શુ હતુ? શુ તેણે મને 'પ્રિયે!' શબ્દથી સબોધન કર્યુ હતુ? પણ ના, પેલી તરુણ લાવણ્યમૂર્તિ શી શ્રીમતી એના વ્હીલ તો કયાય અદૃશ્ય થઈ ગઈ હતી

ના હવે અહીં મારા અભ્યાસખડને ભરી દેતા નીલા પ્રકાશમા મારી બાજુમા જ તે ઉપસ્થિત છે, ત્રણ વરસ પર પેલા શ્વેત મલમલી વસ્ત્રોમા તે જેવી સજાઇને દીપી રહી હતી તે જ વસ્ત્રોમા એ આ ક્ષણે...

"મારા સ્તનો, ઓહ, તમે જ માત્ર જાણ્યુ હોત ! મારા એ સ્તનોએ જ મારુ મોત આણ્યુ. જુઓ તો, એ લોકોએ અહીંથી મારા એ સ્તનો છેદી નાખ્યા છે. તેના પર એક મહાજ્વલેણ રોગનો હૂમલો થયો હતો એક વાર નહિ બબ્બે વાર. પહેલો હૂમલો તો આપણે પોતા મિત્રને ત્યા પાર્ટીમા મળ્યા તે પછી વર્ષેકના ગાળામા જ થયેલો યાદ છે ને તમને તે પ્રસગ? એ સમયે તમને એનો અણુસાર સુદ્ધા આવ્યો હતો ખરો? હવે મારા બેઉ હાથો વડે જ મારી છાતી પરના વસ્ત્રને હુ ખોલી નાખીશ અને મારા આખાયે ઉરપ્રદેશને તમારી સમક્ષ ઉઘાડો મૂકી દઈશ, જેમ હતો એમ જ જોઇ લો તમે હવે મારો એ સ્તનપ્રદેશ, જોઇ લો, હવે. હવે તો હુ મૃત્યુ પામી છુ ને!"

હુ અનિમેષ તાકી રહુ છુ, પણ ત્યાં બેઠક પર રહી ગયો છે પોતા વર્તમાનપત્રનો એક માત્ર સફેદ ટૂકડો ▢

## સાહિત્યવૃત્ત

ઇન્ડિયન કાઉન્સિલ ઑફ કલ્ચરલ રીલેશન્સ તથા ગ્રીસની એક પ્રકાશનસસ્થાના સહયોગથી તાજેતરમા ગ્રીક ભાષામા "આધુનિક ભારતીય કવિતા" નામક એક સગ્રહનુ પ્રકાશન એથેન્સમા થયુ છે. ૧૬૪ પાનાના આ ગ્રથમા ભારતની ૧૧ પ્રાન્તીય ભાષાઓમાથી અગ્રેજીમા અનૂદિત થયેલી આશરે ૮૦ જેટલા કવિઓની કુલ સો એક કૃતિઓ પસદ કરી શ્રી વાસ્સિલિસ વિટ્રસાક્ષિએ તેમનો ગ્રીકમા પુન અનુવાદ કરી જે તે કર્તાના સક્ષિપ્ત પરિચય સાથે રજૂ કરી છે આ કાવ્ય-સગ્રહમા સૌથી અગ્રસ્થાને ગુજરાતી કવિઓ સર્વશ્રી યશવન્ત ત્રિવેદી, ભાનુપ્રસાદ પડયા અને નલિન રાવળની એક એક કૃતિને સ્થાન મળ્યુ છે.

સુદર છપાઈ તથા મનોહર મુખપૃષ્ઠ વાળા આ સગ્રહનુ સપાદન અગ્રગણ્ય ગ્રીક કવિ શ્રી વાસ્સિલિસ વિટ્રસાક્ષિએ કર્યુ છે

# નિષ્ફળ અવલોકન વિશે

## પત્રચર્ચા



સુમન શાહ

માનનીય તન્ત્રીશ્રી,

'ગ્રંથ'-૧૯૧મા, મારા શોધનિબન્ધગ્રન્થનુ ભોળાભાઈલિખિત અવલોકન પ્રગટયુ છે, તે અંગેની આ પત્રચર્ચા 'ફ઼કાવટી'મા પ્રગટ કરવા વિનતી છે

આખા અવલોકનનો દેખીતો સાર એ છે કે ગુજરાતી સાહિત્યમા સુરેશ જોષી કોઈ નવી વસ્તુ નથી, પરંપરાના સંદર્ભે છે, અને સુમન શાહનો શોધગ્રન્થ એમને વિશેના નર્યા અહોભાવનુ પરિણામ છે, દેવતાની ભક્તિ છે, વગેરે જો સાચે જ આમ હોય તો તો આવુ અવલોકન અંધારિયા વિવેચનક્ષેત્રે સૂર્યપ્રકાશ પાથરનારુ, ઘણુ ઉપયોગી, પુરવાર થાય પરંતુ વાસ્તવમા આ એક નિષ્ફળ અવલોકન છે અવલોકનકારે સતત પરંપરાની પિપૂડી વગાડ્યા કરી છે તે તો સ્વાભાવિક છે, અવલોકનકારને મારામા અહોભાવ અને પ્રશસ્તિભાવ જોવા મળ્યા છે તે ય સ્વાભાવિક છે પણ આ બેય સ્વાભાવિકતાના, અવલોકનમા દેખાતા બે કારણો આવા છે (૧) અવલોકન એકાંગી અને છાપગ્રાહી છે. વધુમા, સુરેશ જોષીના સાહિત્યિક પુરુષાર્થને તુચ્છ અને સામાન્ય ગણીને અવલોકનકાર ચાલ્યા છે, એવી કશીક ગર્ભિત એપથીથી તેઓ પીડાતા લાગ્યા છે. આવુ વિવાદ માટેનુ અવલોકન મેટાક્રિટિસિઝમની જે વૈજ્ઞાનિકતા માગી લે તેનો તેમા સદંતર અભાવ છે (૨) વૈજ્ઞાનિકતાનો આ પાયાનો અભાવ એમને કુણ્ઠિત બનાવીને વિમાર્ગે દોરે છે, પરિણામે મૂલ્યાંકનની દિશા જ જડતી નથી. જુઓને, અવલોકનકારે

માગે ગ્રન્થ કશી ખંતથી પૂરો વાચ્યો નથી ને અશવાચનને આધારે વ્યાપક વિધાનોવાળી ભ્રામક મુલવણી આમેજ કરી છે!

મારા ૭૦૦ પૃષ્ઠના ગ્રન્થમા ૩ પ્રકરણો છે બીજુ પ્રકરણ ૨૯૮ પૃષ્ઠનુ છે આ ૨૯૮ પૃષ્ઠના પ્રકરણ વિશે જાણો છો અવલોકનકારે શુ અને કેટલુ લખ્યુ છે? એક જ પેરામા માત્ર બે વાક્યો! (જુઓ આ અગે અવલોકનમા પૃ. ૬) ત્રીજુ પ્રકરણ અને ઉપસહારના ૧૪૦ પૃષ્ઠ છે. એ જ પેરામા માત્ર ત્રીજા પ્રકરણને માટે અવલોકનકારે જાણો છો કેટલા વાક્યો લખ્યા છે? અરે માત્ર એક જ વાક્ય! અને તે ય કેવું? આ રહ્યું, લો. 'છેલ્લા એટલે કે ત્રીજા પ્રકરણમા સુરેશ જોષીના ગુજરાતી નવલેખન પર પડેના પ્રભાવની વાત છે.' પછી મને મુરબ્બી-વટથી સલાહ આપતા આ એક વાક્ય પર એમણે બીજા બે વાક્યો લખ્યા છે, જેનો સાર એ છે કે મારે સુરેશ જોષીનો ગુજરાતી સાહિત્યના આધુનિક યુગ પરનો પ્રભાવ તપાસવાને બદલે સુરેશ જોષી પર પડેલો અન્ય દેશીવિદેશી સાહિત્યકારોનો પ્રભાવ તપાસવો જોઈએ, તો એમને સમજવામા મદદ થાય! અવલોકનકારો કેના ધૃષ્ટ બની શકે છે તેનુ આ સ્વય સ્પષ્ટ નિદર્શન નથી? ને મારા જેવા કોઈ ખબર લે તો ડાવકા થઈને લખે છે, તમે અસહિષ્ણુ છો, નિષ્ઠુર છો, પ્રહારક છો (જુઓ સુ જોના અન્ય વિવેચકોની મારી સમીક્ષા સદર્ભે અવ-લોકનમા પૃ ૯)! આવી દાંભિકતાઓએ અને ડાવકાઈઓએ જ આપણુ સત્યાનાશ વાળ્યુ છે એટલે કે સત્યને નષ્ટ કીધુ છે!

આવો આત્મનેપદી અને છાપગ્રાહી અભિગમ પછી તો અવ-લોકનમા વિકૃત થતો જ રહ્યો છે! જેમકે અવલોકનકારે સદર્ભો પડતા મૂકીને જ્યા ત્યાથી મારા વિધાનો ઉઠાવ્યા છે ને પોતાના હેતુ અર્થે એને જોડેજોડે મૂકયા છે આવુ ન થઈ શકે એમ નહિ, પણ વાચકને નિર્ણયો લેવા માટે અવલોકનકારે પાદટીપો આપવી જોઈએ, અરે કઇ નહિ તો પૃષ્ઠ ક્રમાંકો તો આપવા જોઈએ કે નહિ? પરિણામે અવ-

લોકનમા હાર્ઈક્ષો હોવાનો દેખાવ કરવામાં તેમજ બૌદ્ધિકતાનો આભાસ ઊભો કરવામા અવલોકનકારને ઠીકઠીક સફળતા મળી છે વૈજ્ઞાનિકતાનો પાયો જ ગેરહાજર હોવાને લીધે મારા વક્તવ્યની સમીક્ષામા અવલોકનકારે મારી શૈલીની વાતોને ભેળવી દીધી છે-એટલે વાત રંગીન અને છેલછબીલી બની આવી છે-હલકી જાતનુ શરમની વિવેચન તે આ જ ને ? કે તમે ઘડીમા કર્તાની વાત કરો, ઘડીમા કૃતિની વાત કરો-બે લીટી પરિચયાત્મક લખો, બે લીટી કે અનુકુળતા પ્રમાણે અનેક લીટી ટીકાત્મક લખો, ચાર વાત ભાષાની કરો, એકાદ મીઠો ઠપકો આપો ને છેવટે પ્રસાદ !-કે જે વિવેચ્યવિષય સાથેનો, ખાસ તો તેના કર્તા સાથેનો તમારો જીવનભરનો 'સબધ' ટકાવનારો હોય-(જુઓ અહીં અવલોકનનો અતિમ ફકરો) આવી ભૂમિકા પર, અવલોકનકારને સુરેશભાઈને વિશેના મારા મતવ્યો સમજાતા જ નથી; મારા વિધાનોમા પુનરાવર્તનો જણાયા છે-તે એમ જ થાય ને ? વધારામા પોતે જોખમી અને વિકૃતિપૂર્ણ અર્થઘટનો કરતા પણ ખચકાતા નથી બિનજરૂરી કટાક્ષોની મજા લૂટતા રહે છે, 'આકાશમાથી ઊતરી આવતો નથી,' 'દેવતા' 'હૈયે' જેવા વચનોનો પણ આશરો કરતા ખચકાતા નથી.

પ્રશ્ન એ છે કે આ બધાની કશી તાર્કિકતા તેમની પાસે છે ? કયા અભિગમને આધારે તેમણે આ શોધગ્રન્થનુ અવલોકન કર્યું છે ? સશોધનના કે વિવેચનના ? ધારો કે વિવેચનના અભિગમને આધારે, તો તેમની પાસે વિવેચન કરવાની કશી દાર્શનિક ભૂમિકા છે ખરી ? એનો તેમણે કશો અહીં વિનિયોગ કર્યો છે ખરો ? પણ આ પ્રશ્નો તો સરખુ વિવેચન કરનાર માટે પ્રસ્તુત લેખાય અહીં તો એનુ જ કશુ ઠામઠેકાણુ નથી, ત્યા ભારે વાતો કના માડવી ? બાકી ભોળાભાઈ જેવા આપણા ટોચના સાહિત્યકારો અને વિદ્વાનોનુ સાન્નિધ્ય ભોગવતા લેખક પાસે સર્જક સુજોના મારા નિષ્કર્ષો વિશે, વિવેચક સુજોના મારા વર્ણનો વિશે, કે તેમના સાહિત્યના આધુનિક

યુગ પરના પ્રભાવની વાત વિશે સંગીન ચર્ચાની અપેક્ષા રહે છે એમણે જેમ નિરંજન ભગતની કવિતા વિશે ઉત્તરોત્તર સુધરતા લેખો લખીને જે થોડા કરવા જેવા પ્રાયશ્ચિત્ત કર્યા છે તેવુ આ ગ્રન્થ વિશે પણ કરશે તો મને આનન્દ થશે અને એમને લાભ ! બાકી વીગતે ચર્ચામા પડવાને પૂરતુ સ્થળ નથી એ તો ખરુ જ, પણ મારી પાસે પૂરતો સમય હોવો જોઇએ ને—તેય હોય તો મને આ ક્ષણે એની અવેજ્ઞાનિક ચર્ચાની ચર્ચા કરવાની રુચિ પણ હોવી જોઇએ ને ? છતા વાચકોને ભ્રમમાથી મુક્ત થવા મદદ થાય તે ખાતર થોડી ચર્ચા કરીને પત્રચર્ચાનો શુભ ઉદ્દેશ પાર પાડવામા થોડા ઈશારા કરુ.

આ શોધનિબન્ધનુ એક કારણ તે મારો સુરેશભાઈને વિશેનો પ્રેમ એ તો મે નિવેદનમા જાહેર કર્યું ન હોય તોય મારા નિબન્ધશીર્ષકથી સ્પષ્ટ થાય છે. આ પ્રેમ એમના યુગપ્રવર્તક સાહિત્યિક પુરુષાર્થથી પ્રેરિત છે—નહિ કે કશી લાલચથી, કશા લોભથી ! કેમકે સુરેશભાઈ પાસે આપવા જેવા માન ચાંદ ઈનામ અકરામ કે યાત્ર પાસપોર્ટ છે જ નહિ તે આખી દુનિયા જાણે છે ! અને કોઈ શોધનિબન્ધ માટે વિષય-પસંદગી કર, તો પ્રારમ્ભથી જ તે એનુ ગૃહીત, એક વ્યાપક ગૃહીત બની જાય છે એટલે તપાસનારે એ ગૃહીતમાથી જન્મેલા પ્રતિપાદનોને કે ફલિતાર્થોને જ તપાસવા ચકાસવાના હોય છે. એટલે ગોવર્ધનને તો રાગ છે જ, પણ અવલોકનકારને દ્વેષ ન પાલવે તે સમજાય તેવુ છે પણ વિષયરાગ ન હોય તો પ્રાપ્તિ પણ દ્વેષ જ થાય છે, જુઓ આપણે થોડી અવલોકનકારની વીગતો લઈએ.

૧ પ્રારમ્ભમા તેઓ મારા પુસ્તકોના શીર્ષકોની આસપાસ ફર્યા છે, 'સુરેશ જોષીથી સુરેશ જોષી' વિશે કટાક્ષો કરવાનો આ ઠીક પેંતરો છે, પણ લાભ શો થયો ? એ કટાક્ષરમત એમને આખા લેખ દરમ્યાન ફેરતી રહી મારા શીર્ષકોના વાચ્યાર્થથી જ ચલાવી લેવાય એટ એને મૂળે જ સાદા રાખ્યા છે, તે સુવિદિત છે

• એમને આ શોધગ્રન્થ સંતોષ આપી શક્યો નથી, એમનામા વિતૃષ્ણા અને ક્લેશ પેદા કરનારો બન્યો છે આત્મનેપદી વાતો આની જ હોય! ક્લેશ એમને મારી શૈલી વિશે પણ થયો છે. જેને તેઓ 'વ્યાસશૈલી' કહે છે ટાચણિયા બીસા બીમા સાડા ત્રણ પાનાના અવલોકનો બાધીને તેને વિવેચનગ્રન્થને રૂપે તરતા મૂકવાની આપણી પરમ્પરામા અવલોકનકારને ૭૦૦ પાન વધુ લાગે તે સમજાય તેવુ છે 'વણ્યા ફ્લાશ' પાનમા વાતને 'સુશ્લિષ્ટ' રૂપે રજૂ કરવા માટે શુ શુ કાઢી નાખવુ જોઈએ? એમણે તો અવલોકનમાથી બે પ્રકરણ કાઢી નાખ્યા, પણ મારે શુ કરવુ? પુનરાવર્તનો એટલે શુ? આ પ્રકારની કાપકૂપનો કાઈટરીઆ શો? કયો એડિટિંગ કાઈટેરીઆ? અવલોકનકાર આ વાત સુપાસર તપાસી ઘટે તો જ વાચકોને બિનજરૂરી પુનરાવર્તનો, અનાવશ્યક પ્રસ્તાર અને અનિવાર્ય પુનરાવર્તનો વિશે વિચારવાની સગવડ મળે મારા શોધનિબન્ધના નિહિત સૂત્રો જો એમને જડ્યા હોત, તો આવી વાતોમા ન રાચત, પણ એવુ ઊડા ઉતરવાનુ એમણે નથી ધાર્યુ. એ તો એમ જ કહે છે કે હુ શબ્દફેરે અહોભાવ વ્યક્ત કર્યા કરુ છુ આ મુદ્દાના સમર્થનમા અવલોકનમા પૃષ્ઠ-૭ ઉપર એમણે મારા ત્રણ વિધાનો આપ્યા છે તે જુઓ પહેલા વિધાનને તેઓ ગાર્ડ કહે છે, કેમકે એમા એમને સમજણ જ નથી પડી. બાકીના બે વિધાનોને તેઓ 'શબ્દફેરે' (એટલે એક શબ્દ બીજાનો પર્યાય એમ ગણવાનુ છે?) પુનરાવર્તન ગણે છે અને એ પુનરાવર્તન મારા અહોભાવને આભારી છે એમ ઘૂટે છે આમા પહેલુ વિધાન 'ગૃહપ્રવેશ'કાર સુરેશ જોષીને ઐતિહાસિક દૃષ્ટિએ 'વિશિષ્ટ વળાક' આપનારને રૂપે વર્ણવે છે બીજુ વિધાન વાર્તાકાર સુરેશ જોષીના આગમનની પૂર્વે પ્રવર્તતી વિવેચનપરક ગતિવિધિનો ઉલ્લેખ કરે છે. જ્યારે ત્રીજુ વિધાન કલાકાર તરીકેની સુરેશભાઈની નિષ્ઠાને નિર્દેશે છે. હવે આ ત્રણેય વિધાનોને પુનરાવર્તન (!) ગણુ, તે એની એની રીતે

૭૦૦ થી ઘણાં ઓછાં પાનમાં શોધનિબન્ધને સમાવું એમ ! વાહ ! અને કજૂમાં વચ્ચેનો તફાવત અવલોકનકાર જાણે છે ખરા ?

૩ સુરેશ જોષીનો 'ધૂમકેતુ કે ગોવર્ધનરામ સાથેનો વાર્તા-નવલકથા અંગે મેં જે સંદર્ભ રચ્યો છે તે વર્ણનાત્મક છે, એ વેલ્યૂ જજમેન્ટ નથી આ વિધાનો અવલોકનકાર નથી જ સમજ્યા આખું વિશ્વ સાપેક્ષ છે કાળસાપેક્ષ છે તેમ સાહિત્યમાંય નવું જૂનું સાપેક્ષ છે બલ્કે 'નવું' 'જૂના'ને સંદર્ભે તેમ છે આ વાત તો નાળાના બાળકો પણ જાણે છે છતાં, આપણે 'નવતા'નો મહિમા અભ્યાસ કરીએ છીએ સુરેશ જોષીએ પોતે અને મેં એમના કાર્યને અપૂર્વ નથી લેખ્યું, છતાં મેં એ 'અપૂર્વતા'નું સ્તવન વર્ણન કર્યું છે, કેમકે એ સાગર ગોધમકલ્પ છે જેને તેઓ 'ચતુર વિધાન' કહે છે (જુઓ અવલોકનમાં પૃ ૭) તેનો તેમણે આવો અર્થ કર્યો કે 'ઉપરથી એવું લાગે કે ગુજરાતીમાં એકમાત્ર શક્તિશાળી વાર્તાકાર સુરેશ જોષી થયા જેમણે વાર્તાની કળાને વળાંક આપ્યો' મારા વિધાનમાં 'વિશિષ્ટ વળાંક' એવો જે નિર્દેશ છે તેનું અર્થઘટન અવલોકનકારે 'એક માત્ર શક્તિશાળી વાર્તાકાર' એમ કર્યું ! 'વળાંક' શબ્દ જ 'પ્રવાહ' અને તેની પૂર્વાપરતાનો વાચક નથી ? મેં 'સીમાચિહ્નરૂપ વાર્તાકારને બાદ કરતાં' એમ તો નોંધ્યું જ છે તે આગળ ઠાલા પ્રયોગોને પહોંચી વળવાના હેતુ માનથી નહિ, પણ એટલા માટે કે એ સીમાચિહ્નોને હું જાણું છું વાત 'વળાંક'ની અને એના 'વિશેષ'ની છે-મતલબ કે સુરેશ જોષી જેવી વાર્તા આ પૂર્વે કોઈએ નથી લખી એ સ્વીકાર કર્યા વિના જાણીતું થયેલું સત્ય છે જ્યારે મેં તો એ વિશેષને સુગ્રથિતપણે વર્ણવ્યો છે મારા વિધાનની ડિસ્ક્રીપ્ટિવ ક્વૉલિટી તેમના હાથમાં આવી નથી

૪ ગાર્ડેડ વિધાન એટલે શું ? વિધાનનો અર્થ જ એ છે, કે તે તર્કપૂત કેસની સુરક્ષામાં હોય લાગે છે કે 'ગાર્ડેડ' જેવું વિશેષણ તેમણે

ક્યાંકથી સાંભળેલું છે 'વલગણો'ને વળગેલા આપણા વિવેચકોમાંના ઘણાને 'વિધાનો'ની ખબર નથી અવલોકનકાર વિધાનોની પોઝિટિવ અને નેગેટિવ એ બે જ જાડી કોટિઓ જાણતા લાગે છે. એમને પેરેડોક્સિકલ સ્ટેટમેન્ટ્સની જાણે ખબર જ નથી ! એવા વૈધાનિકતા જે સંકુલતાનો સમાસ કરતી હોય તેનો બોધ લેવાનું દુષ્કર નથી હોતું મેં સુરેશ જોષીને માનવતાવાદી કે તૈયાર મૂલ્યો નહિ પીગ્સનાગ અને આપણા સંદર્ભે અ-સામાન્ય કહ્યા હોય (અવતરણ માટે જુઓ અવલોકનમાં પૃ ૬-૭), ને પછી તેમના જીવન વિશેના તાદાત્મ્યની વાત કરી હોય તો શું તેથી વિધાન વાળી લીધેલું થાય છે કે પેરેડોક્સિકલી વિસ્તરણ પામતુ બને છે ? એનો બોધ એટલો જ છે કે સુરેશભાઈ કલાવાદી રહીને જ જીવનવાદી પુરવાર થવા માગે છે, એમના સર્જન વિવેચનમાં કલા-જીવન એવો ક્રમ આગ્રહપૂર્વક છલકાય છે ધારો કે આનાથી રીસર્વ સ્ટેટમેન્ટ હું ઉમાશંકર જોષી માટે કરું, કે તેઓ માનવતાવાદી તરીકે સાહિત્યની દુનિયામાં પ્રવેશે છે, દ્રષ્ટા-પયગમ્બરની રીતે લખે છે,' ને પછી ઉમેરું 'પણ રખે કોઈ એનો અર્થ એ કરે કે કલાના મૂલ્યો કે તેની ગતિવિધિને વિશે તેઓ શુષ્ક, કઠોર કે તટસ્થ વૃત્તિ ધરાવે છે, અથવા તો, કલા વિશેનું તાદાત્મ્ય તેમણે ગુમાવ્યું છે' તો-શું આ આ વિધાનને 'ગાર્ડેડ' કહેવાશે ?

આ વિધાનનો સમ્યક્ બોધ ભોળાભાઈ લેશે તો તેમને લાભ અને આનન્દ બેય થશે, ને મને નકરો લાભ ! સુરેશભાઈની કવિતાને મેં 'છે તે રૂપે ઓછી સ્પૃહણીય નથી' એમ જે કહ્યું છે તે 'કવિતાસ્વપ્ન' જેવા એકદ શીર્ષકસ્થ શબ્દથી જેટલું વિવેચનાત્મક રહ્યું છે, તેટલું જ એવા કથનઅંતમાં પણ છે પણ અવલોકનકારે એ અગાઉનું વિધાન છોડી દીધું છે. તે આ રહ્યું 'આમ, (એટલે આખી ચર્ચામાં કહ્યું છે તેમ) સુરેશ જોષીની કવિતા ઉત્તમોત્તમ કાવ્યકલાના ઝળહળતા આદર્શ વચ્ચે કવિવિવેચકનું કવિતા-સ્વપ્ન બની રહી છે,' ને પછી ઉમેર્યું છે,

'અને તેથી, (આ, 'અને તેથી'ને અવલોકનકાર ફુદાવી ગયા છે) છે તે રૂપે ઓછી સ્પૃહણીય નથી, એમ જ લેખનું રહ્યું' (જુઓ શોધગ્રન્થ પૃ. ૧૫૯) આપણે ટદકા મારીએ ને ક્રમ ન સાચવીએ તો આચકા જ લાગે, બનકે કેટલીક વાર તે વાગે પણ ખરું.

મારા મતે સુ જોને નિબંધોના વિધાનોમા એક પ્રકારનું ગ્રેડેશન છે આપણો સંદર્ભ, એમણે ઊભો કરેલો સંદર્ભ, વૈશ્વિક સંદર્ભ અને કલાપરક સંદર્ભ આ તર્કપાત ન સમજાય તો મુશ્કેલીઓ પડે અવલોકનકારે પૃ ૯ ઉપર 'કલાકૃતિની સફળતા'નું અર્થઘટન 'પ્રયોગનો સ્વાદ' ને સમીકૃત કરીને કર્યું છે, તો પૃ ૮ ઉપર 'વેદના' અને 'નૈતિક મૂલ્યો' ને સમકક્ષ ગણીને ચાલ્યા છે, પૃ ૧૧ ઉપર, શોધગ્રન્થમાની 'લાલિત્ય' અને 'નિબન્ધત્વ' વચ્ચેની વ્યાવર્તક અને વિભાગબદ્ધ ચર્ચાને લેખામા લીધા વિના, 'બીજા-ત્રીજા વિભાગમા 'ચિન્તનપરાયણતા' નથી? વૈચારિક પ્રક્રિયાને અવગત કરવાની તક નથી?' એવા નકામા પ્રશ્નો પૂછ્યા છે હું પૂછું છું કે લાલિત્યથી નિબન્ધત્વની દિશાનું જે ગ્રેડેશન મેં આલેખ્યું છે તેને તમે સમજ્યા છો? ને 'કલા અભિગમોમાંથી પ્રણીત થયેલો જીવનઅભિગમ' એ શબ્દોનો અર્થ સમજ્યા છો? તો આવા નકામા પ્રશ્નો ન થાત, અને સુ જો અને કાકાસાહેબનો તેમજ તેમના નિબન્ધોમા પ્રવર્તતા લાલિત્ય અને નિબન્ધત્વ વિશેનો ભેદ ગળે ઊતરતા લાગે છે કે અવલોકનકારે આ શોધવાચન પણ પૂરા ધૈર્યથી કર્યું નથી

ટૂંકી વાર્તા કે નિબન્ધના પ્રકારોમા સુ જો વડે જિનર સંદર્ભે જે ઓર્ગેનિક ચેન્જીઝ જન્મ્યા, તે આ પૂર્વે કોનાથી જન્મ્યા તેની વાત માંડીને કરીએ તો જ સમજાય. ઇતિહાસમા, સુન્દરમ્-ઉમાશંકરની વાર્તાઓને વાસ્તવવાદી કહીએ તે સીમાચિહ્ન હશે ('વાસ્તવવાદ'નો અર્થ કર્યા પછી નક્કી થાય માટે, હશે'), પણ એમણે વાર્તાની જિનરમા કયા આવશ્યક પરિવર્તનો આણ્યા તે તો તેમની પૂર્વેની પરમ્પરાના સંદર્ભે જ નક્કી થાય ને! એમ નક્કી કર્યા પછી સુ જોની

વાર્તા સાથે એની તુલના માંડી શકાય. સાલવાગીનો ઇતિહાસ આપવાનું સહેલું છે, કન્ટેન્ટલક્ષી વિષયોની ભેદકતા દર્શાવવી સહેલી છે, પણ કેમ્મ'નો કે જિનરનો ઈતિહાસ રચવો દુષ્કર છે, જુઓને અવલોકનકાર પણ જયંતિ દલાલની કે જયંત ખત્રીની વાર્તાઓને માત્ર 'જુદા જ પ્રકારની' કહે છે, પન્નાલાલ અને મડિયાની વાર્તાઓને પણ માત્ર 'અગાઉનાઓથી જુદી' કહે છે આ જુદાપણું જરા વર્ણવી તો બતાવો! અને તો જ મારા ઈતિહાસપરક નિર્દેશોની પતીજ પડશે ન અન્યથા મે તો કોઈનો છેદ ઉડાડ્યો નથી, પણ અવલોકનકાર સુજ્ઞેના કાર્યનો આવી આત્મીપાતળી સજ્જતા સાથે છેદ ઉડાડવા નીકળ્યા છે, તે વસ્તુ લાગે છે

૫ મારી શોધપદ્ધતિ પણ અવલોકનકારને એક જ પ્રકરણને આધારે શી રીતે સમજાય? સર્જનમા કૃતિથી કર્તા તરફ અને વસ્તુથી વિચાર તરફ જવાનો અભિગમ રાખ્યો છે, અવલોકનકાર કહે છે તેમ નિષ્કર્ષોથી શરૂઆત નથી કરી, એ તો કામચલાઉ હાઈપોથિસિસ છે આ વાત વિવેચનના પ્રકરણમા સાવ ચોખ્ખી છે, દરેક પ્રકરણભાગને મે નિષ્કર્ષોમા ઉપસંહાર્યો છે બને પ્રકરણના સમાપનોમા અને અંતિમ ઉપસંહારમા સુ જો નામના સત્યનુ અને આધુનિક યુગ પરના એમના સાહિત્યનો પ્રભાવ નામના સત્યનુ જે કંઈ સંશોધન છે તેની સમીક્ષા વિના હુ આ અવલોકનને નિષ્ફળ ન કહુ તો શુ કહુ? શુ કરુ?

(૨૩-૧૨-૧૯૭૯)

## અનુવાદ અને અર્થઘટનનો કોયડો

સંપાદકશ્રી,

'કંકાવટી'

શ્રી નૈમિષ મિત્રે to have no heart'ના પ્રયોગનો સમજવામા મારા થયેલી ભૂલ તરફ યોગ્ય રીતે ધ્યાન દોર્યુ છે. એમનો આભાર

'શબ્દાળુ' કે 'બોવકુ'ને શબ્દસખ્યા સાથે સબધ નથી કાવ્યમાના ગર્ભિત રૂપકને ખુલ્લુ કરી દેવામા આવ્યુ છે અને વિશેષણોનો વધારાનો બોજ નાખ્યો છે એટલો જ મુદ્દો છે શ્રી મિત્રને એવુ ન લાગતુ હોય તો એ વાત ત્યા પૂરી થાય છે

'have'ને શબ્દશ લઈએ તો 'ધરાવવુ' 'પાસે હોવુ' એવો અનુવાદ કરવો પડે, એને બદલે 'આશ્રય લેવો' એવો અનુવાદ કરવામા કોઈ મોટી છૂટ લેવાઈ હોય એમ મને લાગતુ નથી કાવ્યનો કશો ગર્ભિત અર્થ ખુલ્લો થતો નથી, બહારનુ કઈ ઉમેરાતુ નથી મે કાવ્યને માનવક્રિયા કે પ્રવૃત્તિના વર્ણન તરીકે જોયેલુ તેથી એને અનુ-રૂપ રીતે આવો અનુવાદ સૂચવેલો

છેલ્લી બે પક્તિઓનુ તાત્પર્ય મને જે સમજાયુ તે મારા સૂચ-વેના અનુવાદમાથી સ્પષ્ટ પ્રગટ થતુ નથી એ શ્રી મિત્રની ફરિયાદ સાચી છે મૂળ કાવ્યની રચનાને મને સમજાયેલા તાત્પર્ય પ્રમાણે હુ ફેરવી શકુ ખરો ? એ જ મારો પ્રશ્ન છે. એથી અન્ય તાત્પર્યનો સભવ (જે કાવ્યમા પડેલો છે તે) રદ થઈ જાય અનુવાદનો આ જ કોયડો છે કાવ્યને સમજવુ અને છતા કેવળ આપણી સમજણ કાવ્ય પર આરોપી દેવામાથી બચવુ

'ની' (હિન્દી સે)થી થયેલો અનુવાદ શ્રી મિત્રને ગેગના અર્થને સ્પષ્ટ ન કરનારો લાગ્યો હતો કવિને પોતાને એમા સૂચનાત્મકતા નથી લાગી, એટલે કે એ સ્ફુટ લાગ્યો છે. અગ્રેજીમા 'of'નો વિશિષ્ટ પ્રયોગ છે અને એનો યોગ્ય અનુવાદ કરવાની મુશ્કેલી દેખીતી છે શ્રી ભટનાગરે પણ એનો નિર્દેશ કર્યો છે 'My Poet friend and I have been trying to decipher 'of' in a poetically relevant way"

કાવ્યમા 'substitutes' ની વાત છે એ તો બરાબર છે પણ એથી સીધા સમીકરણો મૂકી દેવાનુ ઉચિત મને કે કેમ તે વિચારવા

જેવુ કે કવિએ પોતે જ ક્રિયાપદો વાપર્યા છે 'Our hopes are.' એવી વાકચરચના કરી નથી, 'We hope.' એવી કરી છે આ બન્ને વાક્યરચનાઓમા કોઈ જ તફાવત નથી?

આશાઓ, સ્વપ્નો, કલા વગેરેને કવિ આશ્વાસક, ઉન્નત કરનારા તત્ત્વો ગણે છે એમ કવિએ પોતે જ કહ્યુ છે એટલે એનો અસ્વીકાર કરવાનુ કારણ નથી. કાવ્યના વાકયો એવા અર્થને બાધક નથી. ત્રીજુ વાકચ હુ જે રીતે સમજ્યો હતો તે પરથી મે કાવ્યનુ તાત્પર્ય નિષેધમૂલક છે એવુ ઘટાવેલુ હજુ એ ત્રીજુ વાકય મને સમગ્રની ભાતમા પૂરેપૂરુ બેસતુ નથી પણ કલા વિશેના કવિના દૃષ્ટિબિંદુનુ અતિસરલીકરણ કરતા પહેલા થભવુ જોઇએ કવિએ પોતે જ એક મર્યાદા સૂચવી છે art in itself is a way of 'unbeing'

કવિ જીવનથી હારીને સ્વીકારાતા મૃત્યુના વિરોધમા કલાને મૂકે છે અને ત્યારે એને ચડિયાતો વિકલ્પ અને માનવ પ્રયત્નોનો આવિષ્કાર ગણે છે. આ જ કલાનુ 'positive' મૂલ્ય આ રીતે મૃત્યુ' એ કેન્દ્રિય સજ્ઞા છે અને મૃત્યુ સામેની માનવપ્રવૃત્તિ એ કાવ્યનો વિષય છે. કાવ્યમા ચારે વાક્યમા 'to die' શબ્દ વપરાયો છે એ નોધપાત્ર છે. [પણ શ્રી મિત્રે I તેપોતાના અનુસર્જનમા એ શબ્દ સાવ ટાળ્યો છે!]

શ્રી મિત્રે કવિના શબ્દો ટાકયા તેથી કાવ્યને સમજવામા મદદ મળી અને કવિની વાત કેવી સૂક્ષ્મ અને સકુલ છે એની પ્રતીતિ થઇ.

૨૨ જાન્યુઆરી ૧૯૮૦ જયંત કોઠારી

## પત્રચર્ચા વિશે

તન્ત્રી શ્રી 'કકાવટી',

ડિસેમ્બર, ૭૯ અને જાન્યુઆરી, ૮૦ની 'કકાવટી'ઓમા અનુક્રમે શ્રી નરોત્તમ પલાણ અને પ્રિ શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળાની પત્રચર્ચાઓ વાચીને ઘણો ક્ષોભ થયો પ્રતીકો અને કલ્પનો વિશે આપણા અગ્રિમ વિદ્વાનો શ્રી ઉમાશંકર જોષી કે શ્રી સુરેશ જોષી પણ કશી સ્પષ્ટ કે

ચોક્કસ સમજૂતી આપી શક્યા નથી પશ્ચિમમા પણ મારો ખ્યાલ છે ત્યા સુધી, આ વિશે કોઈ સર્વમાન્ય કે સર્વસ્વીકૃત વ્યાખ્યા ઉપલબ્ધ નથી શ્રી જયન્ત કોઠારીએ યોગ્ય અને ઉચિત રીતે જ આ વિચારો જાન્યુઆરી, ૮૦ ના 'કૂકાવટી'ની પત્રચર્ચામા દર્શાવ્યા પણ છે ત્યારે આપણા ઉક્ત બન્ને વિદ્વાનો વ્યર્થ વાદવિવાદમા ગયે, અને તે ય અનુચિત રીતે ગયે તેમા મૂળ સર્જકોની વાચકોની કે સાહિત્યની કોઈ વિશેષ સેવા થતી નથી કવિતા આખરે તો મારા નમ્ર મત પ્રમાણે અર્થઘટનનો વિષય છે. શ્રી ટોપીવાળાને જે અર્થઘટન અભિપ્રેત હોય તે શ્રી પત્રાણને ન હોય તે સભવિત છે એટલે તેમા અસહિષ્ણુ બનીને એકમેક ઉપર તૂટી પડવુ યોગ્ય નથી

સાહિત્યમા વાદવિવાદ અને ચર્ચાઓને પૂરો અવકાશ છે પોતા ઉપર અંગત આક્ષેપો થાય ત્યારે અમત્યને દરવી ન શકતા આપણે અસહિષ્ણુ બની જઈએ તે પણ અસભવિત નથી મે પોતે આ અનુભવ્યુ છે અને હુ ભૂતકાળમા કે વર્તમાનમાં આવી પરિસ્થિતિમાથી પસાર થયો છુ એટલે કોઈને બે શબ્દો કહેવાનો મને કેટલો અધિકાર હોઈ શકે તે સમજી શકુ છુ. શ્રી ટોપીવાળા કવિતાના ઊડા મર્મજ્ઞ છે ત્યારે તેના ઉપર આક્ષેપ કરવો કે 'ટોપીવાળા પાસે કદીય કોઈ વિષયની સ્પષ્ટ પકડ ન હતી'' તે અનુચિત છે. અને શ્રી પલાણ કવિતાના, અભ્યાસી ચાહક છે છતા તેમને એમ કહેવુ કે 'શ્રી પલાણ ગમાર પ્રશ્નની ચળગણી 'દર્શાવે છે તેમા ઔચિત્ય કેટલુ ? વ્યક્તિ તરીકે આ બન્ને વિદ્વાનોનો મને અલ્પપરિચય છે, છતા તેમનામા રહેલી ઉષ્માથી હુ ભીજાયો છુ તેવા વિદ્વાનો પરસ્પરને 'લેભાગુ' કહે તે અસહ્ય છે

પ્રવર્તમાન સાહિત્ય આપણા જીવનનો કેટલો ને કેવો વિકાસ સાધી શક્યુ છે, આપણી સસ્કારિતામા તેણે કેટલી વૃદ્ધિ કરી છે એ પ્રશ્નોના જવાબ તો મળે ત્યારે ખરા પણ આ રીતે આપણા વિદ્વાનો હલકા પડે અને સાથે સાથે નબળા પડે એથી ઘણુ દુખ થાય છે.

વાદવિવાદ સાહિત્યની દુનિયામા થતા જ આવ્યા છે, થાય છે અને થતા રહેશે. તે બૌદ્ધિક વિકાસની અને જાગ્રુત ચેતનાની નિશાની છે પણ વિવાદ તેની સાથે સભવી શકે જેના પ્રત્યે આપણને સપૂર્ણ માન છે, ચર્ચામા એ વિદ્વાનની સાથે ઊતરી શકાય જેના માટે આપણા હૃદયમા અમીમ પ્રેમ છે કોઈ મુરબ્બીવટથી કે 'ન્યાયાધીશભાવે આ શબ્દો ઉચ્ચારતો નથી, એક મિત્ર તરીકે અને સાહિત્યના આજીવન ચાહક તરીકે આ લખ્યુ છે

આ પ્રકારની પત્રચર્ચાઓને ખુદ 'કકાવટી'ના તત્રીશ્રીએ પણ બહુ પ્રોત્સાહન ન આપવુ જોઈએ એમ મારુ માનવુ છે

૨૧, જાન્યુઆરી, ૧૯૮૦ **ડો. હસમુખ દોશી**

સપાદકશ્રી,

જાન્યુઆરી ૧૯૮૦ના 'કકાવટી'મા મારી પ્રતીક અગેની ચર્ચા સદર્ભે મીરાની પક્તિ ઉપર આવેલા જયત કોઠારીના ચર્ચાપત્ર માટે હુ એમનો અત્યત આભારી છુ. પક્તિના અર્થઘટન માટે એમણે આપેલો સમગ્ર પાઠ જોતા પક્તિ અગે નવેસરથી વિચારવુ પડે એટલુ જ નહી, પરન્તુ પ્રતીક ઉપરના મારા લેખમા યોગ્ય ફેરફાર પણ મારે કરવો પડે મધ્યકાલીન, અર્વાચીન અને આધુનિક સ્તરે પ્રતીકની કામગીરી તપાસતી વેળાએ હાથ ચડેલી કે હોઠે ચડેલી પક્તિઓનો વિનિયોગ કરવા જતા તેમજ મીરાના પદો સદર્ભે રહેલી અમુક અભિસધિતતા અને પ્રત્યક્ષની સતતતાને કારણે મારી એ શરતચૂક કબૂલ છે.

અગત રીતે એવુ લાગે કે આ મુદ્દો લઈને તેઓ એકદમ નવી વિવેચના અગે જે સામાન્યીકરણ કરી લીધુ તે ન કર્યું હોત તો ચાલત કે નહિ ?

ફરીથી શ્રી જયત કોઠારીનો આભાર માની વિરમુ છુ

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

# ભાતીગળ ભાષાનો કવિ
# શ્રી વેણીભાઈ પુરોહિત



## ભરત નાયક

કવિશ્રી વેણીકાકા પ્રકૃતિને બ્રહ્મનુ મહાગીત ગણે છે પ્રકૃતિદત્ત જીદગી સાથે સકળાયેલા મરણને પણ ઉત્સવ માને છે. સુખથી કૃતાર્થ બની ઈશ્વરને નમવામા તેમજ અસહ્ય દુખથી દીન બની યાચવામા એમને વ્યર્થ આળપપાળ દેખાય છે, અનત સફરના યાત્રી પોતાની કાવ્યસૃષ્ટિમા ઉત્સવની વિવિધ છાયા–મોજ, મસ્તી, રમત, ઉમગ, ઉલ્લાસને છનકાવે છે. એથી જ 'છલકતો' 'છલોછલ' 'પારાવાર' કવિના પ્રિય શબ્દો છે તત્સમ્ ને તળપદી બાની એમની કોઠાસૂઝમાથી નીપજી છે પક્તિઓને રમતિયાળ તરલ ચચળ બનાવી જાણે છે ગીતને, ભજનને ઉપકારક વર્ણસગાઈ કે અત્યાનુપ્રાસ તમે એમના કાવ્યસગ્રહોનુ કોઇપણ પાનુ ફેરવો તરત ધ્યાન ખેચશે ઉચાટ નિરાશા–વ્યથા તો આ કવિ પણ અનુભવે છે પણ ઉલ્લાસનો પુરોહિત વિજયસ્મિતા નિરાશાને, મલ્લની જેમ પડકારી, તરત ચીત કરી દે છે • 'ગામથી સુદૂર એક ટેકરી પે' કવિ બેઠા છે. સગે ઉરનો ઉચાટ હતો 'નીચે વહી જતી હતી એક ગાડાવાટ' આસપાસ એકનુ એકાત કારણ પોતાની વા'લસોયી માતાનુ અવસાન વેનના મિત્રને પત્રદ્વારા પ્રગટ કરવી છે ક્ષર-જીવનના અક્ષરો પડતા નથી. અજપાના ઓઘમા સીસાપેન ડૂબી જાય છે. કાવ્યના અતમા–ત્વરિત ગતિએ–કવિ સમાધાન કેળવી લે છે મા તો અમૃતા છે. અમૃતાનુ હેત ચિત્તમા સચિત છે હેત અજર અમર છે માના મૃત્યુ પછીનુ પર્યવસાન આ રીતે સાધે છે છબી મઢી છાતીએ ને તજી દીધુ પ્રેત કાવ્યજ્ઞને પ્રશ્ન થાય આ પર્યવસાન સહજ પ્રક્રિયમાણ છે? કાવ્યને હાનિકારક અત તાનમનિયા કે ઉપદેશાત્મક તો નથી ને? સદેહ વેણીકાકાના ગીતો, ભજનો માણતા

ટકશે નહીં. સ્પષ્ટ છે આ પ્રકારના ચિંતનમા પડિતશાહી આડબર / નથી વડીલશાહી સદેશો નથી મતશાહી ઉપદેશ નથી કવિ તો સૌહાર્દમા માને છે. ભાવકને પોતીકા કરી લે છે 'પુનમિયા લોક'ને 'ભાઈ મારા' 'બાઈ', 'બેલીડા' 'માણિગર' એવા જાત જાતના નામોથી હુલાવે છે. સખ્યભાવે જ એમને ચેતવે છે રમૂજમા ટપારે છે. બાપદાદાની બાધેલ ડેલી/એક કુળીબ ધ હોય હવેલી/ગામની ચત્યા ગોદરે મેલી/એ . ય નિરાતે લીમડા હેઠે/ ઢોલિયા ઢાળી સહુ સૂતા હોય એમ કા લાગે?/ આપણામાથી કોક તો જાગે!/ વળી કુમાશથી લાભ અને શુભ તત્ત્વોનુ દિશાસૂચન પણ કરે છે એટલે દુખ કે નિરાશાનુ એમના કાવ્યમા આછુ આસ્તરણ જ હોય છે એને અતિક્રમીને નિર્વ્યાજ સરળ લાગતો પારદર્શી ઉલ્લાસનો ભાવ વધુ પ્રાધાન્ય ભોગવે છે ચલતે ચલને ગત ગુજારી/ ક્યારે વાશે વહાણુ/લાકડીનો ટેકો રહેશે પણ ફાનસ થાશે ગાણુ/ એવી પરિસ્થિતિથી સાબદા કરે છે પછી જરા હુશિયારી રાખીને 'રાત ગુજારી નાખવાની' હામ આપે છે. માણસની પ્રકૃતિના મિજાજને ગાતો આ દડબડતા વેગીલા શબ્દોથી ભરચક જીવતો જાન છે છમાછમ રુમઝૂમ કવિ દ્રુત લયે દોટ મૂકે છે. વચમા વિસામો લઈ લે છે. આ સરિતાનો કાઠડો / આ ડુંગરની ધાર / રચો રચો અહીં રાવટી / ગેકો અહીં વણજાર / પછી 'તનવટનુ ટીમણુ' કરે છે. 'પથ્થરને ઓશીકે' પથનો થાક ઉતારે છે. ફરી આગળ વધે છે એ જ મોજ સાથે અમને વનના કેસરી વ્હાલા ને વ્હાલા રે શૃગાલ. કવિના જ શબ્દોમા કહીએ કરવતથી વહેરેલા / ઝેરણુથી ઝેરેલા / કાનસથી છોલેલા / તોય વેણીકાકા લાગણીના કાવે હતા એમનુ આ શીલ પોતાની કાવ્યરીતીને વિધેયાત્મક વળાક આપતુ રહે છે. કોઈપણ દ્વદ્વમાથી તરત બહાર નીકળી, ઉભય પક્ષોથી અતર રાખીને બે 'નહીં'ને જોડાજોડ મૂકી તટસ્થતા પ્રાપ્ત કરી લે છે આમાથી જ નર્યો ઉલ્લાસને કવિ રચે છે અધારાની તાસળીમા તેજનુ તરભાણુ /હો, અગે આછી આછી પીડીનો કેવડો /લૂમેઝૂમે લીમડાની

પીળચટ્ટ લીઓડી, ડાળે મધપૂડો,/હાલો પરોડિયે ખોલ્યા છે પોપચા, તેજના ટશિયા, ફુટે રે લોલ/મૂ છોમા ખાલ એક ધોળો, નવાઈલાન !/ હજી આ કોકરવરણો તડકો છે/હજી આ સૂર્ય બુઝાતો ભડકો છે/હજી આ કિરણોમા કરડાટી છે/ચ-ટ-ક ચણોડી રાતીચોળ/અમને રસ્તામા રગ લાગ્યો રાતોજી રાતો/અમને ગેરુડો વ્હાલો ને અમને વ્હાલો રે ગુલાલ/આવા પાકા રગોનો પામ કવિની ભાષામા છે ગુજરાતી કવિતાના પડિતો અને ઉપદેશકોથી છેટુ રાખી ચાલનારા કવિશ્રી પ્રહ્લાદ પારેખ તેમજ બાલમુકુદ દવેના સાચૂકલા સમકાલીન વેણીકાકા છે. શુદ્ધ કવિતાના ઉન્મેષોને જે જાળવી શકયા કાવ્ય-મર્મજ્ઞ વિદ્વાન વિવેચક ડૉ શ્રી સુરેશ જોશી દ્વારા 'ગુજરાતી કવિતનો આસ્વાદ'ના નિકષ પર 'નયણા' કવિતા એટલે જ સુવર્ણ-રેખ સિદ્ધ થઈ છે આપણા કાચના બે કાચલાને સાચા, સજીવ બનાવતા 'નયણા' શુદ્ધ કવિતાનો એક રમ્ય વિસામો છે. 'નયણા'થી કદાચ વધુ સમૃદ્ધ, શેખ ગુલામના 'અધકાર અને હુ' જેટલો જ આધુનિક સ્પર્શ પામેલુ 'અધકારને સપનુ આવ્યુ, ઊચા સ્તરનુ પ્રાણવાન કાવ્ય છે અધકાર અધકારમા પોતાને શોધે છે શોધ પાછી સપનામા આદરેલી અધકાર જ્યારે અધકારને કાવ્યના અતે પામે છે છે ત્યારે જ એના વિવિધ રૂપોનો આકાર આપણને સમજાય છે શોધમા છતા થયેલા રૌદ્રરૂપોને અધકાર જે રીતે વિસ્તારતો જાય છે એમા કવિની સર્ગશક્તિ જ અચરજ પમાડે એવી છે. બિભત્સ રસને પુષ્ટ કરતા અધકારના રૌદ્રરૂપને સર્જતી કવિની ભાષામા, પાણામાથી પાટુ મારી દ્રવ્ય પેદા કરતા કોઈ ખમતીદાર જેવુ સામર્થ્ય પ્રગટ થાય છે અધકાર લોમશ લોમશ સમુદ્રમા પડતુ મૂકી દેહ ઝબોળે છે હાકોટા દેતો અધકાર છે કોઈ કસ, મુર કોઈ બકાસુર/હબસી, હૂણ, ભીલ પીંઢારો/નાગલોમનો અદી નમીરો/ આદિવાસીનો અશ બિચારો આ અધકારના નર્તનથી પર્વત દ્રોન બનીને ઢમકે છે વડના થડની વટકન દાઢી નારકે છે કુકડરના કઙ

ટકશે નહીં. સ્પષ્ટ છે આ પ્રકારના ચિંતનમા પંડિતશાહી આડંબર નથી વડીલશાહી સંદેશો નથી સંતશાહી ઉપદેશ નથી કવિ તો સૌહાર્દમા માને છે. ભાવકને પોતીકા કરી લે છે. 'પુનમિયા લોક'ને 'ભાઈ મારા' 'બાઈ', 'બેલીડા' 'માણિગર' એવા જાત જાતના નામોથી બુલાવે છે સખ્યભાવે જ એમને ચેતવે છે રમૂજમા ટપારે છે. બાપદાદાની બાંધેલ ડેલી/એક ફળીબંધ હોય હવેલી/ગામની ચંત્યા ગોદરે મેલી/એ ય નિરાતે લીમડા હેઠે/ ઢોલિયા ઢાળી સહુ સૂતા હોય એમ કાં લાગે ?/ આપણામાથી કોક તો જાગે !/ વળી કુમાશથી લાલ અને શુભ તત્ત્વોનુ દિશાસૂચન પણ કરે છે એટલે દુઃખ કે નિરાશાનુ એમના કાવ્યમા આછુ આસ્તરણ જ હોય છે એને અતિક્રમીને નિર્વ્યાજ સરળ લાગતો પારદર્શી ઉલ્લાસનો ભાવ વધુ પ્રાધાન્ય ભોગવે છે ચગતે ચગતે રાત ગુજારી/ ક્યારે વાશે વહાણુ/લાડીનો ટેકો રહેશે પણ ફાનસ થાશે ગાણુ/ એવી પરિસ્થિતિથી સાબદા કરે છે પછી જરા હુંશિયારી રાખીને 'રાત ગુજારી નાખવાની' હામ આપે છે. માણસની પ્રકૃતિના મિજાજને ગાતો આ દડબડતા વેગીલા શબ્દોથી ભરચક જીવતો જાય છે છમાછમ રુમઝૂમ કવિ દ્રુત લયે દોટ મૂકે છે. વચમા વિસામો લઈ લે છે. આ સરિતાનો કાંઠડો / આ ડુંગરની ધાર / રચ્યો રચ્યો અહીં રાવટી / ગેડો અહીં વણજાર / પછી 'તનવટનુ ટીમણુ' કરે છે. 'પથ્થરને ઓશાકે' પથનો થાક ઉતારે છે. ફરી આગળ વધે છે એ જ મોજ સાથે. અમને વનના કેસરી વ્હાલા ને વ્હાલા રે શૃગાલ. કવિના જ શબ્દોમા કહીએ કરવતથી વહેરેલા / ઝેરણુથી ઝેરેલા / કાનસથા છોલેલા / તોય વેણીકાકા લાગણીના કવિ હતા એમનુ આ શીલ પોતાની કાવ્યચેતનાને વિધેયાત્મક વળાંક આપતુ રહે છે. કોઈપણ દ્વંદ્વમાથી તરત બહાર નીકળી, ઉભય પક્ષોથી અંતર રાખીને એ 'નહીં'ને જોડાજોડ મૂકી તટસ્થતા પ્રાપ્ત કરી લે છે આમાથી જ નર્યા ઉલ્લાસને કવિ રચે છે અંધારાની તાસળીમા તેજનુ તરભાણુ/હો, અંગે આછી આછી પાડીનો કેવડો/લૂમેઝૂમે લીમડાની

પીળચટ્ટ લીંબોડી, ડાળે મધપૂડો,/હાલો પરોડિયે ખોલ્યા છે પોપચા, તેજના ટશિયા, ફુટે રે લોલ/મૂછોમા બાલ એક ધોળો, નવાઈલાલ !/ હજી આ કોકરવરણો તડકો છે/હજી આ સૂર્ય બુઝાતો ભડકો છે/હજી આ કિરણોમા કરડાકી છે/ચ-ટ-ક ચણોઠી રાતીગોળ/અમને રગ્તામા રગ લાગ્યો રાતોજી રાતો/અમને ગેરુડો વ્હાલો ને અમને વ્હાલો રે ગુલાલ/આવા પાકા રગોનો પાસ કવિની ભાષામા છે ગુજરાતી કવિતાના પડિતો અને ઉપદેશકોથી છેટુ રાખી ચાલનારા કવિશ્રી પ્રહ્લાદ પારેખ તેમજ બાલમુકુદ દવેના સાચૂકલા સમકાલીન વેણીકાકા છે. શુદ્ધ કવિતાના ઉન્મેષોને જે જાળવી શકયા કાવ્ય-મર્મજ્ઞ વિદ્વાન વિવેચક ડૉ શ્રી સુરેશ જોશી દ્વારા ‘ગુજરાતી કવિતનો આસ્વાદ’ના નિકષ પર ‘નયણા’ કવિતા એટલે જ સુવર્ણ-રેખ સિદ્ધ થઈ છે આપણા કાયના બે કાયલાને સાચા, સજીવ બનાવતા ‘નયણા’ શુદ્ધ કવિતાનો એક રમ્ય વિસામો છે. ‘નયણા’થી કદાચ વધુ સમૃદ્ધ, શેખ ગુલામના ‘અધકાર અને હુ’ જેટલો જ આધુનિક સ્પર્શ પામેલુ ‘અધકારને સપનુ આવ્યુ, ઊંચા ગ્તરનુ પ્રાણવાન કાવ્ય છે અધકાર અધકારમા પોતાને શોધે છે. શોધ પાછી સપનામા આદરેલી અધકાર જ્યારે અધકારને કાવ્યના અતે પામે છે છે ત્યારે જ એના વિવિધ રૂપોનો આકાર આપણને સમજાય છે. શોધમા છતા થયેલા રૌદ્રરૂપોને અધકાર જે રીતે વિસ્તારતો જાય છે એમા કવિની સર્ગશક્તિ જ અચરજ પમાડે એવી છે. બિભત્સ રસને પુષ્ટ કરતા અધકારના રૌદ્રરૂપને સર્જતી કવિની ભાષામા, પાણામાથી પાટુ મારી દ્રવ્ય પેદા કરતા કોઈ ખમતીધર જેવુ સામર્થ્ય પ્રગટ થાય છે અધકાર લોમશ લોમશ સમુદ્રમા પડતુ મૂકી દેહ ઝબોળે છે હાકોટા દેતો અધકાર છે કોઈ ડસ, મુર કોઈ બકાસુર/હબસી, હૂણ, ભીન પીંઢારો/નાગલોમનો અહી નબીરો/ આદિવાસીનો અશ બિચારો . આ અધકારના નર્તનથી પર્વત ઢોલ બનીને ઢમકે છે વડના થડની વટકેલ દાઢી ચાટ્કે છે કુકકરના ડક્

અને ગૃગાલવૃન્દનો ગમો ગવાય છે તાતોમાતો તિમિરાસૂર થઈને અંધકારનો રુદ્રમાલો આ રીતે આગળ વધે છે ગેંડા પર અંબાડી મૂકી / કરી સવારી . મગરપુચ્છનો ચાબુક લીધો / જન્નઘોડો વિકરાળ, વિકલ્પે પડખે રાખ્યો / પિશાચની સેના લઇ સંગે / કરમાં કાળકુહાડો ઝાલ્યો / સચરાચરના વનવગડામાં અંધકાર બસ આગે ચાલ્યો, આ અંધકારને વાઘ-સિંહ-ચિત્તા નખનો થાળ ભરી હસીને વધાવે છે અંધકાર ગીધની ચાંચ થઈ ભોંકાય છે. ગફડામાં ફૂત્કારે પન્નગ થઈ ખડકાય છે કાવ્યના ઉત્તરાર્ધમાં અંધકારનું ચૂર્ણ થતું કે પૂર્ણ થતું સ્વપ્ન રચાય છે. કાવ્યનું નક્કર ઉડ્ડયન અહીંથી આરંભાય છે પાછની ગતે અંધકારને ઓચિંતાનું એક હરણિયું ચુપચુપ કરડે છે. એની પિંડીનું માંસ ઉતરડે છે સદાય ઘાસ ખાતું હરણું એને અંધકારનું માંસ કયાથી સ્વાદે લાગ્યું ? ભયથી ત્રાડતો ભડકાયો અંધકાર ખોડંગાતો વનવગડાની વાડ ઠેકતો ભાગે છે અંતે મસલાના તકિયા પર માથું ને મૃગચર્મ ઉપર પથારી કરી એ પોઢી જાય છે એને લાગે છે જાણે પોતાનો પડછાયો મળી ગયો. ભાવ ભરીને એ પોતાના પડછાયાને ભેટવા જાય છે ત્યાં જ મૂર્છિત થઈ પછડાય છે અંધકારનું સ્વપ્ન અહીં પૂરું થાય છે અને એ જૂએ છે તો જ્ઞાનીજન ધ્યાનીજન એને રમાડે છે. સ્વપ્ન જાણે સત્ય પામવાની તરસ ભાવ બને છે 'અંધકારે સપનું આવ્યું'ની સશક્ત ઈમારત કલ્પનાથી રચાયેલી છે દૃશ્ય કલ્પનોની ગતિશીલતા કવિના અવચેતન મનના અધ્યાસોને, સંસ્કારોને બળે ગૂંથાય છે કલ્પનો અહીં માત્ર શણગાર તરીકે નથી. અંધકારના રૂપમાં પ્રતીકાત્મક સંકેતો જન્માવે એવા વ્યાપ અને ઊંડાણ રચવામાં ઉપકારક બની આવે છે. આ ઘટના કવિની રૂપનિર્માણ વિશેની સજ્જતાની શાખ પૂરે છે. કવિ વેણીકાકાને જીવન ઢોળી નાખવામાં રસ નહોતો 'રંગડો'માં કવિ કહે છે રાધાએ રંગડો રાખ્યો, માણિગર ! પિંગલાએ ઢોળી નાખ્યો/રાધાનો રંગ રાખીને વેણીકાકા જીવન અને

કાચને જીવ્યા છે જીરાથી ઝમકારી મોળી ઢાશ મારા વાલમજી કે આખા ઘરમા છીંકાછીંક/ને એનો પાદરમા પુગ્યો પાન્ન આવા શબ્દોથી સ્વાદેન્દ્રિયને સચેત કરે છે કાથો કેવડિયો ને ચૂનો કેસરિયો/ મત-શૂરી સોપારી, પાનના બીડા ઝડપી લેતા, વિરલા પુરુષ ને નારી.. જેવી પંક્તિઓ ગાઈને કવિ સ્વાદેન્દ્રિયને લાડ લડાવે છે જીવતરના ગુનાબી રંગ ઉડાવણહાર આપણા રસિક કવિ સ્વાદના અધિષ્ઠાતા દેહને જ સંકેલી કોઇ અગમ યાત્રાએ ઊપડી ગયા—એ પણ એટલી જ નિર્મમતાથી, જેટલી નિર્મમતાથી લલકાર્યું

દુનિયા છે એક ચલમ સળગતી, ગંજેરી છે લાખ જી,
સાફી નોખી, દમ અનોખા, છેવટ એક જ રાખ ❑

## સાહિત્યવૃત્ત

ગુજરાતી સાહિત્યના જાણીતા કવિ વિવેચક શ્રી પ્રસાદ મૂળજીભાઇ બ્રહ્મભટ્ટને ગુજરાત યુનિવર્સિટીએ તેમના મહાનિબંધ 'રાજેન્દ્ર નિરંજનયુગની કવિતા' માટે પી એચ ડી ની પદવી એનાયત કરી છે શ્રી બ્રહ્મભટ્ટે તેમનો મહાનિબંધ સેન્ટઝેવિયર્સ કૉલેજના ગુજરાતી વિભાગના અધ્યક્ષ ડૉ ચિમનલાલ ત્રિવેદીના માર્ગદર્શન નીચે તૈયાર કર્યો હતો. શ્રી બ્રહ્મભટ્ટને બી એ તથા એમ એ મા પ્રથમવર્ગમા પ્રથમ આવવા બદલ ગુજરાત યુનિવર્સિટિ તરફથી સુવર્ણચન્દ્રકો પણ એનાયત થયા હતા

# કેવળ શબ્દોના અર્થો

ખરુ જોતા, ગ્રથોની ઉત્પત્તિ પણ માણસના અનુભવ અને બુદ્ધિને જ આભારી છે પરતુ ગ્રથકાર વિષેના પૂજ્યભાવમાથી વિભૂતિપૂજા જન્મે છે અને તે વિભૂતિ-પૂજાનુ પર્યવસાન વિશિષ્ટ ગ્રથોને પરમેશ્વરનિર્મિત માનવાની વૃત્તિમા થાય છે એમ થાય છે એટલે ગ્રથપ્રામાણ્યનો અતિરેક થાય છે અને માણસની બુદ્ધિ પોતાના અનુભવ પ્રમાણે ન ચાલતા અથવા સ્વતત્ર તર્કનો ઉપયોગ ન કરતા, પ્રાચીન ગ્રથોની તેમ જ તેમના શબ્દોની ગુલામ બને છે આવી રીતે પાછળની પેઢીઓ તેમની પહેલાની પેઢીઓની ગુલામ બને છે, એટલે તેમના જ્ઞાનની પ્રગતિ અટકી પડે છે અને માણસ પોતાની બુદ્ધિનો ઉપયોગ કેવળ શબ્દોના અર્થ કરવામા જ કરવા માડે છે, એમ કરતા કરતા કુદરતનુ જ્ઞાન અનુભવ અને તર્ક દ્વારા થાય છે એ વસ્તુ જ તે ભૂલી જાય છે

[ 'આધુનિક ભારત' ]
પૃ ૬૨-૬૩

શંકર દત્તાત્રેય જાવડેકર
અનુ. પાંડુરગ ગણેશ દેશપાડે

## વસંત પુલકો / પેનગ લેથી □ અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

રંગબેરંગી આશાઓથી ભરપૂર વસંત,
જ્યારે કોઈની આશાઓ અતિક્રમે તેનાં સ્વપ્નોને
અને સિદ્ધિઓ અતિક્રમે સ્વપ્નોને
ત્યારે તેને ખાતરી જ હોય છે કે
તે જઈ પૂગશે લક્ષ્યસ્થાને
જૂની પરંપરામાં તો
વસંત છે જીવનનો આરંભ

૦

કોઈ શું કહે છે અને કરે છે
એ જ્યારે હોય છે અર્થસભર
ત્યારે વસંતનો આરંભ થતો નથી બહાર
પણ ઘણી વાર તેની સાથે થાય છે યોગાનુયોગ
ખતના માટે આપણે મંથીએ છીએ બહાર,
પરંતુ વસંત તો છે
સ્પષ્ટ ખ્યાલો અને તાજગીસભર હવાની ઋતુ

૦

શિશિરથી શરૂ થાય છે જીવન
ખેડુતો ભૂમિ ખેડે છે અને વાવે છે
તથા ભાવિ તેમ જ સમૃદ્ધ વર્તમાન અર્થે,
કરે છે પુરુષાર્થ
આ પ્રમાણે વિકાસના દીર્ઘ વર્ષો માટે,
તૈયાર થઈએ છીએ આપણે,
અને પરિપક્વ બની ભીતરી રંગીનસમૃદ્ધિ સાથે
વહોરવા માટે કેળવીએ છીએ પાત્રતા

# કંકાવટી

માર્ચ ૧૯૮૦

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૧ : અંક ૨૫૨ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમા રૂપિયા ૧૨, બે વર્ષના રૂા. ૨૩; વિદેશ . શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રથવિક્રેતાઓને ત્યા લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-, ટિકિટવાળુ કવર અવશ્ય બીડવુ. કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.






તંત્રી-મુદ્રક-પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન . શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત-૩૯૫ ૦૦૧

-પ્રાસંન્નેય

તૂટી ગયેલી
બરડ નિદ્રાના
ટૂકડાઓ વચ્ચેથી
ઠેરઠેર ઉભરાયા કાદવિયા જળ.

હારાદોર જાગી ગયેલાં
સ્વપ્નોનાં હડકાયાં કૂતરા
રાતભર ભટકતા ને ભસતા રહ્યા.

ક્યાયથી ન રહ્યો ભાગવા આરો.

ફાટેલી આંખે
જડાઈ ગયો જયાનો ત્યા
સુકકુભઠ તરડાયેલુ
ખોખલુ વૃક્ષ થઈને.

ડાળીએ ડાળીએ ટિંગાઈ ગઈ
શ્વાસની વાગોળો.

# બારણે ટકોરા



ફ્રાન્ઝ કાફ્કા

અનુ સુરેશ સામાણી

ઉનાળાનો એ ઉકળાટભર્યો દિવસ હતો હું ને મારી બહેન ઘેર જઇ રહ્યા હતા રસ્તે જતા અમે એક ભવ્ય અને વિખ્યાત હવેલી પાસેથી પસાર થયા. મને ખબર નથી કે મારી બહેને તે હવેલીના દરવાજે રમતરમતમા ટકોરા માર્યા કે પછી અજાણતા ટકોરા માર્યા, કદાચ દરવાજે અવાજ ન થાય તેમ માત્ર મુઠ્ઠી જ પછાડી હોય તે રસ્તે સોએક ડગલા આગળ ચાલીને ડાબી બાજુ વળ્યા એટલે ગામ આવ્યુ. અમને એનો બગાબર ખ્યાલ નહોતો, પણ અમે જેવુ પહેલુ ઘર વટાવ્યુ કે કેટલાક માણસો દેખાયા. તેમણે અમને મૈત્રીસૂચક અથવા ચેતવણીની સજ્ઞાઓ કરી તેઓ ભયભીત જણાતા હતા અને અતિશય ધાસ્તીથી ઝૂકી પડ્યા હતા તેમણે સામતના ઘર તરફ સજ્ઞા કરીને અમને યાદ અપાવ્યુ કે અમે પણ ત્યા આગળથી પસાર થયા હતા અને તે મકાનના દરવાજા ઉપર ટકોરા માર્યા હતા સામત તે માટે અમારા ઉપર તહોમત મૂકશે અને ટૂક સમયમા જ તે અગે પૂછપરછ શરૂ થશે. મે શાન્ત રહી મારી બહેનનો ભય દૂર કરવા પ્રયત્ન કર્યો એ દરવાજે કદાચ અડી જ નહોતી. અને કદાચ અડી હોય તો પણ દુનિયામા આવી વાત પર ક્યાય મુકદમો ન ચાલે ! મારી આજુબાજુ ઊભેલા લોકોને આ વસ્તુ સમજાવવા માટે મે પ્રયત્ન કર્યો તેમણે મને સાભળ્યો ખરો, પણ તેઓએ આ વિશે કોઈ પણ જાતની ટિપ્પણી કરવાનુ ટાળ્યુ થોડીવારે તેઓએ મને કહ્યુ કે માત્ર મારી બહેન ઉપર જ નહિ, પણ હુ તેનો ભાઇ હોવાને નાતે મારા ઉપર પણ તહોમત મૂકાશે. મે સ્મિત કર્યું

માથુ હલાવ્યુ દૂરદૂર દેખાતા ધુમાડાના ગોટામાં ક્યારે ભડકો થઇ ઊઠે તેની કોઇ રાહ જોતુ હોય એમ અમે પાછળ જાગીર તરફ જોયા કર્યું. અને બરાબર તે જ પળે અમે કેટલાક ઘોડેસ્વારોને તે મકાનના ખુલ્લા વિશાળ દરવાજામાથી બહાર આવતા જોયા ધૂળની મોટી ડમરી બધુ ઢાંકી દેતી હતી માત્ર લાગા લાબા ભાલાના ચળકતા ફણા દેખાતા હતા હજુ તેઓ જાગીરનુ પ્રાગણ વટાવતા દેખાય ત્યા તો તેઓ ઘોડા ફેરવીને અમારી તરફ આવવા લાગ્યા હુ બધુ સભાળી લઇશ, એમ કહીને મે મારી બહેનને ત્યાથી ચાલ્યા જવાનુ કહ્યુ. પણ એ ન માની મે તેને કહ્યુ કે આ માણસો આવે એ પહેલા તેની સામે તારે કપડા બદલીને તૈયાર થઇને આવવુ જોઇએ આખરે તે મારુ કહ્યુ માનીને ઘેર જવા રવાના થઇ. એટલામા તો ઘોડેસ્વારો આવી પહોચ્યા હજુ તેઓ ઘોડા ઉપરથી નીચે ઊતરે એ પહેલા તો તેઓએ મારી બહેન વિશે પૂછપરછ શરૂ કરી મે એમને કહ્યુ કે એ અહી નથી એની જરૂર જણાય તો એ ફરી આવશે તેઓએ મારો જવાબ અન્યમનસ્કપણે સાભળી લીધો. તેઓને તો હુ પકડાયો એ વસ્તુ મહત્ત્વની લાગી આવેલી ટુકડીનો સરદાર યુવાન અને તેજસ્વી દેખાતો હતો તે ન્યાયધીશ હતો અને ટુકડીમા એનો અવાજ નિર્ણાયક જણાતો હતો તેની સાથેનો મદદનીશ મૂગો જ રહ્યો હતો તેનુ નામ ઓસમન હતુ મને તેઓએ વાડીમા આવવાનુ કહ્યુ મે સમતિસૂચક માથુ હલાવ્યુ અને પાટલૂનને ઝટકો મારી ખખેર્યું અને ધીમે ધીમે ચાલવા લાગ્યો આ ગાળા દરમ્યાન ટુકડીના દરેક સભ્યોની ધારદાર આખો મને બરાબર માપી રહી હતી મને ઊડેઊડે એવી આશા હતી કે મારા જેવા અજાણ્યા ખેડૂતનો બોલ મને મુક્ત કરવા પૂરતો હશે પણ મે જેવો દિવાનખાનાના ઉબરે પગ મૂક્યો કે અમારી રાહ જોઇ રહેલા પેલા સરદાર ન્યાયધીશે કહ્યુ 'હુ આ માણસ માટે ઘણો દિલગીર છુ' એ દીવા જેવુ સ્પષ્ટ હતુ કે તે મારા અત્યારના દીદાર વિશે નહોતો

બોલતો. આ શબ્દો દ્વારા તેણે નજીકના ભવિષ્યમા બનનારી ઘટના તરફ સકેત કર્યો હતો. મને આ ઓરડો હવે વાડીના દિવાનખાના કરતા કેદખાના જેવો ભાસતો હતો ભોયતળિયે જડેલ લાદીના સપાટ પથ્થરો, કાળી અને અડવી દીવાલો તથા તેની વચ્ચે લોખડનુ એક ચક્રાકાર સાધન જડેલુ નજરે પડતુ હતુ. ઓરડાની વચ્ચે ત્યા કશુક પાથરેલુ દેખાતુ હતું તે અર્ધું બિછાના જેવુ ને અર્ધું વાઢકાપના મેજ જેવુ દેખાતુ હતુ.

આ વાતાવરણમા હુ કેદખાના બહારની હવાની કલ્પના કેમ કરી શકુ ? મારી સામે આ એક મોટો પ્રશ્ન ઊઠયો અને આજે અહીંથી મુક્ત થવાના જો કોઈ સજોગો હોય તો પણ આ પ્રશ્ન તો રહેશે જ



## યુવાન કવિ આનંદ મહેતાનું અવસાન

'કૂક' નામક લઘુ કવિતા સામયિક ચલાવતા અને ત્રણચાર માસ પૂર્વે જ સ્વ દિનકર જોષીની પ્રથમ પુણ્યતિથિ નિમિત્તે યોજાયેલા 'વાતમિળો'ના કાર્યક્રમના યોજક ગજકોટના કવિ શ્રી આનદ મહેતાનુ ગયા ફેબ્રુઆરી, ૧૯૮૦મા ૩૦ વર્ષની યુવાન વયે સેરિબ્રલ હેમરેજથી અવસાન થયુ છે ઈશ્વર એમના આત્માને શાતિ આપો

સુકર્ણ



**સતીશ વ્યાસ**

(ઘંટડી વાગે છે. બ બારણુ ખોલે છે અ આવે છે)

અ–ઓહ ! આજે તો બહુ જ થાકી ગયો છુ !

બ–આજે કામ વધારે હતુ ? ચા બનાવી લાવુ ?

અ–નો ડીઅર ! પણ જરા બીઅર

બ–નો ડીઅર ! નો બીઅર ... ખબર છે ને ડૉકટરે ના પાડી છે ? હમણા હુ સરસ ચા બનાવી લાવુ છુ ત્યા સુધી આ ટીવી. જુઓ

અ–નો આઇ એમ કમ્પલીટલી ટાયર્ડ ! તુ ચા બનાવ. હુ સૂતો છુ

બ–ટેપ ચાલુ કરુ ?

અ–ના કહ્યુ ને એક વાર !

બ–પણ ચા થાય ત્યા સુધી આ રેડિયોગ્રામ સાભળો, સમય જશે.

અ–(કંટાળીને) ઓફ્હો ! રાખ ચાલુ ત્યારે !

બ–આજે તો આપણો નિકી એક સરસ રેકોર્ડ લઈ આવ્યો છે. સાભળો (રેડિયોગ્રામ ચાલુ કરે છે શાસ્ત્રીય નગારાંવાદનના અવાજો.) ચાલો હુ જાઉ છુ. હમણા ચા બનાવી લાવું છુ.

(તબલાનો અવાજ ગતિ પકડે ત્યા અચાનક અ જોરથી ચીખે છે)

અ–આ ફટાકડા ફૂટતા હોય એવુ શુ સભળાય છે મારા કાનમા ? કોઈ કોઈ સતત કઈક ઠોકતુ હોય એમ કેમ લાગે છે ? કોણ મારા કાનમા આવી ધમાધમ કરે છે ધાકીટ્ ધા ધાકીટ્ ધા . ઓહ ધાક પડી ગઈ છે કે શુ ? છે શુ આ ?

(ક આવે છે)

ક-પપ્પા! આ તો પ્યારેખાનુ તબલાવાદન છે!

અ-કયાથી આવ્યો આ અવાજ? (આસપાસ-પાછળ જુએ) નિકી આ ઘોઘરો અવાજ કોનો?

ક-અહીં તો માત્ર હુ જ છુ. એ મારો જ અવાજ હતો!

અ-પણ તુ આટલુ મોટેથી કેમ બોલે છે?

ક-હુ તો તદ્દન સામાન્ય રીતે જ બોલુ છુ!

અ-નહીં, નહીં! મારા કાનમા જાણે કોઈ માઈક્રોફોન ધૂ ધવાતા હોય એમ લાગે છે.

બ-લો ડિયર! આ ચા રેડી!

અ-કયાથી બોલે છે આ સ્ત્રી? ચા તો મારી વાઈફ મૂકે છે? નથી જોઈતી મારે તારી ચા ઓહ! આ તબલા જાણે કયાથી, કયાંથી આટલા મોટેથી વાગે છે?

બ-એ તો તમે થાકીને આવ્યા છો ને એટલે જરા એમ લાગતુ હશે આ ચા પી લો એટલે ફ્રેશ થઈ જવાશે.

ક-પપ્પા! આની પાછળની રીધમ તો માર્વેલસ છે!

અ-પણ તમે બન્ને આટલી મોટી ચીસો કેમ પાડો છો? તમારા વાટાઓને થયુ છે શુ?

ક-ઓહ પપ્પા! તમે મારાથી પણ કંટાળ્યા છો કે શુ?

અ-બંધ કર! પ્લીઝ, બોલવાનુ બધ કર!

બ-એમા એના ઉપર શા માટે ચીડાઓ છો? એ તો બિચારો સીધીસાદી વાતો કરે છે!

અ-પણ એમા તુ એનુ ઉપરાણુ લઈ જોરજોરથી શા માટે બોલવ માડી? ઓફ્હો! તમે બન્નેએ ધાર્યું છે શુ?

ક–મમ્મી ! જરૂર પપ્પાને કાંઈ થઈ ગયુ છે !

અ–કશુ નથી થયુ બેવકૂફ ! ઈડિયટ !

બ–તમે અકળાર્યા વિના આ ચા પીલો ને !

અ–આમ ત્રાગુ કરતી હોય એમ ઘોઘરો બોલીને ચા પીવાનુ શાની કહે છે ?

ગ–(કાનમા ધીમેથી) પ્લીઝ ચા પી લો.

અ–બોલ્યા ચા પી લો આમ જરા ધીમેથી કહેતી હો તો ? (ચા પીએ છે ને પહેલે ઘૂટડે જ અટકે છે)

અ–આ ઘૂટડો નીચે ઊતાર્યો ત્યારે લીફ્ટ ધડધડાટ ઊતરતી હોય એવો જોસભેર અવાજ કેમ સભળાયો મને ? મારા કાનમા કંઈ જો ને ડિયર મારા કાનમા (બ જુએ)

બ–તમારા કાનમા તો કંઈ નથી. હાઈડ્રોજન પેરોક્સાઇડથી ધોઈ નાખીએ જરા.

અ–પાછું મોટેથી બોલી ? આ તે તબલા છે કે લુહારના હથોડા કે કે પછી વિમાનની ઘરઘરાટી ?

ક–(ધીમેથી) બધ કરી દઉ પપ્પા ?

અ–હા.

ગ–બધ કરી દે નિકી દીકરા !

(બધ કરે રેડિયોગ્રામ. પણ ત્યા તો અ વધારે મૂઝવણથી બોલવા માડે છે)

અ–અરે ! આ આકાશમાથી વિમાન પસાર થતુ હોય એવુ શુ સભળાય છે ? જાણે અસખ્ય ગીધો સમસમી રહ્યા હોય દૂર દૂર એવુ કેમ લાગે છે ? ને આ સભળાય કોઈ ગાડાની ઘૂઘરીઓ ને ટ્રેઈનોના ધમધમાટ !

ક-પપ્પા ! આ તો પ્યારેખાનુ તબલાવાદન છે !

અ-કયાથી આવ્યો આ અવાજ ? (આસપાસ-પાછળ જુએ) નિકી આ ઘોઘરો અવાજ કોનો ?

ક-અહીં તો માત્ર હુ જ છુ એ મારો જ અવાજ હતો !

અ-પણ તુ આટલુ મોટેથી કેમ બોલે છે ?

ક-હુ તો તદ્દન સામાન્ય રીતે જ બોલુ છુ !

અ-નહીં, નહીં ! મારા કાનમા જાણે કોઈ માઈક્રોફોન ધૂ ધવાતા હોય એમ લાગે છે.

બ-લો ડિયર ! આ ચા રેડી !

અ-કયાથી બોલે છે આ સ્ત્રી ? ચા તો મારી વાઈફ મૂકે છે ? નથી જોઈતી મારે તારી ચા ઓહ ! આ તબલા જાણે કયાથી, કયાંથી આટલા મોટેથી વાગે છે ?

બ-એ તો તમે થાકીને આવ્યા છો ને એટલે જરા એમ લાગતુ હશે આ ચા પી લો એટલે ફ્રેશ થઈ જવાશે.

ક-પપ્પા ! આની પાછળની રીધમ તો માર્વેલસ છે !

અ-પણ તમે બન્ને આટલી મોટી ચીસો કેમ પાડો છો ? તમારા ઘાટાઓને થયું છે શુ ?

ક-ઓહ પપ્પા ! તમે મારાથી પણ કટાળ્યા છો કે શુ ?

અ-બધ કર ! પ્લીઝ, બોલવાનુ બધ કર !

બ-એમા એના ઉપર શા માટે ચીડાઓ છો ? એ તો સીધીસાદી વાતો કરે છે !

અ-પણ એમા તુ એનુ ઉપરાણુ લઈ જોરજોરથી શા માટે બોલવ માડી ? ઓફ્હો ! તમે બન્નેએ ધાર્યું છે શુ ?

ક–મમ્મી! જરૂર પપ્પાને કાંઈ થઈ ગયુ છે!

અ–કશુ નથી થયુ બેવકૂફ! ઈડિયટ!

બ–તમે અકળાયાં વિના આ ચા પીલો ને!

અ–આમ ત્રાગુ કરતી હોય એમ બોઘરો બોલીને ચા પીવાનુ શાની કહે છે?

બ–(કાનમા ધીમેથી) પ્લીઝ ચા પી લો.

અ–બોલ્યા ચા પી લો આમ જરા ધીમેથી કહેતી હો તો? (ચા પીએ છે ને પહેલે ઘૂટડે જ અટકે છે)

અ-આ ઘૂટડો નીચે ઊતાર્યો ત્યારે લીફ્ટ ધડધડાટ ઊતરતી હોય એવો જોસભેર અવાજ કેમ સભળાયો મને? મારા કાનમા કઈ જો ને ડિયર મારા કાનમા (બ જુએ)

બ–તમારા કાનમા તો કઈ નથી હાઈડ્રોજન પેરોક્સાઈડથી ધોઈ નાખીએ જરા.

અ–પાછુ મોટેથી બોલી? આ તે તબલા છે કે લુહારના હથોડા કે કે પછી વિમાનની ધરધરાટી?

ક–(ધીમેથી) બધ કરી દઉ પપ્પા?

અ–હા

બ–બધ કરી દે નિકી દીકરા!

(બધ કરે રેડિયોગ્રામ. પણ ત્યા તો અ વધારે મૂઝવણથી બોલવા માડે છે)

અ–અરે! આ આકાશમાથી વિમાન પસાર થતુ હોય એવુ શુ સભળાય છે? જાણે અસખ્ય ગીધો સમસમી રહ્યા હોય દૂર દૂર એવુ કેમ લાગે છે? ને આ સભળાય કોઈ ગાડાની ઘૂઘરીઓ ને ટ્રેઈનોના ધમધમાટ!

બ-(કને ધીમેથી) નિકી ! જરા ડૉકટરને ફોન કર ને ! ને જો ધીમેથી ફોન જોડજે.

(ક-ખિસ્સામા રહેલા રેડિયો સાથેનુ ઈયરફોન કાનમાં લગાડી કઈક સગીત સાભળતો હોય એમ બાજુના રૂમ તરફ ગતિ કરવા જાય છે ત્યા જ —)

અ અને આ ક્યાક ધરતીકપ થયો કે શું ? જાણે દૂર કોઈ જ્વાળામુખી ફાટચો હોય એમ લાગે છે !

ક–(જતા અટકીને) પપ્પા ! પપ્પા ! હમણા જ આ ટ્રાન્ઝીસ્ટરના ઈયરફોન દ્વારા મે સમાચાર મેળવ્યા કે જપાનનો એક જ્વાળામુખી ફાટયો છે ! હાઉ વન્ડરફૂલ ! યુ આર ડેવેલપીંગ ધ સિક્સ્થ સેન્સ !

અ–વળી પાછો મોટેથી બોલ્યો ઈડિયટ ! હમણા મૂ ગો રહે ! સાભળવા દે મને આ અવાજો !

બ–(કને ધીમેથી) તુ તારે ડૉકટરને જલદી ફોન કર ! ક્યાક તારા પપ્પાને કશુક (ક જાય છે)

અ–અરે, આ તો અજાણ્યા વાહનો ફરતા સંભળાય છે !

બ–(ધીમેથી) તમારુ માથુ દબાવી આપુ ?

એ–અરે, આ કઈ ભાષા સભળાય છે ? જાતજાતની, ચિત્રવિચિત્ર ભાષાઓમા કોણ બોલે છે આ ? સિધી, પખ્તૂન, બાન્ટુ–કઈ ભાષા છે આ ? ને કોઈ મને ઉદ્દેશીને તો કહેતુ નથી કશુ ને છતા આ બધુ મને, મને જ કેમ સભળાય છે ? ડિયર, તને કઈ સભળાય છે ?

બ–(ધીમેથી)મને તો લાગે છે કે તમને કઈક ભ્રમણા થઈ છે ? બહુ જ થાકી ગયા છો ને એટલે ? હમણા સ્લીપીંગ પીલ્સ લઈને સૂઈ જશો એટલે રાહત થશે (સ્વગત) હજી ડૉકટર કેમ ન આવ્યા ? (ડોરબેલ રણકે, ક બારણુ ખોલે)

અ–ઓહ નો! આ કાન ફાડી નાખે એવુ શુ સભળાયુ ?
(ડોકટરનો પ્રવેશ)
ક–(ધીમેથી) ડોકટર! મારા પપ્પાને બધુ મોટેથી સભળાય છે એટલે મે તમને ફોન પર કહ્યુ હતુ તેમ જરા ધીમેથી જ વાત કરજો
ડ–ઓ. કે. (પાસે જઈ) હલોઉ
અ–વૉટ ? કોણ છે એ ?
ક–(ડોકટર પાસે જઈ ધીમેથી) પ્લીઝ ડોકટર જરા ધીમેથી
ડ–ઓહ! આઈ એમ સોરી
અ–સોરી! ને એ ચે આટલુ મોટેથી ? ને શા માટે! બ્હાય ?
ડ–(ધીમેથી) ચાલો જોઈએ! સૂઈ જાઓ જરા! તમારી પલ્સ જોવા દો (હાથ પકડે)
અ–ડોકટર! મને પણ મારી પલ્સ જોરજોરથી ધબકતી સભળાય છે! વાહ!
ડ–(ધીમેથી) આ સ્ટેથેસ્કોપથી જરા ધબકારા ચકાસી જોઉ (છાતી પર મૂકે)
અ–ડોકટર! ધમણ ચાલતી હોય એવો અવાજ સભળાય છે ધક ધક ધક ધક
ડ–(ધીમેથી) હવે કાન જોવા દો (જૂએ)
અ–તમારુ મોઢુ જરા દૂર રાખો તમારા શ્વાસોચ્છ્વાસનો અવાજ મારા કાનમા કઠે છે! પ્લીઝ!
ડ–(કને બાજુ પર લઇ જઈ) નિકી, તમે આ બાજુ આવો તારી મમ્મીને પણ બોલાવ (ઇશારાથી બને બોલાવે) (ધીમેથી) જુઓ, કાનનુ કંઇક કોમ્પલીકેશન છે તમે તાત્કાલિક ઇ એન ટી સર્જનને બોલાવો. બોલાવવા છે ? (હકાર) લાવો હુ જ ફોન કરુ (બાજુના રૂમમા ફોન કરવા જાય છે)

અ–સંભળાય છે! ડૉક્ટર, મને સંભળાય છે ડાયલ ફેરવાથી માંડી ડાયલટોન અને ડૉ. માથુરનો અવાજ પણ સંભળાય છે બોલાવો, બોલાવો! ભલે એ પણ જોઈલે મારી આ કર્ણલીલાને!

ક–(ધીમેથી) મમ્મી! મને તો પપ્પામાં ચોક્કસ પેની સિક્સ્થ સેન્સ જ વિકસેલી લાગે છે!

બ-(ધીમેથી) જોઈએ હવે ડૉ. માથુર શું કહે છે? (અને) તમારે બીજી ચા પીવી છે?

અ–નો ડીઅર! પણ જરા બીઅર

બ–નો ડીઅર! નો બીઅર!

અ–જરા પગ દબાવી આપીશ? ને નિકી જરા પાણી આપ ને? (ક જાય) આહ! ક્યાંકથી સાઉન્ડ ઑફ સેક્સની રેકર્ડ સંભળાય છે! ડાર્લિંગ જરા આ બાજુ તો આવ!

બ–(ધીમેથી) જુઓ, હમણાં તમે સ્વસ્થ નથી ને નિકી પણ આવી ચઢશે

અ–અરે આ તો કોઈ રેઈપ કર છે કોઈ યુવતીને ને યુવતી ન સમજાય એવી ભાષામાં બબડે છે, ચીસો નાખે છે ને પેલો ખંધુ હસે છે! (ક આવે)

ક–લો પપ્પા! આ પાણી! (પાણી પીએ છે)

અ–આ પાણી ગળા નીચે ઊતરે છે, આ ધીમે ધીમે છાતીનો પ્રદેશ પસાર કર્યો લો આ જઠરમાં ટપ કેવું સુમધુર સંગીતમય વહે છે જળ મારી ભીતરમાં! (બેલ રણકે) ઓહ સ્ટોપ ધીસ નોન્સેન્સ! કોણ આ ભંગ પાડે છે મારી જળસમાધિમાં? (ડૉ. માથુર પ્રવેશે, અ નો પ્રલાપ ચાલુ) વાહ, અદ્‌ભુત! શું સરસ સંગીત સંભળાય છે? ને આ નૃત્યના નુપૂર કોના રણઝણતા હશે? ધીન્ તા તા તા

ધીન અરે આ તો સસ્કૃત ગાન ચાલે છે ! આ યુગમા સસ્કૃત ! ડિયર ! કોઈ ગાધર્વનુ ગાન તો નહીં હોય ને ? ને તો તો જરૂર કોઈ અપ્સરાના નુપૂરનો જ મજુલ નાદ હશે આ તો ! વાહ વાહ અદ્ભુત રોમાચક (ડ રૂમમાથી બહાર આવી ચૂક્યા છે)

ઈ-(ડને) યસ ડૉક્ટર ! વૉટ ઈઝ ધ કેઈસ ?

ડ (ધીમેથી) ડૉક્ટર ! પહેલા તો ધીમેથી બોલજો. પેશન્ટ બધુ જ મોટેથી સાભળે છે એ એક્સ્ટ્રા ઑર્ડિનરી માઈક્રો હીઅરીંગ સેન્સ ધરાવે છે !

ઈ-(ધીમેથી) હ લાવ જોઉ (અ ના કાન પાસે ચપટી વગાડે)

અ-ડૉક્ટર તમે પણ તબલા વગાડો છો કે શુ ? પણ જરા તાલમા વગાડો તો મઝા પણ આવે ! અરે ડૉક્ટર આ ક્યાક કોઈ સરહદ પર યુદ્ધ ચાલે છે જાણે ! ટેન્ક, તોપ, બદૂક અને બોમ્બ વગેરેના જાતજાતના અવાજો અને 'ચાર્જ' ઉદ્ગાર સભળાય છે ! ડૉક્ટર આ મારા કાનને શુ થયુ છે ?

ઈ-(ધીમેથી) આ તકલીફ ક્યારથી થઈ ?

બ-(ધીમેથી) ઑફિસેથી આવ્યા ત્યારથી

ડ-(ધીમેથી) આ રેડિયોગ્રામ ચાલુ કર્યુ કે તરતનાના અવાજથી પપ્પા આવુ ફીલ કરવા લાગ્યા !

ઈ-(ધીમેથી) ઑપરેશન કરવુ પડશે

અ-પણ ડૉક્ટર ! ઑપરેશન કર્યા પછી મારા કાન, મારી શ્રવણશક્તિ જતી રહેશે તો

ઈ-(ધીમેથી) શક્ય છે કશુ જ અશક્ય નથી.

અ-નહી, નહીં ડૉક્ટર આ હુ બધુ કેવુ સરસ સગીત સાભળુ છુ ! જાતજાતની ભાષાઓ સભળાય છે મને ! અહો, તારાઓ, નક્ષત્રો,

સૂર્ય ચન્દ્ર અને પૃથ્વી સુદ્ધાની ગતિ ઝીલે છે મારા કર્ણપટલો! હુ સમગ્ર વિશ્વ સાથે સંપર્ક સ્થાપી બેઠો છુ, એક જીવતો વાયરલેસ સેટ બની ગયો છુ હુ, ના, ડૉક્ટર, ના, મારે ઑપરેશન નથી કરાવવુ

ઈ-(ધીમેથી બ, ક ને) જુઓ નિકી, મિસિસ પારેખ! મિ પારેખનુ ચિત્ત અત્યારે સ્વસ્થ નથી પણ જો ઑપરેશન નહીં કરાવે તો ક્યાક મેડનેસ

બ-(ધીમેથી) ના, ના, ડૉક્ટર! ઑપરેશન કરાવવુ જ છે ફૉર્મ ઉપર સહી હુ કરીશ

અ-દીકરા, હુ ગાડો નથી થયો, આ તો અદ્ભુત સૃષ્ટિ સાથે સંપર્ક થયો છે મારો, હુ જાણે બ્રહ્માડમાનવ બની ચૂક્યો છુ મારે મારે ઑપરેશન નથી કરાવવુ

ઈ-(ધીમેથી) એમને બાધવા પડશે ઈટ્સ એન ઍબ્નૉર્મલ કેસ!

અ-સુપર-નૉર્મલ કહો ડૉક્ટર!

ઈ-(ધીમેથી) ચાલો જોઈએ, બાધી દો.

અ-નહી ડૉક્ટર! નહીં પ્લીઝ! મારે તો સાભળવો છે પેલો રેડિયોગ્રામ અને પ્યારેખાનો તબલા પરનો તાનબદ્ધ હાથ! મારે તમારા ચીપિયા સોયાનો કકળાટ નથી સાભળવો!

ઈ-(ધીમેથી) તમે મિસિસ પારેખ એમના પગ પકડો, ડૉક્ટર વર્મા તમે હાથ પકડો, ચાલો નિકી તમે બાધો એમને (અને) મિ પારેખ, જુઓ બહુ હલચલ કરશો તો તમારો ડાન અને તમારી શ્રવણશક્તિ હમણા જ જતા રહેશે (બાધવાની ક્રિયા ચાલુ)

અ-નહીં, નહીં, નહીં હવે બસ

ઈ-(ધીમેથી) હવે તમે ડૉક્ટર વર્મા એમના કાન ઉપર આ પટ્ટી બાંધી દો એટલે બહારના વાહનોનો ઘોંઘાટ એમને પજવે નહી ને નિકી તમે એમ્બ્યુલન્સ માટે ફોન કરી દો. (કે જાય) (વર્મા પટ્ટી બાંધે)

અ-ડૉક્ટર તમારુ ઑપરેશન સફળ થાય કે ન થાય એની હવે પરવા નથી વાહ, મને સંભળાય છે હવે મારી નસોના ધબકારા, હૃદયના ધડકારા, રુધિરાભિસરણનો કલકલ ઝરણા શો નિનાદ ડૉક્ટર ધન્ય છે તમને ડૉક્ટર ક્ષણવાર પ્લીઝ ક્ષણવાર આ પટ્ટી દૂર કરી દો તો મને પેલુ તબલાવાદન સંભળાય એ તબલાવાદન જેણે મને આ નમ્ય સૃષ્ટિનો પરિચય કરાવ્યો પછી કદાચ બહારની દુનિયાનો અવાજ સંભળાય ન સંભળાય, પ્લીઝ ડૉક્ટર વિથ યોર કાઈન્ડ પરમીશન

ઈ- ધીમેથી) ઓલરાઈટ, પણ થોડી જ વાર મિસિસ પારેખ સંભળાવો

(ગ રતીય ઓન કરે છે ને બહાર એમ્બ્યુલન્સની સાયરન સંભળાય છે)

(સંમતિ મેળવવાનુ સરનામુ મોઢવાડા, ધંધૂકા ૩૮૨ ૪૬૦)

## ટ્સ ઑફ / ગઝલ / ભગવતીકુમાર શર્મા

ઊતર્યું અધાર કેરું દળકટક, લાઈટ્સ ઑફ !
સૂર્ય જેવા સૂર્યને પણ આવતી કાલે ઊગી શકવા વિશે હૈયે ફડક, લાઈટ્સ ઑફ !

મીણબત્તી બ્લૅકમા વેચાય છે ડિપાર્ટમેન્ટલ સ્ટોર પર—ચાલો, ઝટ્ટ દોડીએ,
ત્યા પછી રહેશે નહી એકકે સિલક, લાઈટ્સ ઑફ !

આપણી એક ટૉર્ચ લઈ ઊભો છે પોલીસ એકલો,
ને મહાત્મા ગાંધીમાર્ગે એક ટ્રાફિક-સિગ્નલે બાધે છે માળો કાગડી પણ બેધડક, લાઈટ્સ ઑફ !

લ્યો, ઈલેક્ટ્રિશ્યન ગયો છે ગણપતિના મડપોને રોશનીથી તરબતર ઝળકાવવા,
ને અહી ઉદર કરે છે ટર્ર ટક, લાઈટ્સ ઑફ !

ગર્ભમાથી આપણે અધારથી સબધ છે,
સ્ટ્રાઈક હો કૉલેજ-યુનિવર્સિટી-ઈલેક્ટ્રિસિટી કપનીમા, શો ફરક ? લાઈટ્સ ઑફ !

લાલ લીલો જાબલી પીળો ગુલાબી કેસરી ધોળો મજીઠી આસમાની—કઈ નથી,
માત્ર કાળા રગ પર છે આપણો હક્ક, લાઈટ્સ ઑફ !

આપણે પોતે જ કૂવામા બધુ ફેકી દીધુ—
કોડિયા લાઈટર મશાલો આરતી દીવાસળી ને આપણા શ્વાસોની ચકમક, લાઈટ્સ ઑફ !

ક્યા સુધી તુ ચન્દ્રના ઝાખા પ્રકાશે આ ગઝલ લખતો રહેશે લોહીમા બોળી કલમ ?
ભગવતી, તુ પણ હવે અહીયા અટક, લાઈટ્સ ઑફ !                (કવિતા ડિસેમ્બર, ૧૯૭૯)



રતિલાલ 'અનિલ'

ગુજરાતી ગઝલ બેપાંચ ચીજ વેચતી નાની/સાંકડી દુકાન જેવી હતી તે પાછલી યોજનાઓના વિકાસયુગમાં બધું જ વેચતા (ખપાવતા ?) ડિપાર્ટમેન્ટલ સ્ટોર જેવી સર્વવિષયવખારો બની રહી છે. બુલબુલ અને કોયલ જ નહીં, લાઈટમ્ ગૌનના સમયે, બીચબજારે, પોલિસ ચાકીએ, ટ્રાફિક સિગ્નલે ગાત્રે, સ્વાવલમ્બન વતાવાર માટે બાધતી ડાગળી પણ હવે એની વિષયસામગ્રી બને છે. ઉપભોક્તા સંસ્કૃતિમાં ગઝલ ડિપાર્ટમેન્ટલ સ્ટોર ન બને તો જ આશ્ચર્ય થાય ! બધું જ એક સ્થાને મળે એવો પ્રબંધ માત્ર સ્થૂળ ચીજો માટે જ થાય એ નરી ભૌતિકવાદી દૃષ્ટિ થઈ, માનવીની સૂક્ષ્મ અપેક્ષાઓ મુક્તક, દોહા, છપ્પા, લાવણી, સોનેટ, ખંડકાવ્ય, ગીત એવા અનેક કાવ્યપ્રકારો સંતોષે અને તે માટે ભાવકને બધે રખડવું પડે એ જૂનવાણી વ્યવસ્થાને સ્થાને બધું જ એક જ કાવ્યપ્રકારમાંથી એક સાથે મળે, આધુનિક મહાનગર વ્યવસ્થાના ધોરણે, એ જરૂરિઆત આધુનિક ગઝલકારે ઉચિતપણે જોઈ અને એ અગવડ અને રખડપટ્ટી તેણે ગઝલને સર્વ વિષયવખારો બનાવીને દૂર કરી.

બુલબુલ તો પ્રભાતપંખીની જેમ જ, ગઝલના ઊગમકાળથી જ બોલતું હતું, તેમાં દતકમીં ઉંદરનો ટર્ર્ર્ ટક ધ્વનિ ઉમેરાતાં ધ્વનિકાવ્યની ક્ષિતિજો અપૂર્વપણે વિસ્તરી ગઈ છે, કાવ્યની ક્ષિતિજો કેટલી વિસ્તરી છે તે તો સ્વાવલમ્બી આધુનિક ગઝલકાર પોતે જ ઊભડક વિવેચન કરીને કહેશે. સૂર્યોપાસનાના શ્લોકો હોય તો લાઈટમ્ ગૌનની ગઝલ પણ હોવી જોઈએ. સૂર્ય પ્રાચીન છે અને આધુનિક ગઝલકારની ગઝલ આધુનિક જ હોય એટલે અર્વાચીન વીજળીનો લૉક-આઉટ એનો વિષય બને. લાઈટઉપાસનાનું પણ, પેલા સૂર્યશ્લોકો

કરતા વધારે રસિક, ગેયક અને ગેમાયક કાવ્ય હોઈ શકે છે એ આધુનિક ગઝલકારે જોયુ અને કૃતિ રૂપે ચીંધ્યુ કવિએ લાઈટ્રસને કારણે જ સૂર્યને આ કૃતિમા સભાર્યો છે એ 'લાઈટ્રસ આધારે સૂર્ય'-નુ પ્રતિપાદન કરે છે

ગઝલ એ પ્રિયા સાથેની વાતચીત છે એ જૂની વ્યાખ્યામા કવિપત્નીને અન્યાય થતો જ હતો આધુનિક ગઝલકારે એટલે જ વાતચીતમાથી પ્રિયાની બાદબાકી કરી છે એ રામાયણકાલીન પત્ની-નિષ્ઠાનુ જ ઉદાહરણ છે પ્રિયાને પત્ની ન કહેવામા તો ઔચિત્ય રહ્યુ જ છે, પરન્તુ પત્નીને 'પ્રિયા' ન કહેવામા તો ઔચિત્ય જ નહીં ઉચ્ચતર વિવેક રહેલો છે 'વાતચીત'ની વ્યાખ્યામા એ પ્રગટ નહોતુ થતુ કે તે **ટૂંકી** કે **લાંબી** ? કે પછી **ટૂંકી-લાંબી** અને **લાંબી-ટૂંકી** પણ ? આ આધુનિક ગઝલની ટૂંકી-લાંબી અને લાંબી-ટૂંકી પંક્તિઓ એનો જવાબ આપી વ્યાખ્યાની ચોખવટ કરે છે.

ગઝલમા માત્ર ગઝલની જ ભાષા/બાની આવે એવો આગ્રહ, ડાલ્ડાના ખાલી ડબ્બાને તુળસીક્યારો બનાવી દેનાર આધુનિક યુગમા ન ચાલે એ આધુનિક ગઝલકારે જોયુ. એમા નવલકથાની, છાપાની, ચર્ચાપત્રની, ટૂચકાની, ટચાકવેડાની, બાળકજિજ્ઞાસા સહિત વાનર-જિજ્ઞાસાની ભાષા પણ શા માટે ન આવે ? આ મુદ્દા પર નારીઅધિકાર અને માનવઅધિકાર પછીની ત્રીજી મહાન લડત આધુનિક ગઝલકારે આરંભી અને અત્યારે, આધુનિકતાની સીઝનમા તે વિજેતાની પોઝીશનમાં છે,

એક અલ્લડ ગઝલની પંક્તિ સાભરે છે—

મહોબ્બત કે થાને મે
યે દિલ જમાદાર હૈ,
યે દિલ થાનેદાર હૈ !

એમા પોલિસ અધિકારીઓનો તો સોલ્લાસ સમાવેશ કરવામા આવ્યો, પણ પોલિસની હાડોહાડ ઉપેક્ષા થઈ આ ગઝલમા કવિએ

પોલિસને સ્થાન આપીને હિંમતભેર એ અન્યાય દૂર કર્યો છે હવે પછી પરેડ કરતો/સિટી મારતો/દંડૂકો ચલાવતો,/કડક ચાપતા પગલા ભરતો/બનાવના સ્થળે જવાને બદલે ઘસી જતો/બનાવના સ્થળે જ કાગળિયા કરતો/ દરોડા પાડતો અને મુદ્દામાલ પકડી પાડતો પોલિસ પણ ગઝલમા સ્થાન પામશે એવી આશા સહેજે રહે જ સંસદમા પછાત વર્ગ માટે ચોક્કસ ટકા બેઠક અનામત રહે છે તેમ અત્યાર સુધી ગઝલે અસ્પૃશ્ય ગણેલા પાત્રો અને પરિસ્થિતિને, વિષયસામગ્રીને માટે આધુનિક ગઝલકાર, ઓછામા ઓછા સત્તાવીશ ટકા સ્થાન ગઝલમા અનામત રાખી એમની ન્યાયનિષ્ઠાના યશસ્વી, માનવવાદી ઉદાહરણો પેશ કરશે એવી અપેક્ષા પણ, હવે સકારણ રહે છે

'વો આયે ખુદાકી કુદરત હૈ ' કહેનાર ગાલિબે ગઝલમા સમાચારનુ સ્થાન સ્વીકાર્યું જ હતુ, પરન્તુ એમની સમાચારની વ્યાખ્યા પ્રિયા આવે અને નિઃશ્વાસ મેલતા પ્રીતમને મૂકીને ચાલી જાય એટલી મર્યાદિત હતી-એમા લાઈટ્સ આવે અને હાહાકાર કરતા મૂકી જાય એવા સમાચારને સ્થાન ન હતુ ! વળી ત્યારે અખબારો નહોતા એટલે સમાચારની ભાષા પણ ગઝલમા નહોતી-હતી માત્ર ગઝલની ભાષા લાઈટ્સ ગોનની અસાધારણ ઘટના એ અખબારના સમાચાર છે, ઇલેક્ટ્રિસિટીના અંધેર કારભાર પર ચર્ચાપત્ર લખવાની સામગ્રી અને જિલ્લાના અખબાર માટે તો અગ્રલેખ લખવાનો વિષય પણ છે ! એ જ ઘટના કાવ્યનો વિષય બને ત્યારે અખબારી ભાષાની વિવિધ શૈલી-છટાઓ પણ સહજપણે એમા ઊતરી આવે અને અખબારના વાચકો કવિતા વાચે ત્યારે તેમને સદ્યબોધ થાય ! અમુક વિષયની ગંધ તે માટે યોજાતી ભાષામાથી જ આવે અને ભાવબોધ થાય એ માત્ર આધુનિક ગઝલકાર જ સમજી શક્યો છે અને કૃતિમા ઉતારવા જેટલો પ્રમાણિક જ નહીં સાહસિક પણ બની રહ્યો છે. કવિતાના સાધારણીકરણ વિશે શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીએ ચિંતનસભર વિવેચન કર્યું છે, પરન્તુ

સાધારણની સાધારણપણે થતી અભિવ્યક્તિ દ્વારા સધાતું સાધારણીકરણ-સામાન્ય એ સર્વાનુભવ જ નીવડે છે એ આખી વાત એમણે જોઈ હશે, પણ સ્થાપી નહોતી તે અપૂર્ણતા હવે દૂર થઈ છે

જમીનમાંથી ઊગેલા વૃક્ષ પર લાગેલું ફળ ચાખતાં તેમાં જમીન/માટીનો સ્વાદ આવતો જ નથી તો ખાતરનો સ્વાદ તો ક્યાંથી આવે! શ્રી સુરેશ જોષી જેને કાવ્યવિષયનું રૂપાંતર કરવાનું કહે છે એમ ફળ માટી અને ખાતરનું અને ખુદ વૃક્ષત્વનું રૂપાંતર કરીને જુદો જ સ્વાદ આપે છે! આમ, ફળ તેના મૂળને જ ઓળખાવતાં રહે છે! પરન્તુ આધુનિકતાના ખાતરમાં (માટીમાં નહીં!) વાવી ઉછેરેલા વૃક્ષને લાગેલા કાવ્યફળને ચાખતાં ખાતરનો જ ચોખ્ખો સ્વાદ આવે છે! અતિ વાસ્તવવાદે આ વિશે કશુંક કહેવાનું રહેશે જ!

પ્રેમાનંદ હયાત હોત તો વાંચવા મળતે —

આવી આવી ખબર એક આવી,<br>
વીજળી-કંપની મધ્યે એની ચાવી

વૈશમ્પાયને જન્મેજયને આપેલા સમાચાર મહાકાવ્ય બન્યા તેમ સમાચારઆધારિત ગઝલ ન્યાય એ આધુનિક ગઝલે જ પુરવાર કર્યું



**ગઝલનું** શિર્ષક 'લાઈટસ ઑફ' ખૂબ જ ચિંતનીય છે, ગત્રે બિછાને જતાં લાઈટ બંધ કરીએ છીએ, કે ઘરનાંને 'લાઈટ બંધ કરો' કહીએ છીએ. આપણા ઉચ્ચાર કવિશ્રી જેવા શુદ્ધ ન હોવાથી 'ઑફ'માં 'સ'નો લોપ અને 'ઑ'ના પહોળા ઉચ્ચારને ચપ્પટ કરી દઈએ છીએ એટલું સ્વીકારી આગળ વિચારીએ તો લાઈટ ઑન કરનાર જ ઑફ કરે કરાવે છે, એ સ્વૈચ્છિક ક્રિયા છે, પણ આ ગઝલમાં ઑફ કરનારો હાથ કે ટેરવાં દેખાતાં નથી

આ ઘટના ઑફની છે કે ગોનની? લાઈટ ગઈ કરી કે એ પોતે જ ગઈ? અહીં તો એકાએક લાઈટ વોકઆઉટ કરી ગયાનું

સમજાય છે! એ ઘટના સભ્યદમનશ્યોના વૉકઆઉટ જેવી છે સંસદ સભ્યો તો વૉકઆઉટનું કારણ કે કારણો પણ ઉપજાવતા જાય છે, પરન્તુ લાઈટ્સે એવી લોકશાહી તાલીમ ન લીધી હોવાથી તે અકારણ વૉકઆઉટ કરી જાય છે આમ જોતં' આ ગઝલ ઍાકની નહી, ગૌનની– વૉકઆઉટની છે વૉકઆઉટ અને તે પણ કારણ ઉપજાવ્યા વિનાના વૉકઆઉટથી ગઝલમાં રોમાચક સનસનાટીનું વાતાવરણ ઊભું થાય છે, તે પણ ગૌનના તર્કને સુપુષ્ટ કરે છે લાઈટ બંધ કરવી અને બંધ થઈ જવી–એકાએક ચાલી જવી વચ્ચેનો સૂક્ષ્મભેદ કવિને મંજૂર નથી તે એમને અભેદમાર્ગી સૂચવે છે

અંધકારનુ દળકટક ચોમાસે એકાએક કાળા ભમ્મર (કવિશ્રીની નવલકથાની ભાષામા 'કાળા ડિબાંગ') વાદળા ઘેરાય છે અને અંધકાર ઊતરી પડે છે આ ઘટના તો સાજે અંધકાર ધીરે ધીરે ધરતી પર ઊતર્યો અને ટેવાયો, તે પછી લાઈટ કરી, તે પછી એકાએક તે ચાલી ગઈ એથી એકસાથે સર્વત્ર વ્યાપી ગયાની છે. પરન્તુ એવા સાદા બયાનથી ઝડઝમક અને રંગીની આવતી નથી, કશી ડ્રામેટિક મુવમેન્ટના દર્શન થાય નહી લાઈટ્સ ગૌનના સમાચાર સાવ ફિક્કા પડી જાય, અને સદ્‌ગત સામળદાસ ગાંધીની માઈલસ્ટોન સરખી વાગ્મિતાનો ઉવાડો અનાદર થાય તે, વ્યવસાયે પત્રકાર એવા ગઝલકાર સહન કરી શકે જ નહી! આથી, 'ઊતર્યું અંધકાર કરુ દળકટક' પ્રબંધ તે રચે છે. અંધકાર પછી વીજદીવો પ્રગટે, પછી એકાએક ઓલવાઈ જાય ત્યારે મૂળે જે અંધકાર હતો તે પ્રગટ થાય અ છે બ આવે છે તે સાથે અ દેખાતો બંધ થાય છે પણ બ એકાએક ચાલ્યા જાય છે તે સાથે બ હતો તે જ ફરી દેખાય છે એમા ટોળાબંધ ઊતરી પડવાનું હોય નહી, પણ રોચક પ્રદર્શન માટે અહીં એ તથ્યની કાવ્યોચિત ઉપેક્ષા થઇ છે લાઈટ જવાથી કવિને હૈયે ફડક પડવાને બદલે અદમ્ય ઉત્સાહ જાગી પડવાનુ બીજા શે'ર પરથી લાગે છે, પરન્તુ મૂર્ખના હૈયે

પડેલી ફડકની નોંધ લેવાનું તે ચૂકતા નથી નવી કવિતાનો સૂર્ય, નગર કવિ કરતા સરખામણીમા બીકણ જ હોય !

બીજો શેર કહે છે કે આ તો આધુનિક મહાનગરની ગઝલ છે ! સૂરત જેવા મહાનગરની નહી, પણ જ્યા ડિપાર્ટમેન્ટલ સ્ટોર હોય જ એવા મહાનગરની !

સૂરત જેવા મહાનગરના પુરાણપથી નાગરિકો લાઇટ ગોનના સમયે શેરીમા પાન બીડી બાકસના ગલ્લે જ મીણબત્તી લેવા જાય ! ખરેખરા પુરાણપથી તો પ્રાયમસમાથી ગ્યાસતેલ ઓકાવીને પણ ખડિયો ફાનસ સળગાવે, પરન્તુ આધુનિક નાગરિક કવિના અધીન મતે આખો વિસ્તાર અધકારમા ડૂબ્યો હોય અને ડિપાર્ટમેન્ટલ સ્ટોર ખૂબ જ દૂર, મુબઈ જેટલે દૂર હોય તોયે, ત્યા જ હુડૂડૂ . કરતો મીણબત્તી લેવા જાય ! પરાક્રમના અભાવવાળા લોકો તો એટલો સમય અધકારમા બેસવાનુ યે પસદ કરે, પણ આધુનિકો કેવળ પરાક્રમી જ હોય છે અને અકસ્માતના સમયે તો એમના પરાક્રમને પાખો ફૂટે છે !

કેટલાક લોકો લાઈટ ગોનના સમયે બીડી/સિગારેટ સળગાવી તેને દીવાનુ પ્રતીક બનાવે છે પણ એમા હુડૂડૂ ..નો રોમાચક ટેમ્પો સભવિત નથી 'હુડૂડૂ ' દ્વારા લોકોનો ગભરાટ પ્રગટ થાય છે કે કવિનો અતિ ઉત્સાહ ? કવિ 'ચાલો' કહી સૌને આમત્રે છે એટલે બીજો તર્ક વધારે શુદ્ધ લાગે છે કવિ ઉત્સાહમા પોતાને પણ 'ચાલો' કહીને પ્રેરતા હોય એ પણ શક્ય છે-પણ એક વ્યક્તિનુ હુડૂડૂ લખાય ખરુ, પણ કાને સભળાય નહીં આ શે'રમા કવિએ કુશળતાથી બ્લેકના બે અર્થ પ્રગટ કર્યા છે સફેદ મીણબત્તીના બ્લેક ભાવ, વિરોધી ભાવનુ રગદર્શી વર્ણન રોચક નીવડે છે 'ચાલો, હુડૂડૂ ..દોડીએ'મા જે ઉત્સાહ છે તે સાભિપ્રાય છે તે શે'રની બીજી પક્તિ સ્પષ્ટ કરે છે-એકે ય મીણબત્તી સિલક નહી હોય ! અહી વ્યાપારી બોલીનો સરસ ઉપયોગ થયો છે-પ્રાસ ખાતર એ શબ્દ આવ્યો નથી !

કવિ મીણબત્તી લઈ આવવાને બદલે ઘરે પાછા ફર્યા, એમની દોડ ગાંધીમાર્ગના ટ્રાફિક સિગ્નલ સુધી જ નથી એ, પછીના શેરમાં સમજાતો ઘરેલુ ઉંદરનો ટર્ર્ર્ ટક અવાજ અને છેલ્લા શેરમાં ચન્દ્રના પ્રકાશે લોહીમાં કલમ બોળી ગઝલ લખવાના ઉલ્લેખ પરથી સમજાય છે. આપણી શહીદપરંપરા સાથે લોહીનો સંબંધ રહ્યો જ છે.

સર્વવ્યાપી અંધકારમાં કવિ કે કાવ્યનાયક આંધળી ટોર્ચ લઈને ઊભેલા ટ્રાફિક કન્ટ્રોલરને જોઈ શકે છે એટલું જ નહીં, કાળામાં બીજું કાળું અલગ પાડીને જોઈ શકાય નહીં એ વૈજ્ઞાનિક સ્થાપનાને ઉથાપીને તે કાળી કાગડીને પણ જુએ છે—તે ચમત્કારિક અનુભવાય છે.

ટ્રાફિક સિગ્નલે પોલિસમને એકલો ઊભેલો જોઈને કવિને એની એ એકલવાયી સ્થિતિ ખૂબ જ અસહ્ય નીવડી સમજાય છે. ઊભો છે પોલિસ એકલો, આ પંક્તિનો પ્રારંભ છે 'એકલો', પોલિસે સપરિવાર નહીં તો યે સજોડે તો, યુગલરૂપે ઊભવું ઘટે એવું આ પદમાંના 'એકલો' શબ્દનું સહેતુક પ્રયોજન સમજાય છે. કવિને પોલિસની એકલતા અસહ્ય નીવડી લાગે છે. આમેય આધુનિક કવિને સૌથી વધારે અસહ્ય નીવડે છે એકલતા, પછી તે પોતાની હોય કે પોલિસની!

આ શેરમાં, ખુદ પક્ષીશાસ્ત્રીને પણ અગણી તેમને યે આશ્ચર્યમાં ગળાબૂડ કરે એવી આધુનિક શોધ કવિ પેશ કરે છે. માળો મોટે ભાગે નર પક્ષી બાંધે છે, તે ગૃહરચનાનો સામાન લઈ આવે છે અને માદા તો માત્ર મોભ કયાં અને થાંભલા કયાં એનું સચિંતપણે શ્રેણીકરણ કરે છે, અને ગૃહનિર્માણનું એ કાર્ય માત્ર સૂર્યના પ્રકાશમાં જ ચાલે છે, એવું આપણું સામાન્ય જૂનવાણી પક્ષીઓ વિશેનું જૂનું જ્ઞાન છે. પણ આધુનિકા એવી કાગડી રાત્રીના અંધકારમાં, વળી પોલિસની સાક્ષીએ પોલિસના માથે જ, ટ્રાફિક સિગ્નલ પર એકલી માળો બાંધે છે! નોકરી

કરની મહિલાઓ માટે જુદા આવાસ જ થાય છે એની આ કાગડીને જાણ નહીં હોય, અથવા તે એકલી અને એકલવાયી રહેવામાં માનતી હશે. કારણ કે એકલવાયાની અનુભૂતિ વિના તે પોતાને સપૂર્ણપણે આધુનિકા માની જ ન શકે આધુનિક સર્જક માટે એકલતા અને એકલવાયાપણાની અનુભૂતિ પ્રેરક બને છે તેની જાણ એ કાગડીને પણ હોવાનુ સમજાય છે

કાગડી ઉપનામ પામેલી કોઈ માનવવ્યક્તિ પોલીસસાનિધ્યે માળો બાંધે એટલી આધુનિકતા માટે તો રાહ જોવી પડશે

લાઈટ્સ ગોનની આ ઘટના ગણેશોત્સવના દિવસોમા બની હોવાનો દસ્તાવેજી પુરાવો ચોથા શેરમા મળે છે. કાવ્યનાયક ગાંધીમાર્ગથી ઘરે પાછો ફરીને અગાઉના ઉત્સાહને વિસારી ઘરેલુ ઉંદરના ટરર્ર ટક સાંભળવા જેટલો શાંત અને સ્વસ્થપણે બેઠો સમજાય છે આમ છતા એનો ઉત્સાહ સાવ ઓસરી ગયો નથી એ 'ટયો' શબ્દ સૂચવે છે કવિ કહે છે કે ઇલેક્ટ્રિશ્યન ગણપતિ મડપને શણગારવા ગયો છે એટલે લાઈટ ચાલુ થવા વિશે કશી આશા નથી કવિ ઈલેક્ટ્રિશ્યનને કેમ સભારે છે? આ પ્રશ્ન આ શેરને સમજવા માટે ખૂબ જ ચિંતનીય છે કાવ્યનાયક ટ્રાફિક સિગ્નલ સુધી, ગાંધીમાર્ગે ગયો, પોલિસ આંધળી ટોર્ચ લઈને ઊભો હતો એટલે લાઈટ આખા વિસ્તારમાંથી અલોપ થઈ ગઈ હોવાનુ સમજાય છે. પેલો ઈલેક્ટ્રિશ્યન બહુ તો કોન્ટ્રાક્ટર હોય, તે વીજળી કપનીની આતરિક વ્યવસ્થામા શી રીતે દખલ કરી શકે? એ કામ તો વીજળી કપનીના ઈલેક્ટ્રિશ્યનનુ! આ શેર માત્ર કવિના ઘરની જ લાઈટ ગઈ છે એવો ભ્રમ પેદા કરે છે, પણ આગલી રજુઆત પ્રમાણે લાઈટ આખા વિસ્તારની ગઈ છે અને અભેદમાર્ગી કવિએ સ્વતત્ર ઇલેક્ટ્રિશ્યન અને કપનીના ઈલેક્ટ્રિશ્યન તથા તેમના કાર્યવિસ્તાર અને ફરજનો ભેદ અસ્વીકાર્ય માન્યો છે

પાચમો શેર વાચતા આગલા તમામ શે'રો વિવાદાસ્પદ બની જાય છે। માડણીનો પાયો જ બેસી જાય છે. કામદારોની હડતાળને કારણે વીજળી ગઈ હોય તો પછી મીણબત્તી, ફાનસ, ચીમની ગમે તે અગાઉથી સુસજ્જ રાખી શકાય, ડિપાર્ટમેન્ટલ સ્ટોરમા નવુ જ હોય તો મીણબત્તી લેવાના બહાને જવુ અનિવાર્ય ન જ હોય। અને વીજળી કપનીના કામદારોએ જ હડતાળ પાડી હોય તો ઇલેક્ટ્રિશ્યનને સભારવાની શી જરૂર? એ ઇલેક્ટ્રિશ્યને ખબર નહોતી કે આજે હડતાળ છે એટલે ગણેશ મડપને શણગારવાનો કશો અર્થ જ નથી? હડતાળ એકાએક અને સાજે પડી હોય તો વાત જુદી છે, પણ એવો તો કશો સકેત શે'રમા નથી।

આ શે'રથી કવિ વૃત્તાતનિવેદક મટી એકાએક દાર્શનિક બની જાય છે। અધકારના આદિ સમ્બન્ધે ચિતક બને છે। જો કે બીજી પક્તિમા કઈ કઇ સસ્થાઓમા હડતાળની શકયતા રહેલી છે, તેની યાદી આપે છે ત્યારે ફરી વૃત્તાતનિવેદકની ઇમેજ ઉપસી આવે છે છઠ્ઠા અને સાતમા શે'રમા પણ યાદી આપવાનો એ સિલસિલો વિકસતો રહે છે. આપણે કે આપણને કે આપણો સમ્બન્ધ?—આવો નિરસ પ્રશ્ન વૈયાકરણી પૂછે ખરો, પણ કાવ્યરચનાને વ્યાકરણના શુષ્ક, જડ નિયમો લાગુ પડે નહી એ આપણે સ્વીકારીએ.

પછીના શે'રમા કવિનુ ચિંતન આગળ વધે છે અને મૂળ રગ અને તેની મેળવણીથી બનતા સખ્યાબધ રગોની ફેહરિસ્ટ આપે છે, પણ તેનો ક્રમ છદની માગણી પ્રમાણે આગળ પાછળ રહ્યો છે 'શ્યામ રગ સમીપે ન જાઉ' એવી હઠ કરતી ગોપીને પણ જાણે કવિ સમજાવી દે છે—'માત્ર કાળા રગ પર જ આપણો હક છે' 'ઓઢુ કાળો કામળો, દુજો રગ ન લગે કોઈ' ગાનાર મીરા કરતા કવિની જીવન દૃષ્ટિ જુદી, આધુનિક છે.

સાતમો શે'ર ઈસુના રવિવારનું સ્મરણ કરાવે છે કારણ કે એમાં નિખાલસ એકરાર છે। નગરમાં લાઈટની જેમ નળ પણ ગોન થઈ જાય છે આથી, લાઈટ ગોનના સમયે મીણબત્તીની જરૂર પડે એમ નળ-ગોનના સમયે કૂવાની પણ જરૂર પડે જ। મહાનગરમાં કૂવાની એટલી અનિવાર્યતા છે એ સાતમો શે'ર વાચતા સમજાય છે અહીં પણ પ્રકાશપ્રાગટ્યના ઉપકરણોની લાંબી કેહરિસ્ટ કવિ આપે છે વૃત્તાંતનિવેદકની એમની ઇમેજ અહીં પણ પ્રગટ થયા વિના રહેતી નથી 'ચકમક' એ માણસે શોધેલું અગ્નિ પ્રગટાવવાનું આદિ સાધન છે, પરન્તુ તેને પ્રાસના સ્થાને બેસાડવાનું હોવાથી સમગ્ર ક્રમમાં તે ગઝલની સ્વાભાવિકતા પ્રમાણે છેક છેલ્લે આવે છે। એક કલ્પના સૂઝે છે. કવિને કોઇ ગઝલની પંક્તિમાં દેવોની કેહરિસ્ટ આપવી હોય પણ ગઝલના પ્રાસ અતિ/મતિ/ગતિ/હોય તો હનુમાન, સૈયદકાકા, અન્નપૂર્ણા પછી છેક છેલ્લે ગણપતિ આવે। ગણપતિ પણ પોએટિક લાયસન્સના ઝપાટે ચઢી જાય। ચકમકથી માત્ર અગ્નિ/દીવના ઉત્પન્ન કરી શકાય છે લાઈટ ગોન થાય ત્યારે એનું સ્મરણ અસ્થાને ગણાય ચકમકથી ઘીનો કે તેલનો દીવો ભલે ન સળગાવી શકાય, પરન્તુ શ્વાસોની ચકમકથી માણસ આત્માનો કે ગઝલ છે એટલે, હૈયાનો દીવો સળગતો રાખે છે એ ચમત્કાર પ્રત્યે કવિને નિર્દેશ કરવો છે, એટલે એમણે ચકમકને સહેતુક સંભારી છે. ગઝલકારને આત્મા સાથે નહીં પણ દિલ સાથે ગાઢ સમ્બન્ધ હોવાથી શ્વાસોની ચકમકથી દિલનો દીવો પ્રગટેલો રાખવાનો અર્થ જ અહીં કવિને અભિપ્રેત હશે

કવિ પાંચમા શે'રથી જ એકાએક ગંભીર થઈ ગયા તેની અસર છેક સુધી ટકી રહે છે આગના ચાર શે'રમાં જે રોમેન્ટિક મુવમેન્ટની ડ્રામેટિક રમઝટ માણવા મળે છે તેનો એકાએક લોપ થઈ જાય છે આમ છતાં સંસ્થાઓ, રંગો અને પ્રકાશપ્રાગટ્યના સાધનોની કેહરિસ્ટથી ગાંભીર્યમાં ય હળવાશ અનુભવાયા કરે છે

છેલ્લા શે'રમાં કવિ લોહીમાં કલમ બોળીને ગઝલ લખતા હોવાની માહિતી આપે છે તે વાચકને ભાવાવેશમાં વિહ્વળ કરી મૂકે છે ! કલમને માત્ર શાહીનો જ નહી, લોહીનો સમ્બન્ધ પણ હોય છે એ માહિતીમાં અર્થગૌરવ રહ્યું છે પેટલીકરની વાર્તા 'લોહીની સગાઈ'માં પેલી નારી, પોતાને બીજાનું લોહી મળ્યું છે એની જાણ થતાં જ ઑફ (સાચા અર્થમાં !) થઈ જાય છે એ ન્યાયે પોતાને બીજાના લોહીમાં બોળવામાં આવી છે એની જાણ થાય તો સરજાટી કલમ પણ ઑફ થઈ જાય એ તર્ક અસ્થાને નથી

ભગવતી, તું પણ અટક' એનો અર્થ એ કે લાઈટ અટકી ગઈ છે તો તું પણ અટક ! એમ ન હોય તો પંક્તિમાંનો 'પણ' નિરર્થક બની જાય ! આથી આ ગઝલ લાઈટ ઑફની નહી પણ અટકી ગયાની હોવા વિશે હવે શંકાને સ્થાન રહેતું નથી પ્રકાશપ્રાગટ્યના તમામ જૂનવાણી સાધનો—એક માત્ર લાઈટર અપવાદ છે, તે કેમ કૂવે ફેંકવા સરખું બન્યું એ શોધનો વિષય છે—આધુનિક ગ્લોબ, ટૉર્ચ, મરક્યુરી ટ્યુબ લાઈટ આધુનિક સાધનો હોવાથી આધુનિક ગઝલકાર એ સૌને કે એમાંના એકને પણ કૂવે નાખવાનો વિચાર પણ ન કરી શકે ! ઘણું બધું કૂવે ફેંકી દીધું તેથી શું થયું ? ગઝલ પ્રકાશમરણની નથી

આ ગઝલ આ સદીના અભૂતપૂર્વ ખગ્રાસ સૂર્યગ્રહણ પહેલાં લખાઈ હોવાથી ગ્રહણપ્રસારિત અંધકારના વર્ણન, મુવમેન્ટ અને અવબોધથી વંચિત રહી ગઈ છે ચન્દ્રની છાયા સૂર્યને ઑફ (કે ગૉન ?) કરે એ ઘટનામાંથી કવિએ આપણને અદ્‌ભુત સુંદર, રમણીય ભયાવહ અંધકારની અનુભૂતિથી પ્રેરાઈને કશુંક વિચક્ષણ અને વિસ્મયકારક સંપડાવ્યું હોત આધુનિક મહાનગરમાં નીરખેલા, ખંડગ્રાસ, અર્ધગ્રાસ અને ખગ્રાસ સૂર્યગ્રહણની છંદખંડલોપી, અર્ધછંદલોપી અને પૂર્ણછંદલોપી પંક્તિઓમાં રચાયેલી ગઝલ હવે સત્વર આપણને મળો,



## પત્રચર્ચા

તંત્રીશ્રી,

'કંકાવટી'–ફેબ્રુઆરીના અંકમાં ભોળાભાઈના લેખ વિશે સુમન શાહનું ચર્ચાપત્ર છપાયું છે, તે અંગે નીચેના મુદ્દાઓ પ્રગટ કરવા વિનંતી છે.

(૧) સુ. શા ના ગોષ્ઠિનિબંધનું શીર્ષક જ શબ્દરમત જેવું લાગવા સંભવ છે એમ ન થાય, એટલા વાસ્તે જ ભોળાભાઈએ શીર્ષકની અર્થચર્ચા કરી છે. ભોળાભાઈના એ ઉપક્રમની કદર કરવાને બદલે સુ શા. જો એમાં કટાક્ષગમન જોતા હોય તો તેમાં તેમની પૂર્વગ્રહદૂષિત ગેરસમજ રહેલી છે એમ જ કહેવું ઘટે

(૨) ભોળાભાઈએ પોતાના મુદ્દાઓને ઉદ્ધરણો આપીને–આધારપૂર્વક વિશદ કર્યા છે. પુસ્તકને તટસ્થપણે વાચતા વિવેચકના મનમાં જે વિવેચ્ય મુદ્દાઓ ઉપસ્થિત થાય તેની રજૂઆત એ રીતે જ થઇ શકે વાંચનારને એમાં 'ટુકડા' લાગે 'ટુકડા' ન લાગે એટલા માટે શું એ ઉદ્ધરણો જ્યાં આવતા હોય તે મૂળ આખા ને આખા પાનાનું લખાણ ટાંકવું ? તો લખાણમાંથી કયા ભાગ પર ટીકાકાર ટીકા કરવા માગે છે એ કેવી રીતે નિર્દિષ્ટ કરવું ? એટલે જરૂરી તો એ છે કે વિવેચકે સંબદ્ધ મુદ્દા અંગેના ઉદ્ધરણોને બને તેટલા સંક્ષેપમાં લઈ ચર્ચવા અને એમની ચર્ચાની સયુક્તિકતા ચકાસવા માગનારે એ ઉદ્ધરણોનો સમગ્ર સંદર્ભ મૂળ પુસ્તકમાં જોઈ લઈ પોતાના તારણો ઉક્ત ચર્ચાને અંગે કાઢવા ઉદ્ધરણો ટાંકવાની ભોળાભાઈની પદ્ધતિ પદ્ધતિસરની જ છે

(૩) ભોળાભાઇએ જ્યાં સુ. શા. ના લખાણમાં શબ્દફેરે (સમજાય તેવા 'શબ્દફેર' શબ્દ પર સુ શા વિતંડા કરવાનું ચૂક્યા નથી) પુનરાવર્તન થતું બતાવ્યું છે, ત્યાં સુ શા એ 'વિશિષ્ટ વળાંક' સુ જો ના

આગમન પૂર્વે પ્રવર્તતી વિવેચનપરક ગતિવિધિ 'અને' 'સુ. જો ની નિષ્ઠા'ના વિભિન્ન અર્થો ચીધ્યા છે. કમનસીબી એ છે કે ચર્ચાપત્રમા તેઓ જે અર્થભેદના ખુલાસા કરે છે તે તેમના મૂળ લખાણમા ખુલાસાવાર સ્પષ્ટપણે નહી ઊપસતા કેવળ પુનરાવર્તનરૂપ જ લાગે છે સુ. શા એ ઉદ્દિષ્ટ અર્થભેદો સમ્યગ્ રીતે વ્યક્ત થાય એવી અભિવ્યક્તિ કેળવવી રહી

(૪) સુ શા એ એમના શોધનિબન્ધનો વિષય વિષયીભૂત વ્યક્તિ પરત્વેના તેમના પ્રેમથી પ્રેરાઇને નક્કી કર્યો હોવાનુ કબૂલ્યુ છે એ પ્રેમ અંગત લાલચથી પ્રેરાયેલો ન હોય છતા **વિષયનુ સંશોધન કરતા પહેલા** શોધકચિત્તમા અવધારિત થયેલો એક ગ્રહ છે. 'શોધનિબંધ માટે વિષયપસંદગી'માના 'વ્યાપક ગૃહીત'મા રહેલો 'શોધકાર'નો 'રાગ' તે કયો રાગ? વિષયીભૂત વ્યક્તિ તરફનો રાગ કે શોધનિબન્ધ માટે પસંદ થયેલા વ્યક્તિવિશેષના વિષય તરફનો રાગ? જો એ રાગ વિષય તરફનો હોય તો વિષયનુ સંશોધન કરતા પહેલા વ્યક્તિ માટે જે કંઈ પ્રેમ' કે 'રાગ' પેદા થયા હોય તેને તત્કાલપૂર્વક પૂરતા બાજુએ મૂકી દઈ તટસ્થભાવે વિષયનુ મૂલ્યાંકન-સમીક્ષણ કરવુ જોઈએ, પોતાના પૂર્વરાગની યથાર્થતાનુ પણ તાટસ્થ્ય-મૂલ્યાંકન કરવુ જોઈએ. સુ.શા એ અજાણતા કબૂલ કર્યું છે કે તેમનો અભિગમ આ અર્થમા તાટસ્થ્યપૂર્ણ રહ્યો નથી, બલ્કે પહેલેથી જ બંધાયેલા અભિગ્રહથી પ્રેરાઈને દૂષિત બન્યો છે. રાગદ્વેષ જેટલા અવલોકનકાર માટે તેટલા જ સંશોધક માટે પણ હાનિકારક છે આરાધ્ય માટે રાગ અને આરાધ્યની આલોચના કરનાર માટે દ્વેષનુ ધોરણ રાખીને સંશોધન શરૂ કરનાર વ્યક્તિ તેના અવલોકનકારને કયા મોઢે દ્રષ્ટા ન બનવાની સલાહ આપી શકે?—જો કે અવલોકનકારે દ્વેષ રાખ્યો છે એવા સુ શા ના તારણમા આ ચર્ચાપત્રકાર ભાગીદાર બની શકતો નથી

(૫) સર્વવિદિત છે અને સુ. જો.એ પોતે પણ એકથી વધુ વાર જણાવ્યું છે તેમ તેમના સર્જનવિવેચન પર પાશ્ચાત્ય સાહિત્યનો પ્રભાવ છે એમણે કેટલાક સર્જનાત્મક, વિવેચનાત્મક લખાણોને સીધા અનુવાદ રૂપે ગુજરાતીમાં ઉતાર્યાં છે, કેટલાક વિવેચનાત્મક લખાણોને-લખાણોના મહત્ત્વના મુદ્દાઓને સ્વતંત્રકલ્પ અનુલેખનાત્મક લેખોના રૂપે આપ્યા છે, ઘણા વિવેચનાત્મક લેખોમાં તેમણે પાશ્ચાત્ય વિવેચન-પ્રેરિત વિષયોને પોતાની કુંત વિચારધારાના પરિપ્રેક્ષ્યમાં સ્વતંત્ર રીતે ચર્ચ્યાં છે સુ. જો.ના સર્જનવિવેચનને પાશ્ચાત્ય સાહિત્યની પીઠિકા પર જ યોગ્ય ન્યાય આપી શકાય સુ. જો.ના સાહિત્યસર્જનમાંના કયા કયા અંશોનું પ્રાશ્ચાત્ય સાહિત્યમાં કયાં કયાં અનુસંધાન છે તે શોધ્યા વિનાનું સુ. જો. વિશેનું સંશોધન બેશક અધૂરું છે શોધનિબન્ધના સાતસો પાનાના પ્રસ્તારનો ગર્વ લેનારને આવા મહત્ત્વના પાસા વિશેની ઊણપનો-એટલો પ્રસ્તાર કર્યા પછી યે રહી ગયેલી ઊણપનો લગીરે અહેસાસ થતો નથી પશ્ચિમમાંથી સુ. જો. જે જે લાવ્યા તેને ગુજરાતી સાહિત્યના ઇતિહાસના તત્કાલીન પોતમાં સહજભાવે વણાઇ જાય તે રીતે લાવ્યા છે કે તત્કાલીન પોતમાં વિજાતીય તત્ત્વ રૂપે થોડો સમય ચીપકેલી રહીને પછીથી ઘસાઇ જઇ લુપ્ત થનારી અસર રૂપે લાવ્યા છે, જે લાવ્યા છે તે પૂરી સમજથી લાવ્યા છે કે અધકચરી યા વિકૃત સમજથી લાવ્યા છે, પર્યાપ્ત સંદર્ભની રજૂઆત વિના અદ્ધરતાલ ઉપાડેલા વિચારો તરફ એમના વિચારો અ પણે ત્યાં ઝિલાયા છે અને તેથી એમના વિચારોની જે વિધાયક અસર થવી જોઈએ તે થઇ નથી કે કેમ આ અથવા આ નહીં ને બીજા એવા ઘણા બધા પ્રશ્નો વિશે હકારાત્મક યા નકારાત્મક યા એ બે ને વચ્ચેનો કોઈપણ-કારાત્મક અભિગમ સાભિપ્રાય હોય તે અનુસાર છણાવટ થવી જોઇએ. સુ શા પોતાના લંગડા 'નોધસંકલ્પ' વિશે જે બચાવ કરે છે તેથી તેમને ઓળખનારાને ખાસ નવાઈ નહીં લાગે

(૬) અંગ્રેજી શબ્દોનો ઉપયોગ કરવાથી પાશ્ચાત્ય સાહિત્ય સિદ્ધાંતોનો પાર પામી ગયાનો દંભ નભી શકે નહીં વૈજ્ઞાનિકતાનો પોતે સીવેલો ઝભ્ભો પહેરી લેવાથી બીજા બધા અવૈજ્ઞાનિક બની જાય છે એવી ભ્રમણા છોડી દેવી જોઈએ બાલિશ આવેશમાં આવી જઈને, કક્ષાણાએ 'આપણું સત્યાનાશ કાઢ્યું છે' કે 'સત્યને નષ્ટ કીધું છે' જેવા વ્યાપક અંતિમ કક્ષાના ઉદ્ગારો કાઢવામાં સુ શા નો વરિષ્ટ અદાલતના સર્વોચ્ચ ન્યાયમૂર્તિ હોવાનો વહેમ પૂછડું પછાડતો સંભળાય છે. ગુજરાતી સાહિત્યના જવાબદારીપૂર્વક પકવ સમજપૂર્વક પૂર્ણનજ્જતાપૂર્વક તલગામી સૂઝપૂર્વક વિશાળ પ્રમાણમાં વાચતા-વિચારતા-લખતા પાચેક મહાવિવેચનવિંઓમાના પોતે એક છે એવો આત્મરાગ છોડવો સુ શા ને પોતાને માટે લાભકારક નીવડે સુ શા પોતાના વિધાનનો 'ડિસ્ક્રિપ્ટિવ ક્વૉલિટી'ના ઓઠા નીચે બચાવ કરે છે, 'વર્ણનાત્મક છે, વેલ્યૂ જજમેન્ટ નથી' જેવી દલીલ દ્વારા રક્ષણાત્મક વ્યૂહ શોધે છે બીજી બાજુ, તેઓ ભોળાભાઈના એવા જ બિનમૂલ્યાકનાત્મક વર્ણનાત્મક વિધાનોની (શોધનિબન્ધના બીજા અને ત્રીજા પ્રકરણ વિશેના વિષયનિર્દેશક સંક્ષિપ્ત વિધાનોની) હાસી ઉડાવવાની ધૃષ્ટતા કરે છે ભોળાભાઈનો ઉપક્રમ શોધનિબન્ધના પ્રથમ પ્રકરણની સમાલોચના કરવાનો છે એ સ્પષ્ટ છે. એ આશય એમણે સંતાડ્યો નથી, છતા સુ. શા એ એમની બિનજરૂરી મજાક ઉડાડી છે જો સુ જો ના સાહિત્ય વિશે એકાંગી લંગડો 'શોધચ કલ્પ' કરી શકાય તો શોધનિબન્ધના એક પ્રકરણનો—એ પ્રકરણ પૂરતા પૃથક્ તારવેલા વિષયનો સમીક્ષાઉપક્રમ કેમ ન કરી શકાય ? આ બેવડા ધોરણોમા વૈજ્ઞાનિકતાનો કયો પ્રકાર સમાયો છે ?

(૭) કોઈના પણ વિધાનોને છાપગ્રાહી કે આત્મનેપદી કહેતા પહેલા એવા વિધાનો પોતાના લખાણમા આવે છે કે નહીં એની આક્ષેપકારે કાળજી રાખવી જોઈએ, 'સુ. જો જેવી વાર્તા આ પૂર્વે

કોઈએ નથી લખી એ પુરવાર કર્યા વિના જાણીતુ યયેલુ મત્ય"એ
સુ શાની સશોધન પહેલાની એક છાપ થઈ અને એ છાપને
ચકાસવાનો ઉપક્રમ નહી કરતા "એ વિશેષને સુગ્રથિતપણે વર્ણવ્યો"
હોવાનો એકરાર તેમણે કર્યો છે

(૮) સુ જોની ટૂકી વાર્તાની વાત વિષે પ્રકારગત ચર્ચા ઉપાડતા
સુ શાએ genre અને form એ બને શબ્દો વાપર્યા છે શુ
તેઓ એ બને શબ્દોને એકબીજાના પર્યાય ગણે છે? પર્યાય ન ગણતા
હોય તો ટૂકી વાર્તા તેમના મતે genre છે કે form છે કે પછી
બને છે? 'જિનર'ના આવયવિક પરિવર્તનો એટલે શુ? (આ પ્રશ્ન
પૃછતી વખતે કન્ટેન્ટરૂપી અવયવનો ખ્યાલ પૃચ્છકના મનમા
નથી જ) ટૂકી વાર્તાના 'અવયવો' કયા? એ અવયવો'ના કે
વિનિયોગમા, એ અવયવોમાના કેટલાકના હાનોપાદાનમા
કેટલાકને વધુ ઓછુ મહત્ત્વ આપવામા, એ અવયવો પાસેથી લેવાતા
-સકીય કાર્યમા સુ જો આગલા વાર્તાકારો કરતા કયા કેવી
રીતે જુદા પડે છે અને એ રીતે એમણે ઉક્ત જિનરમા (? કે ફોર્મમા?)
કેવા ક્રાન્તિકારક પરિવર્તનો આણ્યા છે અને એ રીતે એને પહેલા
કરતા કેવો કયો નવો વિગ્રેપ સાપડ્યો છે તેનો સિલસિલાબધ
અતિહાસિક તેમજ સમીક્ષાત્મક આલેખ સુ શાએ તેમના મહાનિ-
બધમા (તેમના મત અનુસારનો અપૂર્વ વિશિષ્ટ વળાક સાબીત કરવા
માટે) આપ્યો છે કે નહી તેનો તેમણે તેમની ખાસિયત પ્રમાણે
વાચાળપણે નિર્દેશ કરવાનુ તમના ચર્ચાપત્રમા કેમ ટાળ્યુ છે? વિષયોમા
આવતા પરિવર્તનો કે વાસ્તવવાદાદિ વાદવિષયક આવતા પરિવર્તનોમા
સાહિત્યપ્રકારની ઉત્ક્રાતિ જોવાને બદલે તેના અવયવોની વિનિયોજના
પરત્વે આવતા ક્રમિક પરિવર્તનોની તપાસ દ્વારા તેની પ્રકારલક્ષી ઉત્ક્રાતિ
સળગપણે આલેખવાનો પુરુષાર્થ બહુપૃષ્ઠસખ્ય ગોવનિબન્ધમા ન થાય

તો ચાલે પણ અવલોકનકારે તો તે દેખાડવો જ જોઈએ એવા કાકૂમા સુ શાની ધીટતા નથી લાગતી?

(૯) બેથી ત્રણ પાનામા રજૂ થઈ શકે તેવા મુદ્દાઓ માટે નવ પાના ચર્ચાપત્રમા ખર્ચનાર સુ. શા કઈ રીતે 'લાવર' અને કરકમર' વચ્ચેનો ભેદ શીખવવાની ધૃષ્ટતા કરે છે?

—આનંદ બોલેરા

## એમ કેમ?

તત્રીશ્રી,

હમણા હમણા હમણા કેટલાક ગુજરાતી સાહિત્યિક સામાયિકો બધ પડતા જાય છે એ અતબત ખેદની વાત છે 'મિલાપ' બધ થયુ, 'સસ્કૃતિ' માસિક મટી ત્રૈમાસિક થયુ, 'સાહિત્ય' બધ થયુ.

પ્રશ્ન જુદો છે આ સામયિકો બધ થયા કે વધુમુદતી બન્યા તે પરત્વે ઘણે ઠેકાણેથી દુ:ખની લાગણી વ્યકત થઈ સાચી રીતે વ્યકત થઇ પણ એવુ કેમ બનતુ રહ્યુ કે કોઈ 'મિલાપ' બધ થાય, કોઈ 'સાહિત્ય' બધ થાય ત્યારે જ ખેદનો સૂર ખૂણે ખૂણેથી ઊઠે?

—જ્યારે 'વાણી', 'મનીષા', 'ફાલ્ગુની', 'ક્ષિતિજ' અને 'ઊહાપોહ' જેવા સામયિકો કે વિજયરાયનાં 'કૌમુદી' અને 'માનસી' બધ થયા ત્યારે તેના પ્રત્યાઘાતો ન પડચા? તેનો કોઈને રંજ ન થયો? શુ એ સામયિકો 'સાહિત્યિક' નહોતા? કે પછી ખરખરો કરનારને અનુકૂળ આવતા નહોતા? માટે તે બધ થયા ત્યારે તેની નોધ સુદ્ધા કયાય ન લેવાઈ? સામયિકો તો ઠીક, પણ દિનચોરી બધ થવી જોઈએ

—એક વાચક

## સામૂહિક રુદન વિશે થોડુક

તત્રીશ્રી,

ગુજરાતનુ સાહિત્યિક શ્રેય જોનારા ચિંતકો, વિચારકો અને સાગ ત્વતોની ભૂમિકાની શોધ કરીએ તો એમની કોટિ આપોઆપ જ પ્રગટ થઈ જાય.

વર્ષના ચોક્કસ દિવસોમા 'અ' અને તેનુ કુટુ બ ભાગે શોક પાળે છે અને સામૂહિક રુદન કરે છે

વર્ષમા ઈસૂના બલિદાનનો દિવસ પણ આવે છે અને ગાધીજીની શહીદીનો દિવસ પણ આવે છે, પણ તે દિવસો અ ની માત્ર જાણકારીનો વિષય હોય તો હોય 'અ' પોતે ચાલી આવેલી પર પરા પ્રમાણે શોક કરે છે, 'અ' એકલો નથી, અનેક માણસોમાનો એક છે

મિલાપ' અને 'સાહિત્ય'ના મરણ પછી ગુજરાતમા સામૂહિક રુદન આર ભાયુ છે ત્યારે મને પેલુ ઉદાહરણ સાભરે છે, કારણ, ગુજરાતમા અત્યાર સુધી માત્ર આ જ બે સામયિકો મરી ગયા નથી સભારવા જ પડે એવા સાહિત્યિક સામયિકો આ પૂર્વે અસ્ત થયા છે, પણ અત્યારે સમજાય છે એવુ સામૂહિક રુદન ત્યારે સભળાયુ નહોતુ

શહીદ એટલે તેઓ જ, એવુ સ પ્રદાયને વરેલો કોઈ ભલો ગૃહસ્થ સ્વાભાવિકપણે તેમ નિખાલસપણે માને અને માન્યતા પ્રમાણે વર્તે એનુ આશ્ચર્ય ન હોય પેઢી દર પેઢીએથી ઊતરી આવતી પર પરાનો એ માત્ર વાહક છે, એણે કઈ સીમાવિહીન સાર્વભૌમ સત્યની શોધ કર્યાનો દાવો કર્યો નથી, કરે જ નહીં

સમાન કક્ષાના એકથી વધારે બલિદાનો તેની સમક્ષ હોવા છતા તે તો પોતાના મત સ પ્રદાયના શહીદ માટે, એના ઉછેર દરમ્યાન મળેલી તાલીમ પ્રમાણે શોક કરવાનો પણ અખબારો અને સામયિકોમા ગુજરાતના શ્રેયની ચિ તા કરનારાઓ એ કોટિના સહુ, નર્યા સામ્પ્રદાયિક છે ? એમને તો પ્રત્યેક શહીદીનો શોક થવો ઘટે, પણ ના, વાડા બહારની શહીદી તો સુધરાઈના મરણના ચોપડેય ન નોંધાય તો, 'હશે' એ સિવાય વિશેષ પ્રતિભાવ નહી હોય

'મિલાપ' છેલ્લા દિવસોમા તો મોટે ભાગે ગુજરાતીમા જ વિવિધ સ્થાને પ્રગટ થતા લખાણો ફરી પ્રગટ કરતુ હતુ, તેમા ય બહુ

વાચીને સમકાલીન સામાન્ય સર્જનોમાથી સામાન્ય ચઢિયાતુ શોધી કાઢવાની ખત પણ હતી ખરી? ચોક્કસ જ લેખક કવિઓની સરળ રચના ઉપાડો લેવાની દષ્ટિ હોવાનુ અભ્યાસી વાચક કહેશે

એવુ માસિક પણ ચાલે એ સારુ કહેવાય વિકસિત સમાજમા એવા એકથી વધુ સામયિક પણ હોઈ શકે

પણ 'મિલાપ' કોઈ માઇલસ્ટોન જેવુ હતુ ખરુ? એને બધ જ કરવુ પડે એટલા ઓછા ગ્રાહકો એના નહોતા.

પ્રેસની ડહોળી નાખે એવી મુશ્કેલી તો 'કુમાર' સિવાયના તમામ સાહિત્યિક સામયિકોને છે!

વાસ્તવમા 'મિલાપ'ના તત્રીને પુસ્તકોનુ કામ કરવુ વધારે યોગ્ય લાગ્યુ, એ એક જ મહત્ત્વના કારણે એ બધ પડ્યુ એમા જોવામા આવે છે એવી શહીદી' છે ખરી? ટ્રસ્ટ થયા પછી તો એમને પહેલાની કસોટી (બધા સારા માસિકોને રહે છે તેવી) રહી નહોતી

'સાહિત્ય' બે વર્ષ ચાલ્યુ તે એની પ્રકાશન સસ્થાની આર્થિક અદ્ધરતા કે પ્રગટ કરવાની યોગ્યતા સૂચવે છે એ કઇ ચીલા બહારનુ નહોતુ કે એને વધારેના પરિબળોનો સામનો કરવો પડે! સસ્થા/ તત્રી/ લેખકો તમામ જ પ્રતિષ્ઠિત તેથી સાહિત્યરસિકો અને શિક્ષણ સસ્થાઓને સ્વીકાર્ય જ હતા સાહિત્યિક સામયિક માટેની સર્વ સામાન્ય મુશ્કેલી તો પહેલેથી જ ગણતરીમા હશે, તો નવુ શુ બન્યુ ગણતરીબહારનુ શુ બન્યુ કે પોતાના પદચિહ્ન મૂકી જાય તે પહેલા બધ પડ્યુ? બે વર્ષ દરમ્યાન એણે વિજયરાય વૈદ્ય જેવુ આગવુ સપાદનકૌશલ પ્રગટ કર્યુ ખરુ?

'સસ્કૃતિ' ત્રૈમાસિક થાય છે, તે વિશે પણ ભારે સામૂહિક રુદન જેવુ સભળાય છે માસિક ત્રૈમાસિક થાય તો વધારે સત્ત્વસમૃદ્ધ

સાહિત્ય આપી શકે એ સંપાદકની પ્રતિષ્ઠા અને એમનો વિશાળ સર્જક મિત્રવર્ગ જોતા, સાવ સ્પષ્ટ છે તો રુદન શેનુ છે?

સામાજિક, સાંસ્કૃતિક, શૈક્ષણિક વત્તા સાહિત્યિક એવા બહુક્ષેત્રીય સ્વીકાર ધરાવતા માસિકને સામા પૂરે તરવાનુ તો નથી જ ને? સંપાદક અનેક ક્ષેત્રોમા ભારતીય કક્ષાએ જાણીતા છે એનો લાભ પણ સામયિકને મળે જ ને? છતા ન ચાલે (ન ચાલવાના કારણો વિચારતિ જ ગુજરાતમા આવા સામયિકો શરૂ થાય છે એ ભૂમિકા લક્ષમા લેતા) એના વૈયક્તિક બેધ્યાનપણાના, બેદરકારીના અને ખંત ન રાખી શકવાના કારણો ન હોય? નથી?

ઉમાશંકરને 'સંસ્કૃતિ' પોતાને માટે અનિવાર્ય લાગતુ હોય એટલુ વાચકો માટે લાગે છે? એ ધોરણે એની માવજત થાય છે? ટ્રસ્ટ હોવાથી ખોટ છતા કેટલાએક વર્ષો સુધી નિયમિત પ્રગટ કરવાની જોગવાઇ તો છે જ

જેમને પરંપરાગત, કોઇ પણ ક્ષેત્રનુ ખુલ્લુ સમર્થન નથી, સામાજિક સફળતા અને સમર્થન માટે સાંસ્કૃતિક, શૈક્ષણિક, સામાજિક, આધ્યાત્મિક કે રાજકીય વિચારસરણીની કશી જ ભેળમેળ જેમણે કરી નથી, પરંપરિત સાહિત્યસામયિકોએ પાડેલી લોકસમર્થન મેળવી આપનાર પરંપરાના તમામ લાભોય વર્જિત ગણ્યા છે, અને કેવળ વિશુદ્ધ સાહિત્યમાસિક બની રહેવાનો જ જેમનો મૂગો સંકલ્પ છે, ટ્રસ્ટનુ આર્થિક સંરક્ષણ પણ જેમણે શોધ્યુ નથી, બંધ પડયા કે ત્રૈમાસિક થાય છે એવા સામયિકોને વાર તહેવારે મળતી/મળ્યા કરતી અસ્તિત્વની પ્રશસ્તિમુલક વ્યાપક પ્રસિદ્ધિના અણલખ્યા નાટકી પ્રબંધથી સ્વેચ્છાએ સંકલ્પપૂર્વક પર રહ્યા છે એમનો જીવનપથ કેટલો વિકટ અને દોહ્યલો હશે એની કલ્પના કરવા જેટલોયે સાહિત્યપ્રેમ આ સામ્પ્રદાયિક નોહાગરોએ કયારેક પ્રગટ કર્યો છે ખરો?

ખરેખર, આ સામ્પ્રદાયિક નોહાગરો પ્રમાણિક સાહિત્યનિષ્ઠ પણ છે ખરા ? જે સામયિકો અવસાન પામ્યા તે મફત મેળવનારા એકે ગ્રાહક નહીં ! પોતાના લખાણો છાપનાર બંધ પડયા એ અંગત ખોટ પણ રુદનમાં ભળેલી નથી હોતી ?

બ્રિટિશ શાસનકાળમાં 'વફાદાર' શબ્દને જે મલિનતા વળગી હતી એ વર્ગ સાહિત્યમાંયે વિદ્યમાન છે। એમનું મુખ્ય કામ ઈનામો / એવોર્ડો / ચંદ્રકો / સન્માનસમારમ્ભોની જાહેર નોંધ લેવી અને શોકના પ્રસંગે સામૂહિક રુદન કરવું। નર્યા વહેવારીઓ તો નિર્દંભ છે, પણ આમને તો વહેવારીઓ ઉપરાન્ત દંભી પણ કહેવા જ પડે। કારણ તેઓ વિદ્વાનો અને બુદ્ધિમાનો છે પ્રમાણિક અને સંનિષ્ઠ બુદ્ધિમાનો હોત તો પોતાના સ્થાનનો, પોતાને પ્રાપ્ત સાધનોનો ઉપયોગ વહેવારીઓ કર્મકાણ્ડો માટે નહીં, પણ સાહિત્યરુચિ કેળવવા, પ્રસારવા માટે કર્યો હોત અને એમને સામૂહિક રુદનના પ્રસંગો ઓછા આવત, સાહિત્યમાસિકોની સ્થિતિ સ્હેજ તો, વધારે સારી હેત નિર્ભેળ ચિંતન સ્વીકાર્ય હોત તો એ સેધાવાનો જોઈ શક્યા હોત કે પોતે કેવા નિરર્થક વહેવારીઆ પ્રપંચોમાં સંડોવાયેલા છે

સાહિત્યિક પ્રશ્નોને આ કે તેના પ્રશ્નો બનાવી દેવાથી વાચકોનો રસ ઘટ્યો, એ લક્ષણ એમણે નોંધ્યું ? વિદ્યાર્થીઓમાં સાહિત્યરસ જન્માવી નહીં શકનારા નિષ્ફળ લોકો જ સાહિત્યનો બોજ ઉપાડીને ફરશે તો સાહિત્યનો પ્રસાર મર્યાદિત ને મર્યાદિત નહીં થતો જાય–એવો વિચાર પણ એમને આવે છે ?

બે આનું જાહેરમાં પાડીને છટકી જવાતું ન હોત તો, જાતને સંડોવતા આવા અનેક પ્રશ્નોમાં પનારયનવારીઓ પડે ખરા ?

સાહિત્યનિષ્ઠ



## અલગારી

આપણે કવિ રહ્યા નથી એટલે એક સંમેલન યોજવું જ જોઈએ એ વિચાર મિત્રોને ગમી ગયો. કવિને તો આબાલવૃદ્ધ એવી વિવિધ શ્રેણીના શ્રોતાઓ સહન જ કરી શકે નહીં ! અરે, જાહેરમાં કવિતા બોલતા કવિઓ પણ ક્યાં સહન કરી શકે છે ! જેમ જેમ અકવિ થતા જઈએ તેમ તેમ કવિસંમેલનમાં જવાની અને ત્યાં ટકી રહેવાની યોગ્યતા વધતી જાય છે સુંદર અકવિતાનો પરિચય એમાં ટેકો કરે છે અકવિતા દેખાવે અને સાંભળવે સુંદર હોય છે, એટલે કે જાહેરમાં જે સુંદર સમજાય અને સંભળાય તે રીતે જ તો

અમને ઘણો સફસોસ થયો કે કવિસંમેલનમાં કવિતા બોલવાની યોગ્યતા અજાણ્યે જ અમને ક્યારની મળી ગઈ હતી એનો ખ્યાલ બહુ મોડો આવ્યો ! મિત્ર વિવેચકોનું કાવતરું પણ એમાં ભળેલું હશે, પણ જાહેરમાં વાંચી શકાય એવા રહ્યા છતાં એ વિવેચનો કેમ રહ્યા, એનો અર્થબોધ કવિસંમેલનના વિચાર સાથે જ આવ્યો ! અમે મંચ પર પહોંચીએ એ એમને ગમતું નહીં હોય, કારણ કે વિવેચકો પણ હવે તો મંચ પર જવાની યોગ્યતાવાળા વિવેચનો લખે છે, પરન્તુ કવિસંમેલનની જેમ વિવેચક સંમેલન યોજવાની પ્રથા ન હોવાથી એમને વાચિક અભિવ્યક્તિ નથી મળતી અટલે તો અધ્યાપક સંમેલન યોજવા પડતા હશે

હવે આપણે કવિતા પર લક્ષ કેન્દ્રિત કરવાની જરૂર રહી નથી માટે, મંચ પર કી રીતે જવું, કયા કપડાં પહેરવા, કોણ સૌનો

પરિચય આપે, કેવો પરિચય આપે, કોણ નાટકના સવાદની જેમ અકવિતા બોલે અને કોણ લોકપ્રિય સુગમ સગીતના ધોરણે વાદ્યની સહાય વિના ગાય, એ પ્રશ્નો પર ધ્યાન કેન્દ્રિત કરવાની જરૂર હતી જ આપણા જે મિત્રો કવિતાથી દૂર થઈ ગયા છે તે પણ શોધી કાઢવુ જ રહ્યુ-તેમને આપણી અકવિતામા અને તે પછી આપણામા યે રસ પડશે જ એમને અ મ ત્રણો મળે એ આપણે જોવુ જોઇશે.

અવસાનના સમાચાર અને નોધો અખબારોમા ખોટી રીતે લેવાય છે ઘણી વાર તો કાળી બોર્ડરનો પણ ઉપયોગ કરવામા આવે છે આ ઠીક નથી હવે અવસાનના સમાચાર અને નોધ કવિને શોભે એવી રીતે આવવા જોઈએ આપણો દેહ છૂટી જાય ત્યારે તો અખબારો તેમની જૂની રીત પ્રમાણે આપણા સમાચાર લેશે જ, તે છૂટક છૂટક હશે. અખબારોમા સામૂહિક મરણના સમાચારોને બરાબર ચમકાવવામા આવે છે, પરન્તુ કવિઓના સામૂહિક મરણના સમાચાર તેઓ ચમકાવતા નથી

આપણે કવિસમેલન યોજીએ કારણ કે કવિ તરીકેનુ આપણુ કઈ નહીં તો કામચલાઉ મરણ થયુ છે, એટલે લોકો આપણને અને આપણી અકવિતામા રસ લઈ શકશે, અને વૃત્તાતનિવેદકો શ્રોતાઓનો ઉત્સાહ જોઈને આપણા સામૂહિક મરણના સમાચાર ટિપ્પણ સાથે આપશે। આપણે મરણના સમાચાર અને નોધને નવુ સ્વરૂપ આપવાની ક્રાતિ કરી શકીશુ

આપણા શહેરમા કવિતાના કે કવિઓના સામૂહિક અવસાન પ્રસગે પ્રમુખપદ અને અતિથિવિશેષના પદ લેનારા વિદ્વાનો અને સજ્જનો સારા પ્રમાણમા છે અકવિતાને સાભળીને તેઓ રાજી થઇ શકે છે, તાળી પણ પાડી શકે છે, અને અકવિતાના રહસ્યો અને સાર્થતા વિશે ઘણુ બધુ બોલી શકે છે બલકે કવિતાના મરણનો આનદ ઉદ્રેક એમન

બોલવા માટે અવશ કરી મૂકે છે કવિ તરીકેના મરણથી ખુદ અમને કેટલો આનદ થયો છે, અમે કેટલા ઉત્ફુલ્લ બની ગયા છીએ એની ખબર અમને મચ પર જ પડશે। એનો ચેપ શ્રોતા અને પ્રમુખને પણ લાગશે તો ખરો જ।

કેટલી બધી કુણ્ઠા, ક્ષોભ, અવઢવ, મથામણ અને અનિશ્ચયમાથી અમે ઉગરી ગયા છીએ અને રોરોમા રીઝને લઈ આવનાર માટે બધુ સરળ બની જાય છે એમ સરળ બની ગયુ છે એનો ખ્યાલ પણ મચ પર જ આવવાનો છે

એક મિત્રને પોતાના મરણની એટલી તો ખુશી થઈ છે કે તેઓ અમારા મરણસમારમ્ભમા હાજરી આપવા માટે રેશમી કફની અને બ્રિચિશનો ખાસ પોશાક પસદ કરવાના છે, બીજા મિત્ર તેમના લામ્બા વાળ સેટ કરાવશે અને ચશ્માની ફ્રેમ બદલી જ નાખશે ચપલને બદલે મોજડી પહેરશે ત્રીજા મિત્ર બગાળીશાહી ઢીલો રેશમી ઝભ્ભો, ભરતકામની કિનારના પાયજાવાળો ખૂલતો પાયજામો, ખુલ્લુ માથુ અને ખભે કાશ્મીરી શાલનો પોશાક પસદ કરવાના છે

મરણને જોવાની અને ઉજવવાની આખી રીત જ બદલી નાખવાની અનિવાર્યતા હવે અમલ્ય બની ગઈ છે મૃત્યુ સોહામણું છે, પોતાને, પોતાના મિત્રો અને સમ્બન્ધીઓને જ નહીં, સૌ કોઈને એમા મઝા પડે એવુ રજક પણ હોય છે એ અમારે પોતે કવિસમેલન યોજીને અનુભવવુ છે અને એને સર્વાનુભૂતિનો સમારભ બનાવવો છે એને સપૂર્ણ આકાર આપવા માટે અમે મિત્રો વારવાર મળીશુ અને ઝીણામા ઝીણી વિગતો પણ પૂરી નિષ્ઠાથી વિચારી જઈશુ □

## તારી આંખો



### યોગેશ જોષી

કાજળ આંજ્યું હોય કે ન આંજ્યું હોય, તારી આંખો તો આમે ય દરિયા જેટલી જ ગહન છે. એમા ડૂબકી મારીને છીપલા મેળવવા હોય તો અસીમ રણમા વરસોના વરસો સુધી તપવુ પડે ને જપવુ પડે તારુ નામ તારી આંખોની ભૂરાશ ભેદી શકાતી નથી ને તારી નજરના વહેણ ઓળગી શકાતા નથી

જશોદાને કૃષ્ણના મુખમા આખા યે વિશ્વના દર્શન થયા હતા જ્યારે હુ તો દરરોજ આખુ ય વિશ્વ નિહાળુ છુ તારી આંખોમા હુ તો ચૂપચાપ તારી આંખોની ગુફાઓમા આગળ ને આગળ ચાલ્યો જઉં ને થોડુ ક આગળ ચાલ્યા પછી દેખાય અજન્તા-ઈલોરાના શિલ્પ અને એથી યે આગળ ને આગળ જઉં તો બેબીલોન, એસિરિયા ને મિસરના અવશેષો ! કદાચ બીજો અમેરિકા પણ તારી આંખોમાથી જડે !

તારી આંખો એટલે મારુ બ્રહ્માડ ! તારી આંખો એટલે મારી બધી જ ઋતુઓ તારી આંખોમા વર્ષાનુ રૂપ છે, વસતનો વૈભવ છે શિશિરની બર્ફીલી રાતો છે, ગ્રીષ્મની જલદતા છે, પાનખરની ડાળીઓમા ગૂચવાયેલુ આકાશ છે. રણની વેરાનતા છે ને દરિયાનો ઘૂઘવતો ઉન્માદ પણ છે. પ્રથમ સ્પર્શવેળાનો મુગ્ધ કન્યાનો કપ છે ને આખા યે વિશ્વને હલબલાવી દે તેવા ભૂકપનો અણસાર પણ છે.

તારી આંખોમા કોતરાયેલી છે પીપળાના પર્ણમર્મરની ભાષા. તારી કીકીઓની પછવાડે છૂપાયેલી છે પતગિયાના રગોની આપ, લીમડાની શીતળમય છાય ને ગુણકારી કડવાશ. ગ્રીષ્મમા રાતાચટ્ટ

ગુલમ્હોર ખીલે છે તારી આંખોમાં ને તપી તપીને થાકી ગયેલો સૂરજ પણ ઘડી આસરો લેવા આવે છે તારી આંખોની શીતળ છાયામાં ચોમાસામાં મોગરાની મ્હેક ઓગળી નાખે છે તારી આંખોને ખૂણે લપાયેલા અંધકારને ઘણીવાર વરસાદ થઈ ગયા પછી તારી આંખોનું આકાશ ઊઘડે છે, મેઘધનુષ રચાય છે ને એના રંગો ઝીલાય છે મારી આંખોમાં અને હળુહળુ મારું મગજ પણ ઘસઘસાટ પોઢી જાય છે તારી આંખોની શીતળતામાં

રડી રડીને લાલ થઈ ગયેલી અને સૂજી ગયેલી તારી આંખોના પોપચા લાલ ગુલાબની પાંખડીઓ જેવા લાગે છે શાયરોએ તો ગુલાબને જ બંધ પાંપણવાળું છતાં બધું જોતું નેત્ર કહીને વર્ણવ્યું છે ઘણા કવિઓએ આકાશના તારાઓને આંખરૂપ જોયા છે પણ મને તો લાગે છે કે બધા જ તારાઓ અને નક્ષત્રો તારી આંખોમાં જ વસે છે અને શ્વસે છે ક્યારેક તારી પાંપણો પર બાઝેલા ઝીણા આંસુઓને ચાંદની અજવાળતી હોય ત્યારે એવું લાગે છે કે જાણે તારાઓ આકાશને ત્યજી દઈને, તારી પાંપણો પર બેસીને સ્મિત વેરતા હોય!

કોઈપણ સંવેદનનું પ્રથમ બિંબ આંખમાં જ ઝીલાય, પ્રેમની પ્રથમ લિપિ આંખમાં જ કોતરાય ને મૃત્યુનો રંગ પણ સૌ પ્રથમ આંખમાં જ દેખાય આંખમાં તો તડકાય સંતાય ને અંધકાર પણ લખાય સૂર્ય સાથે તો આંખને નિકટનો સંબંધ-આંસુ આવે તો એય સૂરજને અર્પણ કરવાનો-સૂરજ તો રોજ આંખોની ખબર પૂછે ને પોતાની મૃદુ આંગળીઓથી આંસુઓ લૂછે સુરેશ જોષીએ ય પેલી પંક્તિમાં કહ્યું છે ને કે

'કાલે જો સૂરજ ઊગે તો કહેજો કે
મારી બિડાયેલી આંખમાં
એક આંસુ મૂકવું બાકી છે'

સાચે જ, આખુ યે ભાવવિશ્વ સમાયેલુ હોય છે આખોમા અને તેની સાક્ષી પૂરે છે આસુઓ. આખ કેટલુ યે બળબળે ત્યારપછી જ આસુ આવે છે એથી જ તો આસુ ગરમ હોય છે. આખમાય અસખ્ય દરિયાઓ હશે અને એથી જ તો આસુ ખારા હોય છે । આખમા તો ક્ષણે ક્ષણે, નવી નવી, અવનવી ઋતુઓ આવે અને કશુક મૂકીને ચાલી જાય

ઘણીવાર સવારના મૃદુ સૂર્યકિરણોને, શિરીષના ફૂલોના તાતણાઓની સુકોમળ ટોચ પર ઝીલાતા જોઉં ને આખને કઈ ટાઢક થાય તે પહેલા તો વર્ષાના પ્રથમ બૂંદને, બાવળની શૂળ ભોકાયાની ક્ષણ આખમા ખૂચવા માડે છે । પગમા કાટો વાગ્યો હોય તો ખેચી કાઢીએ પણ આખમા વાગેલી ક્ષણોનુ શુ ? એ કાઢવા માટે ય તારી તીક્ષ્ણ પાપણો જ જોઈએ કયારેક શરમથી તારી પાપણો સહેજ નીચી ઢળે છે ત્યારે થાય છે કે તારી નીચી ઢળેલી નજરનો તો આ પૃથ્વીને ય ભાર લાગતો હશે.

તારી આખને એક ખૂણે ખખડયા કરતુ ગીચ એકાન્ત અને બીજે ખૂણે એકઠી થયા કરતી શૂન્યતાને કોઈ દોરમા ગૂથીને એનો હાર બનાવવાનુ મન થઈ આવે છે જો દરિયા જેવડો કોઈ ખોબો મળ્યો હોત તો આખે ને ખાલી કરી દેત પણ દરિયોય કેટલો નાનો પડે । દરિયો બહુ બહુ તો તારી આખની કીકીમાનુ શ્વેત ટપકુ ।

કયારેક તારી આખમા સહસ્ર સૂર્યો ઝળહળતા દેખાય છે તો કયારેક દેખાય છે બુઝાઈ ગયેલી રાખની ભડાભડ । કયારેક ચદના જેવી શીતળતા હોય છે તારી આખોમા તો કયારેક ભયકર ગાજવીજ સાથે થતી વીજળી ને ધોધમાર વરસાદ. તારી આખોમાં વરસતા વરસાદનુ સગીત મે ટેપ કરી લીધુ છે મારા લોહીમા તારી આખોમા ઝળહળતા

સૂર્યોનું તેજ મેં સંચિત કરી રાખ્યું છે મારી શિરાઓમાં. તારી આંખોમાં સળવળતા સર્પોનું વિષ મેં સંગ્રહી રાખ્યું છે મારા કંઠમાં. તારી આંખમાં ઊડાઊડ કરતા પંખીઓના લયને મેં સાચવ્યો છે મારા હૃદયના ધબકારમાં. તારી આંખોમાથી વહેતા વાંસળીના સૂરને મેં જાળવ્યા છે મારી યમુનાના વહેણમાં. તારો એક એક અશ્રુને મેં ઝીલ્યા છે મારા છીપલાઓમાં. તારી આંખોમાથી પડતી વીજળીને ય મેં સોંસરવી ઝીલી લીધી છે મારી અણીયાળી પાંપણોમાં

ક્યારેક તું મારા પર ગુસ્સે થાય અને તારી આંખોમાં જ્વાળા-મુખી ભભૂકી ઊઠે, તારો રોષ એનું આખું યે સૈન્ય લઈને આવી જાય કુરુક્ષેત્રના મેદાનમાં. ને હું તો શસ્ત્રવિહોણો જોયા કરું તારી આંખોમાં સોળે કળાએ પ્રકટતી ગ્રીષ્મને—(વૈશાખ જાણે અગ્નિનું મહિમ્નસ્તોત્ર રચી રહ્યો છે જાણે આખા યે આકાશને આલિંગનમાં લેવા માટે અસંખ્ય તપ્ત રજકણો પ્રચંડ વેગથી ઊંચે ગતિ કરી રહ્યા છે. ગાંડોતૂર બનેલો ગરમ લાહ્ય પવન પણ કોઈ ચિરવિરહી જોગણીની જેમ અહીં તહીં ભટકે છે આ ધરતી પણ, કંઈ જ પણ ખાવા પીધા વગર, શ્વાસ પણ લીધા વગર, ગુલમ્હોરની લાલચટક ભાતવાળું ને ગરમાળાની ગ્રીન-યલો ઝાયવાળું વસ્ત્ર પહેરીને, અગ્નિની પ્રચંડ જ્વાળાઓના ખોળામાં બેસીને તપ કરવાનો ઢોળ કરતી, પણ વાંસળીના સૂર સાંભળવા આતુર થયેલી, રીસાયેલી રાધા જેવી લાગે છે ! આખી યે સૃષ્ટિને પોતાના ભડકાની લપેટમાં લઈને આ બપોર પણ હઠયોગીની જેમ આગળે ઊભી છે આવા સમયે પણ ગુલમ્હોર તો તેમના હોઠ પરથી મધુર સ્મિતની લાલ લાલ ધારાઓ ચારે તરફ વેર્યા કરે છે જાણે કે તારી આંખોમાં પ્રગટેલા જ્વાળામુખીની ભીતરમાં વહ્યા કરતા ઝરણાના સ્મિતની ધારાઓ !)—અને થોડીવારમાં તો તારી આંખો આંસુઓથી તરબતર ! ને શ્રી. વેણીભાઈની પેલી પંક્તિ યાદ આવી

ઊના રે પાણીના અદભૂત માછલાં–
એમા આસમાની ભેજ
એમાં આતમાના તેજ.

નજરના ય કેટકેટલા રૂપો ! ભયથી ફફડી ઊઠતી નજર, ક્રોધથી ફાટી જતી નજર, રૂપથી અંજાઈ જતી નજર, ઉદાસીથી શૂન્યમનસ્ક કે અન્યમનસ્ક થઇ જતી નજર, શરમના ભારથી ઢળી જઈને લાલ રંગનો ઢગલો થઈને વેરાઇ જતી નજર, સોયમા દોરો પરોવતી એકાગ્ર નજર, મેળામા ભૂલા પડેલા શિશુને શોધતી હાફળી–ફાફળી નજર નજર તો અનંત પરિમાણમા ગતિ કરતુ કોઇ બિન્દુ !

ક્યારેક તારી નજરનો સ્પર્શ તાજા ફૂટેલા ઘાસ જેવો નીલ હોય છે તો ક્યારેક મુગ્ધ બનીને નાચી ઊઠતી તારી નજરનો રંગ ફૂણી મોસબી જેવો હોય છે તો ક્યારેક શિશિરની કોઈ અંધારી રાત્રિએ નાઈટ લેમ્પના અજવાળાથી દ્વન્દ્વ ખેલીને થાકી ગયેલો અંધકાર તારી આખોમા શરણુ લે છે ત્યારે તારો આંખોનો રંગ પડખુ બદલતી વાઘણની લીસી ચળકતી ચામડી જેવો હોય છે ક્યારેક, કશાક ડરથી, શાહમૃગોના ટોળેટોળા દોડતા આવીને તારી આખોમા મો નાખી દે ત્યારે તારી આખે સીતાજીને પોતાનામા સમાવી લેતી ધરતી જેવી લાગે છે ! અને એથી જ હુ ઈચ્છુ છુ કે મારુ મૃત્યુ પણ તારી આખોનુ રૂપ લઇને આવે

તારી આખો જોઈને તો થાય છે કે આખો દરિયો પી ગયેલી માછલી એટલે જ આખ ! આખ વડે તો બોલી પણ શકાય, ગાઇ પણ શકાય ને સાભળી પણ શકાય ! આખના એક ઇશારે વાદળને ધરતી પર ઉતારી શકાય. ને હિમાલયનુ મસ્તક પણ ઝૂકાવી શકાય. પાપણની ધાર પરથી શબ્દોને ધારીએ ત્યા ફેકી શકાય ને કાળમીંઢ ખડક ઉપર

કોતરી શકાય કોઈ લિપિ માત્ર ભમ્મર સ્હેજ ઊંચી કરીને તો ગોવર્ધન પહાડ પણ ઊંચકી શકાય કયારેક આખમા ડૂબકી મારીને સાતે દરિયા તરી જાય તોય કિનારો આવે જ નહિ ! પીપળાનુ સૂકુ પાન પણ હાથ ન લાગે ને જોરથી પગ પછાડો તો પગ નીચે હોય કામરનો પાકો રસ્તો ! એ રસ્તે ઊચુ જોઇને ચાલો તો ખીણ આવે, નીચુ જોઇને ચાલો તો માથા પર આખાય આકાશનો ભાર આવે ને સીધુ જોઈને ચાલો તો સોનાના દ્વાર આવે ! અને ધડાક દઈને ખોલી નાખો એ દ્વાર તો ઝળહળતા અસખ્ય આસુઓ ! અને તેની રખેવાળી કરતો ઈશ્વર !

દરિયાના પેટાળમા અડાબીડ જગલ હોય છે તો શુ તારી આખોમા નથી હોતા ? જ્યારે નગર સસ્કૃતિથી થાકી જઉ છુ ત્યારે હુ વનવાસ ભોગવુ છુ તારી આખોમા-કયારેક તારી આખોના ભૂરા જગલોમા ભૂલો પડયો હોઉં, રસ્તો જડે જ નહીં, દિશા સૂઝે જ નહી, દીવાદાડી દેખાય જ નહીં એક રાત જાય, બીજી રાત જાય ખરી ગયેલા સૂક્કા પાદડાનો સળવળાટ સભળાય કોઈ પશુનો પગરવ રૂવાડા ખડા કરી દે અને દૂર દૂર એ દિશામા જોઉ તો બે તગતગતી લાલ આખો દેખાય ને હુ ભયનો માર્યો છળી મરુ ને તુ પૂછી બેસે-ચુ જોયા કરો છો કયારના મારી આખોમા ? ! □

# યાદ આવી માટે કહેવાની વાત



## સ્નેહલ મુઝમુદાર

ગઈ કાલની સોનવર્ણી મૃદુ સંધ્યાએ સ્મૃતિની સ્રોતવિનીને કાંઠે ફરતા પગમાં કશું અથડાયું

નીચા વળીને જોયુ તો વેરણછેરણ પડેલા મારા અસ્તિત્વના થોડાક ટુકડા !

ઘડીભર તો થયુ કે લાવને એને ભેગા કરી લઉં, જો સંધાય તો ક્યારેક કામ લાગે.

પણ પછી જવા દીધા.

એક તો બધા ટુકડા મળે નહીં કેટલાય એવા ટુકડા તો પગ તળે રેતીમા દટાઈ ગયા હશે અને કેટલાયને તો આ સ્રોતવિની પોતાના વહેણમા આટોપી ગઈ હશે. અને આ સ્રોતવિનીનો શો ભરોસો ? એના નીર તો વધે-ઘટે રે લોલ !

અને આમ જાહેર જગ્યામા મને આમ ટુકડા ભેગા કરતો કોઈ જોઈ જાય તો તે શુ ધારે ? એક વાર ઉન્મત્તમા ગણાઈ ગયા બાદ ડાહ્યામા ગણાવુ કપરુ.

વળી કોઈ સિપાઈ ચોર ગણી મને પકડી જાય તો કોરટમા પુરવાર કેમ કરવુ કે એ ટુકડા મારા જ છે ? કશો પુરાવો છે મારી પાસે ? અથવા ગીતા પર હાથ મૂકી ધર્મના સોગદ લઈ એમને મારા કહેવાની તૈયારી છે મારામા ?

આ તો તમે તમારી વાત કરતા હતા અને મને એ વાત યાદ આવી અને તમને કહી બાકી તો એવુ બધુ ચાલ્યા કરે ચાલો, તમે તમારી વાત આગળ ચલાવો. કહોને, પછી શુ થયુ ? 

'કંકાવટી' માસિક માટે નિયમ (ફોર્મ ૪ મુજબ)

૧ પ્રકાશનસ્થાન ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨.

૨ મુદ્રકનું નામ રતિલાલ મૂ 'અનિલ'
નાગરિકતા ભારતીય
સરનામું ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

૩ પ્રકાશકનું નામ નાગરિકતા સરનામું, નં ૨ મુજબ

૪ સંપાદકનું નામ રતિલાલ 'અનિલ'
નાગરિકતા ભારતીય
સરનામું ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત ૩૯૫ ૦૦૨

૫ માલિકનું નામ રજનીકાન્ત રતિલાલ રૂપાવાળા
૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

હું રતિલાલ મૂ 'અનિલ' આથી જાહેર કરું છું કે ઉપરની વિગત મારી જાણ અને સમજ મુજબ સાચી છે

સહી રતિલાલ મૂ. 'અનિલ' પ્રકાશક





## કર્ણને / કિસન સોસા

મૂળિયાં વ ટોળિયે ચળતા રહ્યા
નીડ બાધે કોણ એની શાખ પર?
ડાળ પરના વૃક્ષ-શા ઢળતા રહ્યા,

હાથ ગ્રહ્યા હાથ ઓગળતા રહ્યા
શબ્દ કેરી જ્યોત ઓલવવા સતત
સર્પ કે ફુત્કારે સળવળતા રહ્યા

ટેરવે શબ્દો છતા ફળતા રહ્યા
કાળો પડછાયો પડ્યો છે નામ પર
અક્ષરો શૈ આગિયા બળતા રહ્યા

રથતણાં પૈડાં સતત ગળતા રહ્યા,
કોણ કૌરવ, કોણ પાંડવની દ્વિધા
બેઉ પક્ષો કર્ણને છળતા રહ્યા

ઊર્ધ્વ જ્યમ થાતા ગયા, સળતા રહ્યા
પથ્થરો વચ્ચે ખડી દુર્વા સમા,
પરપોટાનો શોર સાભળતા રહ્યા

Δ

# કંકાવટી

એપ્રિલ ૧૯૮૦

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

## વર્ષ ૨૧ : અંક ૨૫૩ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૨, બે વર્ષના રૂા ૨૩, વિદેશ શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.


'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-, ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.




તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન   શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ૦૦૧

# હું પૂછીશ

મરીના ત્સ્વેતાયેવા  અનુ. વિજય શાસ્ત્રી

મેં તો જોયું હતું
એણે મારી આંખોમાં કાલે જ
આજે એ મારાથી આંખો ચોરે છે
કાલે તો એ બેઠો હતો સવારે ચકલીઓના કલરવ સુધી
હવે પ્રત્યેક પંખી ગીધ બનવા માંડ્યું છે.

હું છું મૂર્ખ અને તમે બહુ ચતુર છો
તમે હજી જીવો છો અને હું છું શ્વાસહીન
ઓહ, નારીનો એક શાશ્વત પ્રશ્ન
'મેં શું બગાડ્યું છે તારું, ઓ પ્રિયતમ ?'

એને તો આંસુ છે ફક્ત પાણી અને લોહી કોરું જળ
પોતાને એણે તરબોળ કરી દીધો છે લોહી અને કોરા જળમાં
પ્રેમ કોઈ મા નથી, બસ સાવકી મા છે :
એની પાસે ન દયાની, ન મમતાની ક્યારેય રખાય આશા

અમને પ્રેમીઓને વહાણો લઈ જાય છે કયાંક દૂર
અને પછી બરફઢાંકી રૂપેરી સડકોની પર
ધરતીના ખૂણે ખૂણે આર્તસ્વર ફેલાઈ વાળે છે
'મે શુ બગાડ્યુ છે, તારુ, ઓ મિત્ર'

કાલે તો તુ સૂતો હતો મારા ચરણની પાસ
અને વિશાળ ચીન દેશ સાથે કરી રહ્યો હતો તુ મારી તુલના,
તારા બ ને હાથ સહસા અલગ થઈ ગયા
અને મારી જિંદગી ખોટા સિક્કા શો પડી ગઈ

ઊભી છુ નવજાત શિશુના હત્યારા શી હુ' અદાલતમા
ઠુકરાયેલી અને આત્મવિશ્વાસ ગુમાવેલી
પરતુ નરકમા યે હુ પૂછીશ પ્રિય તને
'મે શુ બગાડ્યુ હતુ તારુ, ઓ નિર્મમ'

હુ પૂછીશ ખુરશીને, શય્યાને
'મારો શો ગુનો કે સતાવાય છે, સજા અપાય છે?'
એ કહેશે 'એની પાસે હવે કોઇ ચુમ્બન નથી બચ્યુ
તારે માટે

અન્ય કોઇ નારીને ચૂમવાનો વખત આવી રહ્યો છે'

તે શીખવી લીધુ છે મને અગ્નિના ગભ માથે જીવતા રહેતા
અને બરફાળ મેદાનમા ફેંકાઇ જવાને પણ
મે કરી લીધુ સહન
તે મારી સાથે કેવો વ્યવહાર કર્યો ઓ પ્રિયતમ !
તારુ શું બગાડ્યું 'તુ મે, શુ બગાડ્યુ હતુ તારુ ?

મે માપી પ્રત્યેક ગહનતા—શુ તું કરી શકે છે એનો ઇન્કાર ?
સ્ત્રી, પ્રેયસી ક્યાં રહે છે—જ્યારે પામી જાય છે આખોનો પ્રકાશ ?
દૂર અને દૂર સરકતો જાય છે પ્યાર
અને મોત—બાગ માટે જેમ પાનખર તેમ આવી રહ્યુ છે પાસ !

સફરજન પાકી ગયુ છે—ઝાડ હલાવવાથી થશે શો લાભ ?
વખત આવ્યે ખરી જશે એ આપોઆપ
મને ક્ષમા કરી દેજે પ્રિય, મને ક્ષમા કરી દેજે
જો મે તને કોઇક કર્યો હોય અન્યાય યા પાપ !x

* આ રશિયન કવયિત્રીનો જન્મ ૧૮૯૨મા અને મૃત્યુ ૧૯૪૧મા આત્મહત્યાથી

મારા કેટલાયે શ્વાસો
અધવચ્ચેથી
કોઈક શિકારી છલગનો ભોગ બનીને
ઈંડાની જેમ ફૂટી ફિટાઈ ગયા છે
કાલાતરે
એમની ક્યારેક અચાનક વાસ આવે છે.

ને મન
હીજરાટની ખીણોમા ઠેબાવા માડે છે.
વેરાન રાનની ઓતાડી બખોલમાથી આવતી
મરી ગયેલા હિંસ્ર પશુની
બીભત્સ ગાળોનો વરસાદ વરસાવતી
છાકટી વાસ ..
કે
પાણીમા ડૂબીને મરી ગયેલા
ગલગોટાના કહોવાટની વાસ
કે
લાકડાના વહેરની લુખ્ખી દમિયલ વાસમા ઓછવાયેલી
ભીના વાર્નિશની મદીલી વાસ ..

ન ઓળખાય તેટલી હદે એકબીજામા ભળી જતી
વાસના ટોળામા
પેલી વાસનુ નિજત્વ
હમેશ માટે ખોવાઈ જાય છે

અને
શ્વાસનાં
દિગંતો ભરીને
રઘવાટભર્યા દોડતા ઘાડા ને ઘાડાની વચ્ચે
ચિત્કારી ઊઠું છુ
શ્વાસ !
શ્વાસ !
શ્વાસ !

## એ ક્ષણો

### એલેક્ઝાંડર બ્લૉક :

અનુ વિજય શાસ્ત્રી

એવી પણ ક્ષણો આવતી હોય છે જીવનમા
પ્રચણ્ડ ઝઝાવાતોયે આપણને વિચલિત કરી શકે ન
કોઈક જ્યારે આ ખભે હાથ મૂકી દે
અને ટગર ટગર જોઈ રહે આપણી આખોમા-પરોવી આખો

ત્યારે સહસા ઓગળી જાય છે જગતની ચિન્તાઓ
કોઈક ગહન ગહ્વરમા જઈને શમે છે
અને ભીતરથી પ્રસવે છે સપ્તરગી ઇન્દ્રધનુષ
એક મૌન જાય છે છવાઈ મુજ પર

અને મૌનમા રસાયેલો
એક કોમળ મીઠો સ્વર હળુ હળુ લાગે ઊતરવા
વીણા શા તગ મનના તારો પર
આઘાત આપીને જેમને બનાવ્યા હતા જડ, જીવને

## પ્રાતશ્રગમિ

□ જયંત પાઠક

રોજ વહેલી સવારે ફરવા જાઉં છું બારણું ખોલું છું બહાર નીકળું છું ને પછી બારણાં બંધ કરું છું. બારણું બંધ થતાં જરા અવાજ કરે છે, એના જરા લાંબા લહેકામાં 'આવજો' સાંભળું છું ને હું એક કલાક પછી અચૂક પાછો આવું છું! આવીને ઘરમાં પુરાઉં છું, વ્યવહારમાં વ્યસ્ત થાઉં છું, ખાઉં છું, પીઉં છું, રોટલા રળવા જાઉં છું, બાળકોને રમાડું છું, પાળું છું પોષું છું,–કેટકેટલું કરું છું! મને થાય છે કે આ બારણાંના 'અવાજો'ના લહેકાને એક વાર લાંબી વિદાય ગણીને હું એક કલાકમાં પાછો ન આવું તો...

પરોઢિયાના આછા આછા અજવાળામાં ઘરની બહાર નીકળીએ એટલે કેટકેટલી શક્યતાઓ આપણી સમક્ષ ઊઘડે છે! આ રસ્તે હું ચાલ્યા જ કરું તો આખી પૃથ્વીની યાત્રા કરી શકું હું ચાલું છું તે રસ્તો તો દરિયામાં ડૂબી જાય છે, પણ દરિયામાંય કેટકેટલા રસ્તા વહે છે! આ રસ્તાઓ ચાલ્યા જ જાય છે, બસ ચાલ્યા જ જાય છે! આપણે જ દીવાલોમાં બંધાઈ રહેવા ટેવાઈ ગયેલા ને ફરી પાછા ફરીએ છીએ, બાકી તો કોઈ રસ્તો કદી પાછો ફર્યો જાણ્યો નથી. જળ, જમીન અને અંતરિક્ષમાં એ તો ચાલ્યા જ જાય છે ને જેને ચાલવું છે તેને નિમંત્રતા જ રહે છે. કવિ રાજેન્દ્ર શાહની પેલી વૈતાલીય છંદમાં ચાલતી પંક્તિઓ યાદ આવે છે

ઘરને તજીને જનારને
મળતી વિશ્વતણી વિશાળતા

પણ આ ઘરને તજવાનું ક્યાં સહેલું છે! સૌન્દર્યના પ્રવાહ જેવી યશોધરા પલંગમાં નિરાતે નિદ્રામાં ઢળી હોય, સોડમાં ગલુલ ફૂલની કળી જેવો પોઢ્યો હોય, ત્યારે અનેક વાર ઉંબર બહાર જઈને

પાછા જ આવવુ પડે ! ને ચાલ્યા જવામા સફળ થવાય તો ડાહ્યા થઈને પાછા આવવાની વાસના તો મનમા રહે જ. બુદ્ધ થઈને પણ સસારને પ્રબુદ્ધ કરવાની ઈચ્છાથી પાછા આવવાનુ. રસ્તાઓ થયા એટલે માત્ર જવાની સુવિધા થઈ એવુ નથી, પાછા ફરવાની, ઠેરના ઠેર રહેવાની, સવારના ભૂલા પડીને સાજે મોડા મોડા પણ ઘેર પાછા ફરવાની શકયતા પણ થઈ બદરમાથી વહાણ નીકળ્યુ એટલે તો કયારેક એ આ બદરે પાછુ આવવાનુ, આકાશમા પખી ઊડયુ તે પાછુ માળામા આવવાનુ. ટાગોરે કહ્યુ **Where roads are made, I lose my way.** રસ્તા બાધીને અને ભૂલા પડયા ખરુ, પણ ભૂલા પડયાનો ખ્યાલ જ આપણી પેલી ઘરની માયામાથી નથી જન્મ્યો ?

રસ્તામા ઘણા માણસો ચાલે છે કોઈ સામા મળે છે, કોઈ સાથે થઈ જાય છે તો કોઈ વળી પાછળ આવતા હોય છે સામેથી ધીમે ધીમે દોડતા આવતા સર્જન ઓળખીતા છે એટલે સાહેબજી' કરીને ઊભા રહી જાય છે, કહે છે કે દોડવાથી શરીરને વધારે લાભ થાય છે ઠીક છે, એમની વાત સાચી હશે, પણ થાય છે કે ફરવા નીકળુ છુ તે શરીર, માત્ર શરીર સુધારવા માટે ? કદાચ નહી ફરતા ફરતા શરીર સુધરી રહ્યુ છે એવી ભાવના સેવવાનુ પણ હુ તો ભૂલી જાઉ છુ માટે તો પગ ચાલે છે તેથી ય વધારે તો મન ચાલે છે. ઋષિએ કહ્યુ કે चरन्वै मधु विन्दति। પણ આ રસ્તે તો કોઈ વૃક્ષ ઉપર મધપૂડો નથી કે મધ મળે વૃક્ષ ઉપર તો સવારની તાજપ પીને ચાચમાથી ગીત-પીચકારી મારતા પખીઓ ભાળુ છુ, રસ્તા ઉપર રહ્યા સહ્યા અધારાને કાગડાઓ સામસામે ખેચીને એના ટુકડાઓ ચાચમા લઈ તાર ઉપર બેસી જતા જોઉ છુ. રસ્તાની બાજુમા કોઈ ઊંઘણશી કૂતરાને ટૂટિયુ વાળીને પડેલો જોઉ છુ. એની આખ મારા પદરવ ભણી જરાક ઊઘડે છે ને પાછી પાપણ હેઠળ ઢકાઈ જાય છે સવારના તારાઓ પ્રકાશની પાપણ હેઠળ ઢકાઈ જાય છે એમ. તન બે પગે ફરે છે, પણ મનના

પગનો કોઈ હિસાબ નથી. ભૂમિમા જડાયેલા પગને તો ભૂમાનુ સુખ ક્યાથી! એ સુખ તો મન જ માણે

કેટલાક માણસોનુ શરીર ઘર વસાવ્યા પછી એટલુ વધી જાય છે કે પછી બહાર નીકળવા માટે એને બારણા સાકડા પડે છે, બહારના જગત સાથેના એના સબધો પછી તૂટી જાય છે છૂટી જાય છે એ ખાય છે પીએ છે, ઊઘે છે, વધ્યા કરે છે ને ઘરમા જ મરે છે. ઘર વસાવીએ ત્યારે આપણે મનના એન્જિનિયરને સાબદો રાખીએ, એની કલ્પનાશીલતાને જાગૃત રાખીએ, ભવિષ્યમા ઘરના બારણા સાકડા ન પડે એ રીતે ઘર બાધવાનુ એને કહીએ, કહ્યા જ કરીએ આપણે તો શરીરને વધવા દઈએ છીએ ને મનને નાનુ ને નાનુ કરતા જઈએ છીએ એટલુ નાનુ એટલુ કૃશ ને અપગ કે પછી એ બારીબારણા-માથી બહાર જ નીકળી શકતુ નથી. સવારે ફરવાના લાભ વૈદક જે કહેતુ હોય તે, આપણે માટે તો સવારે ફરવુ એટલે શરીરને નાનુ રાખવાનો ને મનને મોટુ કરવાનો એક આહ્લાદક કાર્યક્રમ ઊચે આકાશ ને આસપાસ ધરતી જોઈને થાય કે આપણુ શરીર આ જગતની તુલનામા કેવુ તુચ્છ છે! ઊચે આકાશ ને આસપાસ ધરતી જોઈને થાય કે આ જગતને વ્યાપીને ય થોડુ વધે એવુ આપણું મન કેવુ મહાન છે! 

તા ૨૭-૩-૧૯૮૦

**મોનો-ઇમેજ ૯૯** કાવ્યસગ્રહ સ મધુ કોઠારી, રમેશ આચાર્ય, એસ. એસ. રાહી, મૂલ્ય ૭ રૂપિયા, રૂપાલી પ્રકાશન, પીરમશાહ મેન્શન, ઘીકાટા ક્રોસીંગ રીલીફ રોડ, અમદાવાદ.

**ઇતિહાસવિમર્શ** : લે. નરોત્તમ પલાણ, પ્રાપ્તિસ્થાન કુમકુમ પ્રકાશન, મામુ નાયકની પોળ સામે, ગાધીમાર્ગ, અમદાવાદ-મૂલ્ય દસ રૂપિયા

# સર્જક માનવનિયતિ સ્વીકારે

□ ડૉ. સુરેશ હ. જોષી

પ્રખ્યાત ફ્રેન્ચ કવિ સાંત ઝયાં પેર્સે એક વાર કહેલું 'અ બૂક ઈઝ ધ ડેથ ઑફ અ ટ્રી' એક પુસ્તક એટલે એક વૃક્ષનું મરણ. વૃક્ષને છેદીને એમાંથી કાગળ બનાવવામાં આવે એ કાગળ પર લખાણ છપાય અને પુસ્તક પ્રકટ થાય. વૃક્ષમાં જે હતું તે પુસ્તકમાં આવ્યું? વૃક્ષની એ શીતળ છાયા જે સંતાપને હરે, એનો પર્ણમર્મર, એમાંથી સંભળાતા પંખીઓના ટહુકા, એની છાયામાં બેસીને વાગોળતું ગાયોનું ધણ, પાસે જ ક્યાંક બપોરની નીરવતાને પોતાની બંસીના સૂરથી ભરી દેતો ભરવાડ-આમાંનું કશું પુસ્તકમાંથી મળે ખરું? આથી જ પુસ્તકના પૃષ્ઠને 'પાનાં' કહીએ છીએ ત્યારે વૃક્ષ સાથેનો એનો સમ્બન્ધ તાજો થતાં ખેદની લાગણી થાય છે. કાગળ પર અક્ષર માંડતાં હાથ સહેજ કાંપે છે.

આજે તો સવારનું છપાયેલું સાંજે પસ્તી ભેગું થાય છે. પુસ્તકો ગોદામોમાં ખડકાયેલાં રહે છે. સરકારી કચેરીની તુમારશાહી કેટલા કાગળને વેડફી મારે છે! રાજકારણવાળાનો, ધર્મવાળાનો પ્રચાર પણ ખાસ્સા કાગળના જથ્થાને ખાઈ જાય છે. પુસ્તક વાચવાનું હવે ઓછું થયું છે. મનમાં કશું સચવાઈ રહે એવું વાચવાની જફામાં કોઈ પડતું નથી. મન પર કશો ભાર ન વર્તાય, જડતાને આંચ ન આવે, પ્રમાદની સુખદ સ્થિતિમાં વિક્ષેપ ન પડે એની જ કાળજી વધુ રાખવામાં આવે છે. 'બોલતો કાગળનો ટુકડો' આજે શું બોલે છે?

આવી જ લાગણી ફ્રાન્ઝ કાફકાને થયેલી, અને તેની પહેલાં જર્મન ફિલસૂફ નિત્શેને પણ થયેલી. નિત્શેએ કહેલું, "માનવી પુસ્તકોથી અને એના લેખકોથી થાકી જશે અને આવતી કાલનો કોઈ મનીષી એના વસિયતનામામાં એવી સૂચના મૂકી જશે કે એને પુસ્તકોને સળગાવીને

એના અગ્નિમા જ અગ્નિદાહ દેવો. અલબત્ત, એમા એના રચેલા પુસ્તકો પણ હોવાના જ હુ આજકાલ આવા વિચારો મનમાં રમાડ્યા કરુ છુ " નિત્શેએ જે કેવળ મનને રમાડવા તરગ ચગાવેલો તે બીજા જર્મન લેખકે, થોડા સમય પછી વાસ્તવિક કરી બતાવ્યુ. કાફ્કાએ પોતાના મિત્ર મેક્સ બ્રોડને મરણવેળાએ પોતાના બધા લખાણ બાળી નાખવાની વિનતી કરેલી કાફ્કાના જીવનને અને સાહિત્યિક કાર્યને ગાઢ સમ્બન્ધ હતો આજે એ બે વચ્ચેનુ અન્તર વધતું જાય છે. જર્મનીમા જ લિયોપોલ્ડ ફોન સાચેર–મેસોક નામનો લેખક થઈ ગયો, એના નામ પરથી જ અગ્રેજીમા 'આત્મપીડન' માટેનો શબ્દ આવ્યો છે આ લેખકે છેક અઢારસો સિત્તેરમા એક વાર્તા લખેલી એનુ નામ હતુ 'વિનસ ઈન ફર્સ' એની મહત્ત્વાકાક્ષા તો બાલ્ઝાકની 'હ્યુમન કોમેડી'ની જેમ આખી નવલકથાની શ્રેણી લખવાની હતી. એને છ ભાગમા એણે વહેચી નાખી હતી પ્રેમ, સમ્પત્તિ, ધન, રાજ્ય, યુદ્ધ અને મરણ યુરોપમા 'વિનસ ઈન ફર્સ'નુ નામ ખૂબ જાણીતુ થઈ ગયુ

કાફ્કાની 'મેટામોર્ફોસિસ' વાર્તાના પ્રારભમા જ 'રૂવાટીવાળા ડગલામા ઢકાયેલી નારી'નુ વર્ણન આવે છે પણ કાફ્કામા સર્જક તરીકેની એવી અદ્ભુત શક્તિ હતી કે મૂળ સામગ્રીનુ એમા પૂરેપૂરુ રૂપાન્તર થઈ જતુ, અહીં પ્રશ્ન એ થાય છે કે કાફ્કાએ ટોમસ માન જેમ પોતાના વાચકોને મૂળ વસ્તુનો ઇંગિત દ્વારા નિર્દેશ કરે છે તેવા નિર્દેશ કરીને મદદ કેમ નથી કરી ? કાફ્કા જીવનમા બનેલા મૂળ પ્રસગને કલાથી પૂરેપૂરો પ્રચ્છન્ન કરી દે છે અને એ રીતે વાચકોને કૃતિના કર્તાના જીવનમા કુતૂહલથી ડોકિયુ કરવાને પ્રેરવાને બદલે એ રસનેયી વાળીને કૃતિના રસાનુભવ તરફ જ દોરી લઈ જાય છે છતા ઘણા ઘોરખોદુ, વિવેચકો આ બધા પ્રસગો બહાર લાવવાનો પ્રયત્ન કરતા જ રહ્યા છે, આવા કશા પ્રયત્ન ભવિષ્યમા પોતાની કૃતિ વિશે થશે એવા સદેહથી જ એણે પોતાની કૃતિઓને બાળી નાખવાનુ કહ્યુ હશે

વિશ્વયુદ્ધો શરૂ થયા પછી એના ભગાર વચ્ચે જ માનવજાતિ જીવતી આવી છે આપણી પાસે કશાની અખણ્ડતાની ભ્રાન્તિ સચવાઈને રહી નથી આથી અર્વાચીન સર્જનાત્મક કૃતિઓમા, સર્જકની મૂળભૂત પ્રામાણિકતાનો પ્રભાવ જ્યા વર્તાય છે ત્યા, ડંશ વાગે એવી વિનવાદિતા, હેતુપૂર્વક યોજેલા વિરાગો અને અસંગતિઓ જોવામા આવે છે સાહિત્ય અને જીવન વચ્ચેની લગભગ ઘાતક નીવડે એવી ઘનિષ્ઠતા દેખાય છે જીવનને જેમણે સાહસ કરીને ઊંડા સ્તરે ડૂબકી મારીને અનુભવ્યુ નથી તેઓ જ સસ્તી સવાદિતા અને છીછરા આશાવાદની વાત કરતા હોય છે પણ આશ્ચર્યની વાત એ છે કે એઓ જ જીવનપરાયણ હોવાનો દેખાડો કરતા હોય છે આમ તો જીવન અને કલા વચ્ચેનો ગજગ્રાહ ચાલ્યા જ કરતો હોય છે કલાની સાધના કરનારને વણ મોટુ મૂલ્ય ચૂકવવુ પડતુ હોય છે કલીક ઊંડી, સન્તે માટેની મમતાને કારણે સર્જક જીવન અને કલાને ભેગા કરવા માટે પ્રબળપણે મથતો રહે છે પોતાના જમાનાને એમા એ સાક્ષી તરીકે પણ ઊભો રાખતો નથી પછીની પેઢી તો સગ્રહાલયોમા એની નોંધપોથી, એની હસ્તપ્રતો, એની ટેપરેકોર્ડ કરેલી વાણીને અકબંધ સાચવી રાખે છે એ લખાણ કોઈ વાચતુ નથી, એ ટેપરેકોર્ડ કરેલા શબ્દો કોઈ સાભળતુ નથી સર્જક જ્યારે નિકટ હતો ત્યારે એ નિકટતાને કારણે જ ખાસ ધ્યાન આપવા જેવો નહોતો લાગ્યો ત્યારે તો એને એક ઊર્મિશીલ, ભૂલો કરનારા અને જેની સાથેનો સંબંધ નભાવી લેવામા શ્રમ પડે એવા એક વિલક્ષણ આદમી તરીકે જ જોયો હતો ત્યારે તો એના આ, સામાજિક દૃષ્ટિએ અનેક મર્યાદાવાળા, વ્યક્તિત્વે જ એના શબ્દોને ઢાકી દીધા હતા પછીથી તો ભૂતકાળને સાચવી રાખવાની જરૂર શી? ફુરસદ પણ કોને? વર્તમાનનો તકાજો જ કેવો ભારે હોય છે!

આથી કાફકાની વાત મને પૂરેપૂરી સમજાય છે જીવતેજીવ જ સમ્ભવિત અમરતામા પલીતો ચાપી દેવો તે જ સારુ. આથી જ તો

કાફ્કાએ એક સ્થળે કહ્યું છે "હું જીવન શાન્તિથી જીવી શકું એ માટે લખતો નથી, શાંતિપૂર્વક મરી શકું એ માટે લખું છું" અન્ત-વેળા સુધી બુદ્ધિને અવિક્ષુબ્ધ અને વિવેકી રાખવાનો એનો પ્રયત્ન હતો, આપણે જાણીએ છીએ કે એ જ તો કેટલી કપરી વાત છે! આથી વર્તમાનમાં રહેવા છતાં, એનાથી થોડા દૂર સરીને રહેવા જેટલી નિઃસ્પૃહતા અને ભૂતકાળનો તન્તુ છેદી નાખવાની નિર્મમતા સર્જકતામાં હોવી જોઈએ

સામાન્ય માનવસમ્બન્ધોમાં પણ સહજ રીતે જ જે અપેક્ષા રહે તે પણ ન થવા દેવી, એનો ઓછાયો દેખાય કે તરત સમજપૂર્વક દૂર સરી જવું, જો કોઈ આપણી અનુપસ્થિતિ ઇચ્છતું હોય તો એ ઈચ્છા પ્રકટ થાય તે પહેલાં જ ખસી જવું—આ બધું કરવું સહેલું નથી કારણ કે સર્જક પોતાના સાંસારિક વ્યક્તિત્વને પૂરેપૂરું ઉચ્છેદીને જીવી શકતો નથી ક્યાંક આ બે વ્યક્તિત્વ વચ્ચે સંઘર્ષ થવાનો જ એ સંઘર્ષ વ્યક્તિ તરીકેના લાભમાં પરિણમે તે કરતાં કલાના લાભમાં પરિણમે એ જ એણે તો જોવાનું. જગતનું વેદન વેદના વડે જ થાય એ માનવનિયતિ છે અને તે બધા માનવીઓ વતી સર્જકે સ્વીકારવાની રહે છે 

# ભદ્દર ઓસ્પીટલના એક પેશીયન્ટ રૂમમાં



અજિત ઠાકોર

હાસ્પેની ધોળી ધોળી દિવાલોના ખૂણામા અજવાળા જેવા રંગના ધાતુના તપેલામા કથ્થાઇ (કથ્થાય જ કે'વાય કે ?) માટલી ઢાકણુ વરીને ગરાબૂળ બેહે જગાક આવે (આમ તો બાજુમા જ કે'વાય) પણ અતળો ગ્ટવ નબ્બુનક્કોર પિત્તળીયુ તાકે ચોફ્રેર-મોટાભાઇના લગન જેઉ બાજુમ દૂધ્ધોળા રગેના ડાઘાળા કોટ પર "જી જી ઈ " કણસ અવળા મોએ આળા પડખે હૂએ ચવળે હમે દૂધ્ધોળા કોટની છાયામ (જો કે છાયા કે'વાય એવુ ત કૈ છે જ ને. છતા કે'વાનુ મન થીયુ એટલે કીધુ "છાયામ') માખીઓનુ ધુ'વાળુ પૈળુ રે' . હાથે જ ચામળાની ચપન ને ચામળાના સેન્ડન ટક્કાર ધોળા જેવા હહણે

સે'જ આગળ કથ્થાઈ માટલી પાહે છે તેની બે ધોળીફક નર્સ જેવી (ગામરની ભૂલ લાગ્તી ઓ'ય તો હુધારીને નરસો જેવી એમ ) ભાવહીન દિવાલો કાટ-ખૂણે નક્કી કઈગ પગ્માણે ટેબ્લેટને ઢાકતા ચાદીના ચળકતા ગેપર જેવી લક્કગીયા (કે પ્લાસ્ટરીયા કે સીમેન્ટીયા હુ કઉ ?) ફરજપરસ્તીથી, ભૂઈલો ફરજપરસતીથી જકળાયલી જળાયલી અવિકારી હા, અવિકારી નજળે જુએ મે'જ આગળ હાથે હાથે જળેલી, લોખડી જારીવારી (આઘીપાછી નૈં થાય ને કોઈ પેહીબેહી નૈં જાય એટલે એવી અશે.. ) બે બારીઓ કપઈ કપઈને આખ હુધી જેમતેમ પોચતા બાજુમા જ ઊગેના જુવાનજોધ જાબુળાને, નારિયેરીને, થોળે દૂળની ખજૂળીને ને એટલે જ દૂળના કીમટેસન્ન પ્લેટફોમ પર ફળતા રખળતા રઈળા માણહોમા ને ગાળીમા ચળતા ઉતળતા ઉતાળુઓમા પગ્ચિત્તા હોવે.. (આ બાળીવાળી આખ્ખી વાત નરસોને ય કેવી આબ્બાદ બધ બેહે છે !)

જરાક આગળ (જળા હુભાળીને વદજો) કાળી ચોકળીવાળા ગોદળાની ચીપ્પર કઠુણ ઓસીકે અઢેની (અ'ઈ પણ પેલાના જેવી જ બે દિવાલો નક્કી કઈરા પરમાણે માપહર જકળાઇને જળાઇને કાટખોણ બનાવે) બદા બેકેલા છે બન્નેવ દિવાલો પળથી ધોળાધફ ચુનાળી ચામળી ખોતળી ખોતળીને ગન્નેવને ભીંતમા પતટાવ્વાનો મારો જેમ જ ધળમાથી નઝરમા જ ઉખળીને નીરાસીત થેઈ ગેયલા વળવાઓની અજમ્પામળી કાળોતરી મયામણો તણ દા'ડા ને તણ રાતથી ચાલુજ્જ છે. વરી કોઇ કોઈ રસીયાએ નો નાન્ની પીચકારોથી આ નરસો જેવી જ લોઆમણી દિવાલોની ગોળી ગોળી પીઠ સિક્કે રગી લાખી છે પણ ઊ તો એની ગોળી ગોળી પીઠે નખ્ખોરિયા (નખક્ષત કે'વાય કે ની તે તો કોન્જાણે!) ની ભળુ તો હુ તો હાઉં જ ની, શરીર અળકાણુ દગાઉ તોહો ભીતપીઠે નથી ખોળો લાઈગો કે નથી ભીંહ વળતાઈ કે નથી ગળમાટો થીયો કે નથી હાક્ હુભળાઈ આ ભીંતને તો એક્કેય બાજુ મોઢુ ને બન્ને બાજુ હપ્પાટ લીસ્સી હક્કહપીઠ.

એક ડગલુ આગળ ચારેક ફૂટ ઊંચે દિવાલમા બનાવેલુ વચમા ભૂળી જારીવારુ લાકળાનુ તણ ('ત્રણ' બોલ્તા નક્કામના જળબા ખેચાઇને પો'ળા થાય તેથી તણ) ખાનાળુ કગાટ પેટમા દવા-દારૂ, ખાવા-પીવાનુ હટાળીને કૈં ની બચનુ ઓય એમ મો કરીને દાક્તરની જેમ (કવાય છે ને કે દાક્તરનુ પેટ ની પમાય!) તાઈકા કરે

સે'જ આગળ બરણુ (બાણુ પણ કે'વાય) પીળીયા કપાઉન્ડર જેઉ આગરાના નકુચાની જેમ છૂટ્ટે ને નીચે કાણામા નટકે બન્ન તાળુ આળુ યાય (એની મે તે તો આળા ફાટવાની હુ મજાલ છે? પણ આ તો વરી ઈ ઈ ) તો લોબી ને જાગીયાળુ આકાસ ને હામેના ખેતરા દેખાતા બન્ન કરે પણ બચારુ લોબી, આકાસ ને હામ્મેનુ અહી અહીને ખેન્વળ વળી જતુ ચુકેલીપ ને બાજુમ નિરાતે ઘોરતા વેતીયાના અવાજને ટેસથી હાભળતો જોયને ખીસીયાણુ પળી ચીળાય.

આપણાની બાજુમ (અ', જરા હભાળીને ચાલજો ની તો રૂમની બા'ર નીકળી જહો) પાચેક ફૂટ ઉપ્પર સ્વીચબોર્ડ બે પ્લગ ડાગા ને ચાર સ્વિચો બ્લેક ઍન્ડ વા'ઈટ વચમા મીલીંગ ફેન્નુ બોર્ડ એની હાવ જ બાજુમ ડાવાળો આઈનો તેમા આછ્છો ગુનાળી પોન્ડઝ ઝૂકી ઝૂકીને જુએ ઝૂકીને જુએ ને પેચો ચીળાય ! અધુરામપુરુ તે શીંગાળેય બાજુમ

એની બાજુમ (અળોઅળ જ માનો ન !) આછી પીળી લદ્દળ ફ્રેમ્મા દૂધીયા કાચવારી બે ફટકીયાવાળા બારી લોબી સથી આવ્તા, વાદળમાથી આવ્તા હામ્મેના ઉજ્જળ ખેતરામથી દોળી આવ્તા દેખાવો, પરસો, હુગધો, અવાજો ને કેહરીના ફેળી જેવા હવાદોની ને મા'ળી વચ્ચે છાતી-કા'ળીને ઉભી છાતીના ડાબાજમણા બન્ને ફટકીયા ઉપ્પર નીચે ટોપરથી બરાબ્બર બન્ન છે એટલે છે એટલે કે ? બાગ આ'થ હળવળ હળવળ હ ળ વ ળ

ખજવાળવા જ દે અથેળી ગુળાબ્બળની ખજવાળજે ખજવાળ ! અજુ ખજવાળ છોળતો જ ની છોળી તો બઈગ હમજજે ! અળીને ઉભેલુ ટેબન જ નો થેઈ જાય તા હુધી !

ધળના જવાબ્દાળ માણહની જેમ ચોફ્ફરથી ભોય ભરી વળી ગેયલો ઊ પીઠ પળ તીણુ ચલકતી લીંબુબોમ્બી-વાળા ઈસ્ટીનની તપેની, દૂધવારા ધાતુની બયણી, ચીકુન છોતરા ને બીયાવાળી રકેબી, ગ્લેકસોનુ અડધુ પાકીટ, ગદો હેકી, દવાની વાસ મારતો ઇસ્ટીનનો પવાલો ને ટક ટક થીયા કળતુ કટ કટ કઈરા કરવૂ ગળીયાળ પે'રી કશ્થાઈ માટલીવાળા ખૂણાવારી દોળેક ફૂટ જ છેટી બાયારુ દિવાલોના પરસન્ન દસ્તીપાતની રા' જોયા કળુ તેવામ ઉપળ ફળતા મીલીંગ ફેન્ના વાયની આ'થોના પોચા પોચા ટા'ળા ટા'ળા પજ મને ન "છી છી ઈ " ને અધ્ધળ ઊંચકે મૂકે અધ્ધળ ઊંચકે મૂકે મા'ળી ઝીળા વોહ્ટીયા આખો ઊચી કળુ તો ઝબકાય નીચી કળુ તો □

## તથાસ્તુકાળથી તિકમ

## કનુ સુણાવકર

હું તિકમ. મૂળ તો ત્રિકમ ઉર્ફે ત્રિવિક્રમાદિત્ય મહામંડલેશ્વર પરમ ભટ્ટાર્કમુકુટમણિ રાજાધિરાજમા મહારાજા હાલ તિકમ કહે છે કે સાચા હૃદયભાવથી ભક્તિ કરે છે તેને પરમાત્મા દર્શન દે છે, અને વરદાન પણ આપે જ છે આ અફવાથી પ્રેરાઈને મે ય સાચા હૃદયભાવથી ભક્તિ આરંભી, ભક્તિ બસ ભક્તિ બીજાનુ કશાનુ નામ જ નહી ભક્તિ જ.

—અને મને દર્શન દીધા હુ દેખતો જ રહ્યો મને દર્શન દીધા. અહા ! હુ તો ભઈશાબ મૂગોમતર બની ગયો ! કઈ તેજ, કઈ તેજ તે જ ભગવાન આપણે સદિરોમા રોજ જોઈએ છીએને ? તે જ માથે મોરમુગટ કાને કુણ્ડળ, પીળા પીતાંબર, જરકશીજામા વગેરે વગેરે વગેરે.

અરેરે, અરેરે હુ વર્ણન કરવામા પડ્યો છુ, ને જાતે પોતે તો ક્યારનાય અમૃતવાણી બોલી ગયા છે—

—પછી એઓ મને બોલતા સભળાયા

"હવે તો જાગ ! જાગ, ને માગ
માગ ! માગ ! માગે તે આપુ."

—ને મે માગ્યુ "આપો તો આપો મને મીઠા પાણીના વરદાન"

"હા ! હા ! આ શુ માગ્યુ-માગી માગીને ? બીજુ જે જોઈએ તે માગ. જાગ ને માગ ! જર, જમીન, જોરુ, , , , માગ ! માગુ તે આપુ સારુ."

"બસ, આપો તો એ જ આપો—મીઠા પાણીનુ વરદાન અમને મીઠા પાણી પીવાના કોડ છે. અમારા ઓરતા પૂરો દીનાનાથ !"

—ને દીનાનાથનો દી ઊઠ્યો તે એ બોલી ઊઠ્યા ''તથાસ્તુ !''

હું ખુશીઆનંદનો માર્યો ડોલી ઊઠ્યો

—પછી મેં મીઠા પાણી માટે ભ્રમણ-પરિભ્રમણ પ્રારંભ્યું મીઠાની ભ્રમણા-મા-ને ભ્રમણામાં ખારું ખારું ઉસ જેવું પાણી પી પીને ભટકતો રહ્યો ભટકતો ગયો એવામાં એક દિવસ આકાશવાણી થઈ 'મીઠા મધુ જેવા જળ નાળિકેરફળની અંદર નાળિકેરફળની અંદર બહાર ક્યાં શોધે છે તિકમ''

ટ્રકમાંથી નાળિયેળના 'ાવળા ઊતરતા ઊતરીને એક દુકાનના ગો-ડાઉનમાં જતા હતા ટ્રકની બાજુમાં એક માણસ જેવો દેખાતો માણસ ડાયરીમાં નોંધ કરતો હતો મેં માણસને પૂછ્યું ''મિત્ર ! ''

''મારું નામ મગન છે તમારે કામ શું તે બોલો ''

'નાળિયેળ મળશે ?''

'આઠ હજારની આખી ટ્રક લ્યો, પડડો, બસો ઓછા આપો ઝટ ઝાલો, ચાલો હેંડો ત્રણસો કમ મૂકો માથાકૂટ ત્રણસોપચ્ચીસ હવે એક પૈસો ઓછો નહીં '' મગન બોલતો જ ગયો મેં અટકાવ્યો 'મારે તો માત્ર એક જ જોઈએ છે'' અને ભયંકર અપશુકન નીવડ્યાનું બેઢંગુ મોઢું કરી ગંદી ગાળ બોલતા વગર, આંખો હતી તેનાથી બમણી કાઢીને એ બગડી ઊઠે તે પહેલાં હું આગળ ચાલી નીકળ્યો

એક દુકાને પૂછ્યું ''નાળિયેળ છે ?''

દુકાનદાર કહે ''હા છે''

'મારું છે ? મીઠા પાણીનું ?'

''હા, હા, સા'બ બધાં મારાં જ છે, અમારે ત્યાંથી રાજ ઊંટ-ના-ઊંટ નાળિયેળ આવે ને ઉપડી જાય છે બોલો કેટલા ?''

''મીઠા પાણીની ખાતરી ને ?''

'ખા તરી તો સા'બ, અમારી દુકાનના નાળિયેળમાંથી પાણી નથી નીકળ્યું એવી વાત સાંભળી છે, સા બ્રી, પાણી નીકળે તો તો

મીઠુ જ પાણી જ નીકળે એ હે હે, બોલો, ચાર આપૂ ? એકનો એક રૂપિયો, એના પોણા બે. ચારના સાડાત્રણ ને ડઝન હ્યો તો દસ રૂપિયા ”

"એક આઠ આનામા નહી મળે ? મારી પાસે આઠ જ આના છે" હુ.

"ચાલો, હટો, આવવા દો બીજા ગ્રાહકને. આઠ આનામા મીઠા–મીઠા પાણીના નારિયેળ શોધવા નેકળ્યા સે !"

ત્યાથી બીજી દુકાને "આઠ આનામા તો બગડેલુ પણ ના મળે આગળ જાવ " કહી દુકાનદારે ધૂળ ઝાપટના માડી

મે ચાર આનાના ચણા લીધા. ખાધા. પાચ પૈસાનુ પાણી પીધુ ખારુ અડધી ચા પીવી પડી. આઠ આના પૂરા આગળ-ને-આગળ ચાલવા લાગ્યો. નારિયેળીના વન આવ્યા-સાત–સાત રણ વટાવ્યા પછી વને વને નારિયેળી ને નારિયેળી–નારિયેળીએ નારિયેળ.

એક પાતળી ઊંચી ,પુલકિત રોમાચિત બહુલીલાનાસ્તની પ્રકપિત થઈ થઈને અણિયાળી આખો ઉપર ફરફરતી પાપણો ઢાળી, વારે વારે વારી જઈને સ્તનમડળને લીલાલયપૂર્વક અઢળક ઢાળી લળાવીને એકે મને પ્રેર્યો હુ પ્રેરાયો. સરસરસરાટ પાતળી ઊંચી લીલમયસ્તનીના શિખરે પહોચવા આવ્યો ત્યારે નીચે જોવાયુ નીચે જોવાતા ધ્રૂજી જવાયુ હાથવેતમા નારિયેળ છે. હવે તો હાથવેતમા જ છે બાહુબહુલાએ મને, કડેડાટ હેઠે ઢગલો થઈને પડતાને, ઝીલી લીધો લીલાસ્તનથી મારા બને હાથ સભર બન્યા...

આકાશ ગડેડાટ ગાજ્યુ, નારિયેળ ત્રટ ત્રટાટક ફાટ્યુ અજડ અજળ ખાલીખમ

,

'કેમ, વળી ફરી પાછો આવ્યો ?" એઓ બોલતા હતા

"તમારુ મીઠા પાણીનુ 'તથાસ્તુ' વરદાન તો અફળ ગયુ" મે સભળાવ્યુ.

"શુ નામ તારુ?"

'તિકમ"

"હહ્હ્, હા!" એ હસવા લાગ્યા. મે એમને હસતા અટકાવીને સભળાવ્યુ "દમા નહીં જવાબ આપો, તમારુ 'તથાસ્તુ' કેમ અફળ ગયુ? કે પછી અમૃત પી પીને તમારી વાણી મૃતમય બની બેઠી છે? બોલોને, કા ચૂપ છો?"

"તારી આ હિમત? પાપી!" કહી પરમાત્માએ કાળીમોટી-ક્રોધાયમાન આંખોના ડોળા કાઢ્યા અને શાપ આપ્યો "જા .'

શાપના શબ્દો મારે ક્યા સાભળવા હતા! મે એને સભળાવ્યુ 'તમારા વરદાનની જેમ તમારો શાપ પણ અફળ થશે, જાવ - જા પથ્થર બની જા તથાસ્તુ!"

—ત્યારથી પળે પળે અફળ, નારિયેળ પથ્થર પર, વધેરાયા કરે છે–તથાસ્તુકાળથી

## સુધારીને વાંચવુ

કુકાવટીના ફેબ્રુઆરીના અકમા પ્રગટ થયેલ શ્રી અમૃત ઘાયલની ગઝલનો પ્રથમ શે'ર આમ હોવો જોઈએ

દુ ખ છે તો માત્ર તારી કહેતી થયાનું દુઃખ,
અમને નથી અમારી ફજેતી થયાનુ દુ'ખ

માર્ચ અકમા પ્રગટ થયેલ શ્રી રાજેન્દ્ર શુકલની ગઝલો પ્રથમ અને ત્રીજો શે'ર અનુક્રમે આમ હોવા જોઈએ

ફરમાન ફૂલ કેરા આખર અફર થઈને,
અરમાન આસમાની કોરે અસર થઈને.

અચરજ શમે તો કેવી રીતે શમે કહો આ,
ઓળખ જરાક જેવી નિરખે નગર થઈને

## 'અમે અહીંથી નહીં જઈએ'



સતીશ વ્યાસ

[એક યુવક રંગભૂમિ ઉપર ફાટેલા-મેલા વસ્ત્રોમાં સૂતો છે. આસપાસ ઘાસ, કાગળના ડૂચા. અચાનક એક યુવતી, ઉપરથી, રંગભૂમિ પર, યુવકથી થોડે દૂર, પડે. એને વાગ્યું છે હવે થોડી સ્તબ્ધ યુવક ધબાકાના અવાજથી ચમકીને જુએ ]

યુવતી-ઓ મા રે ! ઓહ . (પીડાયુક્ત રુદન) હું ક્યાં છું ? (વિરામ) કોઈ લાગતું નથી (વિરામ) અરે, આ ઝાંખી ઝાંખી કોઈ આકૃતિ દેખાય છે ! (ગભરાટ) કોણ છે ત્યાં ? કોણ છો ? કોણ છો તમે ?

યુવક-તમે. આમ અચાનક ?

યુવતી-પણ તમે કોણ છો એ તો કહો !

યુવક-હું એક સામાન્ય યુવક છું ગભરાશો નહીં મારા તરફથી તમને કોઈ ભય નથી

યુવતી-આશ્ચર્ય જ ! તો તો ઠીક પણ હું ક્યાં છું ? આ કયું સ્થળ છે ?

યુવક-મને પણ એ જ થાય છે કે તમે અહીં ક્યાંથી આવી પડ્યાં.

યુવતી-(યાદ કરતાં-આવતાં) હું તો ઘર છોડીને ભાગી નીકળી હતી કંટાળીને પરીક્ષાના પેપરો ખરાબ ગયા. મમ્મી બહુ જ કચકચ કરતી હતી તે નીકળી પડી

યુવક-પછી ?

યુવતી-રસ્તામાં જતી હતી ત્યાં એક ખાડો આવ્યો. હું બેધ્યાનપણે ચાલતી હતી. ખાડાને તો ટાંકણું શેનું હોય ! તે પડી ને અહીં આવી ! તમે .અહીં !

યુવક-હું અહીં રહું છું !

યુવતી-રહો ? તે આ સ્થળ ?

યુવક–હા, હવે તો રહું છું બાકી હું પણ આની પડચો હોઈશ તમારી જેમ જ,

યુવતી-ઓહ ! પગ દુખે છે ! બહાર કેમ નીકળાશે ?

યુવક–તમારે બહાર જવું છે ?

યુવતી–હા જ તો અહીં શું મરવાનું ?

યુવક–પણ જવાશે તો ને ?

યુવતી-એટલે ?

યુવક–અકળાઓ નહી તમે જરા ધ્યાનથી જુઓ આ જગ્યાને બહાર નીકળાય એવો કોઈ માર્ગ તમને દેખાય છે ખરો ?

યુવતી–(આજુબાજુ જુએ) ક્યાંક તો ચઢાય એવું હશે ને ?

યુવક–માગ ખભા કે માથા પર ચઢો તો (યુવતી આગળ) સાચું કહું છું, તો યે ઉપર પહોચી નહી શકો ખાડો ખૂબ ઊંડો છે.

યુવતી–તમે મજાક કરતા લાગો છો !

યુવક–તો તમે જાતે તપાસ કરી લો !

યુવતી–(એક ખૂણે) અહી તો અફાટ મેદાન દેખાય છે ! (વિરામ)
(બીજે ખૂણે)ને આ બાજુ દેખાય છે અસીમ આકાશ (વિરામ)
(ત્રીજે ખૂણે)આ બાજુ ધૂળની ડમરીઓ ચઢેલી છે ! (વિરામ)
(ચોથે ખૂણે)ને આ બાજુ દેખાય છે વિરાટ સાગર ( )

યુવક-એ સાગર નથી મૃગજળ છે પહેલા મને પણ તમારી જેવી જ ભ્રમણા થઈ હતી

યુવતી–(નીચે જુએ) આ જમીન ને (ઉપર) ઉપર પણ આકાશ ? (વિરામ) ઓહ ! શું ખાડાને દીવાલો નથી ?

યુવક-ખબર નથી

યુવતી–ઓહ, હવે મારું શું થશે ? (રડે)

યુવક–જુઓ ! રડો નહીં ! રડવાથી કંઈ વળશે નહીં સ્વસ્થ થાઓ ! (યુવતીના ડૂસકા) શાન્તિ રાખો ! શાંતિ રાખશો તો કંઈ ઉપાય જડશે ! (યુવતી થોડી શાંત)

યુવતી–હે ભગવાન !

યુવક–હ, બસ એમ કદાચ એ કંઈક રસ્તો સૂઝાડશે (વિરામ)

યુવતી–તમે બહાર નીકળવાનો પ્રયાસ નથી કર્યો ?

યુવક-યાદ નથી. કર્યો હશે કદીક !

યુવતી-પણ ત્યારે દીવાલો નહોતી ?

યુવક–કહ્યું ને કે મને કશું જ યાદ નથી !

યુવતી–તો શું મારે અહીં જ રહેવું પડશે ? તમારા જેવા એક અજાણ્યા યુવક સાથે ? આવી ગંદી ગોબરી જગ્યામાં ? ઓહ ! મારાં વસ્ત્રો, શરીર ગંદું થઈ ગયું છે મારે જરા હાથપગમો ધોવા છે ! પાણી હશે ?

યુવક–અહીં તો એવી સગવડ નથી !

યુવતી–શું અહીં પાણી નથી ? તો તો જિવાશે કેમ ?

યુવતી–પાણી અત્યારે નથી પણ સવારે અને સાંજે આ વિસ્તારમાં મ્યુનિસિપાલિટી પાણી આપે છે,

યુવતી–પણ અહીંનું શું ?

યુવક–જુઓ આ પાઈપ પસાર થાય છે અહીંથી આ કાટ ખાધેલા ભાગમાંથી પાણી થોડું બહાર આવે છે તે વખતે હાથપગમો ધોવાય કે પાણી પી લેવાય.

યુવતી–અત્યારે કયો સમય હશે ?

યુવક–મધ્યાહ્ન જુઓ સૂર્ય માથે આવ્યો !

યુવતી-છાંયડો નહીં આવે ? તાપ લાગે છે.

યુવક–તમે આ મારું ખમીસ માથે રાખશો ? કાઢી આપું ?

યુવતી–ના, ના, રહેવા દો ! પછી તમે ખુલ્લા બદને હો ને .
હું સહન કરી લઈશ આ તડકો.

યુવક-તો ભલે

યુવતી–ઓહ ! ભૂખ ખૂબ લાગી છે ! મારે તો જમવાનો સમય પણ થયો કંઈ ખાવાનું પણ નહીં હોય ને ?

યુવક–ના

યુવતી–તમે જીવો છો કંઈ રીતે ? ખાધા વગર ?

યુવક–ખાઉં છું ને !

યુવતી–શું ?

યુવક–જુઓ રોજ વહેલી સવારે શહેરની સડકો વાળનારા નીકળે છે. આ વિસ્તાર, સદભાગ્યે, રાત્રિ લારીવાળાઓનો છે એટલે રાતે કોઈએ ખાતા બચેલું, છાંડેલું વાળનારા આ ખાડામાં જ ફેંકી દે છે તે એમાંથી ક્યારેક બ્રેડના ટુકડા, ટામેટા, ડુંગળી, પપૈયા કે કેરી કોઠાની કચૂંબર, તડબૂચ ટેટીના છોતરા મળી જ રહે છે ક્યારેક ભજિયા વડા પણ મળી આવે છે

યુવતી– છી ! છી ! આવું કેમ ખવાય

યુવક–ખાવું પડે, જીવવું છે ને ?

યુવતી–ના, ના, આનાથી તો મરવું સારું. આવું તે ખવાય

યુવક–ખવાય મરવાની હિંમત ન આવે ત્યાં સુધી ! તમારે મરવું છે ?

યુવતી–(વિરામ બાદ) ના, ના હજી તો મેં જિન્દગી જોઈ જ નથી ! મારે કંઈક બનવું છે, કંઈક કરવું છે જીવન માણવું છે પ્રેમ કરવો છે તમે કદી કોઈને પ્રેમ કર્યો છે ?

યુવક–આ ખાડામાં ? શક્ય જ નથી અહીં તો હું એકલો ગયો છું ક્યાંથી ને કોને પ્રેમ કરું ? જાતને યે ચાહી શકતો નથી અને તમે ..કોઈને ?

યુવતી–(શરમાતા) ના, મને યોગ્ય યુવાન હજી મળ્યો જ મારા સ્વપ્નોનો રાજકુમાર હજી દૂર દૂર વસે છે ક્યાંક ?

યુવક–મારા તો સ્વપ્નો જ ખાડામાં ગયા છે અહીં !

યુવતી–ઓહ ! હવે શુ થશે ? (વિરામ)

યુવક–મારે પેશાબ કરવો પડશે ! તમે જરા પેલા ખૂણામા જઈને ઊભા રહો

યુવતી–(ગુસ્સામા) વોટ ડુ યુ સે ? તમે મારી હાજરીમા આવુ કરી જ કેવી રીતે શકો ?

યુવક–જુઓ, આ બધુ સ્વાભાવિકતાથી લો તમારે પણ આવી પરિસ્થિતિમા મુકાવુ જ પડશે

યુવતી–નહી, નહી, આ ભયકર કહેવાય મને હુ . ના, ના, પ્લીઝ ! મને અહીથી બહાર કાઢો

યુવક–અહીથી જવાશે જ નહી, હુ પેશાબ તો કરી જ લઇશ, તમને ગમે કે ન ગમે

(યુવક એક ખૂણામા ઊભો ઊભો પેશાબ કરે

યુવતી ખૂણામા નાક–આખ બધ કરી ઊભી રહે).

યુવક–અત્યાર સુધી તો આ પ્રશ્ન નહોતો પણ હવે તમે અહી આવ્યા એટલે જરા અસ્વાભાવિક બનતું લાગે છે, બનવુ પડે છે

યુવતી તો તો બીજી કુદરતી હાજતો પણ

યુવક–હા જ તો ! આમ જ...ને પછી ઉપર આ ધૂળ નાખી દેવાની !

યુવતી–આ નરકમા, આવા ભેજવાળા, સડતા, ગધાતા નરકમા હુ નહી રહી શકુ

યુવક–તો જતા રહો ! (યુવતી જોઈ રહે એકાએક)

યુવતી–મોટે મોટેથી બૂમો પાડુ ' કદાચ કોઈ સાભળે '

યુવક–પાડી જુઓ !

યુવતી–બચાવો ! બચાવો ! (વિરામ શાતિ) બચાવો (વિરામ શાતિ) બચાવ ઓ ઉ (વિરામ શાતિ રડે)

યુવક–જુઓ રડો નહીં અહી જ રહેવાનુ છે તમારે અહીંનો અવાજ બહાર પહોચતો જ નથી !

યુવતી-(રડતા) સાચ્ચે જ. !

યુવક-હા, ને કદાચ પહોચે તો ત્યા કોઈ સાભળવા થોભે એમ
નથી !

યુવતી કોઈ એકાદ દયાવાન દોરડુ ખોરડુ નાખી.

યુવાન-(હસતા) દોરડુ તો આવતુ ઉપરથી એબ્સર્ડ નાટકોમા.
અહીં એમ ન આવે

યુવતી ઓહ ! મને અહીં એકલા . ના, ના ને તમારો યે
શો ભરોસો ?

યુવક-સાથે હોય એનો ભરોસો રાખવો જ રાખવો જ પડે !

યુવતી પણ તમે કઈ અજૂગતુ .

યુવક-ના રે ના, શી જરૂર ? તમે અહીંથી જવાના જ ન હો
તો મારે શી ઉતાવળ ? આમ પણ અહીં રહ્યા રહ્યા હુ ખૂબ જ
ધીરજવાળો થઈ ગયો છુ !

યુવતી-ઓહ સુન્દર ! શુ સમજે છે તુ તારા મનમા !

યુવક-જુઓ ! આ જ સ્વાભાવિક છે ! ઉપર હોત તો તો આવા
એકાંતમા મે તમને બોલવા પણ ન દીધા હોત ! પણ અહીં ? અહીં
આ ખાડામા હવે કશાની ઉતાવળ નથી !

યુવતી-તમે દુષ્ટ છો ! પાપી ! હેવાન !

યુવક- ગેરસમજ કરો છો તમે ! તમે અહીં રહ્યા રહ્યા મારા
જેમ જ સ્વાભાવિક રીતે જ બધુ જ સ્વીકારી લેશો માટે ઉતાવળા
ન થાઓ અભિપ્રાય બાંધવા માટે (સિગારેટનુ ઠૂંઠુ કાઢે. દીવાસળીથી
સળગાવે )

યુવતી-તમે આ દીવાસળી ક્યાથી લાવ્યા ?

યુવક-સિગારેટ વિશે તમને આશ્ચર્ય ન થયુ ને ?

યુવતી-એ તો કદાચ કોઈ ઠૂંઠુ પડયુ હોય આ ખાડામા !

યુવક-બસ એમ જ આ દીવાસળી, ખોરાક અને અને તમે
મારા !

યુવતી–એટલે શુ હુ તમારા માટે ફેંકવામા આવી છુ અહીયા ?

યુવક–ખબર નથી પણ...

યુવતી–બોલો ને ! કેમ અટકયા ?

યુવક–અહી જે કઈ ફેંકવામા આવે છે એમાનુ કઈક ને કઈક મારા ઉપયોગમા તો આવી જ શકે છે

યુવતી–એટલે શુ તમે મારો ઉપયોગ કરશો ?

યુવક–જો મને લાગશે કે કરવા જેવો છે તો તો જ, પણ હમણા કશી જ, હા કશી જ ઉતાવળ નથી

યુવતી–ઓહ ! મારુ શુ થશે ?

યુવક–કશુ જ થતુ હોતુ નથી ! તમે ઘણા અસ્વસ્થ છો, જરા આરામ કરો ! સૂઈ જાઓ !

યુવતી–હુ થાકી છુ તો ઘણી ! પણ સૂઈ જાઉ ? અહીં પથારી વગર ?

યુવક–ટેવાઈ જવાશે.

યુવતી–ને હુ સૂઈ જાઉ ને તમે કયાક

યુવક–મે કહ્યુ ને કે એવી કશી જ ઉતાવળ હુ નહી કરુ ! માટે નચિંત રહો. સૂઈ જાઓ. હુ પણ જરા સૂઈ લઉ સાંજે પાણી આવશે ત્યારે પીવા ઊઠવુ પડશે !

યુવતી–અહી ચા મળશે ?

યુવક–નહી ચા નહી મળે હવે તો હુ યે એનો સ્વાદ ભૂલી ગયો છુ તમે પણ ટેવાઈ જશો એના વિના જ ચાલો સૂઈ જાઓ.

યુવતી–પણ આવામા મને ઊંઘ આવશે જ નહી ને !

યુવક–તો જાગો તમે હુ તો સૂઈ જાઉં છુ. કામ પડે તો જગાડજો

o

(હવે રંગભૂમિ પર એક ખુરશી, એક ટ્રાન્ઝિસ્ટર, એક ગાદલુ, એક તકિયા ને થોડા ડબલા પડયા છે બન્ને બેઠા બેઠા બ્રેડ-કચુંબર

જેવુ કંઈક ખાય છે વસ્ત્રો ખૂબ મેલા-ફાટેલા એવામા ઉપરથી એક સાડી ઊડતી ઊડતી ઊડતી આવે )

યુવતી-અરે વાહ ! અ જે તો સાડી આવી ! પહેલા જેમ કોઈની લાગીમાથી આ ખુરશી આવી પડી, એક દિવસ કોઈનો ટ્રાન્ઝિસ્ટર ખીસામાથી પડી અહીં આવી પડ્યો, એક દિવસ આ ગાદીતકિયા પડ્યા એમ જ એમ જ આજે આ સાડી આવી ! હાશ ! કેવુ સારુ થયુ ! કેટલાય સમયથી મારા વસ્ત્રો મેલા હતા જરૂર કોઈએ આસપાસના કોઈ મકાનમા કબાટ મૂકવી હશે ત્યાથી ઊડતી ઊડતી જ બાકી તો નહીં ?

યુવક-તદ્દન સ્વાભાવિક છે ! હવે તુ અત્યત સ્વાભાવિક ગતિ વર્તે છે ચાલ બદલી લે !

યુવતી-લુચ્ચો કયાનો ? તારી હાજરીમા ?

યુવક-કેમ ગો વાધો છે ' ચાલ, ચાલ

યુવતી-ના ના અધરુ થશે ત્યારે બદલીશ !

યુવક-ત્યારે તો તને બદલવાનો સમય આપીશ ત્યારે ને ?

યુવતી-જાને પાજી ! દુષ્ટ ! તુ કઈ આખી રાત જાગવાનો છે ' ઘોરવાની તો ભારે આદત છે તને !

યુવક-તને વસ્ત્રો બદલતી જોવા તો હુ અનત રાત્રિઓ સુધી જાગીશ !

યુવતી-સાચ્ચે જ ! સાચ્ચે જ તુ મને આટલો ચાહે છે ?

યુવક હા, સાચ્ચે જ !

યુવતી-ઓહ ! તારા સાન્નિધ્યમા તો આ સ્થળ મને સ્વર્ગ જેવુ લાગે છે ! આ બ્રેડના ટુકડા કોઈ મિષ્ટાન્નથી કમ નથી લાગતા આ ફાટેલા વસ્ત્રો જરકસી જામા જેવા લાગે છે (આલિંગે વિરામ)

યુવક-તને અહીં આવ્યે કેટલો સમય થયો ?

યુવતી-કઈ યાદ નથી સાચ્ચે જ ! ને હવે તો મેન્મિસ બધ થઈ ગયાને કેટલા દિવસ થઈ ગયા તે યે યાદ નથી

(બન્ને માદક હસી ફરી આલિંગે)

(બાળકના રુદનનો અવાજ. ધીમે ધીમે ઝાંખો પ્રકાશ)

યુવતી-ઊઠને એય ! કહું છું ઊઠને !

યુવક-(પડખું ફરતા) ઓહો ! શું છે ? કેમ બૂમાબૂમ કરે છે ?

યુવતી-જોને, આ બાબો કેમ રડે છે ? એને કંઈક

યુવક-(ઊઠી, જુએ) ઓહો ! આ બાબો ક્યાં રડે છે ? એ તો નિરાંતે ઊંઘે છે ! તું યે ક્યા ભ્રમણામાં પડી ! સૂઈ જા નિરાંતે !

(વિરામ. થોડીવાર પછી ક્યાંકથી ખોદવાના અવાજો !

અવાજો- જોર કરો લ્યાં',

'હું'

'જોરથી'

'જો જો હાસવીને'

'ટાંગા પર નો પડે ઇ જોઝે'

યુવતી-(સાંભળીને) એય .

યુવક-હં

યુવતી-જોને કંઇક અવાજો સંભળાય છે !

યુવક-સૂવા દે હવે ! હશે કંઇક પહેલાં જેવું જ તારું બખડજંતર !

(અવાજો નજીક આવે)

યુવતી-ના, ના ચોક્કસ કોઈક આવતું લાગે છે !

યુવક-શું છે ? (બગાસું અવાજની દિશામાં બેઠો થાય) હા. સાચ્ચે જ ! કંઈક અવાજ આવે છે તો ખરા ! કોણ હશે ?

યુવતી-(બાબાને વળગે) કોઈ મારા લાલને –

યુવક-હવે કશું નહીં થાય એને ! જરા શાંતિ રાખને ! સાલી, બૈરાની જાત !

(અવાજો નજીક આવી ગયા છે બેત્રણ મજૂરો ત્રિકમ, કોશ, પાવડા, તગારાં સાથે માટી ખખેરતા આવી પહોંચે. એક મુકાદમ છે)

જેવુ કઈક ખાય છે વસ્ત્રો ખુબ મેલા-ફાટેલા એવામા ઉપરથી એક સાડી ઊડતી ઊડતી ઊડતી આવે )

યુવતી-અરે વાહ ! આજે તો સાડી આવી ! પહેલા જેમ કોઈની લાગમાથી આ ખુરશી આવી પડી, એક દિવસ કોઈનો ટ્રાન્ઝિસ્ટર ખીસ્સામાથી પડી અહીં આવી પડ્યો, એક દિવસ આ ગાદીતકિયા પડ્યા એમ જ એમ જ આજે આ સાડી આવી ! હાશ ! કેવુ સારુ થયુ ! કેટલાય સમયથી મારા વસ્ત્રો મેલા હતા. જરૂર કોઈએ આસપાસના કોઈ મકાનમા ક્યાક મૂકવી હશે ત્યાથી ઊડતી ઊડતી જ આવી તો નહીં ?

યુવક-તદ્દન સ્વાભાવિક છે ! હવે તુ અત્યત સ્વાભાવિક રીતે વર્તે છે ચાલ બદલી લે !

યુવતી-શુચ્યો ક્યાનો ? તારી હાજરીમા ?

યુવક-કેમ શો વાધો છે ? ચાલ, ચાલ

યુવતી-ના ના અધારુ થશે ત્યાર બદલીશ !

યુવક-ત્યારે તો તને બદલવાનો સમય આપીશ ત્યારે ને ?

યુવતી-જાને પાજી ! દુષ્ટ ! તુ કઈ આખી રાત જાગવાનો છે ? ઘોરવાની તો ભારે આદત છે તને !

યુવક-તને વસ્ત્રો બદલતી જોવા તો હુ અનત રાત્રિઓ સુધી જાગીશ !

યુવતી-સાચ્ચે જ ! સાચ્ચે જ તુ મને આટલો ચાહે છે ?

યુવક હા, સાચ્ચે જ !

યુવતી-ઓહ ! તારા સાન્નિધ્યમા તો આ સ્થળ મને સ્વર્ગ જેવુ લાગે છે ! આ બ્રેડના ટુકડા કોઈ મિષ્ટાન્નથી કમ નથી લાગતા આ ફાટેલા વસ્ત્રો જરકસી જામા જેવા લાગે છે (આલિંગે વિરામ)

યુવક-તને અહીં આવ્યે કેટલો સમય થયો ?

યુવતી-કઈ યાદ નથી. સાચ્ચે જ ! ને હવે તો મેન્સિસ બધ થઈ ગયાને કેટલા દિવસ થઈ ગયા તે યે યાદ નથી

(બન્ને માદક હસી ફરી આલિંગે)

(બાળકના રુદનનો અવાજ. ધીમે ધીમે ઝાંખો પ્રકાશ)

યુવતી-ઊઠને એય ! કહું છું ઊઠને !

યુવક-(પડખું ફરતા) ઓહો ! શું છે ? કેમ બૂમાબૂમ કરે છે ?

યુવતી-જોને, આ બાબો કેમ રડે છે ? એને કંઈક

યુવક-(ઊઠી, જુએ) ઓહો ! આ બાબો ક્યાં રડે છે ? એ તો નિરાંતે ઊંઘે છે ! તું યે ક્યાં ભ્રમણામાં પડી ! સૂઈ જા નિરાંતે !

(વિરામ. થોડીવાર પછી ક્યાંકથી ખોદવાના અવાજો !

અવાજો- જોર કરો લ્યા',

'હું'

'જોરથી'

'જો જો હાંસવીને'

'ટાંગા પર નો પડે ઇ ઝાંઝે'

યુવતી-(સાંભળીને) એય ..

યુવક-હં

યુવતી-જોને કંઇક અવાજો સંભળાય છે !

યુવક-સૂવા દે હવે ! હશે કંઇક પહેલાં જેવું જ તારું બખડજંતર !

(અવાજો નજીક આવે)

યુવતી-ના, ના ચોક્કસ કોઈક આવતું લાગે છે !

યુવક-શું છે ? (બગાસું અવાજની દિશામાં બેઠો થાય) હા. સાચ્ચે જ ! કંઈક અવાજ આવે છે તો ખરા ! કોણ હશે ?

યુવતી-(બાબાને વળગે) કોઈ મારા લાલને –

યુવક-હવે કશું નહીં થાય એને ! જરા શાંતિ રાખને ! સાલી, બૈરાની જાત !

(અવાજો નજીક આવી ગયા છે. બેત્રણ મજૂરો ત્રિકમ, કોશ, પાવડા, તગારા સાથે માટી ખંખેરતા આવી પહોંચે એક મુકાદમ છે)

મુકાદમ—કોણ છો તમે ? અહી શુ કરો છો ?

યુવક—અમે અહીં રહીએ છીએ

મજૂર—અહીં ?

મજૂર—હા, ત્યા ઝૂંપડીને આ ખુરશી ને ગેડિયો ને વા ભૈ વા

મુકાદમ—ચાલો ચાલો બહાર નીકળો આ જમીન અમારા માલિકે ખરીદી લીધી છે । હવે અહી મોટી ઔદ્યોગિક વસાહત બધાવાની છે। ચાલો ।

યુવતી એ ભાઈ । અમને અહી રહેવા દોને । આ તો અમારુ સ્વર્ગ છે ।

મજૂર—૨ હવે કર્યું વાત્ય ।

મજૂર—૧—વા ભ વા । ના હો ય ત્યા । આ સગ્ગ ?

યુવક—સાચ્ચે જ આ સ્વર્ગ છે ।

મુકાદમ—તમે કેટલા વખતથી અહી રહો છો ?

યુવક યાદ નથી

યુવતી—વર્ષોથી ।

યુવક—કદાચ પહેલા હા હા પહેલાથી જ '

મુકાદમ—એ જે હોય તે । તમારે અહીથી નીકળવુ જ પડશે અમારે ઉપરવાળાને જવાબ દેવો પડે માટે ચાલો નીકળો

યુવતી ના ના અમારે અહીથી નથી જવુ ।

યુવક—હા, હા, અમે અહીથી નહી જઈએ ।

યુવતી—નહીં જઈએ અહીંથી અમે ।

યુવક—અહીથી અમે નહી જઈએ ।

યુવતી—નહી જઈએ ।

યુવક—નહી જઈએ ।

(—ને બધા જે છે એ જ સ્થિતિમા સ્થિર થઈ જાય છે ને પડદો પડે છે)

સંમતિ મેળવવાનુ સ્થળ મોઢવાડા, ધંધૂકા (જિ અમદાવાદ)

# એકાકીનું કલાસ્વરૂપ



**જશવંત શેખડીવાળા**

'એકાંકી' સંસ્કૃત શબ્દ છે ગુજરાતીમાં તે પ્રચલિત થયો છે. તેનો અભિધામૂલક વાચ્યાર્થ છે—'એક અંકનું નાટક' તદનુસાર કોઈ પણ એક અંકના નાટકને એકાંકી કહી શકાય

એક અંકના નાટક એકાંકી ભારતીય સાહિત્ય માટે નવા નથી પ્રાચીન કાળમાં સંસ્કૃતમાં અનેક પ્રકારના નાટક લખાતા હતા ભરત મુનિએ તેમના नाट्यशास्त्रमां દશ પ્રકારના रूपकની ચર્ચા કરી છે તેમાં नाटक અને प्रकरण જેવા અનેકાંકી નાટકોની સાથે 'ભાણ' પ્રહસન' જેવા એકાંકી નાટકોની પણ ચર્ચા થઈ છે.

સંસ્કૃત એક-અંકી નાટકોના સ્વરૂપનું વિવેચન મળે છે, તેમ સંખ્યાબંધ સંસ્કૃત એકાંકી પણ ઉપલબ્ધ છે, વસ્તુતઃ, એકાંકી નાટકો વિષેનું વિવેચન એકાંકી નાટકોના પૂર્વ અસ્તિત્વની અપેક્ષા રાખે છે. ભરતે नाट्यशास्त्रमां 'ભાણ' 'પ્રહસન' વગેરે એક-અંકી નાટકોનું વિવેચન કર્યું છે તે પૂર્વે પ્રચલિત એક અંકી નાટકોને અનુલક્ષીને પરંતુ ભરત પૂર્વે રચાયેલા એક-અંકી સંસ્કૃત નાટક (નષ્ટ થઈ ગયા હોવાથી) હાલ ઉપલબ્ધ નથી

ભરત પછી રચાયેલા સંખ્યાબંધ પ્રાચીન સંસ્કૃત એક-અંકી નાટક આજે પણ ઉપલબ્ધ છે કાલિદાસની પણ પૂર્વે થઈ ગયેલ ભાસ (ઈ પૂ બીજી સદી)ના ऊरुभंग, कर्णभार, दूतघटोत्कच, दूतवाक्य જેવા એક અંકી નાટક જાણીતા છે ऊरुभंग કરુણ ગંભીર એક-અંકી નાટકનો સારો નમૂનો છે. चतुर्भाणीમાં સંગ્રહાયેલ, વિવિધ લેખકોના લખેલ, भाण (शूद्रक कृत पद्मप्राभृतकम्, ईश्वरदत्त कृत धूर्त विटसंवाद श्यामिलक कृत पादताडितकम् वररुचि कृत उभयाभिसारिका) પણ વિશિષ્ટ પ્રકારના

એક-અંકી નાટકોના નોંધપાત્ર નમૂના છે. તેમાંનું એક શ્યામિલક-કૃત પાદતાડિતકમ્ તો વસ્તુ શૈલી-નિરૂપણની દૃષ્ટિએ અર્વાચીન લાગે તેવું છે. મહેન્દ્ર વિક્રમકૃત મત્તવિલાસમ્ અને બોધાયનકૃત ભગવદજ્જુકીયમ્ (ઈ. સ.ની છઠ્ઠી સદી) વસ્તુનિરૂપણની દૃષ્ટિએ આધુનિક લાગે તેવા સુન્દર પ્રહસનો છે.

ગુજરાતીમાં ભવાઈના વેશ સેંકડો વર્ષોથી જાણીતા છે. ભવાઈ ગુજરાતીનું લોકનાટ્ય છે. તેના ઘણાખરા વેશ કજોડાનો વેશ, બાવાનો વેશ વગેરે—એક અંકી નાટિકાઓ છે.

આમ એક અંકી નાટકની પરંપરા ભારતમાં અને ગુજરાતમાં પ્રાચીન છે પરંતુ ગુજરાતીમાં આજે લખાય છે, ભજવાય છે, તે એકાંકી નાટકો સંસ્કૃત એક-અંકી નાટકોથી તેમજ ભવાઈના એક-અંકી વેશોથી સાવ જુદાં છે. તે સંસ્કૃત એકાંકી કે ભવાઈના વેશો માંથી ઉદ્ભવ્યાં નથી—તે અંગ્રેજીના one-act-playના સ્વરૂપને અનુસરે છે. ગુજરાતી એકાંકી સંસ્કૃતના એક અંકી નાટકો અને ભવાઈના એક-અંકી વેશોથી સ્વરૂપની દૃષ્ટિએ ભિન્ન છે. તેમાં સામાન્યતઃ એક સળંગ દૃશ્યમાં વસ્તુનું નિરૂપણ થાય છે પરંતુ સ્થળ-કાળની એકતાના દ્યોતક અનેક દૃશ્યોની યોજના પણ થઈ શકે છે. કોઈ ખાસ પ્રયોજન સિવાય આજના એકાંકીમાં (સંસ્કૃત એક અંકી નાટકમાં આવે છે તેમ) નાન્દી, પ્રસ્તાવના, નટી સૂત્રધારના વાર્તાલાપ, ભરતવાક્યમ્ યોજાતાં નથી. કૃષ્ણલાલ શ્રીધરાણીના 'પિયોગોરી' નામના એકાંકીમાં નાન્દી અને ભરતવાક્યમ્નો અત્યંત કલાત્મક વિનિયોગ થયો છે પરંતુ આવું નિરૂપણ અપવાદરૂપે જ જોવા મળે છે.)

અંગ્રેજી (પાશ્ચાત્ય) રચનારીતિને અનુસરતા આજના નમૂનેદાર સફળ ગુજરાતી એકાંકીની પોતાની અનેક આગવી લાક્ષણિકતાઓ છે, જેવી કે-જિજ્ઞાસાપ્રેરક આરંભ-ઉપાડ ધરાવતું અને અંતિમ લક્ષ્ય તરફ સીધું વેગપૂર્વક વહેતું કથાનક, એક મુખ્ય ઘટના પાત્ર રસની વેધક અભિ-

વ્યક્તિ કગતુ સુશ્લિષ્ટ વસ્તુસયોજન, ઉત્કટ આતર-બાહ્ય સઘર્ષ અને નાટ્યકટાક્ષયુક્ત પરિસ્થિતિઓ, નિરનિરાળુ વ્યક્તિત્વ ધરાવતા જીવત પાત્ર, પરિસ્થિતિ-પાત્ર-મનોભાવને અનુરૂપ વૈવિધ્યપૂર્ણ સ્વાભાવિક સૂચક સચોટ સવાદ, સ્થળ-કાળનુ યા વાતાવરણનુ મૂર્ત ઈન્દ્રિયગ્રાહ્ય નિરૂપણ, અણધાર્યો ચમત્કૃતિપૂર્ણ છતા પ્રતીતિકર બલ્કે અનિવાર્ય લાગતો અત, અતે સઘાની ભાવની પરાકાષ્ઠા, અભિનય-દૃશ્યાદિ અગેનો સવિસ્તર રગનિર્દેશ વગેરે

એકાકી લઘુ નાટ્યપ્રકાર છે. તેમા માનવીના બહુવિધ બાજુઓ ધરાવતા જીવનનુ નહિ પણ તેના જીવનની એકાદ રહસ્યમય, સઘર્ષ-ગર્ભ ઘટના યા પરિસ્થિતિનુ નિરુપણ અપેક્ષિત છે તેમા વિસ્તાર, મદગતિ, શિથિલતાને સ્થાન નથી તેમા કેન્દ્રસ્થ ઘટના સાથે સીધી સબધિત ન હોય તેવી આડકથા–ઉપકથા માટે અવકાશ નથી. મુખ્ય પાત્રની પરિસ્થિતિ યા સમસ્યાને પોષક ન હોય, તેને ઉત્કટ ન બનાવે, તેવા પ્રસગ, પાત્ર, સવાદ એકાકી માટે અપ્રસ્તુત છે એક ઘટના, એક ભાવ, એક સમસ્યા એક વિચાર, તેમનુ આલબન એક પાત્ર એકાકી માટે અનિવાર્ય ગણાય

એકાકીનુ કથાવસ્તુ કોઇ પાત્રની રહસ્યમય, સઘર્ષગર્ભ પરિસ્થિતિ યા ઘટનાની આસપાસ વણાય છે પાત્ર, ભાવ યા પરિસ્થિતિને ઉત્તરોત્તર ઉત્કટ રૂપમા રજૂ કરે તેવા સ્ફુટ–સૂક્ષ્મ પ્રસંગ તેમા યોજાય છે વસ્તુનો આરભ જિજ્ઞાસાને ઉત્તેજે તેવો હોય છે-પાત્ર કે ઘટનાની કશીક રહસ્યતાનુ યા તદતર્ગત સઘર્ષનુ (જિજ્ઞાસા, ઉત્સુકતા, સશય, કલ્પના જગાવે તેવુ) આરભમા જ કઈક દર્શન થાય છે પછીના પ્રસગો આ સઘર્ષને સતત ઉત્કટ બનાવતા રહે છે પ્રસગ, કાર્ય સવાદ આ બધા સઘર્ષ યા રહસ્યને તીવ્રતર તીવ્રતમ બનાવતા રહે છે તેની પરાકાષ્ઠા આવતા એકાકીનો અત આવે છે એકાકીમા વસ્તુ-પાત્ર-વાતાવરણજન્યભાવની પરાકાષ્ઠા અને અત યુગપત હોય છે

એકાકીનુ વસ્તુ કેન્દ્રસ્થ ઘટનાની પરાકાષ્ઠાની થોડી ઘડીઓ પૂર્વે આરભાય છે અર્થાત્ કેન્દ્રસ્થ ઘટનાના અતના આરભથી એકાકીની શરૂઆત થાય છે (It is the beginning of the end) સૂચક-વ્યજક સવાદ અને કાર્ય દ્વારા પૂર્વ પ્રસગોની ઝાખી કરાતી રહે છે, તેમ ભાવિ વળાક યા પરિવર્તનનો સકેત પણ અપાતો રહે છે ઘટનાજન્ય પરિસ્થિતિઓનુ નિરૂપણ લાઘવયુક્ત, વ્યજનાત્મક, મર્મ પર્શી હોય છે

એકાકીમા નિરૂપિત કેન્દ્રસ્થ ઘટના-પાત્રનો (એકાકીનો પણ) અત અણધાર્યો, ચમત્કૃતિપૂર્ણ, આઘાતક હોય છે, પરતુ તેની સાથે તે પ્રતીતિકર, સ્વાભાવિક બલ્કે અનિવાર્ય પણ લાગે છે તેને લગતા માર્મિક-વ્યજનાપૂર્ણ સૂચનો અગાઉ પ્રસગોપાત્ત થતા જ હોય છે,

એકાકીમા પાત્રની સખ્યા મર્યાદિત હોય છે. તેમા કોઇ એક પાત્ર (યા પરસ્પર સબદ્ધ બે પાત્ર) ઘટનાના કેન્દ્રમા હોય છે તેની સમસ્યા અને તજ્જન્ય ભાવ એકાકીની પણ સમસ્યા બની રહે છે ઘટનાક્રમમા સયોજિત પરિસ્થિતિઓની જેમ તમામ પાત્રો મુખ્ય પાત્રના ભાવને યા સમસ્યાને પોષે છે ઉત્કટ બનાવે છે. મુખ્ય પાત્ર તરફ સમભાવ ધરાવતા યા તેનો વિરોધ કરતા પાત્રો તેમના વિચાર, વાણી વ્યવહાર દ્વારા મુખ્ય પાત્રના ભાવને યા સમસ્યા કે પરિસ્થિતિને સતત ઉત્કટ બનાવતા રહે છે આવુ કાર્ય ન કરતુ કોઈ પણ પાત્ર એકાકીમા અપ્રસ્તુત લેખાય

અર્વાચીન એકાકીમા વસ્તુની અપેક્ષાએ પાત્ર કેન્દ્રમા હોય છે તેના દેખાતા બાહ્ય રૂપની ભીતર છુપાયેલ અગોચર આતરિક રૂપને પ્રગટ કરવા તરફ તેનુ સવિશેષ લક્ષ રહે છે. (પરિણામે એકાકીનુ વસ્તુ પાત્રના આતરિક યા સૂક્ષ્મ સઘર્ષને વેધક રૂપમા પ્રગટ કરે તેવુ હોય, તેની અપેક્ષા રહે છે બાહ્ય વિષમ પરિસ્થિતિઓના સબધ અને સઘર્ષમા આવતા, મુખ્ય પાત્ર કેવો તીવ્ર આતરિક સઘર્ષ અનુભવે

છે તેના મૂર્ત, સુરેખ ઈંદ્રિયસંવેદ્ય, સ્વાભાવિક, સચોટ નિરૂપણને અનુલક્ષી એકાંકીની ગુણવત્તા નક્કી થાય છે. (ઉમાશંકર જોશી કૃત "ઊડણ ચરકલડી", કૃષ્ણલાલ શ્રીધરાણીકૃત 'પિયોગોરી', ચુનીલાલ મડિયાકૃત 'ભવોભવ', રાજેન્દ્ર શાહ કૃત 'ગતિ-મુક્તિ' તે દૃષ્ટિએ તપાસતા ઉત્તમ એકાંકી લાગે છે.) પાત્રના નિરૂપણમાં સૂક્ષ્મ તાર્કિક તેમ જ માનસશાસ્ત્રીય સત્યનું અનુસરણ અનિવાર્ય ગણાય

એકાંકીનું મુખ્ય પાત્ર, તેના જીવનની એક જ રહસ્યમય-સંઘર્ષગર્ભ ઘટનાનું નિરૂપણ થતું હોવા છતાં, સુરેખ તેમ જ આગવી વ્યક્તિતા ધરાવતું અને હૃદયંગમ હોય છે તેના જીવનનું આંશિક દર્શન પણ તેના સમગ્ર વ્યક્તિત્વનો બરાબર અનુભવ કરાવે છે. 'એબ્સર્ડ' કહેવાતા એકાંકીઓમાં નિરૂપાતા વ્યક્તિત્વહીન પાત્રોની પણ આગવી વ્યક્તિતા હોય છે જ એકાંકીનું મુખ્ય પાત્ર તેમ જ અન્ય ગૌણ પાત્ર જીવંત માનવીઓનો હૃદયસ્પર્શી અનુભવ કરાવે છે પ્રતીકાત્મક પાત્રો પણ માનવીય ભાવોથી યુક્ત બનીને હૃદયંગમ રૂપમાં આલેખાય છે

એકાંકીમાં વસ્તુ અને પાત્ર જેવું જ મહત્ત્વ તેના સંવાદોનું છે. લઘુકાય એકાંકી દીર્ઘસૂત્રી, અપ્રસ્તુત, અમૂર્ત વિચારોના જ વાહક સંવાદોનો બોજો ખમી શકે નહિ તે પ્રસંગ, પાત્ર, મનોભાવ, વાતાવરણને અનુરૂપ હોવા જોઈએ તેમાં લાઘવ અને માર્મિકતા ('વ્યંજનાત્મકતા,) હોવા જોઈએ તેમાં નાટ્યાત્મક આરોહ અવરોહની છટા હોવાની સાથે સ્વાભાવિકતા અને સચોટતા અનુભવાવા જોઈએ. ઘટનાને ગતિ આપે, પાત્રની મનોવૃત્તિને પ્રગટ કરે, વાતાવરણની જમાવટ કરે તેવા સંવાદ સારા એકાંકી માટે અનિવાર્ય ગણાય

વર્તમાન એકાંકી સામાન્યતઃ ગદ્યમાં લખાય છે તેમ છતાં કોઈવાર તેમાં વચ્ચે પ્રસંગ-પાત્ર-વાતાવરણને વેધક રૂપમાં રજૂ કરવા માટે પદ્ય-ગીતનો ઉપયોગ પણ થાય છે (ઉમાશંકર જોશીકૃત 'ઊડણ ચરકલડી,' ચુનીલાલ મડિયા કૃત 'વાની મારી કોયલ,' રાજેન્દ્ર શાહ

કૃત 'ગતિ–મુક્તિ'માં સંવાદોમાં ક્યાંક પદ્ય ગીતની ગૂંથણી થઈ છે.)' ગીતપંક્તિઓનો સૂઝ–સંયમભર્યો ઉપયોગ એકાંકીના પ્રસંગ પાત્ર, વાતાવરણને ઉત્કટતા અર્પવામાં ઉપકારક થાય, પરંતુ તેનો વિવેકહીન યા વધુ પડતો ઉપયોગ એકાંકીના વસ્તુપ્રવાહને મંદ કરી દે યા થંભાવી દે એવું પણ બને એકાંકીમાં ગીતના પ્રવેશ માટે નિષેધ નથી, પરંતુ તે તેમાં આગંતુક યા ચીટકાવેલું તો ન જ લાગવું જોઈએ.

આધુનિક સમયમાં કેટલાક પ્રયોગશીલ લેખકો દ્વારા પદ્યમાં પણ એકાંકી લખાયાં છે (દા. ત. ચિનુ મોદી કૃત 'ડાયલના પંખી') આવાં પદ્ય એકાંકીમાં ગદ્ય એકાંકીના જ કલાસ્વરૂપનું અનુસરણ થાય છે, પરંતુ સંવાદો ગદ્યને બદલે પદ્યમાં હોય છે. અલબત્ત આ પદ્ય ગદ્યની લઢણોને ઘણું અનુસરતું હોય છે. તેમાં બોલચાલની વાણીની છટાઓ સહજ સ્વાભાવિક લાગે તે રીતે રજૂ થતી હોય છે. પદ્ય સંવાદની ભાષા અતિશિષ્ટ યા અતિસાહિત્યિક બની જાય તો ભાવાભિવ્યક્તિ કૃત્રિમ, મંદ, અસ્પષ્ટ બની રહે. તેવું ન બને તેની કાળજી પદ્ય એકાંકીના લેખકને રાખવી પડે છે.

એકાંકીમાં કોઈ એક જ રસનું નિરૂપણ કેન્દ્રમાં હોય છે. તેમાં અન્ય કોઈ રસના નિરૂપણ માટે અવકાશ નથી. તેમાં જો કોઈ ભાવો નિરૂપાય તે બધા આ રસને પોષક હોવા જોઈએ. દેખીતા વિરોધી ભાવનું નિરૂપણ પણ તેની પડછે મુકાતા મુખ્ય રસને વેધક રૂપે ઉપસાવી શકે તે રીતે જ થવું જોઈએ, ('ભવોભવ'માં શૃંગારની આછી છાંટ તેમાંના કરુણ રસને વધુ ઘેરો બનાવે છે. 'ઊડણ ચરકલડી'માં પણ તેવું બન્યું છે.) એકાંકીને અંતે તેના રસનો ઉત્કટ અનુભવ ભાવકને થવો જોઈએ.

કરુણ રસના એકાંકીઓમાં ક્વચિત હાસ્ય અને શૃંગારના સંચારી ભાવો નિરૂપાય છે, પરંતુ તેમનું પ્રયોજન કરુણરસને વધુ ઉત્કટતા

આપવાનુ હોય છે. તે રીતે હાસ્યાત્મક એકાંકીમા કરુણરસના સચારી ભાવો હાસ્યરસને વધુ તીવ્ર બનાવવા માટે નિરૂપાય છે તેમા શોકનો ભાવ પ્રદીપ્ત કરે તેવા ભાવનુ નિરૂપણ અપ્રસ્તુત છે કોઈ વાર આભામી વીરરસનુ હળવુ નિરૂપણ પણ હાસ્યની જમાવટ માટે થતુ હોય છે. મુખ્ય મુદ્દો એ છે કે એકાંકીના મુખ્ય રસને ઉપકારક થઈ પડે તે જ (ગૌણ રસો યા) ભાવોનુ, અમુક મર્યાદામા રહી થતુ, નિરૂપણ તેમા નિર્વાહ્ય ગણાય

એકાંકીના રસને ઉત્કટ રૂપ આપવામા અનુરૂપ વાતાવરણની નિર્મિતિ પણ આવશ્યક છે પ્રસગ-પરિસ્થિતિના દ્યોતક-પોષક કાર્ય, સવાદ, ગીત, દૃશ્યવિધાન (વર્ણન) દ્વારા તેમ કરી શકાય. ઘટના-પાત્રની સ્વાભાવિકતા સજીવતા હૃદ્યતાનો ઘણો આધાર આ વાતાવરણની જમાવટ ઉપર છે. અર્વાચીન એકાંકીમા તેથી વસ્તુ, પાત્ર, સવાદ જેવુ મહત્ત્વ વાતાવરણની જમાવટને પણ અપાય છે. (ચૂ મડિયા કૃત 'વાની મારી કોયલ' અને 'ભવોભવ', રાજેન્દ્ર શાહ કૃત 'ગતિ-મુક્તિ', કૃષ્ણલાલ શ્રીધરાણીકૃત 'પ્રિયેગોરી'મા વાતાવરણનુ જીવત, હૃદ્ય નિરૂપણ એકાંકીની વેધકતામા ઘણો ફાળો આપે છે.)

એકાંકી લઘુ નાટ્યસ્વરૂપ છે, માનવીના જીવનની કોઈ રહસ્યમય, સઘર્ષગર્ભ ઘટનાનુ તેમા નિરૂપણ થાય છે આ ઘટનાના ચોટદાર નિરૂપણ માટે તેમા લાઘવ, એકાગ્રતા, અખડિતતા, એકતાનુ તત્ત્વ અનિવાર્ય બની રહે છે નાટકની ઘટના નિર્બાધ રૂપમા, સતત ગતિશીલ રહી અતિમ પરાકાષ્ઠામા પરિણમવી જોઇએ. તે માટે એકાંકીના વસ્તુમા સ્થળ-કાળ-ક્રિયા ા નિવિધ એકતાનુ પાલન અનિવાર્ય ગણાય. સળગ એક જ દૃશ્યમા તેને નિરૂપી આવી એકતાનુ સ્વાભાવિક રીતે પાલન કરી શકાય અને તેથી, અગ્રેજી અને ગુજરાતીના ઘણા ઉત્તમ

એકાંકીઓ એક જ સળંગ દૃશ્યમાં નિરૂપાયાં છે પરંતુ એનો અર્થ એમ નથી કે, એકાંકી એકથી વધુ દૃશ્યમાં રજૂ ન થઈ શકે એકથી વધુ દૃશ્યો એકાંકીમાં યોજી શકાય, પરંતુ તે એવી કલાત્મકતાપૂર્વક યોજાવાં જોઈએ કે સ્થળ-કાળ-ક્રિયાની એકતા જળવાતી હોવાનો પ્રતીતિકર અભ્યાસ તે રચી શકે 'પીઠ ઝબકાર' (Flashback)નો સૂઝ-સમજ પૂર્વકનો પ્રયોગ અનેક દૃશ્યોને પણ એક દૃશ્યમાં સંયોજિત કરી શક છે (શ્રીધરાણીનું 'પિયોગોરી' અનેક દૃશ્યોમાં વિભાજિત છતાં સ્થળ-કાળ-ક્રિયાની સુદૃઢ અને સુરેખ એકતાનું અનોખું દર્શન કરાવી શક્યું છે) બે તખ્તા, ફરતો તખ્તો છાયા-પ્રકાશની વિશિષ્ટ સંયોજના વગેરે દ્વારા અનેક દૃશ્યમાંના સ્થળ-કાળના વિભિન્નત્વને ઓગાળી દઈ, એક દૃશ્યમાં હોય છે તેવી સ્થળ કાળની એકતાનો ઉત્કટ ભ્રમ ખડો કરી શકાય છે. પરંતુ તે માટે એકાંકીલેખકમાં સૂક્ષ્મ કલાસૂઝની અપેક્ષા રહે છે

એકાંકીનો એક પ્રકાર છે રેડિયો એકાંકીનો તે રેડિયોને અનુલક્ષી લખાય છે તેમાં, સારા અભિનેય એકાંકીની જેમ, સાહિત્યિક ગુણવત્તા રસવત્તા હોય છે રચનાકળામાં તે મહદંશે અભિનેય એકાંકીને અનુસરે છે, તેમ છતાં તેમાં કેટલીક ભિન્નતા પણ છે એકાંકીનું માધ્યમ તખ્તો છે, રેડિયો એકાંકીનું માધ્યમ અવાજ' છે રેડિયો એકાંકીને સંવાદ અને અન્ય સૂચક ધ્વનિઓની મદદથી તેમાં નિરૂપિત સૃષ્ટિનો પ્રત્યક્ષ લાગે તેવો અને હૃદયંગમ અનુભવ કરાવવાનો હોય છે એટલે એકાંકીમાં દૃશ્ય, પડદા, અભિનય, છાયા પ્રકાશ વગેરે દ્વારા જે કાંઈ દર્શાવાતું હોય છે (અને તેથી જે સંવાદોમાં રજૂ કરાતું નથી) તે બધું રેડિયો એકાંકીમાં સંવાદોમાં (અને સૂચક ધ્વનિઓમાં) સમાવી લેવું પડે છે એકાંકીમાં વિભિન્ન સ્થળ-કાળમાં રજૂ થતી વિવિધ ઘટનાઓને પડદો પાડીને યા જુદાં જુદાં દૃશ્ય કે પ્રવેશ યોજીને અથવા તેજ-છાયાની ઉપયુક્ત યોજના દ્વારા દર્શાવવામાં આવે છે, રેડિયો-એકાંકીમાં વિભિન્ન

સ્થળ-કાળમાં રજૂ થતી વિવિધ ઘટનાઓ પ્રવક્તા અથવા સૂચક ધ્વનિ યા સંગીતની મદદ વડે સૂચવાય છે. કેટલાક એકાંકી તખ્તા પર અને રેડિયો પર સમાન રૂપે સફળ નીવડે તેવા હોય છે દા ત. ચુનીલાલ મડિયા કૃત 'વાની મારી કોયલ' સાહિત્ય કૃતિ તરીકે પણ તે વાચકને ઉત્કટ રસાનુભૂતિ કરાવી શકે છે.

છેલ્લા દોઢેક દાયકાથી ગુજરાતીમાં 'એબ્સર્ડ' વિશેષણ ધરાવતા એકાંકી પણ લખાવા લાગ્યા છે. ચિનુ મોદી આદિલ મન્સૂરી, લાભશંકર ઠાકર, ચન્દ્રકાન્ત શેઠ, મધુ કોઠારી આદિ લેખકો પાસેથી આવી નાટ્યકૃતિઓ મળી છે આ એબ્સર્ડ-એકાંકી, એકાંકી હોવા છતાં, રૂઢ રીતિના એકાંકીથી વસ્તુ, વિચાર, શૈલી અને નિરૂપણમાં જુદા તરી આવે છે દા ત તેમાં સ્પષ્ટ સુસંકલિત હૃદયંગમ નાટ્યાત્મક તથા-વસ્તુ, આગવી વ્યક્તિતા ધરાવતા જીવંત માનવી શા પાત્ર, તર્કબદ્ધ તેમ સ્વાભાવિક કાર્ય અને સંવાદ, પરિચિત યા સ્વાભાવિક વાતાવરણ વગેરે જોવા મળતા નથી તેમાં નિરૂપિત પ્રસંગ, પાત્ર, કાર્ય, સંવાદ વિચિત્ર, અસ્પષ્ટ, અર્થહીન લાગે છે. પાત્રો જીવંત માનવીઓ નહીં પણ કશીક તીવ્ર ઝંખના યા વિચારના પ્રતીક હોય છે. તેઓ ગુમાવેલું યા આવશ્યક જણાતું કશુંક (ભૌતિક યા આધ્યાત્મિક સુખ શાંતિ આપે તેવું) સતત શોધ્યા કરે છે, પરંતુ તેમને તે કદી મળતું નથી તેમનું જીવન અને જગત ગુંચો, આઘાતો, અકસ્માતો, દિશાશૂન્યતાથી વ્યર્થ અને હાસ્યાસ્પદ ઉપરાંત વેદનાપ્રદ હોય છે તેમની આવી વિષમ અસાધારણ સ્થિતિ અને પરિસ્થિતિને આછી ઘેરી વ્યંગ્યાત્મક રીતિમાં અને પ્રતિકાત્મક રૂપમાં અભિવ્યક્તિ આપવાનો આ ઍબ્સર્ડ એકાંકીમાં પ્રયાસ થાય છે સાંપ્રતકાલીન વિષમ, વિચિત્ર, અસહ્ય પરિસ્થિતિનું અને માનવ મનના અજ્ઞાત અંધારિયા ખૂણાઓનું રહસ્ય તેમાં અરૂઢ, નવીન, પરાવાસ્તવ (Surreal) રીતિમાં નિરૂપવાનો પ્રયત્ન દેખાય છે નિર્મમ અતિબુદ્ધિવાદ અને દાંભિક સભ્યતા-

સ સ્કારિતાના અતિરેક સામેના પ્રત્યાઘાતમાથી તેમ જ વર્તમાન જગત અને માનવીની દારુણ કરુણ-અનિશ્ચિત સ્થિતિના દર્શનમાથી, અસ્તિત્વવાદી ફિલસૂફીના પ્રભાવમાથી આયોનેસ્કો, સેમ્યુઅલ બૅકેટ, ઝા જેને, આલ્બેર કામૂ, સાર્ત્રે વગેરે પાશ્ચાત્ય લેખકોના લખેલા ઍબ્સર્ડ નાટકોની પ્રેરણામાથી આવી ઍબ્સર્ડ નાટ્યપ્રણાલીનો આપણે ત્યા ઉદ્ભવ થયો છે અલબત્ત ગુજરાતીમા ઍબ્સર્ડ એકાકી હજી પ્રાયોગિક અવસ્થામા છે તે ગતિના ઉત્તમ એકાકી હજી મળવાના બાકી છે

આમ, એકાકીનુ કલાસ્વરૂપ તેની આગવી લાક્ષણિકતાઓથી અન્ય પ્રકારના નાટકથી ભિન્ન તરી આવે છે તેનુ આતર-બાહ્ય રૂપ સમયાતર બદલાતુ રહ્યુ છે, વધુ ને વધુ આકર્ષક બનતુ રહ્યુ છે *

---

* સાહુ એસ પી જૈન કૉલેજ, ધ્રાગધ્રામા તા ૧૭-૧-૮૦ના રોજ, આપેલ વ્યાખ્યાનનો સ ક્ષેપ

# અસ્તિત્વવાદ, સાર્ત્ર વગેરે .



## વિજય શાસ્ત્રી

એબ્સર્ડ, અસ્તિત્વવાદ, પરાવાસ્તવવાદ જેવા આધુનિક સાહિત્યના અધિકરણોનુ નામ પડતા જ એક વર્ગને ઍલર્જિ થતી હોય છે. આવો વર્ગ સાહિત્યના અદ્યતન પ્રવાહોથી અપરિચિત લોકોનો બનેલો હોઈ તેમનુ આવુ વલણ કઈક ક્ષમ્ય બને છે પરન્તુ કેટલાક ભણેલા લોકો પણ સાર્ત્ર, કામૂ, ઍબ્સર્ડ, અસ્તિત્વવાદ જેવી નામાવલિ કાને પડતા જ સૂગાતા હોય છે. એમનો પ્રયત્ન તો આવી સૂગ વડે પોતાની જાતને સુશિક્ષિતમા ખપાવવાનો હોય છે પણ વાસ્તવમા એ લોકો જ આધુનિકતાની આવી પરિભાષાને, આધુનિક સર્જનને પ્રતિષ્ઠિત થતા, લોકપ્રિય થતા અટકાવવામા અવરોધરૂપ હોય છે.

ઘણી વાર કહેવાતા ભણેલા લોકો ફરિયાદ કરતા સભળાય છે કે અમને તો આ નવી વાર્તા કે કવિતામા કઈ મજા આવતી નથી, જો એ સારી અને સાચી જ હોત તો કેમ લોકો એને માણતા નથી ? આવે વખતે કહેવાનુ મન થઈ જાય છે કે તમારા જેવા ભણેલા માણસો જ 'નવા'ને લોકો સુધી પહોચાડવામા વચ્ચે નડે છે !

ખેર, અસ્તિત્વવાદની ભૂમિકા સાર્ત્રના એક્ઝિસ્ટાન્શિયાલિઝમ ઍન્ડ હ્યુમન ઈમોશન્સ નામના પુસ્તકમા રજૂ થઈ છે. આજે સગીત યા ચિત્રની કલાઓ પણ અસ્તિત્વવાદ સુધી પહોચી ગઈ છે છતા 'અસ્તિત્વવાદ' સજ્ઞા સમજાવવાની આવે છે ત્યારે કશીક મૂઝવણ અનુભવાય છે પશ્ચિમમા તો જેને સામાન્ય પ્રકારની ગપ્પાબાજી કહી શકાય એવી છાપાની કટાર લખતો લેખક પણ પોતાની જાતને 'અસ્તિત્વવાદી' કહેવડાવે છે ! સાર્ત્રએ તો આ સજ્ઞાના અનધિકૃત ઉપયોગ પ્રત્યે ચીડ દાખવતા ત્યા સુધી કહી દીધુ કે કોઈ પણ જાતની ધાંધલધમાલ કે

કાવતરુ ઊભુ કરી સનસનાટી મચાવવા માગતા લોકો પણ પરાવાસ્તવને મળતી આવે એવી ફિલસૂફીની શોધમા 'અસ્તિત્વવાદ' સજ્ઞા વાપરતા થઈ જાય છે ! પણ વાસ્તવમા આ સજ્ઞા સર્વજન માટેની છે જ નહિ એ તો વિશિષ્ટ વર્ગ માટેની વિશિષ્ટ ફિલસૂફી છે

અસ્તિત્વવાદી વિચારકોનાયે મુખ્ય બે વર્ગો છ એક તો યેસ્પર્સ અને ગેબ્રિયલ માર્સલ જેવા આસ્તિકોનો અને બીજો સાર્ત્ર અને હાઇડેગર જેવા નાસ્તિકોનો 'નાસ્તિક' કહેવાતો વર્ગ એમનો સમસ્ત વિચારણાના આધારરૂપ એક સૂત્ર યોજે છે કે 'અસ્તિત્વ પહેલુ, દ્રવ્ય પછી' અગ્રેજીમા 'Existence precedes essence' સૂત્રરૂપે તેઓ પોતાની વાત કરે છે.

સાર્ત્રએ પોતાના ઉક્ત નિબધમા આ સૂત્રને સમજાવવા એક પુસ્તક યા પેપરકટરનુ દૃષ્ટાત આપ્યુ છે તેમના મતે જ્યારે પુસ્તક કે પેપરકટર જેવી કોઈક ચીજ તૈયાર કરવામા આવે છે ત્યારે તેના બનાવનારા પાસે તેની આકૃતિ વિશે કોઈ એક ચોક્કસ ખ્યાલ/વિભાવના હોય છે અને તદનુસાર જે તે વસ્તુ બનાવવામા આવે છે એ રીતે જોતા 'એસેન્સ' એટલે કે 'દ્રવ્ય'નુ સ્થાન પ્રથમ છે. એસેન્સ એટલે ઉત્પાદનની પદ્ધતિ અને ઉત્પાદનમા વપરાતી સામગ્રી બને આ દ્રવ્ય વડે જ કોઈ પણ ચીજની વ્યાખ્યા બાધી શકાય, ઓળખ આપી શકાય અને ઉત્પાદન પણ કરી શકાય

ઈશ્વરનો વિચાર કરીએ છીએ ત્યારે પણ તેને એક 'રચયિતા' તરીકે જ ગણીએ છીએ તે એક ઉત્કૃષ્ટ કક્ષાનો કારીગર ઈશ્વર છે પશ્ચિમના દેકાર્ત, લાઈબ્નિત્ઝ કે બીજા કોઈ પણ તત્ત્વચિતકની ફિલસૂફીને આધારે આગળ વધીએ તોય એટલી વાત તો એમાથી સમજાય જ છે કે ઈશ્વર જ્યારે કઈ પણ રચે છે ત્યારે એ રચના વિશે તે સપૂર્ણપણે વાકેફ હોય છે માનવીને પણ ઈશ્વરનુ જ સર્જન ગણીએ

તો માનવીના સર્જનપૂર્વે માનવીની કોઈ એક સુચોક્કસ વિભાવના, ખ્યાલ ઈશ્વર પાસે જ હોવા જ જોઈએ આમ, અમુક એક ચોક્કસ માનવી એ દૈવી રચનાશક્તિનુ મૂર્ત પ્રગટ સ્વરૂપ છે

અઢારમી સદીમા 'ફિલસૂફોના નાસ્તિકવાદે' ઈશ્વર વિશેના ખ્યાલને નકાર્યો પણ એમાય આ વાત તો પાછી રહી જ કે માનવીનુ સર્જન ઈશ્વરની કશીક દૈવી રચનાશક્તિના પરિણામસ્વરૂપે થાય છે વત્તેઓછે અશે ઈશ્વરે અમુક એક વિભાવનાને અનુસરીને માનવીનુ સર્જન કર્યું એ વાત તો ડાયડેરોટ, કેન્ટ અને વોલ્તેર સુધી શ્રદ્ધાપૂર્વક મનાતી આવી. માનવી, માનવસ્વભાવ ધરાવે છે અને માનવની વિભાવના માનવીમાત્રમા જોવા મળે છે અને પ્રત્યેક માનવીમા માનવી તરીકેની વ્યાપક વિભાવનાના અશો તો હયાતી ધરાવવાના જ. કેન્ટે તો ત્યા સુધી કહ્યુ કે આદિમાનવ, પ્રાકૃતિક માનવ અને સાસ્કૃતિક માનવ ત્રણેયમા કેટલીક લાક્ષણિકતાઓ તો પાયાની અને સામાનરૂપમા હોવાની જ. અહી પણ માનવીની વિભાવના પહેલી ને તે અનુસારનો માનવી પછી એવો પૂર્વાપર ક્રમ જોવા મળે છે.

સાર્ત્ર જેના પ્રતિનિધિ છે એવી નિરીશ્વર અસ્તિત્વવાદી વિચારધારા ઈશ્વરના અસ્તિત્વને જ કબૂલતી નથી. એમનુ કહેવુ એમ છે કે ઈશ્વર ન હોય તો પણ કોઈક એવી વ્યક્તિ તો પહેલા હોય જ હોય કે જેનુ 'અસ્તિત્વ પ્રથમ હોય અને જેમા ગુણધર્મો, દ્રવ્યવિભાવના ત્યાર પછીથી વિકસી હોય સાર્ત્ર અને તેની વિચારધારાના ચિતકો એક એવા અસ્તિત્વની કલ્પના કરે છે જે અસ્તિત્વ, અસ્તિત્વમા આવ્યા પછી તેની વ્યાખ્યા થઈ શકે એવી વિભાવના ઉપજાવતુ હોય હાઈડેગર આને માટે "Human Reality જેવી સજ્ઞા પ્રયોજે છે

સાર્ત્રના Existence precedes Essence' સૂત્રની વધુ વિશદ સમજૂતી મેળવવા સાર્ત્રના જ શબ્દો જોઈએ તો—

'first of all, man exists, turns up, appeares on the scene, and only afterwards, defines himself'

એટલે કે માનવીનું અસ્તિત્વ **પહેલાં** સરજાય છે **પછી** એ જુદી જુદી પરિસ્થિતિઓ સાથે સંનિકર્ષમાં આવતાં જુદા જુદા લક્ષણો ધરાવે છે અને ત્યાર પછી જ તે વ્યાખ્યાબદ્ધ થઈ શકે છે

અસ્તિત્વવાદીઓને મન માનવી અવ્યાખ્યેય છે કેમકે અસ્તિત્વના આરંભે એ શૂન્ય હોય છે Nothing અને પછી જીવવાની પ્રક્રિયા દરમ્યાન તે કંઈક–Something-બનતો આવે છે આ સિદ્ધાન્ત મુજબ તો નિયતિનો પણ છેદ જ ઊડી જાય છે કેમ કે માનવી જે કંઈ છે યા બને છે તેની સમગ્ર જવાબદારી તેની પોતાની જ રહે છે એટલું જ નહિ પણ આ વિશ્વમાં તેના અસ્તિત્વના આવ્યા બાદ જ એ જે કંઈ બને છે તે બને છે એટલે ઐહિક જીવન જ માનવીના વિકાસનો સંપૂર્ણ આધાર છે અને એટલે 'માનવસ્વભાવ' યા માનવીયતા જેવી જે વિભાવના છે તે પણ ટકી શકતી નથી

માનવી એ બીજું કશું જ નથી-માત્ર પોતાને એ કંઈ રીતે વિકસાવે છે એ સિવાય અસ્તિત્વવાદનો મુખ્ય સિદ્ધાત આમ માનવીના માનવીપણાની સંપૂર્ણ જવાબદારી માનવીની પોતાની જ હોવાનું સૂચવે છે, આ વાતને 'આત્મલક્ષીતા' સંજ્ઞા વધુ સારી રીતે સૂચવે છે 'આત્મલક્ષીતા' યા 'subjectivity' સંજ્ઞા આપણી પર આક્ષેપો કરવા માટે ઘણી વાર ઘણા માણસો વાપરતા હોય છે પણ ખરેખર તો 'આત્મલક્ષી' યા 'subjective' સંજ્ઞા ટેબલ યા પથ્થર જેવા પદાર્થો કરતા માનવીનું ગૌરવ કેટલું ઊંચું છે તે દર્શાવે છે. માનવી એક એવું પ્રાણી છે જે ભવિષ્ય તરફ પોતાની જાતને ધકેલે છે, ગતિ કરાવે છે એ રીતે 'being in the future' પોતે છે એવી સભાનતા માનવીમાં હોય છે. કાદવનું ખામોચિયું, ચીથરાનો ઢગલો કે

ફૂલોના ગુચ્છાની સરખામણીમા માનવ, અસ્તિત્વના આરભે સ્વ વિશેની સભાનતા ધરાવતો પદાર્થ છે એટલુ જ નહિ પોતાના ભાવિ વિકાસ અગેની યોજના પણ તે કલ્પી શકે છે, વિચારી શકે છે આમ, ઉપરથી, સ્વર્ગમાથી કશુ આવતુ નથી, માનવ વિશે જે કઈ બને છે તે માનવીના પોતાના વિશેના પ્રત્યાઘાતોમાથી જ બને છે આમ અસ્તિત્વવાદનુ મુખ્ય ધ્યેય માનવીમાત્રને તે શુ છે એ વિશે અને પોતાની સપૂર્ણ જવાબદારી પોતાને શિરે જ છે એ વિશે સભાન કરવાનુ છે. સાર્ત્ર કહે છે—

Thus,existentialism's first move is to make every man aware of what he is and to make the full responsibilty of his existence rest on him'

આમાથી વળી એક બીજો પ્રશ્ન ઉદ્ભવે છે કે 'પોતાની' કહી તે જવાબદારી શુ માત્ર 'પોતાની' જ હોય છે ? હોઈ શકે ખરી ? પોતાની જવાબદારી એટલે શુ તે વિશે સાર્ત્ર કહે છે કે પોતાની જવાબદારીમા જ અન્યોની જવાબદારી પણ સકળાયેલી છે સાર્ત્રના શબ્દોમા "He is responsible for all men".

ઉપર આત્મલક્ષીતાની વાત થઈ ગઈ. આ 'આત્મલક્ષીતા'નો એક અર્થ સાર્ત્ર એવો પણ કરે છે કે માનવીય આત્મલક્ષીતાને અતિક્રમી જવી માનવી માટે અશક્ય છે. પોતાની પસદગી માનવીએ પોતે જ કરવાની હોય છે એનો બીજો અર્થ એ પણ છે કે જ્યારે માનવી પોતાની પસદગી પોતે કરે છે ત્યારે એ પસદગી નરી પોતીકી, પોતાને વિશે જ મર્યાદિત ન રહેતા, અન્ય માનવીઓને પણ લાગુ પડતી હોય છે. આ કે તે-ની પસદગી કરતાની સાથે જ આ કે તેનુ
પણ ઊભુ થતુ હોય છે સામાન્ય રીતે આપણે કશા અનિ

# સાહિત્ય-વૃત્ત

શ્રી અમૃત ઘાયલ હોય ત્યાં ગઝલ, ગઝલનો મિજાજ અને આબોહવા હોય જ. એમના જ પ્રયત્ને સૌરાષ્ટ્ર સ્વતંત્ર રાજ્ય હતું ત્યારે રાજકોટમાં ભવ્ય ઐતિહાસિક મુશાયરો યોજાયો હતો તે પછી એવા જ વિશેષણોને યોગ્ય સ્મરણીય મુશાયરો માર્ચની ૫ ૬મીએ મ્યુ. કોર્પોરેશનની સોશિયલ વેલ્ફેર સમિતિ તરફથી, ચેરમેન શ્રી વજુભાઈવાળાની કાવ્યરસિકતાને કારણે, ઓપનએર થિયેટરમાં, ગુજરાતી ગઝલની વિવિધ ધારાના પ્રતિનિધિ સમ ગઝલકારો સર્વશ્રી રાજેન્દ્ર શુક્લ, મનોજ ખંડેરિયા, રમેશ પારેખ, ગની દહીંવાળા, રતિલાલ 'અનિલ', આદિલ મન્સૂરી, શેખ આદમ આબુવાળા, શૂન્ય અને સૈફ પાલનપુરી, જલન અને બરુકત્રય પડઘાએ ભાગ લઈ સવારના પોણા ત્રણ સુધી જાગી શ્રોતા સમૂહને કાવ્યરસની લહાણ કરી, એને અમૃત ઘાયલના સન્માનને નિમિત્ત રંગીની બક્ષી.

શ્રી અરવિન્દભાઈ મણિયારના પ્રમુખપદે યોજાયેલા આ અવિસ્મરણીય મુશાયરાના અતિથિવિશેષ હતા ડૉ. ઈશ્વરલાલ ર. દવે અને પ્રા. ભાનુબેન દેસાઈ.

મેયરશ્રી સહિત મ્યુ. કોર્પોરેશનના અધિકારીઓએ હજારો શ્રોતાઓની ઉલટભરી હાજરીવાળા આ મુશાયરાને સફળ બનાવવાનો સરળ પ્રબંધ કર્યો હતો. ☐

## જાજમ પર લીંપણ !

સંભારણાંની જાજમ પર લીંપાયું છે જીવન ! (નૂતન શિક્ષણ)

—દોલતભાઈ દેસાઈ

# કંકાવટી

મે,
૧૯૮૦

**કવિતા**

અમૃત ઘાયલ

રતિલાલ 'અનિલ'

કિસન સોસા

**વિવેચન**

સુરેશ હ જોષી

**ચિંતન**

રતિલાલ 'અનિલ'

સાદીપનિ

**નવલિકા**

કારેલ ચાપેક

લૂઈજિ પિરાન્દેલો

( વિજય શાસ્ત્રી )

પ્રાણજીવન મહેતા

**પત્રચર્ચા**

# કૃષ્ણારામ ફેબ્રિક્સ



કૃષ્ણારામની સાડીઓ એટલે વૈવિધ્યપૂર્ણ રંગો અને ડિઝાઈનોનુ સુરેખ આયોજન. હવાદાર અને શીતળ
કૃષ્ણારામની સુવિખ્યાત સાડી એટલે આધુનિક યુગની ફેશન અને આવતી કાલનુ અનુપમ સ્વપ્ન

## કૃષ્ણારામ મિલ્સ

લેખડિયાવાડી, સલાબતપરા, સૂરત.

# કંકાવટી

મે ૧૯૮૦

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક


વર્ષ ૨૧ : અંક ૨૫૪ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૨, બે વર્ષના રૂા. ૨૩; વિદેશ શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય. ગે કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.

'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.




તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ૦૦૧

## ગઝલ/અમૃત ઘાયલ

તોળે છે સરળ જીવને શંકાની નજરથી,
સંભવ નથી કે તું ય બચે તારા નગરથી

એક હું કે અહીં દૂર અતિ દૂર છું ઘરથી,
એક તું કે કદી ઊતરે ના માઢ ઉપરથી

એ રૂપની ભૂખી છે અને રક્તની તરસી,
ભગવાન બચાવે તને દુનિયાની નજરથી

કાયામાં સદા જલતી રહે જ્યોત કપૂરી,
ને મળતો રહે ધૂપ તને કોઈ અગરથી.

એવાં ય બદન છે જે સતત ઝેર શ્વસે છે,
ક્યાં વાતાવરણ મુક્ત હજી માઠી અસરથી.

ફૂલો તો અહીં માટીમાં મળતાં જ રહે છે,
કે એમને લોહીની સગાઈ છે કબરથી

કહેવાની જરૂરત નથી 'ઘાયલ' કશી એને,
એ ભાવ કળી જાય છે દેખાવ ઉપરથી

## ગઝલ/રતિલાલ 'અનિલ'

તારા હતા વિચાર ને તારું મનન હતું,
ગઈ કાલની છે વાત કે મારે ય મન હતું

એવા હતા દિવસ કે હતો માત્ર અંધકાર,
સૂરજ નહીં, ને ચન્દ્ર નહીં, બસ ગગન હતું.

જળમાં ડૂબેલ જળ કદી પરખી નહીં શકાય,
માની લીધું કે મહેકમાં મારું ચમન હતું

કાસદ બન્યો જણાય છે અંગારિયો પવન,
મારા હૃદય સિવાય વળી ક્યાં દહન હતું !

કિસ્મતના તારલા તો હતા માનવીના, પણ
ચમકાવનાર એમને તારું ગગન હતું.

રેતીના પટ ઉપર પડી છે ભાત ફક્કડી,
અસ્થિર શુષ્કતા યે એક સાંત્વન હતું.

કોઈ દિશા મળી નહીં એનો ગમ નથી,
તરણાંને ક્યાં દિશા હતી ? કેવળ વહન હતું

મારી તરસને આંઝવા જ પી ગયા અનિલ,
એવી મળી મીઠાશ કે રણ પણ મગન હતું

ભાવિ, કબરની ધૂળ વિના કંઈ નથી અનિલ,
તમને થશે કે વાહ–વા, આ પણ જીવન હતું !

## ચાર ગઝલ/કિસન સોસા

સતત આવતી ને જતી સાભળુ છુ,
મને વ્હેરતી કરવતી સાભળુ છુ

હજી ખોપરીના પોલાણે કલીલો,
ઘૂમન્તી, તીણુ ચીખતી સાભળુ છુ

હવે ક્યા હવામા સુગધો કળાતી,
હવે ક્યા કળી ફૂટતી સાભળુ છુ !

ચણોઠી થઈ લોહી દદડ્યા કરે છે,
કદી મુજ સમો મોળતી સાભળુ છુ

ગહન ગતના શહેર શી જિન્દગી છે.
ક્રમશ બારીઓ બધ થતી સાભળુ છુ

હવે હુ જ બોલુ છુ મારા વતી ને
હવે હુ જ મારા વતી સાભળુ છુ.

બહુ દૂર છે, તોય એ પાસ લાગે,
ઘડીભર, પછી એ ય આભાસ લાગે

થયો ઝાખો સમ્બન્ધનો આયનો, તે
અજાણ્યો મને મારો આવાસ લાગે

કે બત્રીસ કોઠે બૂઝાઈ જતો હુ,
મને એવો મારો જ નિશ્વાસ લાગે

રહ્યો ગોફણે પ્હાણ થૈ માચડા પર
ઘરે, ઓકળીએ હવે ચાસ લાગે!

નદી બધ તોડી વહે આગણા લગ,
પરન્તુ હવે ક્યા એવી પ્યાસ લાગે...

સમીસાજે પાછો વળી જોઉ છુ, તો
નરી કિવદતી-શો ઇતિહાસ લાગે

વહન ઊંઘરેટું ઊઠે ચાર વાગે.
ખૂલી બારીએથી ઝૂકે ચાર વાગે

હવા વાય હળવે, થતો સૂર્ય કોમળ,
નમે મ્હોર, લીલું ફૂંકે ચાર વાગે

સડક ટાવરેથી પડે ચાર ડંકા,
ફડાફડ કબૂતર ઊડે ચાર વાગે

સુગંધી અવાજે ભરે ઓરડાને.
જલાવીને સ્ટવ ચ્હા મૂકે ચાર વાગે

સડક પરથી સમણું વહી જાય નમણું,
અજબ આરતે મન ઝૂલે ચાર વાગે

વિજન શહેરના સ્તબ્ધ પંથે ઊભો છું,
ફક્ત તડકે ઓળા ઘૂમે ચાર વાગે

તિમિર ટાળવાને મથું છું પછીતે
થઈ મ્લાન ફાનસ બળું છું પછીતે

બીડીના ધુમાડે રચાતી દીવાલે,
અઢેલું છુ કાયા, ઢળુ છું પછીતે

મને આમ જાળે ઝલાયેલ જોઈ
હસે ષટ્પદો ને હસું છુ પછીતે

કદી ઓસરીએ ભર્યા ડાયરા મે,
હવે ઓશિયાળુ વસુ છુ પછીતે

સમય 'હેઇસો' કે'ય ને દે'ય ધક્કો,
સતત સ્થિતિવશ હુ ખસુ છું પછીતે

સમેટાઇ આકાશ એવું ગયુ, કે
ખરો સાંકડે સળવળુ છુ પછીતે.

## જ્યાં પૉલ સાર્ત્ર / ડૉ. સુરેશ હ. જોષી

**સાર્ત્ર**ના બાળપણનો એક પ્રસંગ યાદ આવે છે. સાંજ ઢળી ગઈ છે, ઘરમાંથી પ્રકાશ ઓસરતો જાય છે તેમ છતાં શિશુ સાર્ત્ર ઢાળિયા પાસે બેસીને કશુંક લખ્યે જ જાય છે આથી એની મા એન મેરી એને કહે છે, 'કેવું અંધારું થઈ ગયું છે, મારો લાડીલો આંખ બગાડી રહ્યો છે!' બાળક જવાબ આપે છે. 'હું તો અંધારામાં પણ લખી શકું છું' સાર્ત્રના જીવનના છેલ્લાં થોડાં વર્ષો લગભગ અંધારામાં ગયાં અને હવે તો મરણનો અન્ધકાર છવાઈ ગયો પણ શિશુ સાર્ત્રના એ જવાબના પડઘા આજે આપણા કાનમાં ગાજે છે 'હું તો અંધારામાં પણ લખી શકું છું'

સાર્ત્રે આ અંધકારના વાતાવરણમાં જ લખવાનું શરૂ કર્યું હતું યુદ્ધ પૂરું થવા આવ્યું હતું. યાતનાછાવણીઓના હૃદયદ્રાવક અહેવાલો આવવા લાગ્યા હતા એ છાવણીઓમાંના કેદીઓને સરસ ખાવાનું આપ્યું. લાંબા વખતથી ભૂખમરાથી પીડાતા એ લોકો એ બધું જીરવી ન શક્યા અને ખાવાથી જ ટપોટપ મરવા માંડ્યા! આ અરસામાં સિમોન દ બુવારની નવલકથા 'બ્લડ ઑવ અધર્સ' બહાર પડી. લેખિકાએ તો એ કૃતિને પોતાની બીજી કક્ષાની કૃતિ જ ગણેલી, પણ એ વિશિષ્ટ સંજોગોને કારણે એનું મહત્ત્વ વધી ગયું એ કૃતિને 'અસ્તિત્વવાદી નવલકથા' કહીને ઓળખાવવામાં આવી ત્યારથી સાર્ત્રની અને સિમોન દ બુવારની કૃતિને એ જ સંજ્ઞાથી ઓળખાવવાનું શરૂ થયું. ગેબ્રિયલ માર્સેલે સાર્ત્રને એક સંવિવાદમાં 'અસ્તિત્વવાદી ચિન્તક' કહીને ઓળખાવ્યા ત્યારે સાર્ત્રે કહેલું, 'મારી ફિલસૂફી અસ્તિત્વને કેન્દ્રમાં રાખે છે. મને તો ખબર સુદ્ધાં નથી કે આ અસ્તિત્વવાદ તે શી બલા છે!' નવલકથા કોઈ પૂર્વસ્વીકૃત જીવનદર્શનને આધારે લખાતી નથી, એ તો સર્જકના અપરોક્ષ અનુભવમાંથી લખાય છે. માટે આ વિરોધ કરવામાં આવેલો તેમ છતાં આ સંજ્ઞા તો એમને વળગી જ

આ અસ્તિત્વવાદની ઝુંબેશ એમણે પોતાની લાક્ષણિક રીતે ચલાવી એમા સભા સરઘસો નહોતા, પણ ઉગ્ર ચર્ચાઓ થતી. આ જ ગાળામા સાર્ત્રની 'ગેડઝટુક્કીડમ' મહાનવલના બે ખણ્ડો પ્રકટ થયા સાર્ત્રે એ જ ગાળામા અન્ય મિત્રોની મદદથી એક ચિન્તનનુ સામયિક પણ શરૂ કર્યું એનો પહેલો અક પણ એ જ અરસામા પ્રકટ થયો એ જ અરસામા 'ઇઝ એક્ઝિસ્ટેન્શનયાલિઝમ અહ્યુમેનિઝમ ?' નામનુ વ્યાખ્યાન સાર્ત્રે આપ્યુ. એમા સરળ ભાષામા પોતાની દાર્શનિક ભૂમિકા સાર્ત્રે રજૂ કરી છે એમણે ધાર્યો નહોતો એવો ઉગ્ર પ્રકોપ એમની સામે ભભૂકી ઊઠ્યો આથી એકાએક સાર્ત્રને જાણે વિશાળ પ્રસિદ્ધિના રણાગણમા હડસેલી દેવામા આવ્યા સાર્ત્ર અને સિમોન દ બુવારના નામો ભેગા લેવાવા લાગ્યા લોકાપવાદનો વટોળ પણ સૂસવી ઊઠ્યો સાર્ત્રના જાહેર વ્યાખ્યાનમા લોકો ઉભગવા લાગ્યા આનુ કારણ એ હતુ કે સાર્ત્ર એ સમયે વ્યાપેલા ફુગાવાનો વિરોધ કરતા હતા અને લોકોની લાગણી પણ એવી જ હતી વળી ફ્રાન્સના સાહિત્યની બહાર નિકાસ કરીને ફ્રાન્સ થોડી પ્રતિષ્ઠા જાળવી રાખવા ઇચ્છતુ હતુ પ્રજાની વિવેકબુદ્ધિ સ્વસ્થ નહોતી ગમે તે કૃતિને એ આકાશે ચઢાવી દે, પણ સાર્ત્રનો વિવેક સ્વસ્છ હતો પ્રજાએ ત્યારે સદાકાળ ચાલુ રહેતી શાન્તિમાથી, અવિરત થતા રહેતા વિકાસમાથી, અવિકારી એવા પરમ તત્ત્વોમાથી, શ્રદ્ધા ગુમાવી દીધી હતી ઇતિહાસનુ સૌથી અભદ્ર રૂપ પ્રજાએ જોઈ લીધુ હતુ અસ્તિત્વવાદમા ઇતિહાસનો લોકવ્યવહારની નીતિ જોડે મેળ પાડવાનો પ્રયત્ન થયો હતો એણે માનવીય ગૌરવને અકબંધ રાખીને ભય અને અસગતિને સ્વીકારી લેવાનુ વલણ કેળવ્યુ હતુ એમા વ્યક્તિમત્તાને જાળવી રાખવાનો પ્રયત્ન હતો આથી લોકોને અસ્તિત્વવાદમા જ પોતાનો ઉગારો દેખાતો હતો

વાસ્તવમા આવુ હતુ નહિ આથી સાર્ત્રની સફળતાને તત્કાલીન સજોગોને કારણે અતિશયોક્તિ રૂપે રજુ કરવામા આવી એ પરત્વે

થોડો સ દેહ તો પહેલેથી જ રહ્યો હતો લોકોને તો એ ફિનસૂફી ત્યાગ પથ્ય લાગી એટલે અકરાતિયા બનીને એને ઓહિયા કરી ગયા, થોડા આ અસ્તિત્વવાદને નામે હિંસા તરફ પણ ખેચાયા. પણ સાર્ત્રે વ્યક્તિને ટોળાના હિસ્ટિરિમાથી ઉગારી લેવાનો પ્રયત્ન કર્યો એણે આગવી વ્યક્તિ સત્તાનુ ગૌરવ કર્યું. સાર્ત્રે જે નીતિની હિમાયત કરી તે આ ઘડીભરને માટે ઉત્તેજીત થયેલા લોકોને સમ્મત એવી નીતિ નહોતી સાર્ત્રની નવલકથામા જે સમાજ રજુ થયો તે પણ આ લોકોને સ્વીકાર્ય નીવડે એવો સમાજ નહોતો આથી આ જ લોકો એને 'કદરૂપા વાસ્તવવાદ'ને આલેખવા બદલ ગાળો ભાડવા લાગ્યા આ વાસ્તવવાદને ગાળમા 'મિઝરબિલિઝમ'નુ નામ આપવામા આવ્યુ. લોકોને તો એમને વિરોના એક બે આકરા નહિ એવા સત્યો વિશે જ સાભળવુ હતુ, એ સત્ય સામે આખ સ્થિર કરીને જોવા જેટલી એમનામા હિમ્મત નહોતી એમને મોઢે સત્ય કરના મૂત્ર વધારે સહેલાઈથી ચઢી ગયુ સ્વતન્ત્રતાનો નારો એમણે ગજાવ્યો પણ સાર્ત્રે જે સ્વતન્ત્રતાની વાત કરી તેમા તો એમને મન કટાળાભરી એવી જવાબદારી પણ હતી એ સ્વતન્ત્રતા તો એમની રૂઢિગત સસ્થાઓને અને એની પરમ્પરાગત નીતિને પડકારે એવી હતી એથી એમની સહીસલામતી જોખમમા મૂકાઈ જાય એવુ હતુ આવી સ્વતન્ત્રતાને અપનાવી લેવાનો સાર્ત્રે પડકાર કર્યો એ લોકોને ય ખ્યાતા ઈતિહાસમા પ્રવેશ મેળવીને મહત્ત્વનુ સ્થાન લેવુ હતુ, પણ તે આગલે બારણેથી નહિ સાર્ત્રની ભાષા એમને પોતાની ભાષા લાગી હતી, પણ એ ભાષા દ્વારા સાર્ત્રે જે કહ્યુ તે તો એ લોકોને સાભળવુ નહોતુ એ લોકોને મૂઝવતા પ્રશ્નોને જ સાર્ત્રે વાચા આપી હતી, પણ સાર્ત્રે એના જે ઉત્તરો રજૂ કર્યા તેથી ભડકીને જ લોકો એનાથી દૂર ભાગી ગયા ।

આમ યશ અને અપયશ સાર્ત્રને તો એક જ થાળમા પિરસાયા સાર્ત્રે આ યશને બેચેનીથી જ સ્વીકાર્યો, કારણ કે એમા એને પોતાની

સાથેનો વિરોધાભાસ ઊપમી આવતો દેખાયો ભવિષ્યની પેઢી એનો શબ્દ ઝીલે એવી મહત્ત્વાકાંક્ષા એને નહોતી એમ નહિ, પણ ટોળુ એને આમ ભરખી જાય એવી એમણે કલ્પના કરેલી નહિ.

જ્યારે એમણે નોશિયા' નામની નવલકથા લખેલી ત્યારે જગતની બીજી ભાષાઓમા એનો અનુવાદ થશે એવુ એમણે ધાર્યુ નહોતુ પણ ભાષાઓ વચ્ચેના આદાનપ્રદાનની સુવિધાઓ વિકસી અને તેને પરિણામે બારેક ભાષાઓમા એનો અનુવાદ થઈ ચૂક્યો. આકસ્મિક પ્રતિષ્ઠાના ધક્કાથી જે કૃતિ સમાજમા જઈ ચઢે છે તેને સમાજ આત્મસાત્ કરતા પહેલાં જ પાછો ફેંકી પણ દે છે. સાર્ત્રને આની ખબર હતી સર્જકોની જૂની પરમ્પરાએ જે એકાન્ત સ્વીકાર્યુ હતુ તે સાર્ત્રને અભિમત હતુ, બોદલેર કે કાફકાની જેમ સાર્ત્ર પણ એકાન્તનો સ્વેચ્છાએ સ્વીકાર કરતા હતા સાહિત્યસંસ્થાઓ, પ્રતિષ્ઠાનો આ કે તે સમિતિઓના એ જીવ નહોતા છતા ઉગ્ર ક્રિયાશીલતા એમને અભિમત હતી. પુસ્તકોની લાખ્ખો નકલો ખપે તે એમને મન સફળતાનો આંક નહોતો સાધારણ કક્ષાના પુસ્તકો જ 'બેસ્ટ સેલર્સ'' નીવડતા હોય છે તે આજે આપણે કયા નથી જાણતા? સાર્ત્રને તો બોદલેર કે કાફકાએ સ્વેચ્છાએ અજ્ઞાત રહેવાનુ સ્વીકાર્યુ હતુ તે જ ગમતુ હતુ. આથી એકાએક ધસી આવેલા પ્રતિષ્ઠાના પૂરથી સાર્ત્રને તીવ્ર અણગમો થયો હતો

એમને લાગ્યુ કે ભવિષ્યની પેઢી જાણે એમની પાસેથી ઝુંટવાઈ ગઈ છે. પોતાના નાટક 'ધ કણ્ડમ્ડ એટ આલ્ટોના'મા સાર્ત્રે જે કચલાઓની વાત કરી છે તે કરચલા જેવી ભવિષ્યની પેઢી બની રહી. એમના પુસ્તકો ભવિષ્યમા વચાય તોય એમણે જે રૂપે લખ્યા હતા તે રૂપે તો નહિ જ વચાય એવી એમને ભીતિ હતી જેને એઓ પોતાની કૃતિઓ તરીકે ઓળખાવતા હતા તે તો રહેશે જ નહિ એવુ એમને લાગ્યુ

સાહિત્ય જાતે એને લોકડિયાથી દૂર રાખતી પવિત્રતાને છોડી જે હતુ તે ભલે. તો હવે ક્ષણિકને જ ધ્રુવ માનવુ. આપણે આપણા યુગમા પુરાઈને જ જીવવાનુ હોય તો પછી આપણો યુગ જ આપણે માટે તો શાશ્વતી, આપણે એ યુગના વિનય સાથે નષ્ટ થઈ જવાનુ સ્વીકારી લેવુ જ રહ્યુ સાર્ત્રને પણ બાળપણથી સર્જક વિશેના કેટલાક રોમેન્ટિક ખ્યાલો હતા. સર્જકને એના જીવનકાળમા કોઈ ઓળખે નહિ, એના મરણ પછી જ પ્રતિષ્ઠાનો વિદ્યુત ચમકારો થાય ને બધાને આંજી દે પણ જીવનકાળદરમ્યાનની આ પ્રતિષ્ઠાએ બધી જ ગણતરી ઊંધી વાળી દીધી એનેએમ લાગ્યુ કે બધુ જીતવામા એણે સર્વસ્વ ખોઈ નાખ્યુ હતુ. એ હાનિને સ્વીકારી લેવાથી ભવિષ્યમા બધુ પાછુ મળી જશે એવી આશાને ગુપ્તપણે એણે હૃદયમા જાણે સ્થાન આપ્યુ હતુ સિમોન દ બુવારે સાર્ત્રની અપ્રકટ નોંધોમાથી એમનુ વાક્ય ટાંકયુ છે 'The rejection of posterity would give me postrity'

ભવિષ્યમા કદી આ પ્રતિષ્ઠાના આંકને એઓ ઉલ્લઘી જશે નહિ એવુ એમને લાગ્યુ અરૂણતાનુ પુનરાવર્તન પણ કેટલુ તો કંટાળાભર્યું હોય છે, તેની એમને સારી પેઠે ખબર હતી આમાથી છૂટવાનો એક જ ઉપાય હતો લક્ષ્ય બદલી નાખવુ સર્જનની પ્રવૃત્તિ એમને મન કદી નિષ્ક્રિયતા નહોતી એ કેવળ ધ્યાનસ્થ થઈને દિવાસ્વપ્નોમા રાચવાની પ્રવૃત્તિ નહોતી ફ્રાન્સની તે સમયની પરિસ્થિત પરત્વેનો એક સક્રિય અદોલિત સર્જક તરીકેનો પ્રતિભાવ એમની કૃતિઓમા ઝિલાતો આવ્યો છે ને તે છતા એમની કૃતિઓ નર્યા દસ્તાવેજી આલેખનરૂપ બની ગઈ નથી આથી તો એમણે પોતાના સર્જક તરીકેના અભિગમને પ્રગટ કરતા કહ્યુ છે, Hence forth writing would always be a rallying cry, a commitment' એમા શુદ્ધ સાહિત્ય પ્રત્યેનો તિરસ્કાર પ્રગટ નથી થતો એથી ઊલટુ, સાહિત્યને એના સાચા ગૌરવમા

પુન સ્થાપિત કરવાનો પ્રયત્ન જ દેખાય છે સાહિત્ય જો કોઈ દૈવી વસ્તુ હોય તો કલમની રમત રમીને દૈવી પદાર્થોનુ સર્જન કર્યે જવુ એ જ આપણુ કાર્ય પણ જો સાહિત્યને માનવસદર્ભ સાથે સમ્બન્ધ હોય તો માનવીની બધી સમસ્યાઓને તે મૂર્ત કરી એ સ્થૂળ સ્તર પર રહીને માનવીનુ મનોરજન કરી માત્ર એની ખુશામતમા નહિ ગયે એ માનવઅસ્તિત્વ સાથેની અભિન્નતાને જ મૂર્ત કરે, એ જીવનને ખણ્ડખણ્ડમા વિચ્છિન્ન કરવાને બદલે એની અવિભાજ્ય અખણ્ડતાનુ ઈગિત બની રહે સર્જક જે રચે તેમા એની સમગ્ર ઉપસ્થિતિ હોય તે જ સાર્ત્રને મન 'કમિટ્મેન્ટ'

કશો પાઠ ભજવવાનુ માથે લીધા વિના પરિસ્થિતિ પરત્વેની પ્રતિક્રિયા વ્યક્ત કરવી, આ અભિગમ એમણે સ્વીકાર્યો આખો ગયા પછી પણ નોધો લખાવવાનુ એમણે ચાલુ રાખ્યુ એમની જીવનરીતિમા આ પ્રતિષ્ઠાથી કે એમના પર થતા હુમલાથી કશો ફેર પડ્યો નહિ પ્રતિષ્ઠાને એઓ ગેરસમજના પરિણામરૂપ ગણતા થયેલા આથી નોબેલ પારિતોષિક સ્વીકાર્યુ નહોતુ સન્યાસી નહિ છતા અકિંચન એવો આ આદમી હોટેલોમા ને કાફેમા જ જિંદગી વીતાવીને ગયો. પોતાની વેશભૂષા પરત્વે કદી એણે ધ્યાન આપ્યુ નહિ, જે સમાજના હિત માટે એકાગ્ર થઈને નિષ્ઠાપૂર્વક ચિન્તન કર્યુ તેમા કોઈ રીતે સડોવાયા વગર જીવ્યો લગ્નની સસ્થા પણ એણે સ્વીકારી નહિ સિમોન દ બુવારની સર્જક તરીકેની મૈત્રીનુ સુખ એમણે સ્વીકાર્યુ ને તે ય એમની સ્વતત્રતા ઝૂટવી લીધા વિના આત્મરતિથી ઉફરા જઈને એણે માનવપ્રેમ જ કેળવ્યો કદાચ ગુજરાતમા હવે સાર્ત્ર, કેમ્યૂ મેર્લો-પોતિનો સાચો અભ્યાસ થશે. 

## ખીણમાં ઊભેલાં શિખરો / રતિલાલ 'અનિલ'

જરા કુછ ઔર અપના કદ તરાશો,
બહુત નીચી યહાં ઊંચાઈયાં હૈં!

—નિદા ફાઝલી

**કબૂતર** પાળનારાઓને એમને ઉડાડવાનો શોખ છે, એ પાળેલાં કબૂતરો ઊડે છે ત્યારે ઓહ.. કેટલે ઊંચે ઊડયાં એવો ઉલ્લાસ પણ પ્રગટ કરે છે એટલું સારું છે કે આપણે ત્યાં ચકલાં પાળી તેને ઉડાડવાનો શોખ કેળવાયો નથી. કબૂતર કેટલે ઊંચે ઊડ્યાં! તેઓ કદાચ વિષ્ણુને ઈષ્ટદેવ માનતા હશે અને એમનું વાહન ગરૂડ છે એ પણ જાણતા હશે છતાં એમનો હરખ તો અમારાં કબૂતરો કેટલે ઊંચે ઊડે છે એ જ!

દેવાધિદેવ વિષ્ણુની વાહન ગરુડ કેમ છે એનો વિચાર જ એમણે આવતો નથી, અને ગરૂડનું ઉડ્ડયન તો એમણે જોયું જ નથી વળી ગરૂડ પાળવાની તો કલ્પના યે કરી શકતા નથી એટલે કબૂતરોના ઉડ્ડયનની મઝા માણે છે!

સાગરતળમાં વસતી એક માછલીએ પાણીમાં પહાડ જોયો! ઓહો, આટલો ઊંચો! મારે એના શિખરે પહોંચવું જ જોઈએ એવા સંકલ્પે એ પાણીમાના પહાડના શિખરે પહોંચી અને ફૂલાવા લાગી, પણ નાની અને તુચ્છ ગણાતી માછલી સાગરતળે પહોંચી શકતી જ નહોતી સપાટી પર જ જીવતી હતી, તે તો પેલા શિખરની કેટલી યે ઊંચાઈએ તરતી હતી

માછલી માટે ઊંચામાં ઊંચું આરોહણ જળસપાટીથી ઊંચે હોઈ શકતું નથી સપાટી એ જ એની શ્રેષ્ઠ ઊંચાઈ હોય છે!

મૂલ્યાંકનની એવી સપાટીએ અત્યારે આપણે ઊભા છીએ, જ્યાં કેટલીક ટેકરી આવેલી છે, હિમાલયની યાત્રા ન કરી શકનારા દરિદ્ર યાત્રીઓ પાદરના તીરથ પૂજીને ત્રણ ધામની યાત્રા કર્યાનો પરમ સંતોષ માને એમ પેલી ટેકરીઓ આપણને આકર્ષ્યા કરે છે અને એ આદર્શ । ઉંચાઈએ પહોંચવાના મનોરથ કેટલાક સેવે છે. પણ ખીણમાં આવેલા શિખરો વિશે તેઓ કશું ભણતા નથી. પેલા શિખર તો દરિયાની સપાટીથી યે ખાસ્સા નીચે આવેલા છે એનો ખ્યાલ જ એમને આવતો નથી

પક્ષી જમીનથી ચાર ફૂટ ઊંચે ઊડે તે પણ ઉડ્ડયન જ કહેવાય છે, પરંતુ ઠોઠ કે ગભરૂ ગણાતું પક્ષી પણ જમીનથી ચાર ફૂટ ઊંચે માળો બાંધતું નથી, પણ આપણામાંના કેટકેટલાની આકાંક્ષાઓએ ખીણમાં આવેલા શિખરે વાસ કર્યો છે!

ટેકરી પરના દેવના એક રિવાજ અને ધરેડ જેવા પૂજન-અર્ચન, ગુણકીર્તન અને યશગાન ચાલ્યા કરે છે, અમે કંઈક કર્યું એવો ધરવ થાય છે અને ટેકરીઓના દેવ પણ એમના સ્થાનના પરંપરિત ગૌરવથી સંતુષ્ટ છે

ટેકરીના દેવ કઈ ઊંચાઈએ પ્રતિષ્ઠિત છે એનો વિચાર કોઈકે કરવો જોઈએ । આ ઊંચાઈ કેટલી વામણી છે એ કહેવાનું શૌર્ય પ્રગટ કરવું જોઈએ અને નાસ્તિક તરીકે હડેહડે થવાનો વારો આવે તો તે માટે તત્પર રહેવું જોઈએ ટેકરીના દેવનો સંતોષ કેટલા બધા માણસોની દષ્ટિને કુંઠિત કરી નાખે છે, આકાશની ઊંચાઈ પાંચ દસ વાંસ જેટલી ઊંચી હોવાના ભ્રમમાં નાખે છે એની અંગેરાટી કોઈકના હૈયે તો થવી જ જોઈએ

કોઈ સાપેક્ષ ન્યાયની વાત કરે છે. દુષ્કાળના દિવસોમાં ભૈડકું મળે તે પણ જીવ બચાવે છે એની ના નહી, પણ દિવસો દુષ્કાળના છે એ વીસરવું ન જોઈએ બારબાર વર્ષનો દુકાળ દેખાતો હોય તો

હિજરત કરવાનુ સાહસ પણ હોવુ જોઈએ દુષ્કાળના દિવસોને જ 'સારા દિવસ' ગણવાનુ સાત્વન લેનાર હશે ત્યા કદી બારે મેઘ ખાગા થવાના નથી

આપણે ત્યા તો જાણે લીલો દુકાળ છે! સન્માનસમારમ્ભ સન્માન-ગ્રન્થ, પ્રશસ્તિપત્ર. ગ્રન્થવિમોચન, શાલપામરી, જન્મજયન્તી, ઈનામ, ચન્દ્રક, એવોર્ડ...કલ્પવૃક્ષોનુ વન થઈ ગયુ છે અને પ્રત્યેક વૃક્ષ પર પેલા રસદાર ફળો ઝૂલે છે પણ આ ધન્યતાનુ માપ કેટલા સેન્ટીમીટરનુ છે એ તો કોઇ વિચારે। 'સિતારો કે આગે જહા ઔર ભી હૈ' કહેનાર કોઈ કવિ આપણે ત્યા ઊગ્યો નથી–જો કે બ્રહ્માડની વાતો ઘણા યે કરી છે □

બહુમાળી બિલ્ડીંગના એકસરખા બ્લોકોમા નબર ન વાચીએ તો તમામ બ્લોક પોતાના જ લાગે ગણવેશ જેવી એ સમાનતામા પોતીકી આવવી મુદ્રા નથી ટેકરીના દેવોની એકસરખી અભિનાષા અને એમની એકસરખી પૂજા-અર્ચામા કોનુ આગવુ અસ્તિત્વ પ્રગટ થાય છે? કોની વિશિષ્ટ મુદ્રા ઊપસે છે? 'કુમાર'નો જીવનચરિત્ર લખનાર બધા જ ચરિત્રનાયક માટે કેટલાક વિશેષણો સમાનપણે વાપરે છે ત્યારે વ્યક્તિવિશેષો પણ વિશેષ સામાન્ય નામ લાગે છે! ટેકરીના બધા જ દેવો સિંદુર અને આકડાના ફૂલથી રીઝના હોય તો આ બોગ-સલીએ પુષ્પો ખીલ્યા છે, પારિજાત પરોઢથી મહેકે છે તે કોને અર્પણ કરાશુ?

અહી તો શિખરો પ્રવાહમા તણાઈને અઙરતા અને ઊંચાઈનો અર્થ જ ભૂસી નાખે છે

દરેકે પોતાનુ સ્વરૂપ ઘડવાનુ છે, ઊંચાઈ પામવાની છે કુછ ઔર, કઈક જુદુ જ કદ કોતરી કાઢવાનુ છે □

**બાગસા :** કાવ્યસગ્રહ • મગળ રાઠોડ, મૂલ્ય રૂ ૧૦-૦૦, પ્ર સાહિત્ય સગમ, ગોપીપુરા, સૂરત–૧

હું વળી એનાથી શા માટે નારાજ થાઉં? પાડોશીભાઈ, હું તમને મારા મનની વાત કહું. એમના ઉપદેશોથી નારાજ થવાની તો કોઈ વાત જ નથી, જરા યે નહીં એક વાર મેં એમનો ઉપદેશ સાંભળ્યો હતો તમને શું કહું? હું એમનો શિષ્ય થતો રહી ગયો હું દોડતો પાછો ફર્યો અને મારા ભાઈને કહ્યું, અરે, તું પણ જઈને એમનો ઉપદેશ સાંભળ, એ તો પયગમ્બર છે કેવી સારી વાતો કહે છે' સાંભળીએ કે મન દોડવા માંડે અરે, મારી તો આંખ ભીની થઈ ગઈ મારું ચાલે તો અત્યારે મારી દુકાન કાઢી નાખીને એમની પાછળ ચાલતો થઈ જાઉં! એમની આંખો સામે રહું એઓ કહે છે, તમારી પાસે જે કંઈ હોય તે વહેંચી દો, અને મારી પાછળ પાછળ ચાલ્યા આવો તમારા પાડોશીને પ્રેમ કરો ચાહો, ગરીબોને મદદ કરો અને કોઈ તમારું નુકસાન કરે તો એને માફ કરો

એવી તો કેટકેટલી સારી વાત એઓ કહે છે મારે શું છે. હું તો સાવ સામાન્ય ઍકરીવાળો છું પણ એમની વાણી સાંભળી તો મન મોરલાની પેઠે નાચી ઊઠ્યું જાણે મૂંગાએ ગોળ ખાધો મિઠાઈ ખાધાની મઝા આવી ગઈ દિલમાંથી એક નિઃશ્વાસ ઊઠ્યો પછી જાણે કોઈએ માથે પથ્થર મૂકી દીધો હોય એમ મન થયું કે બસ અહીં જ બેસી જાઉં અને રહું મારા સ્કંધ પરથી કોઈએ બધો બોજ ઉઠાવી લીધો હોય એવું લાગ્યું. મારા તમામ દુ:ખદરદ જાણે ગાયબ થઈ ગયાં. મેં તો મારા કાકાના દીકરાને કહ્યું કે 'અરે અક્કલવાન આદમી, તારે શરમાવું જોઈએ! જ્યારે જુઓ ત્યારે તું નકામી વાતો કર્યા કરે છે ફલાણાના આટલા પૈસા બાકી છે તે વસૂલ કરવાના છે, વ્યાજ પણ વસૂલ કરવાનું છે તારે તો એ બધું ગરીબોમાં વહેંચી દઈને, બૈરી-છોકરાંને છોડીને એમની પાછળ ચાલી નીકળવું જોઈએ

અને તમે વિચારો કે એઓ માદગી અને ભૂત-પ્રેતને કેવા ભગાડી મૂકે છે ! મને તો એની સામે કશો વાધો નથી એ સાચુ કે એ એમની અદ્ભુત શક્તિ છે એ કોણ નથી જાણતુ કે આપણે ત્યા ડૉકટરો અને વૈદો કેવા લોભિયા છે ! એકેક પૈસો વસૂલ કરે, પણ કોઈ મરવા પડયુ હોય અને તેડવા જઈએ તો કહે કે હવે છેલ્લા શ્વાસ ચાલે છે ત્યારે તેડવા આવ્યા ? મને પહેલા બોલાવવો હતો ને !" અરે ભલા માણસ, મારી વહુ મરી ગઈ તે પહેલા બે વરસ સુધી ડૉકટરને ત્યા જતી હતી ! એકેએક ડૉકટરને ત્યા હુ લઈ ગયો કેટલા પૈસા ફૂકયા એનો હિસાબ નથી પણ કશો ફાયદો થયો નહીં એ દિવસે મા તેઓ ગામેગામ ને શહેરોમા ફરતા હોત તો હુ એમના ચરણ પકડીને કરગરતે કે 'ભગવાન આ સ્ત્રીને સારી કરી દો !' મારી વહુ એમનો ઝભ્ભો પકડી લેત અને સારી થઈ જાત બિચારી કેટલી તરફડી એ હુ કહી શકતો નથી તેઓ માદાઓને સારા કરે હુ તો એના વખાણ કરુ છુ

તમે સાભળ્યુ જ હશે કે ડૉકટરો આજકાલ એમની વિરૂદ્ધ બહુ બોલે છે એ કઈ જ નથી, કરે છે એ બધી છેતરપિડી છે. ડૉકટરોનુ ચાલે તો માદાને સારા કરવાના મિશનની સાથે બીજુ કોણ જાણે શુનુ શુ કરી નાખે ! પણ ભાઈ એ બધી સ્વાર્થની માયા અને લીલા છે કોઈ માણસ લોકોને મદદ કરવા અને દુનિયાને બચાવવા આગળ આવશે તો એમા કોઇ ને કોઇનો કોઈનો સ્વાર્થ આડે આવશે તમે દરેકને તો રાજી નહીં જ કરી શકો એ અશકય છે મારુ તો કહેવુ છે કે તેઓ લોકોને રોગમુક્ત કરે તો કરવા દો, તેઓ મૂર્દાને જીવતા કરે તો કરવા દો—એ પણ સારુ કામ છે પણ પેલી પાચ રોટીની વાત હતી ને, તે એક અતિરેક જ ગણાય એમણે ઓછામા ઓછુ એવુ ન કરવુ જોઈએ, હુ તો ભાઈ, બેકરીવાળો છુ, અને બેકરી-વાળાઓને એમણે અન્યાય કર્યો છે



તમે પાચ રોટીનો કિસ્સો નથી જાણતા? આશ્ચર્ય છે બધા બેકરીવાળા એથી હાહાકાર કરી ઊઠયા છે ખેર, કિસ્સો એવો છે કે એમની પાછળ પાછળ એક મોટુ ટોળુ એક વેરાન પ્રદેશમા પહોચી ગયુ ત્યા એમણે માદાઓને સાજા કર્યા, અને જ્યારે સાજ પડી ગઈ ત્યારે એમના શિષ્યો એમની પાસે આવીને કહેવા લાગ્યા કે, 'મોડુ થઈ ગયુ છે, અને આ તો વેરાન પ્રદેશ છે જેથી એ લોકો વસ્તીમા જઈને ખાવાપીવાનો પ્રબધ કરે' પરતુ એ બોલ્યા, 'એમને જવાની જરૂર નથી તમે એમને ખાવાનુ આપો.' શિષ્યોએ કહ્યુ કે, 'અમારી પાસે તો માત્ર પાચ રોટી અને બે માછલી છે.' તેમણે કહ્યુ, 'એ મારી પાસે લાવો.' અને એમણે લોકોના ટોળાને કહ્યુ કે તમે બધા ઘાસ પર બેસી જાઓ તે પછી એમણે પાચ રોટી અને બે માછલી ઉપાડી અને આકાશ તરફ જોયુ, મત્ર જેવુ કઈક બોલ્યા, અને રોટીના ટુકડા કરી નાખ્યા અને પોતાના શિષ્યોને રોટી આપી અને શિષ્યોએ એ રોટી સૌને વહેચી આપી સૌએ ખાવા માડ્યુ, પેટ ભરીને ખાધુ જમી રહ્યા પછી એઠ ભેગી કરી તો બાર ટોપલા એનાથી ભરાયા! પાચ હજાર તો આદમી હતા, સ્ત્રી–બાળકો તો જુદા સૌએ પેટ ભરીને માછલી અને રોટી ખાધી

વ્હાલા પાડોશી, કોઈ પણ બેકરીવાળો આ શી રીતે બરદાસ્ત કરી શકે? આમ ને આમ ચાલ્યુ તો જેના મનમા આવશે તે પાચ રોટી અને બે માછલી લઈને પાચ હજાર માણસોને જમાડશે! તો પછી, બેકરીવાળાઓનુ શુ થશે, બોલો? માછલીની વાત ખાસ નથી તે તો પાણીમા આપોઆપ પેદા થાય છે અને ઉછરે છે, અને જે ચાહે તે એને પકડી શકે છે પણ બેકરીવાળાને તો પહેલા લોટ અને લાકડા ખરીદવા પડે છે વળી નોકરો જોઈએ અને એમને પગાર ચૂકવવાનો પછી દુકાન કરવાની, ટેક્ષ ચૂકવવાનો પછી આ અને તે–પચાસ ચીજની

પશ્ચાત, અટલુ કહા પણ મ પગા મળે તો ભગવાનની મહેરબાની જ સમજો, નહિતર ભીખ માગવાનો સમય આવી જાય

અને તેઓ છે કે જરા આકાશ તરફ નજર ઊંચી કરી કે બસ! પાચ હજાર કે તેથી વધારે લોકો માટે રોટી તૈયાર! લોટ માટે દોઢિયુ ય ખર્ચવાનુ નહીં દૂરદૂરથી લાકડાના ભારા પણ ઉપાડી લાવવાના નહીં

ન કશી મહેનત ન કશો ખર્ચ, પછી લોકોને મફતમા રોટી શુ કામ ન વહેચે! પણ એમને એટલો યે વિચાર નથી આવતો કે આસપાસના બેકરીવાળાઓનુ શુ થશે? એમની તો ખરા પરમેશ્વરની કમાણી ગઈ! ભાઈ, આ તો સાવ ખોટી સ્પર્ધા છે. એમા તો એમને રોકવા જ પડશે એમને ખાણાવળ ચલાવવુ હોય તો ભલે ચલાવે અમારી ના નથી ખાણાવળ ચલાવે અને અમારી પેઠે ટેક્ષ ભરે હવે લોકો અમારી પાસે આવે છે અને કહે છે કે તમે આટલીક રોટી માટે અમારી પાસે પૈસા લ્યો છો? એમની પેઠે તમારે પણ મફત રોટી આપવી જોઈએ અને રોટી પણ એવી તેવી નહીં, સાવ સફેદ, સાવ હળવી અને સુગંધીદાર! બસ, ખાતા માંડીએ એટલે ખાયા જ કરીએ!

અને સાભળો અમે મન મારીને અમારી રોટીની કિંમત ઘટાડી નાખી છે અને હુ ઈમાનથી કહુ છુ કે હુ પડતર કરતા ઓછી કિંમતે રોટી વેચુ છુ, કેમકે એવુ ચાલ્યા કરશે તો દુકાન-બંધ કરવાનો સમય આવશે બેકરીનો ધંધો ચપ્પટ થઈ જશે વળી કોઈએ વાત કરી કે એમણે એક બીજી જગ્યાએ ચાર હજાર આદમીને જમાડયા—સ્ત્રી બાળકો તો જુદા! માત્ર સાત રોટી અને થોડી માછલી હતી પણ આ વખતે એઠની માત્ર ચાર ટોપલી જ ભરાઈ એટલે એ તો કદાચ સાચુ છે કે એમનો ધંધો ખાસ ચાલતો નથી, પણ એમણે બેકરીવાળાઓનો તો જાણે શ્વાસ જ બંધ કરી દીધો છે. અને હુ તમને કહી દઉ છુ કે બેકરીવાળાઓને દુશ્મન બનાવવા માટે જ તેઓ જાણી

જોઈને આ બધુ કરે છે. માછીઓ પણ એમની વિરૂદ્ધ થયા છે, પણ માછીઓની વાત જવા દો, માછલીઓની કેટલી ભાગે કિંમત વસૂલ કરે છે એમનો ધંધો કંઈ અમારી જેમ મહેનત અને ઈમાનનો તો નથી જ

બ્હાલા પાડોશીભાઈ સાંભળ! મારૂં તો શું છે, હું તો ઘરડો થઈ ગયો છું. દુનિયામાં એકલો છું. મારે બૈરી–બચ્ચા નથી મારે વળી શું જોઈએ! મે તો મારા નોકરને કહી દીધું છે કે ભાઈ તું તારે દુકાન સંભાળ અને ચલાવ! મને આગળ વધવાનો કશો અભરખો નથી. હું સાચું કહું છું, મને થાય છે કે જે થોડું ઘણું મારી પાસે છે તે બધું છોડીને એમની પાછળ ચાલ્યો જાઉં અને પોતાના પાડોશીને પ્રેમ કરવો અને એવી બીજી તમામ સારી વાતો તેઓ શીખવે છે તે શીખું પણ હું બેકરીવાળાઓની વિરુદ્ધ એમનું વલણ જોઉં છું તો વિચાર આવે છે 'ના એવું ન કરો.'

હું તો બેકરીવાળો છું એટલે જોઉં છું કે દુનિયાનો ઉદ્ધાર તો કંઈ થયો કે થવાનો નથી, પણ અમારા ધંધાનું સત્યાનાશ નીકળી રહ્યું છે

માફ કરજો, પરન્તુ આ બધું હું નહીં ચાલવા દઉં–એ નહીં ચાલી શકે!

એ સાચું છે કે મારા ધંધામા એમની દખલ અને વિદ્રોહ ફેલાવવા સબબ અમે સ્થાનિક હાકેમ અને ગવર્નરને અહેવાલ મોકલ્યો છે. પણ તમે જાણો જ છો કે ઓફિસરોને જગાડવામા કેટલો સમય જાય છે! પાડોશીભાઈ, તમે તો મને જાણો જ છો કે હું તો શાંતિચાહક માણસ છું મને કોઈની સાથે લડતા–ઝઘડતા નથી આવડતું, પણ જો તેઓ જેરુસલેમમા આવશે તો હું રસ્તા પર ઊભો રહીને પોકારીશઃ 'એમને શૂળી પર ચઢાવી દો! એમને શૂળી પર ચઢાવી દો!'

□

## એક નાનકડી ઝૂંપડી / લૂઈજિ પિરાન્દેલો

અનુ. વિજય શાસ્ત્રી

આવી સવાર અગાઉ કદીયે કોઈએ જોઈ નહોતી

એક નાનકડી બાલા તેની નાનકડી ઝૂંપડીમાંથી બહાર નીકળી તેનો વિખરાયેલો કેશરાશિ કપાળ પર પથરાયેલો હતો. માથા પર રંગ ઊડી ગયેલો રેશમી રૂમાલ બાંધ્યો હતો. પોશાકના બટન બીડતાં બીડતાં તેણે એક બગાસું ખાધું, મતલબ કે હજુય તે નિદ્રાના ઘેનમાં જ હતી સામેની દિશામાં નજર પડતાં જ તેની આંખો ચમકી ઊઠી જાણે કશું જ ન દેખાતું હોય તેમ છળી મરી

દૂર, ઘણે દૂર વૃક્ષાચ્છાદિત છમ્મ લીલા પ્રદેશમાં અગ્નિની લાંબી જ્વાળા ઊડી ઊડીને શમી જતી હતી

જાંબુડિયા રંગના ફૂલો શા અગ્નિના વાદળો વિશાળ આકાશપટ પર પથરાઈ ચૂક્યા હતા

યુવતી તે તરફ ખેતમાં બની પોતાના રસ્તે આગળ વધી જમણી બાજુએ એક નાનકડી ટેકરી હતી એનો ઢોળાવ ક્રમશ ચટતો જતો અને આખરે તેની દૃષ્ટિ સામે વિશાળ સમુદ્ર ઘુઘવતો ઝબકી રહ્યો.

આ દૃશ્ય જોઈ ઘડીભર એ બાલાનું હૈયું ભરાઈ આવ્યું સવારના સૂર્યે સોનેરી બનાવી દીધેલા મોજાંઓ ઉપર તરી રહેલી નૌકાઓને નિહાળતી તે ત્યાં જ થમ્ભી ગઈ

ચોતરફ નીરવતા હતી રાત્રિકાળની ઠંડક હજી હવામાં ભળેલી હતી. સમુદ્રના જળમાં એ હવા તરંગો જન્માવતી હતી. ધીમે, અતિશય ધીમે હવામાં પૃથ્વીની નાજુક ગંધ ભળવા લાગી.

થોડીક ક્ષણો થોભી એ યુવતી ત્યાંથી પાછી ફરી. ધૂંધળા પ્રકાશમાં ટહેલતી ટહેલતી તે ટેકરાની ટોચે પહોંચી અને ભોંય પર બેસી ગઈ શૂન્ય દૃષ્ટિએ નીચેની ખીણ તરફ તાકતી તેણે મંદ સ્વરે એક ગીત ઉપાડ્યું અચાનક જાણે કશું ભૂત સવાર થયું હોય તેમ

ગીત 'થ ભાંગી તેણે એકદમ મોટા અવાજે બૂમ પાડી 'ઓ જેલી હૈયે ઓ જે..'

નિષ્ઠુર ખાણે કઠોર પડઘા પડ્યો...હે થ

આવ અહીં આવ. તારા માલિક તને બોલાવે છે.'

*

દરમિયાનમા પેલી બાલા નીચે માથે પોતાની ઝૂપડી ભણી ચાલવા લાગી હતી. જેલી ખાણમાંથી ઉપર આવી ગયો હતો. હજી જો કે પૂરેપૂરો જાગ્યો નહોતો. તેનું જાકીટ તેના ડાબા ખભે નાખેલુ હતુ અને દાંતો વચ્ચે પાઈપ જકડેલી હતી.

ઝૂપડીમાં પ્રવેશતાં પહેલાં જ તેણે પાપા કેમિલ્લોને શુભ પ્રભાત કહ્યુ જમીનદારની મોટી પુત્રી મેલિયાએ આગંતુકની આંખોમાં આંખો પરોવી જોયુ. તેની તીર શી આંખો જાણે પથ્થર વીંધતી હોય એમ તાકતી હતી

જેલીએ તેના દૃષ્ટિ–આવકારને ઝીલ્યો

પાપા કેમિલ્લો કપાયેલા વૃક્ષ શા આદમી હતા જ્યારે મેલિયાનો ચહેરો આ પ્રભાતે કોઈક પાઓલો વેરોનીઝ સ્ત્રીઓમાની એક હોય એવો લાગતો હતો. તેની આંખોમા તેના ભોળા હૃદયને તમે અચૂક વાંચી શકો.

'સાંભળ જેલી' પાપા કેમિલ્લોએ શરૂ કર્યું, 'કૂળ બરાબર તૈયાર રાખજે. આપણે ત્યા મોટા માણસો શહેરમાંથી આવનાર છે. બધુ બરાબર તૈયાર રાખજે કારણ કે જો તુ તૈયાર ન કરે તો ઠીક છે, યાદ રાખજે કે ભગવાન છે સૌને માથે !'

'હા, હા દસ્તખત જેવી જ ને !' જેલીએ જવાબ વાળ્યો. 'તમે સારી રીતે જાણો છો કે તમારે એવો વખત મારે માટે આવશે નહીં 'મારે માટે' તો નહી જ.'

'દરમિયાનમા' પાપા કેમિલ્લોએ આગળ ચલાવ્યુ પોતાની સાથે જેલીને ઝૂપડીની બહાર લઈ જતા તેઓ બોલ્યા, 'તે ફરી પાછી જો

વિનતી કરી છે તો પણ રહેવા દે. હુ ઘડીઘડી તને કહેવાનો નથી હુ શાની વાત કરુ છુ તે તુ બરાબર સમજે છે '

જેલી ત્યા અવાચક બની થોભી ગયો

પાપા કેમિલ્લો તળેટી તરફ ઊતરી ગયા

યુવાન જેલીને આગળ બોલવામા કશો સાર જણાયો નહીં અને તે લામી ફાળે ફરી ઝૂપડી ભણી રવાના થયો

આપણું હવે આવી બન્યુ !' મેલિયા બોલી

'તુ મૂરખ છે' જેલીએ કહ્યુ, 'આપણને જે જોઈએ છે તે સીધી રીતે ન મળે તો. '

'ઓહ જેલી ! તુ શુ કહેવા માગે છે, જેલી ?'

'શુ શુ ' તુ જાણે સમજતી નથી એમ ? આપણે બનેએ ભાગી જવુ પડશે '

'ભા . ગી જ વુ ' આશ્ચર્યચકિત બનેલી મેલિયા બોલી

'અથવા' કહી તેણે અર્ધચન્દ્રાકાર દાતરડાને ગળા ફરતે મૂકી પૂરુ કર્યુ.

'ઓ ભગવાન' મેલિયા બોલી તેના અગાગમાથી એક ધ્રૂજારી પસાર થઈ ગઈ.

આજે સાજે બરાબ્બર સાત વાગ્યે તૈયાર રહેજે ' કહી જેલી ત્યાથી ચાલી ગયો

યુવતી રડી પડી

*

ધીમે ધીમે અધારુ થતુ જતુ હતુ.

સાત વાગવાની આડેનો સમય ક્ષીણ થતો જતો હતો અને ફિક્કો, અતિશય ફિક્કો પડી ગયેલો ચહેરો અને સુક્કા ગુલાબની પાખડી શા હોઠવાળી મેલિયા બારણાની બહાર બેઠી હતી, છમ્મ લીલા વનાચલને ધીમે ધીમે ગ્રસતી જતી અધકારની છાયાને વીંધતો ચર્ચબેલનો રણકાર સભળાયો અને ત્યા શરૂ થયેલી પ્રાર્થનામાં મેલિયાએ પણ મનોમન સાથ પુરાવવા માડયો

વાતાવરણમા ફેલાયલી ગહન નીરવતા એ જાણે પ્રકૃતિની પ્રાર્થના હતી.

ખૂબ લાબો સમય રાહ જોવડાવ્યા બાદ જેલી દેખાયો પોતાની પાઈપ તે સાથે લાવ્યો નહોતો. તેના ચહેરે લોહી ઊપસી આવ્યુ હતું અને તે કૃતનિશ્ચયી જણાતો હતો.

'શુ સમય થઈ ગયો ?' મેલિયાએ ધ્રૂજતા સ્વરે પૂછ્યુ.

'હજીય પા કલાકનો સવાલ છે' જેલીએ જવાબ આપ્યો.

'પણ'

'પણ ને બણ' જો હવે તુ તારા રોતલવેડા બધ રાખે તો સારુ. તુ હજી સમજતી નથી કે આ આપણા જીવનમરણનો પ્રશ્ન છે ?'

'હુ સમજુ છુ, વહાલા હુ સમજુ છુ કે પ્રશ્ન નાનોસૂનો નથી જીવનમરણ ' મેલિયા જવાબ આપતા અચકાઈ. જેલી જે કઈ કરવા માગતો હતો એ સલાહભરેલુ નથી એ જાણતી મેલિયા જેલી સાથે સમત થતા અચકાતી હતી દરમિયાનમાં દૂરથી સભળાયેલા સિસોટીના સાકેતિક ધ્વનિએ જણાવ્યુ કે ગાડી તૈયાર હતી.

'ચાલ વહાલી, પગ ઉપાડ' તે બોલ્યો. ગમગીની ખખેરી નાખ મેલિલીયા પણે જો આનદની સમગ્ર સૃષ્ટિ આપણને સત્કારવા ખડી છે' મેલિયા જવાબમા રડી પડી. જેલીએ તેનો હાથ પકડી લીધો અને રસ્તા તરફ ચાલવા માડયો કૂતરાગાડીમા પગ મૂકતાની સાથે જ તેણે આદેશ આપ્યો 'જલદી, બને એટલુ ઝડપથી !'

પરસ્પરની ભુજાએના ભીડાયેલા બે યુવાન હૈયાઓ પ્રથમ વાર મુક્તપણે પરસ્પરને ચૂમી રહ્યા

*

નવ વાગ્યે પાપા કેમિલો તળેટીમાથી પાછા ફર્યા, અને ભયકર ગર્જના કરી. નાનકડી બાલા બહાર ધસી આવી અને પાપા કેમિલ્લો ક્યા છે તે જુએ તે પહેલા જ તેનો અવાજ તેના કાને પડયો, 'જેલી ક્યા છે ? તે જોયો એને ?'

ઓહ પાપા કૅમિલ્લો, પાપા કૅમિલ્લો' બાલા હાંફભર્યા બોલી તેમા ગળામાથી જાણે અવાજ નીકળતો નહોતો.

'શુ છે તારુ ? નાનકડી શેતાન' પાપા કૅમિલ્લો ઘૂરકયો.

'જેલી...જેલી . ને મેલિયા ભાગી છૂટચા.'

અને આ સાભળતાં વ્હેત જ પાપા કૅમિલ્લોન ગળામાથી એ ભયાનક બોફનાક અવાજ નીકળ્યો પગદડી પર થઈ તે ઝૂ પડીમા ઘૂસી ગયો, પોતાની શૉટગન લીધી અને હવામા બાર કર્યો. નાનકડી બાલા જડવત્ તેને જોઈ રહી.

તેને માટે આ એક અભૂતપૂર્વ દ્રશ્ય હતુ. આ માણસને આવો ભયકર ક્રોધાવેશમા તેણે કદી જોયો નહોતો. એક અટ્ટહાસ્ય કૅમિલ્લોના મુખમાથી નીકળ્યુ અને દૂર જઈ શમ્યુ. પોતે શુ કરી રહ્યો છે તેનુ એને લેશમાત્ર ભાન નહોતુ. ગુસ્સામા ભાન ભૂલી ગયેના એણે ઝૂ પડીને આગ ચાપી દીધી પુત્રીની યાદ અપાવનાર હરેક ચીજને એ નેસ્તનાબૂદ ન કરવા માગતો હોય તેમ ભરેલી બદૂકે પ્રેમીઓને શોધવા તે ઝનૂનભેર ચાલી નીકળ્યો.

*

સધ્યાની ગમગીનીમા થઈ અગ્નિની લાલચોળ જ્વાળાઓ આકાશ તરફ ઊઠતી હતી ધુમાડો અને બળતા લાકડાની તડતડાટી દ્વારા ઝૂ પડી જાણે નાનકડી બાલાને 'અલવિદા' પાઠવી રહી હતી નાનકડી બાલા સ્તબ્ધ અને ભયભીત બની આ બિહામણુ દ્રશ્ય જોઈ રહી હતી. તેના ઘરમાથી ઊચે ચડતી ધુમાડાની પ્રત્યેક સેર સાથે તેના અનેકાનેક વિચારો પણ ઊચે ને ઊચે ચડતા જતા હતા કાળી ઝૂ પડી ધુમાડો પ્રસરચે જતી હતી ધુમાડો અને નિરતર તડતડાટી નાનકડી બાલા, નિઃશબ્દ, ત્યા ઊભી ઊભી પથરાયે જતી રાખ પર નજર ખોડતી જતી હતી. ▭

તા. ૨૬ એપ્રિલ, ૧૯૮૦ ['The Little Hut'નો અનુવાદ]

## અવસર / સાંદીપનિ

આપણે અવસરનો અર્થ અને ગૌરવ ક્યારના યે ગુમાવી દીધાં છે. એના મૂળ સાસ્કારિક મૂલ્યનુ સ્થાન ખર્ચાળપણાએ લીધુ છે. જીવનદર્શને આપેલા જીવનપ્રવાસના માઈલસ્ટોન સરખા અવસરોને આપણે જાણે ભયની દીવાદાડી બનાવી દીધા છે અવસરટાણે હવે આપણું હ્રદય કિલકાર કરી ઊઠતુ નથી, પણ ઘણા બધા ભેગા મળીને ઘોઘાટના મોજા ઉછાળીએ છીએ. અવસરને પોખવા માટેની પૂર્વ તૈયારી ભયપ્રદ બની રહે છે. અવસરના મૂલ્ય કરતા એનુ સામાજિક મૂલ્ય વધારે મહત્ત્વનુ બની જાય છે.

અવસરે આપણે પ ખીની પાખે નહીં પણ જાણે વિમાનની પાખે ઊડવા મથીએ છીએ અને બધી પાખોનો ફફડાટ અસમાન હોય છે એક પ ક્તિએ ઊડવાનુ યે બનતુ નથી–પરસ્પર વિરોધી દિશામા ઊડીને એકમોજાની સાથે ભટકાવાનુ યે બને છે ઊડતી વખતે આપણે આપણી પાખ સાથે બનાવટી ભાગ જોડીને તેને લ બાવીએ છીએ. ઘણાની પાખો તો ક્યારની ખરી પડી હોય છે–તેથી કૃત્રિમ પાખે જ ઊડે છે

આપણો ઉમ ગ જાણે ચીસ બની જાય છે એ ઉમ ગમા હિલ્લોળની ગતિભાત નથી હોતી ક્યારેક તો એ વમળ બની જાય છે સ ખ્યા જ જાણે અવસરનુ માપ બની જાય છે વિસ્તરતુ–સ કોચાતુ ટોળુ આકાર-લીલા બને છે, પણ એમા લીલાનુ સૌન્દર્ય નહીં પણ ટેકનિકલ કરામત હોય છે

ઉત્સાહને આપણે જાણે ઘસડી લાવીએ છીએ અને એ જ પછી આપણને અવસરના ઉત્સવમા ઘસડે છે અવસર વીત્યે એના ઉઝરડા

ગણવાની ફુરસદ પણ આપણને હોતી નથી જે પ્રગટવુ ઘટે તે જાણે ફૂટી નીકળે છે। પ્રગટવામા જીવનની ગતિના દર્શન થાય છે તેને બદલે અકસ્માતનુ વૈચિત્ર્ય વિલસે છે અને એ અવસરની ભાત બની જાય છે. કદાચ વધારેમા વધારે દરિદ્રરૂપે આપણે અવસરટાણે પ્રગટ થઈએ છીએ પોતીકો વિચાર, પોતીકી સંસ્કારિતા, પોતીકુ સાસ્કૃતિક દર્શન-સૌનુ જાણે દેવાળુ નીકળી ગયુ હોય છે. આપણુ પોત સાવ જાડુ બની જાય છે અને અવસરના અસબાબના ખડકલા વચ્ચે વખારના ઉદર જેવા હોવાનો અહેસાસ પણ આપણને હોતો નથી અસબાબનુ પોત તો ખાસ્સુ જાડુ હોય છે અને આપણે પોતે જાણે અવસરના કેન્વાસર બની જઈએ છીએ અવસર આપણામા નહીં, પણ અવસરમા આપણે અસ્તવ્યસ્ત સ્વરૂપે હોઈએ છીએ. પ્રદર્શનના સ્ટોલના કેન્વાસરની જેમ આપણે અવસરને પ્રદર્શિત અને પ્રચારિત કરવા ધાવા બની જઈએ છીએ કેન્વાસર કે ઓર્ગેનાઈઝરની જીભે જાણે અવસર બોલવા માડે છે

અવસરના સીન-સીનેરી આપણે કોઈ ઐતિહાસિક નાટકના પરદા ભાડે લાવીને ગોઠવી દઈએ છીએ નાટકના પરદા પર ચીતરેલા કિલ્લાની દીવાલ પવનથી હાલે એવું આશ્ચર્ય ન થાય તેમ અવસરનુ નક્કર દૃશ્ય પણ ધ્રૂજતુ હોય તો વાધો નહીં. અવસરની નાટકી સીનસીનેરી વચ્ચે આપણે અામરિયા વેશભૂષા ધારણ કરીને ઘૂમીએ છીએ, સાભળનાર પહેલાથી જ કલ્પી શકે એવા પરિચિત રૂઢ સવાદો બોલીએ છીએ. સવાદો સપાટી પરથી જ ઊડે છે અને સપાટી પર જ પછડાય છે. આપણે અવસરટાણે આપણા બોદા અસ્તિત્વને કેટકેટલુ ખખડાવીએ છીએ। રબરના પહેલવાનો લડે અને ઘાયલ ન થાય એવી રીતે મગલ કહેવાતા અવસરનુ દગલ યોજાય છે-પણ આપણુ વ્યક્તિત્વ ઘાયલ ન થાય તોયે બોદુ તો બની જ જાય છે. આપણુ કેટલું યે સાસ્કારિક જાડય અવસરે જ પ્રગટ થાય છે। અવસરના પોલાણને

ભરી દેવા માટે આપણે કેટકેટલો ઘોઘાટ કરી છૂટીએ છીએ અવસરને જીવતો બનાવવા કરેલી દોડધામ આપણને છેવટે અધમૂઆ કરી મૂકે છે અવસરે છટાતી વાણીની સુવાસ છેવટે તો સીસા જેવી વજનદાર બની જાય છે વાણી, વર્તન અભિવ્યક્તિ–સૌમાથી માર્મિકતાને દેશવટો આપ્યા વિના આપણે અવસર ઉજવી શકતા નથી

પતંગિયાનુ ટોળુ ધીમી લયલોલ ગતિએ ઊડતુ હોય કે વરસાદી રાત્રીએ લીલાછમ ભીના વૃક્ષ પર આગિયાના ઝુંડ વિશિષ્ટ ગતિના લયમા ઊડતા હોય એવી અપેક્ષા પર અવસરનુ ખડખડતુ, ઘોઘાટિયુ સ્ટીમ-રોલર ફરી વળે છે અને બધુ ચપ્પટ આકારનુ બની જાય છે વિચિત્ર ગતિનો વટોળિયો જાણે ફરી વળે છે અને મોજના ઉછાળ વિનાનો વિચિત્ર ઉછાળ અવસરિયાઓને અરસપરસમા ભટકાવે છે–અને કિનાળુ સાહસ ગેરહાજર રહે છે

અવસર હવે આપણી પરંપરામાથી આવતો નથી પરંપરા હવે બજારમાથી આવે છે આપણા અવસર પણ હવે બજારમાથી આવે છે કેટકેટલી દુકાને રઝળી રઝળીને, વાદવિવાદ, રકઝક કરીને એક સામૂહિક ફેશન-ને પસંદગી સોપીને, બીજે ગ્રાહક લઈ જાય છે એવા જ એકરૂપ અવસરને આપણે બજારમાથી વહોરી લાવીએ છીએ બજાર જાણે અવસરના છુટક છુટક ભાગો વેચતો ડિપાર્ટમેન્ટલ સ્ટોર્સ બની રહે છે અવસર આપણા અંતરમાથી, ઘરમાથી, આંગણામાથી, સંસ્કૃતિસંઘમાથી આવતો હતો તે હવે ગુમરાહ થઈને બજારે અનેકાનેક દુકાનોમા વેચાવા બેમી ગયો છે તેને આપણે બજારમાથી ખરીદી લાવીએ છીએ

અવસર એની ખાનદાની રીતભાત ભૂલી ગયો છે અને હવે ચેનચાળા કરે છે, વળી નવાનવા ચેનચાળા શીખે છે ! એનુ વર્તન ચાલચલગત' થઈ ગયુ છે અવસરનો ભારતીય આકાર મોડર્ન ફેશનની ડિઝાઇન બની ગયો છે

ઘટના સાથે ઘટના ભટકાય છે ! ઘટનાના શોરબકોરને અવસરનુ સંગીત અને કોલાહલને ગીત માની લેવાય છે ! ઘણું બધુ થાય છે,

બન્યે જ જાય છે, પણ જાણે કશું જ થયું નથી એવી બહેનાશ આની જાય છે અવસરને ભડકા જેવો ચોતરાને મરચાના સ્વાદે આસ્વાદીએ છીએ મંગળ મંગળ માઈકના કાનફાડુ ઘોંઘાટમાં ફૂગ્ગા જેવું ગાજે છે !

અવસરના સાથિયાની ભાત મહિમાગરના ડોતરા જેવી બની જાય છે અને આપણે એમાં બાજર દેવાની જેમ સતાઈએ છીએ, સતાઈ સતાઈને ઉવાડા પડીએ છીએ !

અવસરના પોલાણમાં માણસ ઊંડે ઊંડે સરી જાય છે અને સહેજી ગયેલો, મનસ્વી નિર્જીવ શું કરવું તેનાથી અજાણ પણ કંઈક કરી નાખવા અધીરો બનેલો ચહેરો બહાર આવે છે

ખારા કીણ અને કમરીની ધૂળ જાણે અવસર પછી શેષ રહી જાય છે સભ્યતા પર ચઢી બેઠેલી ઊંડીની શ્રીમતાઈ છાકટી રમતે ચઢેલી એની બીભત્સ છબિ સ્તબ્ધ બનીને પડી રહે છે, મારા જેવા કોઈ એકના સ્મરણપટે □

(વસંતપંચમી)

## રોજિંદું / પ્રાણજીવન મહેતા

ઓફિસના પગથિયા ચડતા હાફી જવાય. આમ ઓફિસ છે તો પહેલે માળે અને લીફ્ટમા પણ જઈ શકાય. પણ લીફ્ટની રાહ જોના વધુ હાફ ચઢે. એના કરતા દાદરો ચઢી જઈએ એટલે આપણે ઉપર અને હાફ હેઠે

ઓફિસમા પગ મૂકતા રાતભરની બ ધિયાર હવા બહાર આવે. થોડી શ્વાસમા જાય. ખભા ઉપર લટકતો થેલો એક બાજુ મૂકી ઓફિસ–પ્રવેશ બાદની થોડીક પ્રાથમિક ક્રિયાઓ . જેવી કે ફૂલહાર પડ્યા હોય તે દેવદેવીના ફોટાને પહેરાવી દેવાના ફૂલહાર કહેવાના એમા એકાદુ ફૂલ હોય અને બાકી દોરાનુ વજન ઝાઝુ. છબીને વધુ ભાર ન લાગે તેનો ખ્યાલ મા'રાજને હશે તેથી આ સપ્રમાણ ફૂલહારનુ ઉત્પાદન ક તા હશે અગરબત્તી સળગાવવાનો રીવાજ નથી રીવાજ શા માટે નથી ખ ર નથી આમેય ખબર છે ઓફિસ શરૂ થયા પછી ઘણુ બધુ સળગવાનુ જ છે. એક અગરબત્તી ના સળગે એથી શુ ? બીજી પ્રાથમિક ક્રિયાઓનુ વર્ણન કરતા એ પ્રાથમિકતા-માથી બહાર નહીં અવાય

ટેબલ ઉપર બાકી કામના કાગળિયા તો કાગને ડોળે રાહ જોઈ પડ્યા જ હોય એ ગઈ કાલના જ હોય એવુ નહીં કેટલાય દિવસના હોય તે તો મકનારને પણ ખબર ન હોય એવી ખબર રાખવા જાય તો આવતીકાલ સુધી પહોચાય જ નહી એ કાગળિયા ઉથલાવી જવાનુ અને ડનાક પછીનુ કામ હમણા અને હમણાનુ કામ અબઘડીએ અને પાછુ અબઘડીનુ કામ ઊભા ઊભા જ પતાવી લેવાનું આ ઓફિસમા અબઘડીનુ કામ આખો દિવસ ચાલ્યા કરે એટલે હમણાનુ કામ અને ડનાક પછીનુ કામ ક્યારે થાય એ તો કામ કરવાવાળો પણ ન જાણે.

ઓફિસ ઊઘડયા પછી ઓફિસ-સ્ટાફ એક પછી એક નિશ્ચિત સમય મુજબ કયારેક અને નિશ્ચિત સમય બાદ નિયમિત આવતો થાય ગુડમોર્નીંગથી શરૂઆત થાય તે ગુડમોર્નીંગ ઘણી વાર ઠેઠ નમતા બપોર સુધી લંબાયા કરે. ટાઈપ ઉપર આંગળી મૂકો કે ટપ દઈ અક્ષર છપાય, તે બસ તેમ ઓફિસમા પગ મૂકાયો કે ગુડમોર્નીંગ છવાઈ જાય

ઓફિસમા બે કેબિન, એક ડાબી બાજુ બીજી જમણી તરફ. એક મોટા શેઠની એક નાના શેઠની શેઠ મોટા નાના પણ કેબિન સરખા પામની. બન્નેમા એરકન્ડીશનર, સાઈડફેન વગેરે વગેરે સરખુ જ શેઠ મોટા અને નાના એટલે સ્વભાવમા થોડો ફેર એટલુ જ મોટા શેઠને થોડુ હાઈ બ્લડપ્રેશર જેવુ એટલે એમનુ બધુ બ્લડપ્રેશર પર આધાર રાખે ઓફિસમા આવે એટલે હસીને વાત કરે વાત કરી લીધા પછી પણ પાછા હસતા રહે એટલે સમજી લેવુ કે આજે તેઓ પ્રેશર મપાવીને આવ્યા છે પણ જ્યારે આવી અને સીધા કેબિન પ્રવેશ કરે પછી કોઈને બોલાવે અને પાચ મિનિટ સુધી કશુ પણ બોલે નહીં એટલે સમજાઈ જાય કે પ્રેશર મપાવવાનો રોજિંદો ક્રમ આજે ચૂકાઇ ગયો છે આજે એમની ભેગુ બીજાનુ પ્રેશર પણ વધઘટ થવાનો વર્તારો બરો એમ કેબિન બહારના કર્મચારીઓને લાગે. ત્યારે નાના શેઠની વાત કઈંક જુદી, આવે એટલુ જ બસ એમને પ્રેશર-બેસર કાઈ નહીં તાપમાનની થોડી અસર એમના મગજમા દસ વાગ્યામા સૂર્ય મધ્યાહ્ને આવી ચડે કદાચ એમના મગજની ધરી થોડી વધુ નમતી હશે. એરકન્ડીશન્ડ કેબિનમા પણ બફારો થાય એવો પ્રખર તાપ એમના મગજમાથી છૂટે સ્ટાફ મેમ્બર્સ સમજુ એટલે પહેલેથી જ પલાળીને ઊભા હોય બન્ને શેઠીઆ એક બાબતમા સમાન કોઈ એકાદ દિવસ ભૂલેચૂકે ગેરહાજર રહે તો તેને ખબર હોય કે બીજે દિવસે એને માટે ઓફિસમા ખાઇ ખાડો ખોદાઈ ચૂકયા હશે

આવતા જ પ્રશ્ન થાય, 'ક્યા મરી ગયો હતો કાલે ?' અને જેને પ્રશ્ન પૂછાયો હોય તે જવાબ આપે તે પહેલા જ કહે, 'જા ભાઇ જા આ આટલુ અગઘડીનુ છે પટાવી નાખ ઝટ. પછી મળજે' જીવતદાન મળી જાય એટલે આમ યમ કરતા તેઓ ઉદાર

બન્ને ગોદને એક સમાન ટેવ ટેવ કહો તો ટેવ બાકી કુટેવ કેબિનમા નવરા બેઠા હોય અથવા બહુ કામમા હોય-ક્યારેક જ-તો કોલબેલ વગાડે ઇલેક્ટ્રીક કોલબેલ, ઘટડી નહીં ઘરરર અવાજ થાય જેવો કોલબેલ વગાડે તેવો સિપાઈ હાજર થવો જોઈએ ઢીલ ન ચાલે ક્યારેક સિપાઈ હાજર ન હોય તો પોતે જ કેબિનબહાર આવીને પૂછી જાય 'કેમ કોઈ નથી સાભળતુ ?' અને કેબિનબહારનો સ્ટાફ એ સાભળી લે તો કોલબેલ દબાવો કે સિપાઈ હાજર આ શોધ સમજાતી નથી પણ ફૂરસદમા વિચારતા અલાઉદ્દીનના જાદુઈ ચિરાગ જેવુ કાઈક લાગે. અલાઉદ્દીન ચિરાગને જરીક ઘસતો કે તરત જીન હાજર એ જીન જરૂર સાવ નવરો નહીં તોય એને અગઘડીના કામ ઓછા હશે એણે કઈ નહીં તો ચિરાગ ઘસી જીનને આવા ચિરાગ મેન્યુફેક્ચર કરવાનો હુકમ આપી દીધો હોત તો કેટલાય ચિરાગ ઘડી મૂક્યા હોત જીન પછી આજે આ કોલબેલનો પ્રશ્ન ઊભો ના થાત. દરેક શેઠીઆની કેબિનમા એક એક ચિરાગ ગોઠવી દીધા હોય અને પછી ફૂરસદના સમયમા કોડ્યા કરે માથુ જીન જોડે પણ અલાઉદ્દીન સમજુ ખરો વેપારી નહીં

મોટા શેઠ જીભના બહુ મીઠા સામે વાત કરનાર કે સાભળનારના ગજવામા તલ હોય તે પાચ દશ મિનિટમા તે તલ સાકડી લઈને કેબિનની બહાર નીકળે અથવા તો સાભળનારનુ મન માખ્યા જેવુ હોય તો થોડી વારમા મગજમા મધપૂડો બાધીને જ બહાર આવે ક્યારેક એવુ થાય કે આ શેઠ ચા મ ગાવે, પછી જુદી સાકરની વાડકી ને ચમચી મ ગાવે પછી સાકર ચામા ભેળવે ને હલાવે ચા

તૈયાર કરે આટલી સાથાકૃટ શી ? ચા થોડી ઠંડી થતા પોતાની જીભ જ કેરવી લે તો ? આવો વિચાર આવે. એમને એવો વિચાર ન આવે અને આની મીઠાશ કંઈ ચાના કપ માટે વેડફે ન ખાય ? જ્યા જે ચીજ વાપરવાની હોય ત્યા જ વપરાય શેઠ અમથા મૂઆ છે ?

મોટા શેઠની કેબિનબહાર એમના સ્વર્ગસ્થ પિતાજીનો ફોટો ટીંગાય આમ તો ત્યા રોજ જોવાની એમને ટેવ નહીં. ફુરસદ પણ ઓછી પણ ક્યારેક મૂડમા હોય તો ફોટા સામે જોઈ નાખ જોતા પછી જુએ કે એમને આમ ફોટા સામે જોતા કાઈએ જેયુ કે નહીં કોઈની ભૂલ થઈ હોય તો એની પાસે આવી કહે બાપુના સ્વભાવ બહુ સરસ સરળ ફોટામા સરસ લાગે છે, કેમ ? આ સુખડનો હાર બદલી નાખવો જોઇએ માખીઓની હગાર અગાડી મૂકયા છે આ બાપૂજી માખીને પણ દુ ખ ન આપતા એમનો સ્વભાવ તો એમનો સ્વભાવ ક્યારેક ગુસ્સે થાય પણ માયાળુ, એમના સ્વભાવમા મોટાઈ નાની આપમેળે જ આગળ વધ્યા'તા ઘણુ શીખવા જેવુ છ એમની પાસેથી ' પણ પછી જુએ કે સાભળનાર અગવડીના ડામમા પડ્યો છે અને પોતે બોલે છે તેથી ઓછુ પેલો સાભળે છે અને સમજે છે કે કેમ એવુ વિચારી આગળ બોલવાનુ માડી વાળે

મોટા શેઠના મનમા એક વાતનુ ભૂત ભૂલથી ઘુસી ગયેલુ તે ઘૂસી ગયેલુ ભૂતને ય પોતાની ભૂલ સમજાતી હશે ભૂતને મોટા શેઠના મનમા કેમ ફાવતુ હશે એ પ્રશ્ન થાય મોટા શેઠને એ વાતનુ ભૂત ઘૂસી ગયેલુ કે ઓફિસ સ્ટાફ ભૂલકણો છે અને તેથી બેજવાબદાર એટલે હ મેશ કહેતા કે અગત્યના પત્રો, ડોકયુમેન્ટસ વ કોપી સ્ટેટ કઢાવી લેવા તેમ થતુ પણ ક્યારેક પેલુ સુસુપ્ત ભૂત એમના મગજમા આળસ મરડે અને એના અ ગ-ઉપાગના ટચાકા ઓફિસસ્ટાફના શરીર-માથી ફૂટે ઓફિસસ્ટાફ એવી તક આપે જેથી ભૂતની ઊંઘ કુભકર્ણ જેટલી લાબી ન ચાલે ક્યારેક કાઈક કામમા કાઈથી ભૂલચૂક થઈ

ગઈ હોય તો શેઠનો ઠપકો સાંભળ્યે છૂટકો. કોઈએ પણ ભૂલ કરી હોય તો મારી તરફ જોઈને જ કહે "આવી ભૂલો કેમ ચલાવી લેવાય? ક્યારેક આ સાલા મને જ ભૂલી જશે એવું લાગે છે" મને સંબોધીને કહે એટલે હું તેમની સામે તેમના વાક્યમાં સહમત હોઉં તેમ જોઈ રહું એમાં ભૂલ કરવી ન પરવડે પણ મનમાં મનમાં બોલી લેવાની છૂટ ઓફિસમાં એટલે બોલી લઉં કે શેઠ આ લોકો તમને કેમ ભૂલે? મેં દરેકને તમારા ચહેરાની ફોટો સ્ટેટ આપી રાખી છે, અને કહ્યું છે, જ્યારે શેઠને ભૂલી જવાની ભૂલ કરો ત્યારે તેમની ફોટો સ્ટેટ જોઈ લેજો, એમાં ભૂલ ના થાય

અમારી ઓફિસમાં લંચ ટાઈમ જેવું નહીં સવારથી સાંભળ સાંભળ કરી પેટ ભરાઈ ગયું હોય. બન્ને શેઠના બેધારા સલાહ-સૂચનો સાંભળ્યા હોય ટેલીફોનમાંથી એલાવ એલાવ સાંભળ્યું હોય આવનાર જનારના એકધારા ઘોંઘાટ પણ પાણીના ગ્લાસ ભેગા પેટમાં ઊતરી ગયા હોય એટલે ભૂખ જેવું લાગે નહીં પણ નાના શેઠને લાગે કે હવે ભૂખ લાગી છે એટલે કહે "આજે તું શું લાવ્યો છે?" એટલે અમારો લંચટાઈમ શરૂ થાય હું ભાખરી મરચાં કાઢી પ્લેટ તેમને આપું ક્યારેક તેમનું ટીફીન આવ્યું હોય તો શાક દાળ મને આપે આ રીતે લંચટાઈમમાં અમારી ઓફિસમાં સામ્યવાદ વર્તાય

મારા ટેબલ ઉપર ડાબી બાજુ બાકી કામના કાગળિયા જમણી તરફ કેલક્યુલેટર, વચ્ચે ટાઈપરાઈટર, પાછળ તિજોરી ગજવામાં તિજોરીની ચાવી શરૂઆતમાં ગજવામાં તિજોરીની ચાવી હતી ત્યાં સુધી મગજના હવામાનમાં થોડો ફેરફાર થઈ જતો પણ થોડા સમયમાં જ સમજાઈ ગયું કે આ ચાવી જ ગજવામાં રહેવા માગે છે તિજોરી નહીં. પછીથી મગજના ઈકવીલીબ્રિયમમાં ફેરફાર થયો નહીં ટાઈપરાઈટર ઉપર પત્રવ્યવહાર પતાવવવાનો આવેલાને જવાબ આપવાના ને નહીં આવેલાને જવાબ આપવા ઉશ્કેરવાનું આ કામ સરળ નહીં. ટેવ

અગળ ટાઈપ થયેલ કાગળિયા સહી માટે જાય ગોહની કેબિનમા ક્યારેક ભેગો હુ પણુ પછી સહી કરતા પૂછે 'બરોબર છે ? હુ વાચતો નથી' હુ કહુ 'હા' મનમા કહુ તમારો સહી બરાબર છે– એટલુ પૂરતુ વાચવાનુ કામ તમારુ છે ક્યા ? ઘણી વખત તો કોરા કાગળ ઉપર પણુ અને વળી સાવ કોરા ચેક ઉપર સહી કરી આપે એમા ઢીલ નહીં પણ પૂછે "બરોબર છે ને ?" એમા અમારો અન્ડ સ્ટેન્ડીગ હુ હા કહુ અને એમને હાશ થાય

ટાઇપરાઇટર ઉપર માલ કલીઅર કરવા માટે મોટા મોટા કાગળિયા ટાઇપ કરવા પડે વિગતો ભરી અને સહી કરાવવાની એ તો ઠીક પણ ક્યારેક આયાતી માલના વજન કરતા આવા તૈયાર કરેલા કાગળિયાનુ વજન વધુ થઇ જાય પણુ વિધિ એ વિધિ કરવાની તો હોય જ ક્યારેક ગોઠ માલના વજન સામુ જોઈ લે તો ક્યારેક માલની કિમત સામુ પછી નક્કી કરે આયાતકાર સામે કઈ દૃષ્ટિએ જોવુ

આ ટેબલની જમણી તરફ પડેલુ કેલકયુલેટર અડધા મગજ જેટલુ કામ કરે એને ચલાવવા જેટલુ મગજ ચાલતુ હોય તો બાકીના મગજનુ પછી કામ નહીં બાર ડીજીટમા દુનિયાભરના ચલણોની ઉથલપાથલ કરી નાખવા જેટલી શક્તિ ઘડીના બારમા ભાગમા શૂન્યમાથી લાખોની રકમ તમારી આખો સામે રમતી મૂકી દે ઊથલપાથલની આવડત જોઇએ નહી તો કેલકયુલેટરમા આકડા જોઈ આપણે ઉથલી પડીએ પાઉન્ડ, ડોલર, ક્રૂન, માર્કસ, ઈટાલીઅન લીરા વગેરેના રૂપિયા ચૂટકીમા થાય અને રૂપિયાના પાઉન્ડ, ડોલર વગેરે પણ આ બધુ કેલકયુલેટરમા થાય પણુ ભૂલે ચૂકે ગજવા તરફ હાથ જાય તો આચકો ન લાગે ટેવાઇ ગયા હોઈએ એટલે

ટેબલ પાછળની તિજોરીનુ કામ વારે ઘડીએ પડે એથી ચાવી ડાબાથી જમણા હાથમા ફરતી જ હોય જનોઈ સાથે બાધી રાખવાની ટેવ નથી ચાવીનુ વજન એટલુ કે ક્યારેક જનોઈ ગોતવી

પડે જનોઈ ને ચાવી બન્ને ગૂમ થઈ જાય તો માથુ પછાડવાથી તિજોરી ખૂલે નહીં એટલી ખબર એટલે અગમચેતી વાપરી જનોઈ સાથે ચાવી બાંધી જ નથી જનોઈ જનોઈનુ કામ કરે ચાવી ચાવીનુ બન્નેનો મેળ ખાય નહીં ઓફિસમા માણસો કરતા પૈસાની અવરજવર વધારે. એમાય જાતજાતના પૈસા બેંકમાથી આવેલા ઘરેથી આવેલા વેપારીઓના આવેલા કેટલાય વિભાગમા પેસા વહેચાઈ જાય હિસાબ પણ એ મુજબ રાખવાના. પૈસા આવતી વખતે ગણવાના. લેતી વખતે ગણવાના નહીં. તો શુ ગણો છો તેની ગણતરી થાય સ્પજમા આગળ અગૂઠો નવડાવી પછી જ પૈસા ગણવાના બન્ને પવિત્ર થાય પૈસા ગણતી વખતે ગણગણવાનુ નહી એ તો સમજ્યા પણ મગજમા વિચાર આવે તેને અટકાવી કેમ શકાય ? કયારેક એવુ થાય કે પૈસા જોઈને માણસના મોમા પાણી છૂટે એ શુ સાચુ હશે ? છૂટતુ હશે સૂકાઈ જતા ગળાને રાહત માટે સારુ પૈસાવાળા પરબ અમથા બંધાવતા હશે ? થોડી નોટો થાભલે લટકાવી એકાદ માણસ બેસાડી દો, તરસ્યા જન આ જોઈ લે વડીક અને આવો વિચાર કોઈ પૈસાવાળાને કેમ નહીં આવ્યો હોય ? એવો વિચાર આવે. પણ મારો મુદ્દો જુદો છે પૈસા જોઈ આગળ-અગૂઠાને પાણી કેમ નહીં છૂટતુ હોય ? એવુ થાય તો પૈસાની ગણતરીનુ કામ વણુ સરળ બને. ઓટોમેશન થઈ જાય કામ ઝટ પતે સશોધન કરવા જેવુ છે

અમારી ઓફિસની સામે થોડે દૂર જ દરિયો છે. ગોદી બાજુમા જ એટલે દરિયાનો ઘૂઘવાટ અને સ્ટીમરોના ભૂગળા જો કાન દઈને સાભળીએ તો સભળાય અમારુ કામ સ્ટીમરોની અવરજવરના આધારે સ્ટીમરો લાગરેલી જ હોય માલ ઊતર્યા જ હોય અને બધી વિધિ ચાલુ જ ચાલુ કયાય નિરાત નહી કોઈ વેપારીનો ફોન આવે અને પૂછે, ફલાણા નામની સ્ટીમર કયારે આવે છે તો સાગર જેવો કયારેક મજાકમા કહે ખમો જરી કહુ છુ પછી થોડો સમુદ્રનો ઘૂઘવાટ

સાભળી સ્ટીમરોના ભૂંગળા જાઇ અને છેવટે કોઈ સ્ટીમર જેવુ દેખાય તો દૂરબીન માડી જોતા હોઈએ એવો અભિનય કરી ફોન ઉપર જ જવાબ આપતા કહુ. તમારી સ્ટીમર હજુ પાણીમા જ છે પાણીનો અરથ પાણી જ સ્ટીમર તો પાણીમા જ હોય વળી. એતરમા થોડી ઊભી હોય હળ માફક ! પણ સાભળનાર સમજુ એટલે એનો મ કેતાર્થ સમજી થાય સમજે કે સ્ટીમર હજી ધક્કા ઉપર લાગી નથી આની બધી જવાબ આપવાની સમજણ શેઠ પાસેથી મેળવેલી શેઠને કદાચ વારસાગત મળી હશે વારસામા આવુ બધુ ય મળતુ હોય એવી સમજણ પણ મારા જેવાને મળે

શેઠ ક્યારેક કંટાળીને કહે પણ ખરા 'આ ધધો માથાકૂટીઓ છે' હુ કહુ મનમા માથુ કયા તમારુ છે ? તમારે તો ફક્ત કૂટવાનુ, એ પણ ક્યારેક, બાકી તો બીજા બધા જ એ કામ તમારા વતી પતાવી દેતા હોય છે પછી કહે, "હવે બધ કરી દેવુ છે આ બધુ, મને જરાય રસ નથી" ધરાઈને ખાઈ લીધા પછી પાણી પીવાની બહુ ઓછી ઈચ્છા થાય એવુ એમનુ આ કહેવુ. હુ પાછો મનમા જ કહુ, તો તો સારુ, ચાલો આપણે ધીમે ધીમે દરિયો પૂરી દઈએ સ્ટીમરો અહી આવે જ નહી માલ ઊતરે જ નહી અને માથાકૂટ નહી પણ શેઠનો સ્વભાવ એવો કે દરિયાના તળિયામાથી પણ મૂઠી મીઠુ મળે તો લઈ દરિયો ઊડો કરે મને થાય, મારા ગજવામા રોજ એકાદ મુઠ્ઠી ધૂળ ભેગી થાય છે તે લાવ હુ જ શરૂઆત કરુ મુઠ્ઠી મુઠ્ઠી ધૂળ દરિયામા ભરતો જાઉ

આ બધા અળવડીના કામ કરતા કરતા સાજના સાડાપાચ ક્યારે વાગી જાય તેની ખબર તો નમી ગયેલ ડોકને ઊંચી કરવાની શક્તિ બાકી રહી હોય તો જ થાય નહીં તો મોટે ભાગે બાજુમા બેસતો ટાઈપીસ્ટ કહે : "આપકા ટાઈમ હો ગયા જાનેકા નહીં ?" ત્યારે સમજ પડે કે હવે જવાનો સમય થયો પછી બાજુએ મૂકેલો

થેલો ઉપાડી જોઉં. બાકી રહેલ અખબડીના કામના કાગળિયામાંથી થોડા તારવી થેલીમાં મૂકું ઘરકામ માટે બીજે દિવસે ઑફિસમાં જવાનું ભૂલી ન જવાય અથવા ઘર અને ઑફિસ જુદા જુદા નથી એવો સદ્ભાવ મનમાં હમેશ રહે તેથી આવું કામ ઘરે પતાવવાનો નિયમ. થેલામાં થોડું વજન વધે વજન ઉપાડવાની શક્તિમાં પણ વધારો થાય. અને જતે દહાડે ગજવામાં ધૂળ ઓછી અને ધન થોડું ભેગું થાય. આ બધું પત્યા પછી શેઠની રજા લઉં. "ભાઇ, હું જાઉં છું" તો ભાઈ કહે, "આટલો વહેલો ?" અને હું એમની સામે જોઈ રહું. એમને ખબર કે મારી સવાર ઑફિસમાં વહેલી શરૂ થાય છે પણ સૂર્યાસ્તને નિયમ નહીં સૂર્યાસ્ત તેઓ શ્રી કૃષ્ણ ભગવાનની માફક અટકાવી રાખે એવા. કયારેક પોતાનું સુદર્શનચક્ર ઘરે ભૂલી આવ્યા હોય તો તો મારી સાંજ તે દિવસે નિયમિત પડે

આમ તો ઑફિસેથી પાંસરા ઘેર આવવાની ટેવ પત્નીને પણ મારી રાહ જોવાની ટેવ. આવી ટેવ ના પડી હોય તો સમય કેમ જાય ? અને પતિની રાહ જોવામાં પત્ની પોતાનો કિંમતી સમય પસાર કરે એમાં જતે દહાડે પતિની કિંમતમાં જ વધારો થાય. દૂરથી મને આવતો જુએ અને એ બારણામાં ઊભી થઈ જાય હજુ ગૃહપ્રવેશ કરું તે પહેલાં જ કહે "આ જુઓ તમારો જમણો ખભો કેટલો નમી ગયો છે ! સાવ લઘરા છો. આટલો ભાર ઊંચકીને શું ફરતા હશો ? બીજા લોકોને જરા જોતા હો તો !" આ રીતે મધ ઘરમાં પ્રવેશે એટલે રામાયણનો કેટલામો ખંડ વંચાવાનું શરૂ થાય તે રામ જાણે. કયારેક થાય કે આ મારા બન્ને કાનનું એક પૂર્ણવિરામ બનાવી એના અધૂરા વાકય પાસે મૂકી શકાય તો મૂકી દઉં છેવટે સોફા ઉપર બેસી બૂટ મોજા ઉતારતો હોઉં ત્યારે હું જ એને પ્રત્યુત્તર આપતાં કહું

"આટલી બહુ ધાંધલ શું છે ? રામાયણમાં આવતા રામને પણ બે ખભા હતા. અને તીરકામઠું ઉપાડતા એકાદ ખભો નમી જાય તો

બીજા ખભે ઊંચકી લેતા આ વાતની તુલસીદાસને જાણ નહી એટલે ક્યાય એનો ઉલ્લેખ નથી રામયણમા માટે પણ બે ખભા છે આજે જમણો ખભો પોતાના ભારથી ઢળી નમી ગયો છે તો કાલે ડાબા ખભે લટકાવતો આવીશ આપોઆપ જમણો ઊંચે આવી જશે "ઝાઝી ફિકર કરવા જેવુ નથી આ તો ગેઝિટ"

## સાહિત્યવૃત્ત

જાણીતા ગઝલકાર અને પત્રકાર શ્રી સૈફ પાલનપુરીનુ મુબઈમાં તા ૭ મી એ હૃદયરોગના હુમલાથી અકાળ અવસાન થયુ હતુ ૧૯૪૨-થી શરૂ થયેલા ગુજરાતી નવી ગઝલના તબક્કે પ્રવેશ કરનાર સૈફના ગઝલસગ્રહો ઉપરાન્ત નવલકથાઓ પણ પ્રગટ થઇ છે, અને છેલ્લે તેઓ 'પ્રવાસી' દૈનિકના તત્રીમડળમા હતા.

—કવિશ્રી રમેશ પારેખને સન્માનવા અમરેલીમા તા ૧૫મીએ જાયન્ટ્સ ગ્રુપ અને બીજી સસ્થાઓ તરફથી સમારભ અને કવિ સમેલન યોજાયા છે

## પત્રચર્ચા

સંપાદક

'કંકાવટી'નો માર્ચનો અંક અને તેમાંની પત્રચર્ચા જોઈ સુરેશ જોષી વિશે સુમનભાઈ શાહે વિસ્તારથી સઘન ચિત્ર આંક્યું છે, ને હવે પછીના કોઈ પણ અભ્યાસી માટે તે પાયો બનશે ભોળાભાઈએ એ મુદ્દો ધ્યાનમાં નથી જ લીધો પ્રમોદકુમાર પટેલ અને મણિલાલ પટેલના અવલોકનો સાચી દિશાની સમીક્ષાઓ છે હવે ભાઈ બોલેરા જે બોલે છે તે તો બધું મચડી નાખેલું છે એમણે સુમન શાહનો શોધનિબન્ધ જોયો છે ? કે પછી ભોળાભાઈનો જેવું જ ? પુસ્તકના ઉપસંહારમાં મૌલિકતા વિશે લેખકે જે યાદી આપી છે તે ઘણી જ કીમતી છે તેનો બોલેરા અભ્યાસ કરે અને 'લંગડા શોધસંકલ્પ' ને સુધારીને નવો થિસિસ કરે સુમનભાઇએ સાહિત્યિક સંશોધન વિશેની જે સમજ ગુજરાતને પેશ કરી છે તેમાં તેમની સજ્જતા વ્યક્ત થાય છે તેઓ સંશોધનોને હમેશાં અધૂરાં જ ગણે છે વાંચો ફારબસનો આગલો અંક

વળી સુમનભાઈ મૌલિકતાની ચર્ચાને કપરી ગણતા હોય છે ને તો ત્રીજા પ્રકરણમાંની પ્રભાત વિશેની તેમની પ્રસ્તાવનાથી જ સ્પષ્ટ થઈ ગયું છે. વગર વાંચ્યે અવલોકનો લખવા અને ચર્ચાઓના ભુંગિયા ફૂંકવા તે ક્યાંની વાત ગણાય ? તમે 'કંકાવટી'ને આપણા ઉત્તમ વિવેચકોનો લાભ આપતા થયા તે આનંદની વાત કહેવાય. 'ગ્રન્થ'ના અવલોકન વિશેની પત્રચર્ચા 'કંકાવટી'માં પ્રગટ કરીને તમે આદર્શ તંત્રી પુરવાર થયા છો પણ જે આવે તે બધું છાપીને તંત્રીની ફરજોને કેવી રીતે ભૂલી શકો ? તમારા વાચકોની લાગણી સમજો એ વીનવણી કરવા આ લખ્યું છે

ઓખા, ૨૨ માર્ચ, ૧૯૮૦ —ભોગીલાલ પરમાર

તંત્રી, કંકાવટી -

ચન્દ્રકાન્ત બક્ષી કહે છે તે લેપ ડોગ કોમ્પીટીશનવાળો સાહિત્ય અકાદમીનો એવોર્ડ મળ્યા બાદ આપણા એક નવલકથાકાર વારંવાર આધુનિકોના અગ્રણી સુરેશ જોષી વિશે ગમેતેમ બોલતા હોય છે એમની ઈમેજને ભાંગી નાખવાનો એ નિષ્ફળ પ્રયાસ છે. ભોળાભાઈનુ અવલોકન આવી સ્ટાઈલનુ એ નવલકથાકાર માટેનુ મૈત્રીકાર્ય છે । મૈત્રા વિવેચન નહિ । આપણે આ સમજીએ છીએ ખરા ? ડૉ. સુમન શાહે છેલ્લા બે દાયકાના આ અગ્રણીની મૂર્તિ ઊભી કરી તે ગુજરાતી સાહિત્યના ઇતિહાસની, મણિલાલ હ. પટેલે તેમજ રમણલાલ જોષીએ લખ્યુ છે તેમ, મહત્ત્વની ઘટના છે છદ્મવેશે આનંદ બોલેરા પેલા મૈત્રીકાર્યને જ વિસ્તારે છે. આ દીવા જેવુ સ્પષ્ટ છે, વિવેચનની જાળ ગૂથીને તેને રૂપાળુ બનાવી ના શકાય. શબ્દોની ચાલાકીથી હકીકતોનો નાશ થતો નથી સુરેશ જોષી વિરૂધ્ધનો વિચાર આપણી પાસે છે ? એ કદાચ સુમન શાહ જેવા અભ્યાસીઓ પાસેથી જ મળશે આ વાતોને ભૂસ-નારા કોણ છે આ બધા ? ઇતિહાસ તો સર્જાઈ ગયો છે, અને હવે બુદ્ધિ લડાવીને મિથ્યા કરવો છે ? ગુજરાતી સાહિત્યને ભગવાન બચાવે

—દમયંતી ઈ. દવે

(બીલીમોરા)

તંત્રીશ્રી 'કંકાવટી'

માર્ચ-અંકમા આનંદ બોલેરાની ચર્ચા વાચી કેટલુંક કહેવાનુ પ્રાપ્ત થાય છે

સુરેશ હ જોષી ગુજરાતી સાહિત્યના એક ફિનોમિનન છે બોલેરા ને ભોળાભાઈની ચર્ચામા આ વિશે મીંડુ છે. સુમન શાહના ઐતિહાસિક મહત્ત્વના શોધનિબન્ધને ઉતારી પાડવાની જ બનેની મથામણ સ્પષ્ટ છે ગુજરાતમા આવી પ્રવૃત્તિ ચાલે છે તેના એ વરવા ઉદાહરણો છે

(૧) શોધસંકલ્પને 'લંગડો' કહેવો યોગ્ય નથી કોઇ પણ સંશોધન-ની મર્યાદા નક્કી કરવાનો સંશોધકને હક્ક છે પ્રભાવ અને મૌલિકતાનું સ્વરૂપ કેટલું તો સંકુલ છે તે ડૉ શાહે પ્રમાણિકપણે પ્રકરણ ત્રીજામાં તેમ જ પુસ્તકને અંતે ચર્ચ્યું જ છે સુંજોના સાહિત્ય પર કોનો પ્રભાવ તે જુદા જ સંશોધનનો વિષય છે.

(૨) પાંચ મહાવિવેચનમહર્ષિઓ (!) કયા ? સુમન શાહે એવો દાવો ક્યારે કર્યો ? આ મલીનતા છે આવી કાદવઉછાળ હરીફાઈ વિદ્વાનોને શોભતી નથી

(૩) ભોળાભાઈએ બીજા-ત્રીજા પ્રકરણ વિશે બિનમૂલ્યાંકનાત્મક વર્ણનાત્મક વિધાનો કર્યાં જ નથી એ તો પ્રકરણોમાંના શીર્ષકોના શબ્દાન્તરે છે, વિધાનો નહીં બીજા પ્રકરણને તેઓ 'ઉત્તમ' કહે છે તેથી વૅલ્યુ જજમેન્ટ તો થયું જ ને ? જે તાર્કિક રીતે બાકીના ગ્રન્થ-ભાગને પણ લાગુ પડે જ ને ! એકને 'ઉત્તમ' કહેનાર બાકીનાને ઉતારી પાડે ત્યારે ડબલડિલિંગ થાય છે, તે સ્પષ્ટ છે પરિણામે 'ભક્તિ છે' એવાં વિધાનો બોગસ છે

(મિયાગામ કરજણ) —રમણ ત્રિવેદી

તંત્રી, કંકાવટી -

ચન્દ્રકાન્ત બક્ષી કહે છે તે લેમ ડોગ કોમ્પીટીશનવાળો સાહિત્ય અકાદમીનો એવોર્ડ મળ્યા બાદ આપણા એક નવલકથાકાર વારવાર આધુનિકોના અગ્રણી સુરેશ જોષી વિશે ગમેતેમ બોલતા હોય છે એમની ઈમેજને ભાંગી નાખવાનો એ નિષ્ફળ પ્રયાસ છે ભોળાભાઈનુ અવલોકન આની સ્ટાઈલનુ એ નવલકથાકાર માટેનુ મૈત્રીકાર્ય છે। મૈત્રા વિવેચન નહિ। આપણે આ સમજીએ છીએ ખરા ? ડૉ. સુમન શાહે છેલ્લા બે દાયકાના આ અગ્રણીની મૂર્તિ ઊભી કરી તે ગુજરાતી સાહિત્યના ઈતિહાસની, મણિલાલ હ પટેલે તેમજ રમણલાલ જોષીએ લખ્યુ છે તેમ, મહત્ત્વની ઘટના છે છદ્મવેશી આનદ બોલેરા પેતા મૈત્રીકાર્યને જ વિસ્તાર છે આ દીવા જેવુ સ્પષ્ટ છે, વિવેચનની જાળ ગૂંથીને તેને રૂપાળુ બનાવી ના શકાય શબ્દોની ચાલાકીથી હકીકતોનો નાશ થતો નથી સુરેશ જોષી વિરૂપ્ધનો વિચાર આપણી પાસે છે ? એ કદાચ સુમન શાહ જેવા અભ્યાસીઓ પાસેથી જ મળશે આ વાતોને ભૂસનારા કોણ છે આ બધા ? ઇતિહાસ તો સર્જાઈ ગયો છે, એને હવે બુદ્ધિ લડાવીને મિથ્યા કરવો છે ? ગુજરાતી સાહિત્યને ભગવાન બચાવે

(બીલીમોરા) —દમયન્તી ઈ. દવે

તંત્રીશ્રી 'કંકાવટી'

માર્ચ-અંકમા આનદ બોલેરાની ચર્ચા વાચી કેટલુક કહેવાનુ પ્રાપ્ત થાય છે

સુરેશ હ જોષી ગુજરાતી સાહિત્યના એક ફિનોમિનન છે બોલેરા ને ભોળાભાઈની ચર્ચામા આ વિશે મૌંડુ છે સુમન શાહના ઐતિહાસિક મહત્ત્વના શોધનિબન્ધને ઉતારી પાડવાની જ બનેની મથામણ સ્પષ્ટ છે ગુજરાતમા આવી પ્રવૃત્તિ ચાલે છે તેના એ વરવા ઉદાહરણો છે

(૧) શોધસંકલ્પને 'લંગડો' કહેવો યોગ્ય નથી. કોઇ પણ સંશોધન-ની મર્યાદા નક્કી કરવાનો સંશોધકને હક્ક છે. પ્રભાવ અને મૌલિકતાનું સ્વરૂપ કેટલું તો સંકુલ છે તે ડૉ. શાહે પ્રમાણિકપણે પ્રકરણ ત્રીજામાં તેમ જ પુસ્તકને અંતે ચર્ચ્યું જ છે. સુન્દરમ્‌ના સાહિત્ય પર કોનો પ્રભાવ તે જુદા જ સંશોધનનો વિષય છે.

(૨) પાંચ મહાવિવેચનમહર્ષિઓ (!) ક્યા ? સુમન શાહે એવો દાવો ક્યારે કર્યો ? આ મલીનતા છે. આવી કાદવઉછાળ હરીફાઈ વિદ્વાનોને શોભતી નથી.

(૩) ભોળાભાઈએ બીજા-ત્રીજા પ્રકરણ વિશે બિનમૂલ્યાંકનાત્મક વર્ણનાત્મક વિધાનો કર્યાં જ નથી. એ તો પ્રકરણોમાંના શીર્ષકોના શબ્દાન્તરે છે, વિધાનો નહીં. બીજા પ્રકરણને તેઓ 'ઉત્તમ' કહે છે તેથી વેલ્યુ જડજમેન્ટ તો થયું જ ને ? જે તાર્કિક રીતે બાકીના ગ્રન્થ-ભાગને પણ લાગુ પડે જ ને ! એકને 'ઉત્તમ' કહેનાર બાકીનાને ઉતારી પાડે ત્યારે ડબલડિલિંગ થાય છે, તે સ્પષ્ટ છે. પરિણામે 'ભક્તિ છે' એવાં વિધાનો બોગસ છે.

(મિયાગામ કરજણ) —રમણ ત્રિવેદી

## ક્યાલોવનો કૂતરો

### સેર્ગેઇ યેસેનિન ▱ અનુ. વિજય શાસ્ત્રી

જિમ, આ તરફ લંબાવ તારો પંજો વહાલો વહાલો
હજી સુધી ક્યારેય નથી જોયો આવો સુંદર પંજો
આવ, ચાંદચંદ્ર ત્યાં સુધી બંને મળીને ભસીએ
આ ખુશનુમા અને શાંત ઋતુ પ્રત્યે
જિમ, આ તરફ લંબાવ તારો પંજો વહાલો વહાલો

વહાલા મિત્ર, મને ચાટ નહીં, માગમાં શું છે?
આવ, યત્ન કરીએ, સમજી લઈએ કેટલીક સાધારણ બાબતો
તને ખબર નથી કે જીવન શું છે, જીવવું શું છે
કેમ જીવવાયોગ્ય હોય છે જીવન

બહુ ભલો છે અને પ્રખ્યાત પણ તારો માલિક,
બહુ અતિથિઓ આવ્યા કરે છે એને ઘેર
તેઓ પંપાળે પસવારે મખમલ શા તુજ વાળ
ઓષ્ઠ પર સ્મિત ધરી

તું વિશ્વસ્ત, બહુ જ ભલો ને ભોળો છે
શ્વાનરૂપમાં માયાવી સૌન્દર્ય તારું સ્પર્શે મનને
કોઈ ઇચ્છે યા ન ઇચ્છે, તું તો વગર પૂછ્યે જ
હંમેશ નશો ચડેલ દોસ્ત શો ચૂમે છે પ્રત્યેકને

વહાલા જિમ, આવ્યા કરે છે કોણ જાણે કેટલા
મિત્રો તારે ઘેર અવારનવાર
કિન્તુ ક્યારેય શું એ દુખિયારી
આવી છે માર્ગ ભૂલીને?

તું નક્કી જાણજે કે એક દિવસ એ આવશે
જ્યારે હું હોઈશ ગેરહાજર
ત્યારે એની આંખોમાં પરોવી આંખ, ચૂમી લેજે હથેળી એની
કેમ કે જે કંઈ થયું-ન થયું સર્વ માટે દોષિત હું જ છું ત્યાં *

---

* ક્યાલોવ (૧૮૭૫-૧૯૪૯) પ્રસિદ્ધ રશિયન અભિનેતા હતો

**બહુ** ઊંડી ને ઊંચી વાતો બધા માણસો સાથે કરી શકાતી નથી એમ બર્ગસાએ યોગ્ય રીતે જ કહેલું ઘણા માણસો પોતે જાણતા હોય એથી ય વિશેષ બોલવા જાય છે ત્યારે તેમને એક ગ્રીક ફિલસૂફે કરેલું વિધાન પકડાવી દેવાનું મન થાય છે કે I do not speak beyond my Knowledge મણિલાલ નભુભાઈએ પોતાના 'બાવો બોલ્યો તે સત્ય' નિબંધમા કહેલું કે કુંભાર બહુ ચતુર હોય તો ઘડા પારખી જાણે પણ એથી કરીને તલવારની ધાર બાબતે કે ઈશ્વરના સ્વરૂપ વિશે પણ એના જ અભિપ્રાયને માન્ય કરવો બરાબર નથી

સાહિત્યમા આજે પરિસ્થિતિ એવી છે કે બેચાર નવલકથાઓ વાચી નાખનારા ગમાડી લેનારા એને આધારે સમસ્ત સાહિત્ય વિશે અભિપ્રાયો આપવાના મુડમા આવી જાય છે સામાન્ય ચિટચેટ તરીકે ફલાણી કૃતિ કે ફલાણા લેખકની વાત બરાબર છે પણ આવા લોકો તો પાછા અભિનિવેશપૂર્વક પોતાનો ખોટો કક્કો ખરો કરાવવા આગ્રહી હોય છે

ઘણા માણસો ચોપાનિયાવાચકો હોય છે સામયિકોનુ વાચન એમને ચતુર અને શીઘ્રજવાબી બનાવવામા સહાય કરે છે, અને એના જોરે તેઓ ભલભલી કલાકૃતિઓને ભાંડી શકે છે

અસ્તિત્વવાદ, કામૂ, કાફકા, સાર્ત્ર જેવાની ટીકા તેઓ મૂર્ખની હિંમતથી અને ધૃષ્ટતાથી કરી શકે છે કાફકા, કામૂ આપણો ઉદ્ધાર કરી શકે એમ નથી એવું બાલિશ વિધાન કેટલાક સમય પૂર્વે સાક્ષરવર્ય ગણાતા એક સાક્ષરશ્રીએ જાહેર મંચ પરથી પણ કરેલું ! આવા વિધાનો પાછળ એમની પાસે કોઈ દાર્શનિક ભૂમિકા હોતી નથી પણ કામૂ કાફકાને પ્રકાશમા લાવનારા આધુનિક સર્જકો વિવેચકો પ્રત્યેનો એમનો રોષ એ નિમિત્તે એમણે છતો કરી આપેલો, કેમકે એ આધુનિકો એમને ગાઠતા ન હોવાની એમની પ્રતીતિ હતી ! પછી તો કેટલાક પોતાને એકેડેમિક માઇન્ડેડ ગણાતા માણસો પણ કાફકા કામૂનો અપચો થયો

હોવાથી એ સાક્ષરવર્યના વિધાનને પકડીને વડવાઇની જેમ ઝૂલવા લાગ્યા ને એઇ ને 'ઇન્સ્ટન્ટ ઈન્ટલિજન્ટ'મા ખપી ગયા!

આવી વાતોને ઝાઝુ વજુદ આપવા જેવુ હોતુ નથી. કાફકા કામૂ ઉપરાત નીતિને જડની જેમ વળગેલા કેટલાક ઉત્સાહી ઉન્નનભ્રૂ લોકો પણ સાહિત્યમા ફોજદારી કૃત્ય કરવા નીકળી પડે છે ડિ એચ લોરેન્સની કે આલ્બર્ટો મોરાવિયોની કે 'સ્વર્ગની ,નીચે મનુષ્ય' જેવી કૃતિઓમા આવતા અવૈધ સબધોના નિરૂપણો જાણે એમનો ને એમના-ઓનો કોળિયો જ કરી જવાના હોય એમ વાકડો લઈને સુનીલ ગગોપાધ્યાયની છાલ ઉતારી નાખવા પાછળ દોડતા હોય છે! ભના ભાઈ, તમારા અણગમા ને ધાક બેસાડવાના ઉત્સાહથી કઈ સુનીલ ગગોપાધ્યાયને કે એણે સર્જેલા રસવિશ્વને આચ આવવાની છે! એને તો, એક બેથક વાચક ઓછો, એવો આનદ જ થશે!

ટૂકમા, સાહિત્યમા પણ પ્રદૂષણ પેધુ પડતુ જાય છે સાહિત્ય સાથે બનાવટી નિસ્બત રાખનારા ગેરકાયદે એન્ટી લિટરરી તત્ત્વો સામે કડક પગલા લેવાવા જોઈએ સાહિત્ય લખનારા ને વાચનારા બધા જ સાહિત્યરસિકો છે એમ માની લેવુ છેતરપિડી છે આવા તમાશબીનોનુ ટોળુ વિખેરાઈ જાય તો જ સરવા પરેલી કવિતા વાર્તાને પવન આવશે ☐

પ્રકૃતિ સાથેનો પ્રત્યક્ષ સમ્બન્ધ આપણો તૂટી ગયો છે વૈશાખના પવનના સ્વરોને ટેપરેકોર્ડરમા ધ્વનિઅંકિત કરીને ઘરને ખૂણે બેસીને સાભળવાનો કશો અર્થ નથી પેલા ફ્રેન્ચ નવલકથાકારે એવા એક શોખીન જીવની એની નવલકથામા વાત કરી છે એ કાચની દીવાલના બે પડ વચ્ચે પાણી ભરીને એમા જુદા જુદા રગો મેળવીને ધારે ત્યારે સાજના રગોનો કે ચાદની રાતનો આભાસ ઊભો કરીને એનુ સુખ માણતો આપણો જમાનો 'સિન્થેટિક' સૂર્ય પણ ઉપજાવી લેશે, પણ એ કદાચ સાચા સૂર્યને જોવા ઘરની બહાર નીકળશે જ નહી બહાર નીકળે તોય ઍરેકન્ડીશન્ડ કારમા જ ! હુ યુરોપ અમેરિકા ફરી આવવાની બડાશ મારુ, પણ ગામના પાદરે જે નદી છે ત્યા જવાની મને ફુરસદ નથી એ બિચારી નદીને જોરે હુ કેટલી બડાશ મારી શકુ !

—સુરેશ હ. જોષી

## સાહિત્યવૃત્ત

૧૯૭૧ થી ૧૯૭૫ દરમ્યાન પ્રગટ થયેના ઈતિહસ-સશોધન વિષયક ગ્રન્થોમાથી 'ગુજરાતમા બ્રાહ્મીથી નાગરી સુધીનો લિપિવિકાસ' (ઈ સ ૧૫૦૦ સુધી)ના લેખક શ્રી પ્રવીણચન્દ્ર ચીમનલાલ પરીખને નર્મદ સુવર્ણચન્દ્રક આપવાનુ નર્મદ સાહિત્ય સભાએ જાહેર કર્યુ

# સંદર્ભ

જૂન,
૧૯૮૦

# કંકાવટી

જુન ૧૯૮૦

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૨૧ : અંક ૨૫૫ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૨, બે વર્ષના રૂ. ૨૩, વિદેશ શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.

'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત-૩૯૫ ૦૦૧

ગ્રામસ્વરાજની કેડીએ અગ્રેસર

# રૂડું ગોમટા



ગોમટાના ૭૭૦ કુટુંબોનો સામુહિક પુરુષાર્થ સફળતાને વર્યો છે. રાજકોટ જિલ્લાના આ ગામની પંચાયતે ૧૯૭૭-'૭૮ની રાજ્યની સર્વશ્રેષ્ઠ પંચાયતનું બહુમાન મેળવ્યું છે ગોમટાની ગતિશીલતાના આ રહ્યા મહત્વના સિદ્ધિ-સોપાનો

* ૨૮૮ પિયતના કૂવાઓ * ૧૯૫ વીજળીક મોટરો * ૮૫ ઓઈલ એન્જીનો * ૩ અનુશ્રવણ તળાવો * ઘેર ઘેર પાણીના નળ * ૩૫૦ રબર ટાયરના ગાડાઓ * પ્રાથમિક આરોગ્ય કેન્દ્ર * પશુ સારવાર કેન્દ્ર * ગૌશાળા * બાલમંદિરથી ઉચ્ચ માધ્યમિક સુધીની શાળાઓ * પુસ્તકાલય વાચનાલય * ટેલિફોન એક્સચેન્જ * બે બેન્કો * ટીન ફેક્ટરી * ખેતીના ઓજારો બનાવવાના ૨ કારખાના * તેલની ૪ મીલો * ગ્રામરક્ષક દળ * ખેતી વિષયક સહકારી મંડળી * ગામના હરિજન કુટુંબો અને માજી સૈનિકો માટે સાંથણીમાં જમીન * ગ્રામોદ્યોગો, કુટુંબનિયોજન, ગટર યોજના, સમાજ સુધારણા વગેરે સર્વાંગી વિકાસના અંગો

**ગોમટા સાકાર કરે છે —**

**ગ્રામસ્વરાજનું સ્વપ્ન**



# પરીક્ષાખંડમાં / અજિત ઠાકોર

નિરીક્ષકના
બગાસુ ખાવા પહોળા થયેલા મોં જેવો
આ પરીક્ષાખંડ

નિરીક્ષકના
પહોળા થયેલા મોંમાં દેખાતા જડબાં જેવી
ડાઘેલ બેન્ચો પર
પલળીને પોચા પડી ગયેલા સોપારીના કકડા જેવા
એ-પાસ પરીક્ષાર્થીઓ

નિરીક્ષકની
અવરોધતી આંતરતી ડલ આંખો જેવી
આ સળિયાજડી બારી

નિરીક્ષકના
અનુચ્ચારિત સુપથ્ય ઉપદેશવચનો જેવા
પરીક્ષાખંડની ધોળેલી પ્લાસ્ટરિયા દિવાલોના
દાબેલા હોઠો પર
સુભાષિત શુકપાઠો

શિક્ષકમાંથી નિરીક્ષકમાં
ને
વિદ્યાર્થીમાંથી પરીક્ષાર્થીમાં પલટાયેલા
શિક્ષક-વિદ્યાર્થીના (ગુરુશિષ્યના)
પેનની નોક પર સુકાઈ ગયેલી શાહી જેવા
સંબંધો

નિરીક્ષકના
અંગાગેથી ઘુમાતો
ખડની એકેએક બેંચ તળેથી ઉભરાતો કોલાહલે ભર્યો
અલસ કર્બૂર આ સૂનકાર
બધે વીંટળાઈ વળે ને ગ્રસે

તા' હામે
કપા'ના ઉગરી ગયા ખેતરામાથી
ડમરીની સૈયર શી
શામરી શામરી છોરી તડકેમઢી
કણસાઠીનો ભારો માથે લઈને ચાલી જાય
રે! એની ઓઢણી લાલમલાલ
તે અહીં ઓરડે આ લહેરાય...!



## સબંધો / વિલિયમ ઓકસ્લી

અનુ રાજેન્દ્ર નાણાવટી

સબંધોનો કોઈ ઉપાય નથી—
એને જીવવા જ પડે
કોઈક કિશોરીના નિર્દોષ સરકતા સ્વપ્નો
તન્ત જ પ્રકાશથી ચિરાઇ જાય અને પછી,
બને કે, એ દાઝીને બની જાય
નિર્ભ્રાંત વધૂ
કે કચડાયેલી નારીનુ કોઈક બીજુ રૂપ,
અને વ્યસ્ત પુરુષ, જે ચઢી આવ્યો હોય
યૌવનના મસ્ત કોશેટામાથી
અસલામતીના—
ચિતાઘેરી અવારોના
તમ્મર આવે એવા—
શિખરો સુધી
બનેને ન તો ખ્યાલો
કે ન કોઇ દેખીતા સિદ્ધાતો
કે ન તો એ બેઉનો સપૂર્ણ અભાવ
ઝાઝા ખપના છે
અશ્રદ્ધામા અમળાતા સસારમાં—
જ્યા જિદગીઓ એટલે એટલી ગુચવાયેલી મિ
ને હતાશાની ચીસો,
એટલી અભદ્રતા ને હિસા ને
વચના ને લાચારીના ઊડા સૂર.

## ક્યાં ? / રતિલાલ 'અનિલ'

દિન હવે ઊગી ગયા સુહાસ ક્યાં ?
પુષ્પને પૂછી રહ્યો, સુવાસ ક્યાં ?

રંગ રંગ ગંધ ગંધ અંગમાં,
શબ્દ છે, અરે વસંત–માસ ક્યાં ?

ધૂળ ધૂળ ઝાંખરાં ઊડી રહ્યાં,
કેટકેટલી ગતિ ! પ્રવાસ ક્યાં ?

આમતેમ જાય પંથ આ બધા,
કે ચરણને કાજ છે પ્રવાસ ક્યાં ?

વાયરો બની ગયો છે આ સમય,
આપણા બની શકે એ શ્વાસ ક્યાં ?

છિન્નભિન્ન એટલે અનેક છું,
એકનો રહી ગયો છે ભાસ ક્યાં ?

ટેકરી ઉપર સૂરજ નમી ગયો,
શોધવા રહ્યો ન, બંધ વાસ ક્યાં ?

વાત એક રાતની જ છે અનિલ,
દીપને પૂછી રહ્યો, ઉજાસ ક્યાં ?

## સ્વાતન્ત્ર્ય અને જવાબદારી વિશે સાર્ત્ર / સુમન શાહ

સાર્ત્ર દર્શાવે છે કે મનુષ્યની નિતાન્ત જવાબદારી તે તેનું સ્વાતન્ત્ર્ય છે. કાર્ય કે ઘટનાના પૂરા સ્વામી હોવાની ચેતના તે જવાબદારી છે. માનવીએ પોતાના હોવાની પસંદગીને વિશે કશા બહાના વિના ઊભવાનુ હોય છે એના દ્વારા જ વિશ્વ છે. અન્યોનુ અસ્તિત્વ પણ આપણા સ્વાતન્ત્ર્યને ઓછુ નથી કરતુ કેમકે અન્યોના સ્વાતન્ત્ર્યને પચાવી પાડવાને વિશે આપણે મુક્ત છીએ.

યુદ્ધ અંગેની આપણી જવાબદારીમા આપણુ સ્વાતન્ત્ર્ય સ્પષ્ટપણે પ્રગટે છે સાર્ત્ર કહે છે, કે આપણા યુદ્ધોને વિશે આપણે સૌ સરખા જવાબદાર છીએ, અને યુદ્ધ આપણને આપણી પાત્રતા પ્રમાણે મળતા હોય છે ખરેખર તો, યુદ્ધ પ્રત્યેના આપણા વલણથી આપણુ યુદ્ધ પસંદ થતુ હોય છે અલબત્ત, આપણે કહી શકીએ છીએ કે અમે યુદ્ધ જાહેર નથી કર્યું, અમે એમા જ જન્મ્યા હતા પણ હમેશા આપણે એક પરિસ્થિતિમા તો જન્મીએ જ છીએ પરિસ્થિતિવિહોણા હોવુ તે સ્વાતન્ત્ર્ય નથી પણ તેને આપણા સાધ્યો અનુસાર ઉલ્લંઘી જવાને વિશે તેમ જ તેને નકારવાને વિશે સમર્થ હોવુ તે સ્વાતન્ત્ર્ય છે આમ, આપણા રાષ્ટ્રના આપણા યુદ્ધવિષયક વલણને અંગે આપણે હમેશા જવાબદાર હોઇએ છીએ, ભલેને એ વલણ નર્યા તાટસ્થ્યનુ હોય,

પૂરા સહકારનું હોય કે પછી સક્રિય પ્રતિકારનુ હોય વળી, આ સ્થિતિથી આપણે હમેશા છેડો પણ ફાડી નાખી શકીએ આપઘાત વડે, બેવફાઇ આચરીને કે દેશવટો સ્વીકારીને

આમ, વિશ્વનો સમગ્ર ભાર આપણે આપણા ખભા પર વહીએ છીએ આપણા વડે જ વસ્તુઓમા અર્થ અને હેતુ પ્રવેશે છે હા, જન્મવાનુ આપણે પસદ નહોતુ કર્યું એ સાચુ છે, પણ આ આપણા સ્વાતન્ત્યની માત્ર 'ફેક્ટીસીટિ' છે સ્વાતન્ત્ય વડે સ્વાતન્ત્યનુ આપણે સ્થાપન નથી કરતા ને છતા કદી સમર્થિત ન કરી શકાય એવી એક હકીકત ઊભી જ રહે છે કે આપણે મુક્તપણે પુષ્ટિ આપતા હોઈએ છીએ 'ગુડ ફેઈથ' ધરાવતો મુક્ત માનવી સ્વતન્ત્ર હોવાના શાપને સ્વીકારે છે અને વેદના સાથે પોતાના નહિ સ્થપાયેલા સ્વાતન્ત્યનો ભાર વેઠારે છે પરન્તુ સાર્ત્ર નોધે છે, કે મોટા ભાગના સમય દરમ્યાન, 'બેડ ફેઇથ'મા, આપણે આપણા નહિ સ્થપાયેલા સ્વાતન્ત્યનો અસ્વીકાર કરીએ છીએ, તેમ જ તેનાથી સતાતા ફરીએ છીએ

(બીઈંગ ઍન્ડ નથિંગનેસ'ને આધારે)

"શૈલી અને તત્પુરુષ" વિશે / અજિત ઠાકોર

પરબ મે, '૮૦ અંકમા વિગત પંડિત પેઢીના વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો 'શૈલી અને તત્પુરુષ' લેખ વાચી અદ્યાપિ સક્રિય રહેલી આ પ્રતિભાના કુણ્ઠા-આગ્રહો પૂર્વગ્રહો તથા તેમના વિવેચનની પીઠિકા, તેના ઓજારો અને પ્રતિપાદનની પદ્ધતિ વિશે કહેવાનુ છે

આ લેખમા યોજાયેલી પરિભાષા બહુધા સંસ્કૃત અલકારશાસ્ત્રની છે પ્રથમ એ પારિભાષિક સજ્ઞાઓનો વિચાર કરીએ મુ વિષ્ણુભાઇ શૈલીના ગુણોમા માધુર્ય, ઓજ, પ્રસાદ અને સુકુમારતાનો ઉલ્લેખ કરે છે. મમ્મટ સુકુમારતાને દોષાભાવરૂપ ગણી શૈલીના માધુર્ય, ઓજ અને પ્રસાદ એ ત્રણ જ ગુણો માની તેમનુ સ્વરૂપ તથા ક્ષેત્ર આ પ્રમાણે આપે છે

કા પ્ર. સૂ ૮૯ आहलादकत्व माधुर्य श्रृङ्गारे द्रुतिकारणम्
સૂ. ૯૦ करुणे विप्रलम्भे तच्छान्ते चातिशयान्वितम् ।
સૂ ૯૧ दीप्त्यात्मविस्तृतेर्हेतुरोजो वीररसस्थिति ।
સૂ ૯૨ बीभत्सरौद्ररसयोस्तस्याधिक्य क्रमेण च ।
સૂ ૯૩ शुष्केन्धनाग्निवत् स्वच्छजलवत्सहसैव य ।
व्याप्नोत्यन्यत् प्रसादोऽसौ सर्वत्र विहितस्थिति ।

આ ત્રણ ગુણોના વ્યજકોનુ પણ મમ્મટ નિરૂપણ કરે છે
સૂ ૯૭ वर्ण समासो रचना तेषा व्जजकतामिता ।

આ સદર્ભે મુ. વિષ્ણુભાઈના મતવ્યનો વિચાર કરીએ.

"હિમાલયની સહજ શાતિનુ પ્રશ્ન જ નથી" (પૃ. ૨૬૪) પરિચ્છેદ વિશે તેઓ કહે છે. "અહીં કિશનસિહની વાણીમા યુધ્ધોત્સાહનુ ઓજસ છે, છતા શૈલીનુ માધુર્ય ઓસર્યુ નથી" મુ વિષ્ણુભાઈએ ઓજ અને માધુર્ય ગુણોની અહીં સહોપસ્થિતિ જોઈ છે, વાસ્તવમા આ બને ગુણો આપણે ઉપર જોયુ તેમ પરસ્પર વિરોધી

ક્ષેત્ર ધરાવે છે માધુર્યનુ સ્વરૂપ ચિત્તદ્રુતિ (ચિત્તના દ્રવીભાવ) રૂપ છે, તો ઓજનુ સ્વરૂપ ચિત્તના વિસ્તારરૂપ છે તે જ પ્રમાણે મમ્મટાદિ આચાર્યો માધુર્યનુ ક્ષેત્ર શૃગાર, કરુણ અને શાત જેવા રસોમા, તો ઓજ ને વીર, બીભત્સ અને રૌદ્ર જેવા રસોમા ઉત્તરોત્તર ચમત્કારરૂપ માને છે જ્યારે પ્રસાદ શૃગારાદિ રસોમા સ્વચ્છ વસ્ત્રમા જલની જેમ અને વીરાદિ રસોમા સૂકા લાકડામા અગ્નિની જેમ વ્યાપી જાય છે આમ પ્રસાદ બધા જ રસોમા પ્રવર્તે છે

આમ મુ વિષ્ણુભાઈ સસ્કૃત અલકારશાસ્ત્રની પરપરાથી વિપરીત વિધાન કરી બેઠા છે વિરોધી સ્વભાવ તથા ક્ષેત્ર ધરાવતા આ ગુણોનુ સહઅસ્તિત્વ પરસ્પર ઉપકારક નીવડે એવી સભાવનાનો અલકારશાસ્ત્રમા તો નિષેધ છે જ છતા જો અહી આ સહઅસ્તિત્વ ઉપકારક નીવડયુ હોય તો તેનુ પૃથક્કરણાત્મક પ્રતિપાદન થવુ જોઈએ સ્પષ્ટ છે કે, માધુર્ય અને ઓજમા ચિત્તવૃત્તિઓ ભિન્ન ભિન્ન છે, બલ્કે તેમનુ સ્વરૂપ પણ કઈક વિપરીત કહી શકાય તેવુ છે આથી એક સાથે બે ચિત્તવૃત્તિઓ કઈ રીતે સભવી શકે, તે પ્રશ્ન છે વળી મુ વિષ્ણુભાઈ 'વાણીમા ઓજસ' અને 'શૈલીનુ માધુર્ય' એમ કહે છે તેમા અલકારશાસ્ત્ર પ્રમાણે ઓજ અને માધુર્ય તો રીતિ કે સઘટનાના ગુણો છે તો પછી અહી વાણી અને શૈલી શબ્દોને મુ વિષ્ણુભાઈએ એક જ અર્થમા પ્રયોજ્યા છે? વાણી એટલે શૈલી એવુ? અને વાણી અને શૈલી એટલે રીતિ એવુ? અહી પાશ્ચાત્યવિવેચનની Styleની વિભાવના અને સ અ શા ની રીતિની વિભાવનાનુ અધકચરુ ગુજરાતીકરણ કરી તેનુ કદરૂપુ મિશ્રણ કર્યુ જણાય છે આ કારણે મુ વિષ્ણુભાઈમા વિભાવનાગત આધાધૂધી તથા અસ્પષ્ટતા ઊભી થઈ છે આપણા વિવેચનની પાયાની નબળાઈ અહી ફરી એકવાર ખુલ્લી પડી ગઈ છે મુ વિષ્ણુભાઈએ સ અ શા ની પરિભાષા પસદ કરી છે, તેથી તેમણે વક્તવ્યનુ પ્રત્યાયન

બરાબર કરવુ હોય તો જે અર્થમા સ અ શા મા આ પરિભાષાઓ કારિકાબદ્ધ થઈ છે, તે જ અર્થમા તેને પ્રયોજવી જોઈએ. વળી અલકારશાસ્ત્રની વિચારણાની સમગ્ર પીઠિકા ધ્યાનમા રખાવી જોઈએ. મન ફાવે તેવી પરિભાષા ફાવે તેવા અર્થમા વાપરવાથી અને મનફાવતા વિચારતતુને ઉઠાવી લેવાથી અલકારશાસ્ત્રને તો અન્યાય થાય જ છે, પણ સાથે સાથે આપણા વિવેચનમા પણ અધ્રૂપ, અસ્પષ્ટતા અને અરાજકતા ઊભી થાય છે

મુ વિષ્ણુભાઈ શૈલીમા રહેલા ગુણોનુ પગેરુ સર્જકના વ્યક્તિત્વમા શોધી કાઢે છે બલ્કે એમ કહેવુ જોઈએ કે સર્જકના વ્યક્તિત્વમાના જે તે ગુણ વડે શૈલીમાના જે તે ગુણનો તાળો મેળવે છે. જુઓ : "એમની ગદ્યશૈલી આગવી છે એનો મુખ્ય ગુણ માધુર્ય હુ ગણુ છુ કિશનસિંહને ઓળખ્યા ત્યારથી મને એમના વ્યક્તિત્વનુ પ્રધાન લક્ષણ માધુર્ય છે" લાગ્યુ અહીં મુ વિષ્ણુભાઈએ કિશનસિંહના વ્યક્તિત્વમા રહેલા માધુર્ય અને ગદ્યશૈલીમા રહેલા માધુર્યને સાથે સાથે મૂકયુ છે. બલ્કે પ્રથમ વાકયના સમર્થનમા બીજુ વાકય પ્રયોજાયુ છે પણ વ્યક્તિત્વમા માધુર્ય ગુણનુ હોવુ અને કૃતિમા માધુર્ય ગુણનુ હોવુ સાવ જુદી ઘટના છે પ્રથમ તો બ નેના સ્વરૂપમાં, અભિવ્યક્તિમા અને વિભાવનામા પાયાનો ભેદ છે. આ બ નેની આનુપૂર્વી ગોઠવી શકાય નહીં

મુ વિષ્ણુભાઈ શીલ અને શૈલી વચ્ચેના આ સ બ ધને વર્ણવતા કહે છે. 'આ પ્રેમ જ તેમની શૈલીના ચારુ માધુર્યનો ઉદ્ભવહેતુ છે' 'શીલ તેવી શૈલી'ના પ્રાશ્ચાત્ય સિદ્ધાતની અસર અહીં વર્તાય છે. અહીં શીલને આધારે શૈલીનુ સ્વરૂપ નિશ્ચિત થયુ જણાય છે. વાસ્તવમા સાહિત્ય ક્ષેત્રના નીતિવાદીઓનો આ દૃષ્ટિકોણ છે ખરેખર તો સર્જકના શીલ વડે એની શૈલીનુ નિર્ધારણ થઇ શકે નહીં એથી ઊલટુ, કહેવુ હોય તો કરી શકાય, શીલ અને શૈલીને આટલી સ્થૂળ રીતે એકબીજા

સાથે જોડી શકાય નહીં બને વચ્ચેનો સંબંધ અતિસંકુલ પ્રક્રિયા છે, અને સહૃદયો માટે તો બંનેમાંથી સર્જકની શૈલી જ આસ્વાદનો વિષય બને છે

મુ. વિષ્ણુભાઈની આ માન્યતા પાછળ એમનો જીવન અને જગત તરફનો સુષ્ઠુ સૌમ્ય, માંગલ્યવાદી દૃષ્ટિકોણ રહ્યો છે આ માંગલ્યવાદી આગ્રહ એમના તત્ત્વવિચારની ગતિને કેવો મરોડે છે, તે અહીં સ્પષ્ટપણે પ્રગટ થઈ જાય છે જુઓ "આ કંઈક કટુતાવાળી ઉમાશંકરની વાણી છે, પણ શૈલીના ઓજસમાં કટુતાની માત્રા આહ્‌લાદક અંશ બને છે" × × આ કંડિકામાં પહેલા વાક્યની તીવ્રતા કંઈક વધારે છે, પણ સમગ્ર પદપ્રપંચ તથા વિચારદીપ્તિ ધ્યાનપાત્ર છે ભાવની તીવ્રતા વિચારવારિમાં ઓગળી જાય છે અહીં 'પણ'નો પ્રયોગ આગના વાક્ય તરફના ઉદ્વેગ અને પછીના આશ્વાસનને પ્રગટ કરી દેનારું સંધિસ્થાન બની રહે છે આ કંઈક કટુતાવાળી ઉમાશંકરની વાણી છે-' વાક્યમાંનો મરડાટ પણ એમનો ઉદ્વેગ જ સૂચવે છે આની પાછળ સુષ્ઠુ, સૌમ્ય ને મંગલવાદી દૃષ્ટિકોણને અને તેને નિરૂપતી શૈલીને જ ઉત્કૃષ્ટ માનવાનું વલણ રહ્યું છે આ જ કારણે આપણે આગળ જોયું તેમ અલંકાર શાસ્ત્રની પરંપરા તરફ અનદેખી કરીને તેઓ 'ઓજસ'ના નિરૂપણમાં 'માધુર્ય'ને ખોળી કાઢીને સંતોષ પામે છે અને 'માધુર્ય'ની આગળ પણ પાછું 'ચારુ' વિશેષણ પ્રયોજે છે.

મુ વિષ્ણુભાઈએ 'તત્પુરુષ' સંજ્ઞાને કયા અર્થમાં પ્રયોજી હશે, તે પણ વિચારવાનું રહે છે તેઓ આ લેખમાં કિશનસિંહ સંદર્ભે કહે છે "કિશનસિંહ તેમના ઉત્તમ પુસ્તકોમાં અન્તરમનની શોધ કરી તેમાં વસેલા રત્નને વાગ્વૈભવ આપે છે" અહીં 'તત્પુરુષ' સંજ્ઞાથી વિષ્ણુભાઈને 'અંતરમનમાં વસેલા રત્ન' અને શૈલીથી વાગ્વૈભવ' અભિપ્રેત લાગે છે ક્યાંક પ્રેમ, અસ્તિત્વ અને આંતરનિષ્ઠા જેવા શબ્દો પણ

મળે છે. ઉમાશંકર માટે આર્જવ–લાવણ્ય–મન્યુ–વિવેકનો અને ય. શુ. માટે 'વિચાર'નો ઉલ્લેખ છે. અલંકારશાસ્ત્રમાં આ 'તત્પુરુષ'ને ધ્વનિ, રસ–વક્રોક્તિ–રીતિ આદિ તરીકે ઓળખાવ્યો છે. તેમાંય આખરે ધ્વનિ અને રસ તત્પુરૂષ તરીકે માન્ય થયા છે. સ્પષ્ટ છે કે મુ. વિષ્ણુભાઈએ અલંકારશાસ્ત્રમાં જે અર્થ રૂઢ થયો છે તે અર્થમાં આ સંજ્ઞા પ્રયોજી નથી. તેમને આ સંજ્ઞાથી 'દર્શન' અભિપ્રેત હોય એવું જણાય છે. જો કે આ સંજ્ઞાનો પણ સ્થૂળ અર્થ જ અહીં તો લાગુ પડે છે. ગમે તેમ પણ આ સંજ્ઞા આખા લેખ દરમ્યાન ક્યાંય વિશદ થતી નથી.

પરિભાષાનો ઉચિત પ્રયોગ અને પોતાની વિચારણાની પીઠિકારૂપ પરંપરાઓની ઊંડી સમજ વિચારણાને વિશદ બનાવે છે. પણ પ્રતિપાદન અને તેની પદ્ધતિ તો વિવેચકે જાતે જ શોધવાની રહે છે. આ લેખમાં મુ. વિષ્ણુભાઈએ વિધાનાત્મક પરિચય કરાવ્યો છે. પોતાને જણાયાં તેવાં ત્રણ ગદ્યકારોની ગદ્યશૈલીનાં લક્ષણો આપ્યાં છે. એમાં માધુર્ય, ઓજ જેવા ગુણોનું ત્રણે ગદ્યકારોમાં દર્શન કર્યું છે. માત્ર એક વાર તેમણે ઉમાશંકર અને ય. શુ. ના ગદ્યમાં રહેલા ઓજની સ્વરૂપગત ભિન્નતાનો નિર્દેશ કર્યો છે. પણ તેઓ પૃથક્કરણમાં ઊતર્યા નથી. લેખના આરંભે જ તેમણે સ્વાતંત્ર્યોત્તર કાળના ગદ્યકારો પૈકી ઉમાશંકર, ય. શુ. અને કિશનસિંહને 'ખાસ ધ્યાનપાત્ર' ગણાવતું વિધાન કર્યું છે. પણ તે વિશે ચર્ચા કરી નથી. સર્જકો વચ્ચે ઉચ્ચાવચતા સ્થાપવાનો કોઈપણ પ્રયાસ તુલનાત્મક અધ્યયન માગે છે, તે અહીં નથી. તેથી તે અભિપ્રાયાત્મક કથન બની રહે છે. 'આપ્ત-પ્રમાણ'રૂપ શૈલી તેમના સમગ્ર વિવેચનની પાયાની નબળાઈ છે. આપણા પ્રમુખ વિવેચકો ઊંડા તુલનાત્મક અધ્યયનથી નહીં પણ કલમના એક ઝાટકે આવી ઉચ્ચાવચતા ઊભી કરવાની અપ્રમાણિકતા આચરતા રહ્યા હોવાથી ભ્રષ્ટ મૂલ્યો, પૂર્વગ્રહો ને ગેરસમજોથી વિવેચનક્ષેત્રને દૂષિત કરતા આવ્યા છે.

આખરે તો માધુર્ય-ઓજ આદિ ગુણો તથા શૈલી આદિ સર્જકે સર્જકે અલગપણે આવિષ્કાર પામતા હોય છે આદિ કવિ–કાલિદાસ–બાણ–જયદેવમા પ્રગટ થતુ માધુર્ય તેમનુ આગવુ હોવાનુ તેથી દરેક સર્જકે આવિષ્કૃત કરેલો આ 'વિશેષ' જ તેના કવિકર્મનો પરિચાયક બને છે આ 'વિશેષ'ને આસ્વાદવા-ઓળખવા-ઓળખાવવાથી અને અન્ય સર્જકોના 'કવિકર્મ' સાથેના તુલનાત્મક અભ્યાસથી સમગ્રપણે જે તે સર્જકનુ મૂલ્ય–અકિત થતુ હોય છે એવુ ન થાય ત્યા અલકારશાસ્ત્રની પરિભાષાનો સર્વસાધારણ ઉપયોગ મોટે ભાગે કૃતિ પરનુ લેબલીંગ જ બની રહે છે

મુ. વિષ્ણુભાઈએ જેમને સ્વાતત્ર્યોત્તરકાળના વિશિષ્ટ ગદ્યકારો માન્યા છે, તેમના ગદ્યના નમૂના પણ આપ્યા છે તેમા રીચાર્ડ્ઝ સાથેના પ્રસગમા વિષ્ણુભાઈ કહે છે તેમ ઉમાશકરની લલિતવિવેકની ખૂબીનો પ્રસાદ છે કે ઠાવકી નમ્રતા છે, તે વિચારવા જેવુ છે ઉમાશકર અને યશવતના શેષ ત્રણ ગદ્યખડો તો સમસામયિક ઘટનાઓનો સરેરાશ પ્રતિભાવ બની રહે છે યશવતના ગદ્યમા તો છાપાળવાપણુ પણ છે મૂળ વાત તો એ છે કે, આપણા આ બને પ્રમુખ બૌદ્ધિકો વર્તમાનની આ ઘટનાઓની સકુલતા બરાબર પકડી શક્યા છે ખરા?

આપણા સ્વાતત્ર્યોત્તરકાલીન વિશિષ્ટ ગદ્યકારોના ગદ્યના નમૂનાઓ નિરાશ કરી મૂકે તેવા તો છે જ. પણ સાથે સાથે એક પ્રશ્ન પણ ઊભો કરે છે કે, '૫૬ પછીની નવી પેઢીમા મુ વિષ્ણુભાઈને કોઈપણ વિશિષ્ટ ગદ્યકાર જોવા નથી મળ્યો? કે પછી તેઓ જોવા માગતા નથી? ☐

ઉમાશંકર : મેજોર ઇન્ડિયન પોએટ ! / અજિત ઠાકોર

## સર્જક અને પ્રતિષ્ઠાનો વિશે થોડુંક

મધ્યયુગમા સર્જકોનો મોટો વર્ગ રાજ્યાશ્રયી કે રાજ્યાશ્રય-કાંક્ષી હતો. આવા સર્જકોના સર્જન પર રાજા અને રાજસભાના ગમા-અણગમાઓનો ભારે પ્રભાવ રહેતો, રાજાનો મનોવિનોદ સર્જનનૂ ચાલકબળ બની રહેતુ. તો રાજા તરફથી મળતા માન-અકરામ તેની ફળશ્રુતિ બની રહેતી સર્જક કે સર્જનની સ્વાયત્તતા જાણે કે શક્ય જ ન હતી એ વખતે પણ સર્જકોનો એક નાનકડો હિંમતવાન વર્ગ યશ અને ધનના ઝગમગાટને છોડી દઈ કેવળ કલાની સાધનાને જ જીવન સમર્પિત કરતો સર્જકની આ ખુમારી અને સાધના પ્રજાની સ્પૃહાનો વિષય બનતી

આપણા આ યુગમા સર્જકોને આશ્રય આપવાનુ કામ જુદા જુદા પ્રતિષ્ઠાનોએ લઈ લીધુ છે એના પર સર્જકોનો એક મોટો વર્ગ નભી રહ્યો છે આ પ્રતિષ્ઠાનોના કર્તાહર્તાઓના ગમા-અણગમા તથા હિતો ભારે પ્રભાવક જણાય છે. યુનિવર્સિટીમા એકાદ પદ, એકાદ સુવર્ણચંદ્રક, એકાદ પારિતોષિક, એકાદ સામયિકનુ સંપાદકપદ, એકાદ પુસ્તકનુ લેખન કે અનુવાદ વગેરેથી તત્કાલ પૂરતા શીઘ્ર પરિતૃપ્ત થઈ જતા સર્જકોના આ ઉપજીવી વર્ગ પર સત્તાકેન્દ્રો જેવા પ્રતિષ્ઠાનોના કર્તાહર્તાઓના ગમા-અણગમા અને સંકીર્ણ હિતો ભારે પ્રભાવ ધરાવે છે. આ પ્રતિષ્ઠાનોના અધિષ્ઠાતાઓ રીંગ રચી વગના ક્ષેત્રનો વિસ્તાર કરતા રહે છે. આ અધિષ્ઠાતાઓ કંઈ મહાગ્ના જ હોય છે એવુ પણ નથી મોટે ભાગે તો સર્જકોમા જેમને સર્જન કરતા

સંસ્થાઓના કારભાર અને દાવપેચો વધુ ફાવતા હોય તેવા આ પ્રતિષ્ઠાનો પર કબજો કરી લે છે. અને પોતાની પાછળ એક વફાદાર ટોળું પણ ઊભું કરવા માંડે છે આપણે ત્યાં પણ આવું થયું છે. આપણે ત્યાં ઉમાશંકર આનું પ્રતીક બની ગયા છે

હમણાં 'ઇન્ડિયન લીટરેચર'નો ઇન્ડિયન પોએટ્રી ટુ ડે' નામે પ્રગટ થયેલો જાન્યુ એપ્રિલ '૮૦નો વિશેષાંક જોયો સાહિત્ય અકાદમીના આ મુખપત્રમાં કુલ ઓગણીસ ભારતીય ભાષાઓમાંથી સોએક કવિઓની રચનાઓ પ્રગટ થઈ છે આધુનિક ગુજરાતી કવિતાનું પ્રતિનિધિત્વ ઉમાશંકર, સુંદરમ્, સ્નેહરશ્મિ, વેણીભાઈ મકરંદ, રાજેન્દ્ર, નિરંજન, પ્રિયકાંત, મણિલાલ, રાવજી, હરીન્દ્ર, ઉશનસ્, જયંત પાઠક, શેખ, લાભશંકર સિતાંશુ, ચં શેઠ અને આદિલ કરે છે આમાં કેટલા કવિઓ આધુનિક તે પ્રશ્ન થાય વળી રાજેન્દ્ર-અનિલ-રમેશની પેઢી આમાંથી બાકાત રખાઈ છે એમાંના અનુવાદો વિશે બે એક વાત કરું વેણીભાઈની કૃતિ 'નયણાં'ના શીર્ષકનો અનુવાદ સિતાંશુએ Eyes (આઈઝ) કર્યો છે। રાવજીના "આભાસી મૃત્યુનું ગીત"માં દીપક મહેતાએ "હણહણતી મેં સાંભળી સુવાસ" અને 'મને વાગે સજીની હળવાશ" એ બે પંક્તિઓ જ ઉડાવી દીધી છે। શીર્ષકનો અનુવાદ The saffron suns અને 'વીરા'નો અનુવાદ 'ઓહ ડિયર !' એવો કર્યો છે। આવા અનુવાદોને આધારે વિદેશોમાં અનુવાદ થશે તો મૂળ કૃતિની દશા કેવી થશે? મહદ્દયોએ આધુનિક ગુજરાતી કવિતાનું પ્રતિનિધિત્વ કઈ કઈ કૃતિઓથી કેવા અનુવાદો રૂપે વિશ્વમાં થયું છે તે ચકાસી ઊહાપોહ કરવો જોઈએ

આ વિશેષાંકમાં ગુજરાતી કવિઓમાં આરંભે ઉમાશંકરનો 'મેજોર ઇન્ડિયન પોએટ' અને સુંદરમ્‌નો 'આધુનિક ગુજરાતી સાહિત્યના ઉત્તમ કવિઓમાંના એક' એવો પરિચય આપ્યો છે ઉમાશંકરના પરિચયમાં સાહિત્ય અકાદમીનું પ્રમુખપદ, વિશ્વભારતીનું કુલપતિપદ

અને જ્ઞાનપીઠ એવૉર્ડનો ઉલ્લેખ છે તે પછી સંગ્રહોના નામ છે સુંદરમ્‌ના પરિચયમાં 'અવલોકના'ને મળેલા અકાદમીના ઈનામનો તથા તેમના સંગ્રહોનો ઉલ્લેખ છે.

આખા વિશેષાંકમાં એકમાત્ર ઉમાશંકર માટે જ 'મેજોર ઇન્ડિયન પોએટ' એવું વિશિષ્ટ અર્થ ધરાવતું વિશેષણ ચોંટાડ્યું છે એ નોંધવા જેવું છે કે કવિતા માટે જ્ઞાનપીઠ એવૉર્ડ પ્રાપ્ત કરનારા શંકર કુરુપ, વિષ્ણુ દે, 'અજ્ઞેય' જેવા કવિઓ માટે આ વિશેષણ યોજાયું નથી એ વાત જવા દઈએ તો પણ ઉમાશંકરને કઈ ભૂમિકા પર આવું બિરુદ મળ્યું તેનું પ્રતિપાદન થયું નથી ઉમાશંકરમાં ભારતીયતાનો કયો 'વિશેષ' પ્રગટ થયો છે? એ માંગલ્યવાદ સંમતીત છૂટાછવાયા તારણોરૂપ છે કે પછી એનું સ્વરૂપ વધુ સંકુલ છે? એમને મેજોર ઇન્ડિયન પોએટ સિદ્ધ કરે એવા કયા વિલક્ષણ તત્ત્વો કે પછી એવો કયો વ્યાપક પ્રભાવ ભારતીય કવિતા પર પડ્યો છે?

વાસ્તવમાં તો વિશ્વશાંતિ, ગંગોત્રી, નિશીથ, વસંતવર્ષા અને અભિજ્ઞામાં પ્રગટ થતી ઉમાશંકરની કવિપ્રતિભા મધ્યમ કક્ષાની છે એમને જેને માટે જ્ઞાનપીઠ એવૉર્ડ મળ્યો હતો તે 'નિશીથ' સંગ્રહે ભારતીય કવિતાની વાત તો બાજુએ રહી પણ ગુજરાતી કવિતામાં પણ એવું કશું આંદોલન, કશી ચર્ચા કે અસર સુધ્ધાં જન્માવી નથી ઊલટું એમણે પોતે બ. ક ઠા., નાનાલાલ જેવા પૂર્વસૂરીઓ, સમકાલીનો ને અનુગામીઓની સ્પષ્ટ અસર ઝીલી છે એલિયટ અને ટાગોર જે અર્થમાં મેજોર પોએટ ગણાયા છે તે અર્થમાં ઉમાશંકરને ગણી શકાય? આ બંનેની કવિતાઓ આગળ ઉમાશંકરની કવિતાઓ કેવી તો સામાન્ય અને ફિક્કી લાગે છે ' 'નિશીથ' માટેનો જ્ઞાનપીઠ એવૉર્ડ મળ્યો નથી પણ મેળવાયો છે, એવી ચર્ચા આપણા સાહિત્યિકવર્તુળોમાં થતી આવી છે ઉમાશંકરના કહેવાતા પદ્યનાટકોના પ્રયોગો એ સ્વરૂપને આપણા સાહિત્યમાં સ્થિર કરવામાં પણ સફળ થયા નથી.

કાવ્યપુરુષાર્થની અવેજીમાં એક વફાદાર ટોળું વર્ષોથી યોજનાપૂર્વક એમની ઈમેજ ઊભી કરવા ગુણગાન ગાયા કરતું જોવા મળે છે એની પાછળ નામ ઉછાળ્યા કરવાથી પ્રજામાનસ પર ધારી છાપ ઉપસાવી શકાશે એવી ગણતરી હોઈ શકે આવું માનવા પાછળનું કારણ એ છે કે, ઉમાશંકરના સર્જનોની તપાસ કરવાને બદલે મનીષી, ઋષિ, આર્ષદ્રષ્ટા, મૂર્ધન્ય કવિ જેવા વિશિષ્ટ અર્થ-સંદર્ભ ધરાવતા શબ્દોને ઉછાળતા રહેવાનું જ આ વર્ગનું વલણ જોવા મળે છે

આ માટે ઉમાશંકરે પ્રતિષ્ઠાનો પર અંકુશ મેળવીને અને નવા પ્રતિષ્ઠાનો ઊભા કરીને કીર્તિપિપાસુઓનો એક આખો વર્ગ ઊભો કરી દીધો છે આવા વર્ગ માટે સાહિત્ય કેવળ નિમિત્ત છે, કહો કે હેતુઓ સિદ્ધ કરવાનું સાધન માત્ર છે ગુજરાતી સાહિત્યનું શિક્ષણ, યુનિવર્સિટી, રેડિયો, કહેવાતી સાહિત્યસંસ્થાઓ, સાહિત્યિક સામયિકો અને ચંદ્રકો-પારિતોષિકોને કારણે આ વર્ગ ઊભો થયો છે સાહિત્યમાં કે સાહિત્યિક સંસ્થાઓમાં કે શિક્ષણસંસ્થાઓમાં જેઓ તેમને અનુકૂળ નથી થતા તેમને ઉપેક્ષા વડે કે બીજી યુક્તિઓથી કુંઠિત કરવાના પ્રયાસો થાય છે

સુંદરમ્ અને ઉમાશંકર ગાંધીયુગના મહત્ત્વના કવિઓ ગણાયા છે. અહીં સુંદરમ્‌ને આધુનિક ગુજરાતી સાહિત્યના ઉત્તમ કવિઓમાંના એક તરીકે અને ઉમાશંકરને મેજોર ઇન્ડિયન પોએટ તરીકે ઓળખાવવામાં એકને બીજાથી ઊંચા તારવી બતાવવાની ચાલાકી જણાઈ આવે છે એટલું જ નહીં, આધુનિક ભારતીય કવિઓમાં પણ તેમને શીર્ષસ્થ કરવાની ચાલાકી જણાઈ આવે છે નવાઈની વાત તો એ છે કે, ઉમાશંકરને આ ખિતાબ બક્ષનાર મહાનુભાવનું નામ તો આપણાથી સદાને માટે અજ્ઞાત જ રહેવાનું છે

અહીં ઉમાશંકરની કવિ તરીકેની ઓળખ એમનું કઈ કઈ સંસ્થાઓમાં આધિપત્ય છે ને કયો એવોર્ડ એમણે જીત્યો છે, તે વિગતોથી આપી છે એક કવિની ઓળખ સંસ્થાઓ પરના તેના

આધિપત્ય અને એવૉર્ડ પરથી કેવી રીતે પ્રાપ્ત થઇ શકે? અત્યંત અહીં તો ઉમાશંકરના કવિ તરીકેના પ્રતિષ્ઠાનાશ્રિત વ્યક્તિત્વનો વેધ ખ્યાલ આવી જાય છે ઉમાશંકર છેલ્લા ત્રણ દાયકાથી પ્રતિષ્ઠાનોને આશ્રયે જ વિસ્તરતા રહ્યા છે પણ સર્જન સાથે જ જેને નિસ્બત છે તેવો સર્જક તો પ્રતિષ્ઠાનોની ગુનાહીત આચારસંહિતાઓ અને અમાનવીય માળખાઓમાં બંધ ન બેસી શકવાથી અલગારી જ રહેવાનો. તેને નામ-ઇનામ કે પદથી ગૂંગળામણનો જ અનુભવ થવાનો. એ રીતે સુંદરમ્ ઉમાશંકરને મુકાબલે અલગારી રહ્યા છે.

બીજે બધે તેમ આપણે ત્યાં પણ સર્જકો અને સર્જનોમાં નામ, ઇનામ, પદ આદિ સાધનોથી યોજનાપૂર્વક ઉચ્ચાવચતાનો ભેદ ઊભો કરવામાં આવતો રહ્યો છે. રણજીતરામ કે નર્મદ જેવા ચંદ્રકો કે પારિતોષિકોથી સર્જન અને સર્જકને વેતરી કે વધારી શકાય એવું વાતાવરણ ઊભું કરાયું છે. એ રીતે ચંદ્રકો, પારિતોષિકો અને પદો વિતરણ કરનારા હાથો પોતાના લાભમાં ભ્રામક મૂલ્યો ઊભા કરતા હોય છે. સર્જક અને સર્જનનું શોષણ તથા તેને કુંઠિત કરવાનું દુષ્કૃત્ય તેમના દ્વારા થતું હોય છે. એ કઈ રીતે થાય છે, તે જોઈએ.

આપણે ત્યાં '૫૬ પછી સર્જન-વિવેચનમાં આપણા સાહિત્યના ઇતિહાસમાં અપૂર્વ કહી શકાય તેવા આંદોલનો શરૂ થયા, આજ પર્યંત આ આંદોલનો ચાલુ રહ્યા છે. એને પરિણામે સાહિત્યના લગભગ તમામ સ્વરૂપો અને સાહિત્યમીમાંસામાં નવોન્મેષો પ્રગટ થયા છે. આ હકીકતના સંદર્ભે અકાદમીએ જુદા જુદા સાહિત્યસ્વરૂપોમાં '૬૦ પછી જેને પુરસ્કાર્ય અંશ માન્યો છે તે પુસ્તકો જુઓ. વિવેચનમાં સુંદરમ્‌નું 'અવલોકના', ઉમાશંકરનું 'કવિની શ્રદ્ધા' અને અનંતરાય રાવળનું 'તારતમ્ય,' નવલકથાઓમાં દર્શકની સોક્રેટીસ' અને રઘુવીરની નવલત્રયી, કવિતામાં ઉમાશંકરની 'નિશીથ', રાજેન્દ્ર શાહની 'શાંત કોલાહલ', ઉશનસ્‌ની 'અશ્વત્થ' અને હરીન્દ્રની 'હયાતી'.

અકાદમીના સૂત્રધારોએ '૫૬ પછીના એક અપૂર્વ આંદોલનના ફળરૂપે પ્રગટેલા નવોન્મેષો સામે આ કૃતિઓને પુરસ્કાર્ય અંશ જાહેર કરીને કયા મૂલ્યની પ્રતિષ્ઠા કરી છે? આ બધી કૃતિઓને આધુનિક સાહિત્યનો પુરસ્કાર્ય અંશ જાહેર કરનારા નિર્ણાયકો કોણ હતા? તેમની નિમણૂક કોણે કરી હતી? અને તેમની પાસે તેમના નિર્ણય માટે શી ભૂમિકા હતી? આ પરથી એક જ તારતમ્ય પર આવી શકાય અને તે એ કે, સુ જોના પ્રવેશ સાથે ઉદ્ભવેલા અપૂર્વ આંદોલનને ભૂસી નાખવા ને તેમ નહીં બને તો નગણ્ય સિદ્ધ કરવા પરંપરામાન્ય હોવાના જ કારણે નબળી કૃતિઓની સાહિત્યમીમાંસા દ્વારા નહીં પણ પુરસ્કારો દ્વારા સ્થાપના કરવાનો કુત્સિત પ્રયાસ ગાંધીયુગના મમીઓએ કર્યે જ રાખ્યો છે

સાચા સર્જનની વિડંબના કરતા આવા પૂર્વગ્રહદૂષિત પ્રતિષ્ઠાનોને અપ્રતિષ્ઠિત કરવા જોઈએ ગુજરાતી સાહિત્યના પાઠ્યપુસ્તકો, રેડિયો, સામયિકો, સાહિત્યિકસંસ્થાઓ વગેરેની કામગીરી પણ 'કેવળ સાહિત્ય'ને જ કેન્દ્રમાં રાખીને થાય છે કે નહીં તેનો ઊહાપોહ થતો રહેવો જોઈએ ચંદ્રકો, પારિતોષિકો આદિને નિમિત્તે આપણને મળવી જોઈતી સમૃદ્ધ સાહિત્યમીમાંસા મળતી નથી તે મળવી જોઈએ. તેની તપાસ થતી રહેવી જોઈએ ચંદ્રકો પારિતોષિકો આદિ સાથે અવિનાભાવે જોડાયેલા આ લાભો મળવાને બદલે આજે તો ચંદ્રકો-પારિતોષિકો આદિનો નિર્ણય લેવાની પ્રક્રિયા ષડયંત્ર રચાતું હોય તેવો ભાવ જન્માવે છે નિર્ણાયકોની સજ્જતા, કક્ષા અને સંકીર્ણ વફાદારી પણ શુદ્ધ સર્જન'ની પ્રતિષ્ઠા કરવા આડેના મોટા વ્યવધાનો સિદ્ધ થતા આવ્યા છે આ વિશે ઊહાપોહ થતો રહેવો જોઈએ

સાહિત્યના હિતચિંતકો માટે ફરીથી નામ-ઇનામ-પદની સ્પૃહા વિનાના અલગારી સર્જકોનું, ગળે ચંદ્રકો લટકાવીને ફર્યા કરતા પ્રતિષ્ઠા-નાશ્રિત સર્જકો સામે ગૌરવ કરવાનો સમય આવી લાગ્યો છે આખરે તો સર્જન અને સર્જકને પોષક વાતાવરણ રચવાની જવાબદારી સદાજાગ્રત નીડર વિવેકી સહૃદયોને શિરે જ હોય છે □

## ગુજરાતી વાર્તા

## સુરેશ જોષી કૃત 'વરપ્રાપ્તિ' / શિરીષ પંચાલ

ગુજરાતી સાહિત્યમા અમુક જ વિષયોને જુદા જુદા કેન્દ્રો પરથી તપાસવાનો સબળ અને સફળ પ્રયત્ન 'કાન્ત'થી આરંભાયો એમ આપણે કહી શકીએ 'કાન્ત' પછી તો સુન્દરમ્, ઉમાશંકર જોષી, રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત અને આધુનિકોમા ગુલામ મોહમ્મદ શેખ, સિતાંશુ યશશ્ચંદ્ર, લાભશંકર ઠાકર, રાવજી પટેલ, રાજેન્દ્ર શુક્લ જેવાએ આ દિશામા સારી કામગીરી બજાવી. ટૂંકી વાર્તામા આવો પ્રયત્ન સુરેશ જોષીથી આરંભાયો. આવા સર્જકોની કૃતિઓનુ માત્ર વિહંગાવલોકન કરનાર એવો પણ આક્ષેપ મૂકી શકે કે આ સર્જકની કૃતિઓમાં પુનરાવર્તન થયા કરે છે, પણ એક વાત ધ્યાનમા રાખવી જોઈએ કે વિષયવૈવિધ્ય, સ્થળવૈવિધ્ય, પાત્રવૈવિધ્ય જેવા વૈવિધ્ય કોઈ સર્જકને મહાન સર્જક બનાવી ન શકે.

સુરેશ જોષી કૃત 'વરપ્રાપ્તિ' પરંપરાગત શૈલીની વાર્તા છે એમા દેખીતી રીતે કશી દુર્બોધતા નથી, પ્રતીકોની ભરમાર નથી, બીજી વાર્તાઓ કરતા સંવાદનો વધુ ઉપયોગ છે, વિષયવસ્તુ પણ સીધેસાદુ છે. નાયક લવંગિકા નામની યુવતીને ચાહે છે પણ તેની આગળ લંડન જવા માગતા અતુલ સાથેના લગ્નનો પ્રસ્તાવ રજૂ કરે છે લવંગિકા નાયકને ચાહે જ એટલે અતુલ સાથેના લગ્નનો પ્રસ્તાવ અસ્વીકારીને વાર્તાને અન્તે નાયકને ચુમ્બન કરી બેસે છે. આનો અર્થ એવો નથી કે આ વાર્તામા લવંગિકા નામની યુવતીને કેવી રીતે પામવી એ સમસ્યા કેન્દ્રસ્થાને છે. આવી સમસ્યાને જો સુરેશ જોષી કેન્દ્રમ

રાખતા હોય તો મગન છગન વાર્તાકારોની હરોળમા બેસી જાય. વાર્તાના એક કરતા વધુ વાચન પછી આપણને પ્રતીતિ થવા માડે છે કે 'વરપ્રાપ્તિ'મા સમસ્યા આટલી સરળ નથી તેની નિરૂપણપધ્ધતિ માની લીધી તેટલી સરળ નથી પરપરાગત શૈલીનો આભાસ ઊભો કરીને વાર્તાકાર તેને પણ પોતાનો આગવો સ્પર્શ કરાવી જાય છે અગાઉ ઉલ્લેખ કર્યો કે આ વાર્તામા પ્રતીકોની ભરમાર નથી પણ વાર્તામા આદિથી અત સુધી લવ ગિકાનુ પાત્ર એક પ્રતીકની ગરજ સારે છે

સુરેશ જોષીની ાક્ષસ', કપોલકલ્પિત' જેવી વાર્તાઓમા અને જનાન્તિકે'ના નિબન્ધોમા અવારનવાર આપણી જડભરત, સવેદનહીન બની ગયેલી સંસ્કૃતિની વાત આવે છે માનવીએ બુદ્ધિને વિકસાવીને પોતાની આદિમ સવેદનાને ખોઈ નાખી ઇન્દ્રિયપ્રત્યક્ષો માણવાને બદલે એ પદાર્થો વિશેની વિભાવનાઓથી માહિતીથી પોતાનો વ્યવહાર ચલાવ્યે રાખવાનુ પસદ કર્યું, ધીમે ધીમે જીવનથી આપણે દૂર થતા ગયા. અદ્ભુત અને ભયાનકની સૃષ્ટિ ગુમાવી દીધી. આને કારણે જીવનની યાત્રિકતા વધુ ને વધુ ભીષણ બનતી ગઈ આવી સ્થિતિમા નારી દ્વારા અદ્ભુત અને ભયાનકની પ્રાપ્તિ કરી શકીએ, એટલે આ વાર્તામા લવ ગિકાની પ્રાપ્તિ એ કોઈ સામાન્ય નાયિકાની પ્રાપ્તિ બની રહેવાને બદલે ખોવાઈ ગયેલી અદ્ભુત અને ભયાનક સૃષ્ટિની પ્રાપ્તિ બની રહે છે આ કેવી રીતે બને છે તે આપણે જોઈએ

ગૃહપ્રવેશ' કે 'બીજી થોડીક' વાર્તાસગ્રહોમા આપણને પાત્રોના સ્થૂળ પરિવેશ વિશેની માહિતી પણ આપવામા આવી હતી પણ ધીમે ધીમે પાત્રો વિશેની આવી માહિતીનો હ્રાસ થતો જાય છે આ વાર્તામા આ પાત્રો વિશે કશી જ માહિતી આપવામા આવી નથી અપિ ચ'ની ઘણી વાર્તાઓની જેમ આ વાર્તા પણ પ્રથમ પુરુષમા કહેવાઈ છે વાચકને વાર્તા કહેનારના જગતમા પ્રવેશ મેળવવાનુ આમત્રણ પણ 'આપણે'ના ઉપયોગ દ્વારા આપવામા આવ્યુ છે

વાર્તાના આરંભમાં* જ બહારથી આવેલો નાયક નાયિકાને મેગ્નોલિયાના ફૂલ ગોઠવતી જુએ છે આ રીતે પ્રકૃતિ અને નાયિકા વચ્ચેના ઐક્ય તરફ ઈશારો થાય છે ધીરે ધીરે આ ઐક્ય સ્પષ્ટ થતુ જાય છે આગળ જતા વર્ણન આવે છે 'મેગ્નોલિયાની પાખડીઓ વચ્ચે સતાઈ જતી અને પ્રગટ થતી એની આગળીઓને હું જોઈ રહ્યો ' આ વાક્ય એક સાથે બે ભૂમિકા પ્રગટાવે છે-નાયિકાની આગળીઓ ફૂલોની પાખડીઓ સાથે સાદૃશ્ય ધરાવે છે એ એક ભૂમિકા આગળીઓ માટે વપરાયેલા 'સતાઈ જતી' અને 'પ્રગટ જતી' વિશેષણો શિશુસહજ વ્યક્તિત્વનુ સૂચન કરે છે એ બીજી ભૂમિકા

બાળક જ વ્યક્તિત્વનો ભાર બાજુએ મૂકીને જીવી શકે લવંગિકા મોટી વયની હોવા છતા તેનામા શિશુસહજ આ લાક્ષણિકતાઓ અખડ રૂપમા જળવાયેલી છે એના વિશેષ સૂચન ફરીથી આપણને કરવામા આવ્યા છે લવંગિકાની આ એક ખૂબી છે પોતાના વ્યક્તિત્વનો અચળો ગમે ત્યારે ઉતારી નાખીને એ આપણી વચ્ચે હોવા છતા દૂર સરી જઈ શકે છે ' આ વિધાન બિનજરૂરી બની રહે છે કારણ કે તેના વ્યકિતત્વને મૂર્ત કરવા વધુ સારુ ચિત્ર લેખક યોજી બતાવે છે 'એની પાપણો હાલે પણ તે તો પવનને કારણે હાલતી હશે એવુ તમને લાગે.' આમ પુષ્પ, અન્ધકાર અને પવન જેવા તત્ત્વોમા પોતાની જાતને લુપ્ત કરતી અથવા પ્રકૃતિમય બની જતી નાયિકાની છબિ આપણી આગળ મૂર્ત બની ઊઠે છે

---

* સુરેશ જોષીની ઘણી વાર્તાઓના પ્રારંભ એકસરખા હોય છે એક સ્થિતિમાથી બીજી સ્થિતિમા મુકાવાની ક્રિયા વાર્તાના આરંભે ઘણું કરીને સૂચવાતી હોય છે દા. ત સરખાવો, 'ઓરડામા દાખલ થતા મને લાગ્યુ કે ' (એક પુરાણી વાર્તા), 'આખરે હિંમત કરીને મે શ્રીપનરાયને મળવા જવાનુ નક્કી કર્યું,' (એક મુલાકાત), 'ગામનુ પાદર વટાવીને તમે થોડાક આગળ વધો એટલે વળાક આવે ' (કપોલકલ્પિત) '

નાયક તો લવંગિકા માટે અતુલનો પ્રસ્તાવ લઈને આવેલો છે પણ તે પોતે લવંગિકાને ચાહે છે, લવંગિકા માટેની તેની લાગણી પ્રત્યક્ષ રીતે જણાવવામા આવી નથી પણ તે જે રીતે નાયિકાની નાની નાની વિગતોમા રસ લઈ રહ્યો છે તેના પરથી તેનો ખ્યાલ આવી જાય છે એ વિગતો જે પ્રકારના ગદ્ય દ્વારા આલેખાઈ છે તેનો જ્યારે વિચાર કરીશુ ત્યારે પાત્રના મનોજગતની સમાતરે ભાષાની ગતિનો ખ્યાલ આવશે 'દીવી લીધી ઘીનુ પૂમડુ મૂક્યુ, ઘી પૂર્યું ને દીવા સળગાવ્યો નાની શી જ્યોતથી એની ચિબુકથી તે સીમન્તરેખા સુધીની સીધી લીટીમા પ્રકાશની ધાર અકાઈ ગઈ' પૂર્વાર્ધમા માત્ર માહિતી આપતુ ચિત્ર ત્રણ પેટા વાક્યોમા વહેચાયેલુ છે પછી, એકાએક જાણે પેલી સૃષ્ટિનુ અનવદ્ય રૂપ આછા શા પ્રકાશમા જાણે પ્રકટતુ હોય અને એનો આનદ ઉત્તરાર્ધની વાક્યરચના દ્વારા આલેખાય છે

નાયકનુ જગત વાસ્તવિકતાનુ જગત છે, નાયિકાનુ જગત પ્રકૃતિની લીલાથી સભર જગત છે આ બને વચ્ચેનો વિરોધ પણ યોજ્યો છે આ વિરોધને ઉપમા દ્વારા મૂર્ત કરવામા આવેલો છે. નાયક લવંગિકાને કશુ કહેવા માગે છે પણ તે કહી શકતો નથી, પોતાની એ સ્થિતિનુ વર્ણન આ રીતે કરે છે 'પણ પવન પડી જતા વહાણ સ્થિર થઈ જાય તેમ મારુ મન સ્થિર થઈ ગયુ હતુ' આગળ ચાલતા નાયિકા માટે ઉપમા પ્રયોજાઈ છે, 'બારીની પાળ પર બેઠેલી લવંગિકા જાણે એક ઉછળતા મોજા જેવી હતી.' આ બને ઉપમાઓ પ્રયોજાયેલા વહાણ અને મોજા વચ્ચે સમ્બન્ધ હોવા છતા બને જુદા જુદા જગતને સૂચવે છે વહાણથી આપણુ વાસ્તવ જગત સૂચવાય છે જ્યારે મોજા વડે પ્રાકૃતિક જગત સૂચવાય છે એટલુ જ નહીં પણ પવન પડી ગયેલા વહાણ દ્વારા સ્થિતિ સૂચવાય છે, મોજા દ્વારા ગતિ સૂચવાય છે નાયક પોતાના વાસ્તવજગતમાથી પેલા પ્રાકૃતિક આદિમ અદ્ભુત અને ભયાનકના જગતમા યાત્રા કરવા નીકળ્યો છે, વહાણ છે પણ ગતિ

નથી, લવંગિકા તરંગ જેવી છે, એ તરંગ ઉપર સવાર થયેલું વહાણ પવનની મદદથી ગતિશીલ બનશે.

આ અન્ધકાર, સમુદ્રના જગતમાંથી ફરી આપણે વાસ્તવ જગતમાં અતુલ નામની વ્યક્તિના ઉલ્લેખ દ્વારા આવી ચઢીએ છીએ નાયક-નાયિકાની જેમ અતુલ વિશે પણ કશું જણાવવામાં આવ્યું નથી, એ અનિવાર્ય પણ નથી. અતુલ જીવતીજાગતી વાસ્તવિકતા છે એટલું જાણવું જ આપણે માટે પૂરતું છે પણ વાસ્તવિકતાથી બને તેટલા દૂર જવાનું વલણ નાયકનું છે. અતુલના ઉલ્લેખ પછીની વિગતો જોવાથી આનાથી ખાત્રી થશે. નાયિકા શૈશવની સ્મૃતિમાં ચાલી જાય છે, ત્યાં પરી અને રાક્ષસ છે, ઇન્દ્રિયજન્ય અનુભૂતિઓ છે, અદ્ભુત ભયાનકને પામવાની કુતૂહલવૃત્તિ છે નાયિકાએ તો આ જગત સાથે પોતાની આત્મીયતા ટકાવી રાખી હતી પણ નાયક થોડો વ્યવહારુ બન્યો છે, વાસ્તવજગતમાં એક પગ રાખીને બેઠો છે એ પોતે કબૂલે છે પણ-'હવે હું રાક્ષસ થઈને બિવડાવું એટલો અન્ધકાર મારામાં નથી રહ્યો એમ તને લાગે છે?' પોતાના વાસ્તવજગતની પડછે છે તે પરીકથાની અદ્ભુત સૃષ્ટિ મૂકી આપે છે. નાયક પોતાની માને નિમિત્તે પરીકથાની સૃષ્ટિમાં જઈ ચઢે છે એ સૃષ્ટિના સત્ત્વને વાસ્તવિકતાથી ભરેલા જગતમાં સંગોપીને રાખવું પડે. વહુ શોધવા કેમ ગયો ન હતો એના ઉત્તરમાં નાયક કહે છે, 'ટબૂકડી અમથીએ હતી ને ત્યારથી રખે ને એને કોઇ ચોરી લઇ જાય એ બીકે મે સંતાડી રાખી છે' નાયક-નાયિકાના સંવાદો પરથી ખ્યાલ તો આવી જાય કે નાયકે લવંગિકાને જ પોતાના ચિત્તના નેપથ્યે સંતાડી રાખી હતી એ રીતે તેણે પોતાનો સમગ્ર ભૂતકાળ, અદ્ભુત વિસ્મયથી સમૃદ્ધિ સૃષ્ટિ સંતાડી દીધા હતા. હવે આના સન્દર્ભમાં વીંટીનો ઉલ્લેખ યાદ કરવો જોઈએ આમ તો સામાન્ય વિગત તરીકે વીંટીની વાત આવે છે. બાળપણમાં નાયકની આંગળી પરની વીંટીથી નાયિકાએ તેને ઓળખી કાઢ્યો હતો પણ હવે

આ સન્દર્ભમા જ્યારે સમજવાનો પ્રયત્ન કરીએ ત્યારે તેના અધ્યાસો વિસ્તરે છે નાયકનુ અભિજ્ઞાન નાયિકાને વીંટી દ્વારા થાય છે તેવી જ રીતે અદ્ભુત અને ભયાનકનુ અભિજ્ઞાન પણ લવંગિકા દ્વારા કરવાનુ એ સૃષ્ટિને પામવા આડે વાસ્તવજગત આવે, એ વાસ્તવને ભુલાવી દેવા મંત્ર, ચમત્કાર જોઈએ એટલે નાયક કહે છે 'અરે, એને મે કાઈ ખિસ્સામા થોડી જ મૂકી છે! ચદન તળાવડીને કાઠે આમાનુ ઝાડ છે તેની બખોલમા મંત્ર ભણીને સતાડી રાખી છે. એ મંત્ર ફરીથી બોલુ તો એ મોટી થઈને હાજર થાય પણ હવે એ મંત્ર ભૂલી ગયો છુ' ત્યા નાયિકા ચુમ્બન કરીને એ મંત્ર પોતે ગ્રહી લે છે અને ત્યા વાર્તા પૂરી થાય છે કોઈને નાયિકા પ્રગલ્ભ લાગે પણ એ વર્ણન જોઈશુ તો બાળકની ક્રીડાનુ જ વર્ણન લાગે છે તેની અંતિમ ઉક્તિમા પણ શિશુસહજ વિસ્મય છે

'રાક્ષસ' વાર્તામા આ અદ્ભુત અને ભયાનકથી ભરેલી સૃષ્ટિ ખોઈ નાખ્યાની વાત આવતી હતી, ત્યા આપણા જીવનની કપરી વાસ્તવિકતા, મરણ વગેરે એ સૃષ્ટિને ખતમ કરી નાખે છે, જ્યારે અહી આગળ એ સૃષ્ટિની પુન.પ્રાપ્તિની વાત છે શીર્ષક દેખીતી રીતે લવંગિકાને થતા વરની પ્રાપ્તિની વાત કરે છે પણ વાર્તાનો સંદર્ભ જોતા નાયકને જે પ્રાપ્તિ થાય છે મહત્ત્વની બની જાય છે. નાયક નાયિકાને પામવા અંધકારમય બનવા તૈયાર છે, અન્ધકાર એટલે બાળપણની સૃષ્ટિ અને જ્યા સંસ્કૃતિનો પ્રકાશ થયો નથી એવી આદિમ સૃષ્ટિ એ રીતે આ વાર્તાની ઘટનાનુ સ્તર સામાન્ય રહેવાને બદલે વિસ્તરે છે એ વિસ્તાર થાય એટલે ઘટનાહ્રાસ થાય ઘટનાહ્રાસ કરવા માટે ઘટનાને ઓગાળી નાખવાની કોઈ જરૂર નથી, પણ એ ઘટનાને જ્યારે આવા સૂક્ષ્મ સ્તર પર પ્રયોજીએ ત્યારે એ પેલા વિશિષ્ટ કાળ કે સ્થળની બની રહેવાને બદલે સર્વકાળ સર્વસ્થળની બની જાય છે. આપણે જોયુ તે પ્રમાણે ઘટનામાથી બીજી બધી વિગતો

બાદ કરી નાખવામા આવી છે, આપણને ચોંકાવી નાખે એવુ કશુ અસાધારણ બનતુ નથી ઘટનાએ , વિગતો પ્રથમ દૃષ્ટિએ તો સામાન્ય જ છે વાર્તા પ્રથમ પુરુષના કથનકેન્દ્ર પરથી આલેખાઈ હોવા છતા નાયકના ચિત્તમા જે કઈ વિચારપ્રવાહ ચાલે છે તેનો આપણને પરિચય કરાવવામા આવતો નથી એટલે વાર્તાનો વિચાર પાત્રપ્રધાન વાર્તા તરીકે કરવાનો નથી એ સૂચવાઈ જાય છે નાયક લવ ગિકાને ચાહે છે આપણે ઘડીભર આ ઉપલા સ્તરને સ્વીકારી લઈએ. આ સ્તરને પણ વાર્તાકાર સફળતાપૂર્વક આલેખી શકયા છે. લવ ગિકાને નાયક ચાહે છે પણ વચ્ચે અતુલ છે આ અતુલનો ઉલ્લેખ કયા કયા અને કેવી રીતે કરવામા આવ્યો છે તેને જો તપાસીએ તો નાયકની સમસ્યા સમજી શકાય પહેલી વાર જ્યારે અતુલનો ઉલ્લેખ આવે છે ત્યારે એ પૂર્વે અન્ધકાર અને સમુદ્રનો સન્દર્ભ આવે છે પ્રકૃતિના આ તત્ત્વો વિશે કોઈ પ્રકારનુ ચિંતન નથી પણ તેમના ઇન્દ્રિયગોચર વિશ્વ પ્રગટાવી આપવામા આવ્યા છે લવ ગિકા પણ સમુદ્રના માધ્યમ દ્વારા આપણી આગળ પ્રગટે છે. આ પરિવેશના સન્દર્ભમા અતુલનો પહેલો ઉલ્લેખ આવે છે 'આથી રખેને બધુ ભૂલી જાઉ એ બીકે હુ એકાએક બોલી પડયો "અતુલ કાલે આવે છે. તને ખબર છે ?" આ ઉક્તિ સામે લવ ગિકાનો પ્રત્યાઘાત જુઓ 'લવ ગિકાએ અન્ધકારમા જ મારી તરફ મોઢુ ફેરવ્યુ, કશુ બોલી નહીં' હવે જો ખરેખર અતુલ નામની વ્યક્તિમા, વાસ્તવિકતા પ્રત્યે નાયક ગભીર હોત તો આ વાતચીતની ભૂમિકા તેણે આગળ ચલાવી હોત પણ તેને બદલે પોતાના તરફ ધ્યાન કેન્દ્રિત કરવામા પરિણમતો પ્રશ્ન પૂછી નાખે છે 'તને બીક નથી લાગતી ?' પછી તો બાળકથાની સૃષ્ટિમા નાયિકા સરી જાય છે. એટલે ઇન્દ્રિયગોચર વિશ્વ અને બાળકથાના વિશ્વનો વચ્ચે અતુલની વાસ્તવિકતાને મૂકવામા આવેલી છે બીજી વખત પણ અતુલના ઉલ્લેખ પ્રત્યે ધ્યાન આપતી નથી ત્રીજી વખત તે ત્યાયો

ચાલી જાય છે પછી તો નાયક નાયિકાને છેડવા છ છેડવા જાણી જોઇને અતુલની વાત કરે છે આ સ્તરની સ્વાભાવિકતાએ થોડી મુશ્કેલી ઊભી કરી સામાન્ય વાચક માટે. એ વાચક આ સ્તરને જ એક માત્ર સ્તર તરીકે સ્વીકારીને ચાલે છે, આ સ્તર પર દુર્બોધતા નથી એટલે પર પરાથી ટેવાયેલા વાચકને એ ગમી જાય પણ એનો ધ્વનિ બીજા સ્તર પર વિકસે છે આ બીજા સ્તર પર વિકસતા ધ્વનિને તેમની અન્ય વાર્તાઓના વિશ્વ સાથે સાંકળીએ ત્યારે જ તેની સમૃદ્ધિનો ખ્યાલ આવે. □

## સાભાર સ્વીકાર

**એકાંત મારા ભડકે બળે** (નવલકથા) નવીન કા મોદી, શબ્દલોક પ્રકાશન, ૧૦૫, સર્વોદય કોમર્શિયલ સેન્ટર પહેલે માળે, સલાપસ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, મૂ ૧૯-૫૦

**ક્રાંતિ :** (નાટ્યસગ્રહ) હકૂમતરાય દેસાઈ, મૂ. ૩ ૬.

**સીતાસુ મહાભારત** (નાટ્યસગ્રહ) હકૂમતરાય દેસાઈ, મૂ. ૩ ૫ બ નેના પ્રકાશક, સાહિત્ય સગમ, બાવાસીદીનો ટેકરો, ગોપીપુરા, સુરત.

બાર્કી બ્રિસ / બર્નાર્ડ માલામૂડ

અનુ વિજય શાસ્ત્રી

એ શેરી નદીના કાંઠા વિસ્તારમા આવેલી હોવા છતા ચારે બાજુએ ખુલ્લી જમીનોથી ઘેરાયેલી અને ઠેરઠેર જૂની ખખ્ખ ઇંટોના બનેલાં ટૅનામેન્ટની વાંકીચૂંકી હારમાળાઓ હોવાથી સાંકડી બની ગઈ હતી આકાશ તરફ દડો ઉછાળતા છોકરાને, શેરીમાથી ઊઠતા ધુમાડાને કારણે આકાશ નિસ્તેજ લાગતુ વિલી શ્લેગલ જ્યા પગી તરીકે કામ કરતો હતો તે નાકા ઉપરના કાળા પડી ગયેલા ટૅનામેન્ટની બરાબર સામે તેના જેવુ જ બીજુ એક ટૅનામેન્ટ હતુ ફેર માત્ર એટલો જ હતો કે તેમા શેરીનો એક માત્ર સ્ટોર ચાલતો એમા તૈયાર ખાદ્ય-સામગ્રી વેચાતી મિસ્ટર ઍન્ડ મિસિસ પેનેસ્સા એના માલિક હતા. સ્ટોરમા જવા માટે પાચ ચણેલા પગથિયા હતા દીવાલમા બાકોરા હતા

પેનેસ્સા દંપતીએ તેમની છેલ્લી મૂડી ખરચીને એ સ્ટોર હમણા જ ખરીદ્યો હતો એ વાત મિસિસ પેનેસ્સાએ થોડા દિવસ પર જ પગીપત્નીને કહી હતી એમના કહેવા મુજબ ઘરડે ઘડપણ બે દીકરી-ઓને ત્યા આશરો લેવો પડે એ તેમને પસંદ નહોતુ પગીપત્નીને કંઈક જાણવામા આવ્યુ હતુ તેમ એમની બંને દીકરીઓ બહુ સ્વાર્થી માણસો વેરે પરણી હતી એમના સ્વભાવ પણ બહુ વિચિત્ર હતા એમના પાડમાથી છૂટવા માટે મિસ્ટર પેનેસ્સાએ તેમની કારખાના કામદાર તરીકેની બચતના ત્રણ હજાર ઉપાડી લીધા હતા અને તેમાથી આ નાની અમથી ખાદ્ય સામગ્રીની હાટડી શરૂ કરી હતી, મિસિસ શ્લેગલ અને તેનો ધણી વિલી વરસોથી આ જ શેરીમા પગીપણું

કરતા આવ્યા હોવાને કારણે દુકાનથી સારી રીતે માહિતગાર હતા છતા કોઈક વાર ચોતરફ આખો ફેરવતા પૂછતા કે "આ દુકાન તમે શા માટે શરૂ કરી ?" ત્યારે મિસિસ પેનેસ્સા ઉત્સાહપૂર્વક જવાબ આપતા કે એ નાની હોવાથી અમારે ઝાઝી મહેનત કરવી નહિ પડે બીજુ એમની (મિસ્ટર પેનેસ્સાની) ય હવે ત્રેસઠ જેટલી ઉંમર થઈ હોઈ કમાવા માટે નહિ પણ ઓછી મહેનતે ગુજરાન ચલાવવા પૂરતો જ આ ધધો શરૂ કર્યો છે. લાબા સમય સુધી રાતદિવસ વિચાર કરીને એમણે નિર્ણય કર્યો હતો કે આવી એકાદી દુકાન તેમને પેટપૂરતુ તો રળી આપશે જ આમ બોલતી વખતે એ વૃદ્ધા એટ્ટા મ્લેગનની નિસ્તેજ આખોમા જોઈ રહેતી અને એટ્ટા કહેતી કે તેને પણ આ વાત બરાબર લાગે છે

એટ્ટાએ તેના ધણીને મહોલ્લાને નાકે શરૂ થયેલી એ નવી દુકાનની જાણ કરી એટલુ જ નહિ પણ કયારેક જરૂર પડે તો ત્યાથી જ ખરીદી કરવાની ભલામણ પણ કરી બીજા શબ્દોમા, હાલમા જ્યાથી ખરીદી થતી હતી તે 'સેલ્ફસર્વિસ'માથી તો ખરીદી ચાલુ જ રાખવી પણ કોઈ વાર ઓચિતા કશાની જરૂર પડે યા કોઈ વાર કોઈ વસ્તુ લાવવી ભૂલી જવાય ત્યારે આ પેનેસ્સાની દુકાનેથી લાવવી વિલી કહ્યા મુજબ જ કરતો.

વિલી ઊચો અને પહોળા ખભાવાળો, ભારેખમ ચહેરાવાળો, શિયાળામા કોલસા અને રાખોડી ઉલેચવાના કરવા પડતા કામને લીધે કાળો પડી ગયેલો આદમી હતો કચરાગાડીમા રાખોડીના પીપ ચડાવતી વખતે ફૂકાતા પવનને લીધે ઊડી ભરાતી રાખને લીધે તેના વાકડિયા વાળનો રગ ભૂખરો પડી ગયો હતો. તે હમેશા કામ કરવાના પોશાકમા જ રહેતો, કેમકે તેની ફરિયાદ હતી કે તેને હમેશા' કામ જ કરતા રહેવુ પડતુ હતુ. જ્યારે કઈ પણ જરૂર -પડતી ત્યારે શેરી વટાવી, નાકે પહોચી, પાઈપ સળગાવી તે મિસિસ પેનેસ્સા સાથે વાતો કરવા પહોચી જતો અને તે વારે ઠીંગણા કદના

મિસ્ટર પેનેસ્સા, અવારનવાર સ્મિત ફરકાવતા, આ બેની લાંબી વાતમાં ક્યારે વિરામ આવે એની ગલ્લા પાછળ ઊભા ઊભા રાહ જોતા અને માંડ એક ડાઈમનો ધંધો કરતા એમના દૈનિક વકરાનો આંકડો ભાગ્યે જ અડધા ડૉલર પર યે પહોંચતો. વાતમાં ને વાતમાં એક દહાડો વિલીએ પોતે જ્યાં રહેતો હતો તે પાંચ માળની 'અંધારકોટડી'ની, ત્યાંના ભાડૂતો તેને કેવો ત્રાસ આપતા તેની અને મકાનમાલિક પોતાને વિશે કેવું કેવું બોલતો હતો એની વાત કાઢી વાત કરતાં કરતાં તે અત્યંત ગળગળો થઈ ગયો અને સાથે જ તેણે તે દિવસે કરેલી ખરીદીનું બિલ ત્રણ ડૉલર પર પહોંચી ગયું ! જો કે એના ખીસામાં તો તે વેળા માત્ર પચાસ સેન્ટ જ હતા હમણાં જ માર ખાઈને આવેલા કૂતરા જેવો વિલી લાગતો હતો પણ મિસ્ટર પેનેસ્સાએ તો ગળું ખોખારીને આનંદી સ્વરે જણાવ્યું કે 'કંઈ વાંધો નહીં, તારે જ્યારે જોઈએ ત્યારે હું ઉધાર આપીશ, બસ ?' એણે કહ્યું કે 'આજે બધું વિશ્વાસ પર, ઉધારી પર જ ચાલે છે પછી એ વેપાર હોય કે વ્યવહાર હોય. ઉધારી એટલે જ લોકો પણ આખરે 'માણસો' છે એ હકીકતની સાબિતી અને જો તમે સાચા માનવી હો તો તમે બીજા પર વિશ્વાસ રાખો જ રાખો અને સામે પક્ષે બીજા પણ તમારી પર વિશ્વાસ રાખે જ.' પેનેસ્સાનાં આવાં બોધદાયક વચનો સાંભળીને વિલીને અપાર આશ્ચર્ય થયું કેમકે અત્યાર પહેલાં આવી સરસ વાત કોઈ 'વેપારી'ના મોંએથી તેણે સાંભળી નહોતી. થોડા દિવસ પછી એણે બે ડૉલર પચાસ સૅન્ટ તો ચૂકવી પણ દીધા પણ પેનેસ્સાએ જ્યારે કહ્યું કે 'તને જ્યારે પણ જરૂર પડે ત્યારે હું ઉધાર આપી શકીશ' ત્યારે વિલીએ તેની પાઈપનો ઊંડો દમ લગાવ્યો અને ભાત ભાતની વસ્તુઓના ઑર્ડર આપવા લાગ્યો.

—બે મોટા થેલાઓ ભરીને વસ્તુઓ લઈને વિલી ઘેર આવ્યો ત્યારે એ જોઈને એટ્ટાથી તો ચીસ જ પડાઈ ગઈ કે 'ઓ મા, તારું

ચસકી ગયુ છે કે શુ ?' વિલીએ કહ્યું કે પોતે બધાનો ઓર્ડર આપ્યો છે પણ એકેયના પૈસા રોકડા ચૂકવ્યા નથી

'પણ જ્યારેત્યારેય આપણે રોકડા ચૂકવવા તો પડશે જ ને ?' એટ્ટાએ ધાટો પાડી પૂછ્યુ. 'અને 'સેલ્ફસર્વિસ'મા આથી વધારે કિંમત ચૂકવવી પડશે તે જુદી" અને હમેશ જે કહેતી આવી હતી તે વાક્ય બોલી, 'આપણે રહ્યા ગરીબ માણસ વિલી, આપણને આ બધુ નહિ પોસાય'

વિલીને અલબત્ત તેની ઠપકાપૂર્ણ વાતો ન્યાયી અને સાચી લાગતી છતા તે શેરીને નાકે આવેલી દુકાને જતો જ રહ્યો અને ઉધાર વસ્તુઓ ખરીદતો જ રહ્યો એક વાર તે તેના પાટલૂનના ખીસામા દસ ડૉલરનુ બિલ ચોળાયેલી સ્થિતિમા હતુ અને એની પાસે રોકડા ડૉલર ચાર હતા છતા એ બિલ થોડુ ઘણુય ચૂકાવવાની તેની મરજી થઈ નહીં અને પેનેસ્સાએ તેના ખાતામા એટલી રકમ ઉધારી દીધી એટ્ટાએ જ્યારે જાણ્યુ કે પૈસા હોવા છતા વિલીએ ઉધાર ખરીદી કરી છે ત્યારે તે ધૂધવાઈ ઊઠી–

'પણ આવુ કરવાની કઈ જરૂર ? તારી કને પૈસા હતા તો પછી પૈસા આપીને જ લાવવુ 'તુ ને બધુ'.

પહેલા થોડી વાર તો તે મૂગો જ રહ્યો, પછી બોલ્યો કે એણે બીજી વસ્તુઓ ખરીદવાની હોઈ આવુ કર્યુ પછી તે સગડીવાળા ખડમા ગયો અને એક ગોળ વાળેલુ પૅકેટ લઈને પાછો આવ્યો આવીને પૅકેટ ઉઘાડ્યુ તો અદર મોતીભરેલો પોશાક હતો

એટ્ટા આ પોશાક જોઈ રડી પડી, બોલી કે એ પહેલી જ વાર પોતાને માટે કશુક ખરીદી લાવ્યો હતો અને તેય ખોટુ કરીને ! પછી પણ એટ્ટાએ તેને કરિયાણાની દુકાનેથી બધી વસ્તુઓ આણવા દીધી અને ઉધાર ખરીદી પર એ હરફ પણ બોલી નહીં

વિલીએ પેનેસ્સાને ત્યાંથી પણ ઉધાર ખરીદી ચાલુ જ રાખી પેનેસ્સા દંપતી વિલીને જાણે હંમેશા રાહ જોતા હોય એમ લાગતું. તેઓનું રહેઠાણ દુકાનના માળ ઉપર આવેલા નાનકડા ત્રણ ઓરડામાં હતું અને જ્યારે મિસિસ પેનેસ્સા બારીમાંથી વિલીને આવતો જોતી કે તરત નીચે ઊતરી આવતી વિલી પોતાના ભોંયતળિયાના રહેઠાણમાંથી બહાર નીકળી, શેરી વટાવી, પગથિયાં ઊતરી દુકાનમાં જતો અને દુકાનનું બારણું ઉઘાડતો ત્યારે ભયાનક લાગતો. દરેક વખતે એ બેથી ઓછા ડૉલરની ખરીદી કર્યા વગર રહેતો નહીં, અને કોઈ કોઈ વાર એ આંકડો પાંચ પર પણ પહોંચી જતો. મિસ્ટર પેનેસ્સા છૂટાં પડી ગયેલાં પાનાંવાળી નોટબુકમાં ગંદા અક્ષરે કાળી પેન્સિલથી દરેક ચીજ, તેની સામે કિંમત મૂકી, નોંધી દેતા અને પછી જ મિસિસ પેનેસ્સા બધી જ વસ્તુઓને કાળજીપૂર્વક સરસ ઊંડી થેલીમાં પૅક કરી આપતી વિલી જ્યારે પણ દુકાનમાં જતો ત્યારે પેનેસ્સા એ નોટબુક ઉઘાડતો, આગળી જીભે અડાડી ભીની કરતો, વિલીના ખાતાવાળું પાનું ઉથલાવ્યે જતો વસ્તુઓ પૅક થતી અને પેનેસ્સા દરેક આંકડાને પેન્સિલની અણીથી ઘૂંટતો, અર્ધસ્ફુટ સ્વરે ગણતો જતો અને મિસિસ પેનેસ્સા પંખી જેવી તીક્ષ્ણ દૃષ્ટિથી એ ગણતરીનો પીછો કરતી અંતે સરવાળો થતો (દરમિયાન પેનેસ્સા વિલી ભણી નજર નાખી લેતો ત્યારે વિલી પણ આ ગણતરી બરાબર જોઈ રહ્યો હોવાનું તે જોઈ શકતો) આખરે નવો સરવાળો બે વાર અંદર લાઈન થતો અને પેનેસ્સા નોટબુક બંધ કરતો વિલી, હોલવાઈ જવા આવેલી અને બે હોઠની વચ્ચે લબડી પડેલી પાઈપ સાથે નોટબુક બંધ થઈને ગલ્લાની અંદર મુકાઇ ન જાય ત્યાં જ થોભતો. પછી ઊભો થઈ પૅકેટને છાતીસરસું દબાવી દુકાનની બહાર નીકળતો. પેનેસ્સાદંપતી દર વખતે આ પૅકેટ ઘર સુધી મૂકી જવાની ઓફર કરતું પણ વિલી એનો અસ્વીકાર કરતો.

એક દિવસ એ આંકડો ત્યાંસી ડૉલર અને ઉપર થોડાંક સેન્ટ પર પહોંચ્યો ત્યારે પેનેસ્સાએ માથું ઊંચું કરી, મંદ સ્મિતપૂર્વક

વિલીને કહ્યું કે હવે આમાથી થોડી થોડી રકમ ચૂકવાય તો સારુ. બીજા જ દિવસથી વિલીએ ત્યાથી ખરીદી કરવાનુ બધ કરી દીધુ અને એટ્ટા પોતાની દોરીની બનેલી થેલી લઈને ફરીથી 'સેલ્ફસર્વિસ' ખાતે ખરીદી કરવા જવા લાગી. બેમાથી એકેય જણ શેરી વટાવી, નાકે આવેલી આ દુકાને જતા નહીં, તે કયા સુધી કે દરાખ કે મીઠાના પૅકેટ જેવી વસ્તુ પણ ત્યાથી ખરીદવાનુ તેઓ ભૂલી ગયા!

સેલ્ફસર્વિસ પરથી ખરાદી કરાને પાછી વળતી એટ્ટા પણ પેનેસ્સાની દુકાનેથી બને એટલુ દૂર રહેવાય એ રાતે દીવાનસરસી ચાલતી.

એક વાર એણે વિલીને પૂછ્યુ પણ ખરુ કે તેણે થોડીક રકમ યે ચૂકવી હતી કે કેમ?

વિલીએ ના પાડી.

'તો કયારે ચૂકવશે?'

વિલીએ કહ્યુ કે, 'કહી શકુ એમ નથી'

બીજો એક મહિનો વીતી ગયો. એટ્ટા એકવાર મિસિસ પેનેસ્સાને શેરીના વળાક પાસે મળી ગઈ મિસિસ પેનેસ્સા એ વખતે કઈક દુખી જણાતી હતી છતા બિલ વિશે બોલી નહી એટ્ટાએ ઘેર આવીને વિલીને બિલની યાદ અપાવી

'મને એકલો છોડ' એ ઘુરકચો, 'મારે મારી પોતાની ઘણી ચિતાઓ છે'

'તને વળી કઈ ચિતા છે, વિલી?'

'આ ભડકિયાના ભાડૂતો ને ભડકિયાનો માલિક વળી, બીજી કઈ! એણે ઘાટો પાડતા કહ્યુ. અને બારણુ અફાળીને બધ કરીને ધબ ધબ કરતો ચાલી નીકળ્યો

પાછો ફરીને બોલ્યો "હુ શેમાથી બિલ ચૂકવવાનો હતો? દિવસે દિવસે હુ વધુ ને વધુ ગરીબ નથી થતો જતો?"

ટેબલ પાસે હથેળી પર હડપચી ટેકવીને બેઠેલી એટ્ટાએ આ સાભળી હાથ ટેબલ પર પ્રસાર્યા ને માથુ ટેબલ પર ઢાળી રડી દીધુ

"ભસને, શામાથી ચૂકવવાનુ છે ?" કહેતા એ ફરી ઘૂરક્યો. એનો ચહેરો વધુ કાળો અને કરચલિયાળો બની ગયો હતો 'મારા હાડકાનો બીમો બનાવી વેચુ ? આખમા ભરાતી રાખથી ? ભોય પર લૂછુ છુ તે પેશાબથી કે ઊઘતી વેળાએ ફેફસામા ભરાતી શરદીથી ? શેમાથી ?'

એને ધીમે ધીમે પૅનેસ્સા અને તેની ધણિયાણી માટે ચીડ અને ઘૃણા ઉત્પન્ન થવા માડ્યા તેમને માટે અને ખાસ કરીને ગલ્લા પાછળ શોભતા ખુધા બુઢ્ઢા માટે ભયકર તિરસ્કાર ઊપજવા માડ્યો. હવે જો એક પણ વાર એ બુઢ્ઢો એની લુચ્ચી આખો વડે ફરીથી હસ્યો તો આવી બન્યુ જાણજો. એને ભોયેથી ઊચકીને એવો તો પછાડુ કે હાડકાનો ભૂકો કરી નાખુ

તે રાત્રે તે બહાર ગયો બેહદ દારૂ ઢીંચ્યો અને સવાર સુધી ગટરમા પડ્યો રહ્યો. ગદા કપડા અને લાલઘૂમ આખો સાથે તે ઘેર આવ્યો ત્યારે એટ્ટાએ ડિપ્થેરિયામા મૃત્યુ પામેલા તેમના બાળકનો ફોટો તેને બતાવ્યો એ જોઈ વિલી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યો અને ફરી કદીય દારૂને ન અડવાની પ્રતિજ્ઞા કરી.

દરરોજ સવારે રાખના પીપ ગોઠવવા જતો પણ ક્યારેય આખ ઊચી કરીને શેરીના નાકા સુધી નજર નાખવાની એની હિમત ચાલતી નહીં

ઉધાર આપો.' એ બબડતો 'ઉધાર આપો.'

વસમા દિવસો હતા એ મકાનમાલિકે વિદ્યુતપુરવઠો ઘટાડી નાખ્યો હતો, ગરમ પાણી આપવુ બધ કર્યું હતું, વિલીના વેતનમા અને ખીસાખરચમા કાપ મૂકી દીધો હતો ભાડૂતો ગુસ્સે થયા આખો દિવસ તેઓ માખીઓની જેમ બણબણાટ કરી વિલીનું માથુ ખાઈ જતા, જવાબમા વિલી તેમને મકાનમાલિકના હુકમો કહી સભળાવતો પછી

તેઓએ વિલીને ગાળો ભાંડવી શરૂ કરી અને વિલીએ તેમને. ભાડૂતોએ ફોન કરી આરોગ્યસમિતિને પરિસ્થિતિથી વાકેફ કરી પણ જ્યારે તપાસ અધિકારીઓ આવ્યા ત્યારે એમણે ગરમીનુ પ્રમાણ ન્યૂનતમના કાયદા પ્રમાણે બરાબર હોવાનુ કહ્યુ આમ છતા ભાડૂતો ગાઠચા નહીં એમણે વિલીને ફરિયાદો કરવી ચાલુ જ રાખી વિલીએ કહ્યુ કે પોતાને પણ ઠડી લાગે જ છે પણ કોઈએ એની વાત માની નહીં

એક દહાડો ટ્રકમા ચડાવવા માટે એ રાખના પીપ લાઈનબધ ગોઠવી રહ્યો હતો ત્યારે તેણે મિસ્ટર અને મિસિસ પેનેસ્સાને દુકાનમાથી પોતાના ભણી તાકતા જોયા આગલા દરવાજાના કાચમાથી બને તેને જોઈ રહ્યા હતા અને જ્યારે વિલીએ પહેલી વાર એમના તરફ નજર માડી ત્યારે તેઓ તેને બે ફિક્કાં, સૂકા ઢીલા પીછાવાળા પખીઓ શા લાગ્યા.

કશુક સાધન લેવાને બહાને વિલી ત્યાથી બીજા પગી પાસે સરકી પાછો ફર્યો ત્યારે પેનેસ્સા-દપતી તેને પર્ણહીન, ઉજ્જડ વૃક્ષ શા દેખાયા. જે વૃક્ષોની આરપાર એમને ખાલી થઈ ચૂકેલી અભરાઈઓ દેખાતી હતી.

વસતમા જ્યારે રસ્તાની બાજુ પર આવેલી પગદડીઓ પર કુમળુ ઘાસ ફૂટી નીકળ્યુ ત્યારે વિલીએ એટ્ટાને કહ્યુ, "બધુ દેવુ ચૂકવાઈ જાય એની હુ રાહ જોઉ છુ"

"કેવી રીતે, વિલી!"

"આપણે બચત કરીશુ"

"કેવી રીતે?"

"આપણે દર મહિને કેટલુ બચાવીએ છીએ?"

"કશુ જ નહી."

"તારી છૂપી બચત કેટલી છે?"

"બિલકુલ નહીં."

"હુ પાઈયે પાઈ ચૂકવી દઈશ ઈશુના સમ બસ ?"

પણુ મુશ્કેલી એ હતી કે પૈસા મેળવવા માટે કોઈ રસ્તો જણાતો નહોતો. કેટલીક વાર કોઈની પાસે ઉછીના લેવાનો વિચાર આવી જતો પણુ તરત જ એ ઉછીના પૈસા પાછા કેવી રીતે ભરપાઈ કરી શકાશે એ વિચાર સતાવી જતો

બધા બિલોની થોકડીને ગોળ વાળીને તેની પર રબર ચડાવવુ. પછી પગથિયા ચડવા, પછી શેરી વટાવવી અને દુકાનના પાચ પગથિયા ઊતરવા અને પેનેરસાને કહેવુ કે "આ રહ્યા તારા પૈસા, છુટ્ટા, બટકા માણુસ હુ શરત મારીને કહી શકુ એમ છુ કે આ હુ ચૂકવી શકીશ એવુ તે ધાર્યુ પણુ નહીં હોય કેમ ? અને મારી જગ્યાએ બીજો કોઈ હોત તો આ ચૂકવ્યા હોત એમ પણુ હુ માની શકતો નથી અરે કેટલીય વાર તો હુ પોતે પણુ આ ચૂકવી શકીશ એ માની શકતો નહોતો પણુ આ રહ્યા એ બધા જ બિલ, જાડા રબરથી બાધેલા" આમ બબડી બિલનો વીંટો સહેજ પછાડી, વળી ઊચકી, શેતરજના પ્યાદાની જેમ ગલ્લાની મધ્યમા મૂકયો અને પેલા ઠીંગણા માણુસ તેમ જ તેની વહુએ તે ખોલી નાખ્યો વીંટા પર વીંટો ખોલતા જાય ને ઊહકારા નાખતા જાય આટલા બધા બિલ એક જ વીંટામા ! ઓહ !

આવા આવા સપના વિલીને આવ્યા કરતા, જે કદીય એનાથી સાચા પાડી બતાવાયા નહીં.

એણે મહેનત પણુ, ખરેખર, ખૂબ જ કરી. ઉપરથી નીચે સુધીના પગથિયા સાબુના પાણી ને બ્રશથી વહેલા સવારે ઊઠીને ધોતો લક્કડકામ સાફ કરતો અને દાદરોને ધોતો. દીવાનખાનામાની ટપાલ-પેટીઓ તેમા મો દેખાય એ રીતે ઘસીઘસીને ચમકાવતો એણે એમા પોતાનો જ ચહેરો કઠોર બનેલો અને તાજેતરમા વધારેલી ભૂખરી મૂછો-વાળો જોયો એક ભાડૂત ઘર ખાલી કરતી વખતે કબાટ ભરીને

જે ચીથરા મૂકી ગયો હતો એમાથી જડેલી કથ્થઈ રગની ટોપી હમણાનો વિલી પહેરતો હતો, એટ્ટાની મદદથી એણે આખા ભોયતળિયેનો અને અધારિયા વરડાનો તમામ કચરો સાફ કરી નાખ્યો, થાકીને લોથ થઈ જવાય ત્યા સુધી વિલી–એટ્ટા કામ કરતા, પણ બને શરૂઆતથી જ જાણતા હતા તેમ વધારાનો એકેય પૈસો એમના હાથમા આવ્યો નહીં.

એક દિવસ સવારે વિલી ટપાલપેટીઓ ચમકાવી રહ્યો હતો ત્યારે તેમા તેણે પોતાના જ નામનો પત્ર જોયો. ફોડીને માહેનો કાગળ બહાર કાઢ્યો અને વાચવા માટે અજવાળે ધર્યો તો એમા ધ્રૂજતા હાથે લખાયા હોય એવા અક્ષરો નજરે પડચા એ મિસિસ પેનેસ્સાએ એના પતિ વતી લખેલો પત્ર હતો એનો પતિ બીમાર હતો અને એટલે ફક્ત દસેક ડૌલરની ચૂકવણી તાત્કાલિક કરવા અને બાકીનાની અનુકુળતાએ કરવા એણે વિનતી કરી હતી

એણે કાગળના ટુકડેટુકડા કરીને ફેંકી દીધા અને આખો દહાડો ભોયતળિયે છૂપાઈ રહ્યો એને શોધવા નીકળેલી એટ્ટા એને શેરી આખીમા શોધી વળી. અતે સગડીની વચ્ચે બળેલી પાઈપોના ઢગલા વચ્ચે ભોયતળિયે બેઠેલો તે જડયો.

'કેમ અહીં ?' એટ્ટાએ પૂછ્યુ.

જવાબમા તેણે પેલા પત્રની વાત કહી.

'છૂપાઈ જવાથી કોઈ ઉપાય જડવાનો નથી.' એણે નિરાશાભર્યા સ્વરે કહ્યુ.

'તો પછી મારે કરવુ શુ ?'

ઊઘી જા'

ને એ ખરેખાત ઊઘી જ ગયો. બીજે દિવસે ઊઠતાવેત તોફાન મચાવ્યુ ગલેફો કાઢી નાખ્યા, ગાઉન ખેચી કાઢ્યો અને ઓવરકોટ ખભે નાખી શેરીમા નીકળી પડ્યો. ખૂણામા આવેલી શરાફની દુકાને

જઈ દસ ડૉલર ઓવરકોટ ગીરવે મૂકીને મેળવ્યા ને ખુશ થતો પાછો ફર્યો

પાછા ફરતા શેરીમા તેણે મડદાગાડી જોઈ બે માણસો નાનકડી અને સાકડી પાઈનના લાકડાની શબપેટી બહાર કાઢી રહ્યા હતા

'કોણ ગુજરી ગયુ ? કોઈ બાળક ?' એણે ત્યા એકઠા થયેલા રહેવાસીઓમાના એકને પૂછ્યુ

'ના પેનેસ્સા નામનો કોઈ માણસ.'

વિલી આ સાભળી ઘડીભર અવાક બની ગયો એના ગળે ડચૂરો ભરાઈ આવ્યો

મુખ્ય ઓરડામાથી બહાર લવાતી શબપેટીની પાછળ લથડતા પગલે મિસિસ પેનેસ્સા ચાલી રહી હતી. પોતાની નવી ઉગાડેલી મૂછ અને કથ્થઈ ટોપીને લીધે મિસિસ પેનેસ્સા પોતાને ઓળખી શકશે નહી એની ખાતરી હોવા છતા વિલીએ મો ફેરવી લીધુ

'શા કારણે ગુજરી ગયા ?' એણે ત્યા ઊભેલાઓમાના એકને પૂછ્યુ

'ખબર નહીં'

—પણ શબપેટીની પાછળ ચાલતી મિસિસ પેનેસ્સાએ આ પ્રશ્ન સાભળ્યો હતો.

'ઘડપણને લીધે' રુદનમા ફાટી પડતા સ્વરે તે બોલી.

આશ્વાસનના મીઠા શબ્દો બોલવા વિલીએ મહેનત કરી પણ એની જીભ જાણે કહ્યુ કરતી નહોતી એ (જીભ) વૃક્ષ પરના કરમાઈ ગયેલા ફળ જેવી બની ગઈ હતી અને હૃદય કાળા રગે રગેલી બારી જેવુ

મિસિસ પેનેસ્સા ત્યાર બાદ પહેલા કઠોર કરડા ચહેરાવાળી દીકરીને ત્યા અને બાદમા બીજી દીકરીને ત્યા રહેવા ચાલી ગઈ

-અને બિલ કદી ચૂકવાયા જ નહીં 

તા ૨૩ એપ્રિલ, ૧૯૮૦

['મૅજિક બૅરલ' વાર્તાસગ્રહમાની 'The Bill' વાર્તાનો અનુવાદ

## થોભો અને વિચારો —કહેવાતો અભદ્ર

તંત્રીશ્રી 'કંકાવટી',

બર્ટ્રાન્ડ રસેલ પોતાના એક નિબંધમા સાચા શિક્ષકનુ કામ વિદ્યાર્થીઓને કશા પણ એકપક્ષી વિધાનની સામે ચેતવાનુ છે એમ જણાવતા લખે છે કે "to be on their guard against accepting exparte statements at their face value.'

સામા પક્ષની ગેરહાજરીમા પોતાના પક્ષ વિશે થયેલા વિધાનો ક્યારેય જેમના તેમ સ્વીકારી ન લેવાવા જોઈએ એ બર્ટ્રાન્ડ રસેલની ચેતવણી એટલા માટે યાદ આવી કે સૂરતની ન ઘે ઝવેરી જૈન હાઈસ્કૂલે તેના માર્ચ/૧૯૮૦ના મુખપત્ર 'પ્રતિભા'મા સૂરતના કેટલાક સાહિત્યકારોની મુલાકાતો અને પ્રશ્નોત્તરી પ્રગટ કર્યા છે.

આ પ્રશ્નોત્તરી વાચનાર, સૂરતના સાહિત્યકારો વિશે સાવ કોરો-કટ વાચક તો બરાબરનો ભોળવાઈ જાય. કેમ કે જે કશુ જ ન જાણતો હોય તે તો જેટલુ ને જેવુ જણાવીએ તેટલુ ને તેવુ જ પૂર્ણ શ્રદ્ધાથી સ્વીકારી જ લે. એટલે નિર્દોષ વાચકોને ગેરરસ્તે દોરવાનુ કામ, જે બહુ સહેલુ છે, તે અહીં થયુ છે એ જાણીજોઈને થયુ છે કે અજ્ઞાનથી થયુ છે તે વિચારવાનો પ્રશ્ન છે.

જાણીજોઈને જો એમા કેટલાક સાહિત્યકારોનો ઉલ્લેખ ટાળવામા આવ્યો હોય તો તે વિષયને અધૂરો અને એકપક્ષી ન્યાય આપે છે અને જો અજ્ઞાનને કારણે આમ થયુ હોય તો એવા અજ્ઞાન સાથે વિષય ચર્ચવો એ ધૃષ્ટતા કહેવાય

દાખલા તરીકે એક મૂર્ધન્ય સાક્ષરશ્રીએ તેમની મુલાકાતમા જે કેટલાક નામો ગણાવ્યા છે તેમા કેટલાક દક્ષિણ ગુજ.ના સાહિત્યકારોના નામો છે. હવે દ. ગુજના નામોમા જેમનુ સાહિત્યક્ષેત્રે મહત્ત્વનુ

કહેવાય અથવા પ્રભાવક કહેવાય એવુ ખાસ કોઈ પ્રદાન નથી એવા કેટલાક નામો પણ એમને ઝટ સૂઝે છે એમની પ્રીતિ એમના પર હશે તેથી કે 'ગમે તેમ' પણ વ્યારા/વાલોડ દક્ષિણ ગુજરાતમા જ આવેલા હોવા છતા સુરેશ જોષીનુ નામ એમણે દેવાનુ ટાળ્યુ છે, ત્યારે જે સાહિત્ય વિશે કશુ જ ન જાણતો હોય એવો વાચક તો એમ જ માની બેસે કે અહીં ઉલ્લેખેલા નામો જ સાહિત્યકાર્ય કરે છે, બાકીના નહીં ! ! આ સિવાય કોઈ છે જ નહીં ! !

આમ, ભોળા વાચકોને ભોળવવા પોતાની પોતાનાઓએ સ્થાપી આપેલી પ્રમાણભૂતતા અને પ્રભાવકતાને કામે લગાડવી પડે એવુ થયુ છે

ટૂકમા, આવુ વિધાન ex-parte statement [સામા પક્ષની ગેરહાજરીમા સામા પક્ષ વિશે કરેલુ વિધાન] ઠરે છે કોઈપણ વિધાનનુ વજૂદ ત્યારે જ પરખાય જ્યારે બેઉ પક્ષો તેને સમતિ આપે સાચો અને સુજ્ઞ અભ્યાસી એકતરફી વિધાનોને વકીલાત જ ગણશે, ચુકાદો નહીં.

*

'પરબ'ના મે, ૧૯૮૦ના અકમા 'શૈલી અને તત્પુરુષ' લેખમા 'રીતિ વિશિષ્ટતાથી ખાસ ધ્યાનપાત્ર' કહી શકાય એવા ગદ્યકારોમા ઉમાશંકર, કિશનસિહ અને યશવત શુક્લના નામો ગણાવાયા છે. ત્યારે એ સિવાય બીજા કોઈ ગદ્યકારો છે જ નહીં ? એમા કિસનસિહના 'હિમાલયની પત્રયાત્રા'માથી લીધેલા અવતરણો ખરેખર 'એક પ્રકારની નવનીત જેવી મૃદુતા કે ચમેલી જેવી ચારુતા'યુક્ત 'માધુર્ય'ના ગુણ દાખવે છે, એ વાત જાણે બરોબર છે, પણ ઉમાશકરની શૈલીના ઓજસનુ નિદર્શન એમણે 'સસ્કૃતિ'ના ઑક્ટોબર, ૧૯૭૯ના અકમા જયપ્રકાશજીના નિધન પરત્વે લખેલા લેખમાથી આપ્યુ છે "એમા એકાધિકારવાદનો જરીકે અફસોસ પ્રગટ ન કરનારા નેતાઓ પણ ત્યા

હાજર હતા" એ વાક્યમા લેખકને 'કઈક કટુતા' લાગે તો છે પણ "શૈલીના ઓજસમા કટુતાની માત્રા આહ્લાદક અશ બને છે" (પરબ મે, ૮૦, પૃ ૨૮૯) કહી એ કટુતાને 'આહ્લાદક' ગણે છે.

અને એના પછી લેવાયેલા યશવત શુક્લના 'નિરીક્ષક' (૨૦-૧-૧૯૮૦)માના અવતરણમા ઉગ્રતા, કટુતા વગેરે પૂરતા પ્રમાણમા અલબત્ત છે પણ બને અવતરણો રાજકારણમા દર્શાવાતી વાગ્મિતાના લપટા નમૂના પૂરા પાડે છે યુયુત્સા ઓજસ્ માટે જરૂરી હોય અને રાજકારણ યુયુત્સાને પોષતુ હોય તેમ અહીં ચૂટણી/રાજકારણનિમિત્તનુ વકતવ્ય 'ગદ્યશૈલી'ની ઓજસ્વિતા માટે પસદ કરવુ પડયુ છે

દુર્ગારામે મહિપતરામે [ખાસ તો મહિપતરામે] તેમના જમાનામા હિન્દુ ધર્મના મિથ્યાચારો પરત્વે અત્યત ઉગ્રતાપૂર્વક પ્રહારો કરેલા પણ તેમને તેઓએ શૈલીની ઓજસ્વિતા કહેવાને બદલે "કટાક્ષ કરવામા જાતે ક્ષુલ્લક થવાય છે" એમ ભાંડીને પ્રશસવાનુ માંડી વાળેલુ મહિપતરામના ઉદ્ગારોને અને તેમાના ઉદ્રેકને સમજનો અભાવ અને ઊડાણનો અભાવ ગણાવેલા જ્યારે પ્રસ્તુત ગદ્યકારોના લખાણો/વકતવ્યો 'વિશિષ્ટ ગદ્યરીતિ"વાળા ગણાવાય છે। એમાથી ફલિત થતું અનુમાન એ હોઈ શકે કે આપણી જેને સમતિ હોય અને આપણી માન્યતાને જે અનુકુળ હોય તે પ્રશસ્ય અને ઇષ્ટ, પણ એ જ પ્રકારનુ [કદાચ એથી વધુ ઊંચુ] પણ જો આપણી સમતિ વગરનુ અને આપણી માન્યતાને પ્રતિકુળ હોય તો તે નિદ્ય। એટલે વાત આખરે આપણા અગત ગમા અણગમા પર આવી ઊભે છે અને અગત ગમા અણગમા પ્રેરિત વાત વા વિધાનની Validity કેટલી? ☐

## નવલકથા / વાચક

**નવલકથા** શા માટે લખવી જોઈએ એવો વિચાર કરનાર નવલકથા ન લખવા વિશે એક નિબધ લખી શકે, નવલકથા નહી નવરા લોકોને કામ મળતુ નથી એવુ કહેવાય છે, પરન્તુ નવલકથા વાચતા એ વાત સાવ અફવા જેવી લાગે પાત્રોને ઘણુ બધુ કામ મળેલુ જોઈને આશ્ચર્ય પણ થાય જગ્યાની તગીની ફરિયાદ પણ નવલકથા હાથમા લીધા પછી વ્યસનીઓના બડબડાટ જેવી લાગે કશુ ન કરવાનુ હોય ત્યારે શુ કરી શકાય એનુ માર્ગદર્શન નવલકથામાથી મળતુ હોય છે કશુ ન કરવાનુ હોય ત્યારે કરવામા આવતા કામ લોકપ્રિય થવાની મહત્ત્વાકાક્ષા રાખી શકાય એ પણ લોકપ્રિય નવલકથાના પાત્રો સૂચવે છે

આપણને મહત્ત્વની વાતોમા જ રસ પડે છે એવી અફવા આપણે શિષ્ટતા ખાતર ફેલાવ્યા કરીએ છીએ, કારણ કે આપણી આસપાસ જે કઇ થઇ રહ્યુ છે અને એમા આપણે રસ લઇ રહ્યા છીએ એ બધુ ક્ષુલ્લક અને અર્થહીન છે એવુ જણાય તો આપણે સાવ ભોઠા પડી જઇએ, આપણી બુદ્ધિમત્તા વિશે સદેહ ઊભો થાય

કોઇ વાસણનુ ઢાકણ સજ્જડ ફીટ થઇ ગયુ હોય એ ખરેખરી કટોકટી હોય છે, અને તેના નિવારણ માટે ઘણીવાર ઘરના બધા જ માણસો પરિશ્રમ કરે એનો અર્થ તો હોય જ છે, એ વાસણ આપણે ખોલવુ હોય ત્યારે તે ખૂલવુ જોઈએ એવી શરતે તો તે ખરીદેલુ હોય

છે, તે શરતનો તે ભગ કરે તે એક ચેલેજ અને કટોકટી હોય છે, પરતુ હવે વાસણો આજ્ઞાંકિત હોય છે અને વસ્તુજગત તરફથી વાર-વાર કટોકટી સર્જાતી નથી, આપણે નવરા થઈ જઇએ છીએ, એથી આપણને આઘાત લાગે છે, ત્યારે શી રીતે કટેકટી સર્જાય અને આપણને ચેલેજ મળે ? આનો ઉત્તર નવલકથામાથી મળે છે અને પ્રત્યેક કટોકટી આપણી કસોટી કરે છે એવુ પણ હવે સ્વીકારવા જેવુ નથી, નવલકથા એ કઈ શાસ્ત્રીય સગીત નથી કે તે આપણી કસોટી કરે. પાત્રો પણ કસોટીમા સપડાય છતા તેમની વાસ્તવિક કસોટી થતી નથી, તો વાચકની થાય જ શી રીતે ? છતા પાત્રોની સાથે વાચક પણ કસોટીમાથી પસાર થતો રહે એવા ભ્રમ ને આનદ ચાલુ રહે છે, આથી નવલકથા કળાવિહીન હોય છે એવો કોઇ આરોપ ટકી શકતો નથી.

દીર્ઘાયુષ્યની ઝખના તો ઋષિઓની સાથે જ ચાલી આવી છે. ઋષિઓના સ્મરણ સાથે જ હજાર વર્ષના તપ, તો આયુષ્ય કેટલુ એવો વિચાર આવે છે નવલકથાનો વિસ્તાર થતો ગયો–પ્રસ્તાર પણ કહી શકાય–તેમા પાત્રો એમની નિરર્થકતાનો બોધ દૂર કરવા પાનાના પાના સુધી જે કઈ કરીને જીવતા જ જાય છે, જીવ્યે જ જાય છે એવા જીવનવ્યાપારથી દીર્ઘાયુષ્યની પ્રેરણા મળે છે. સારા ખોરાક અને આરોગ્યની વધારે સારી વ્યવસ્થાથી આયુષ્યનો દર વધતો જાય છે એવી સ્થાપનાનો, રાજ્યસસ્થા પણ નિરર્થક નથી એવી સમજણ માટે, અસ્વીકાર ન કરીએ, પરન્તુ અનેક ભાગોમા નવલકથા વિસ્તવા માડી, પાત્રોના ખાસ કોઇ કાર્યો કે કાર્યક્રમ વિના, તેની અસર આપણા સમાજ પર પડી છે અને કેવી રીતે જીવન લબાવી શકાય એની સિફતો પણ એમાથી આપણને સાપડી લાગે છે, પરિણામે આયુસ્યદર વધ્યો છે

અન્ય સાહિત્યસ્વરૂપો કરતા નવલકથા વધારે વંચાય છે, એ જ લોકપ્રિય થાય છે, એ પરિણામનો સાગમા સારો બોધ રાજપુરુષોએ ભારતમા લીધો લાગે છે। કેટલી બધી નિરર્થકતાઓ લોકપ્રિય થવા માટે જરૂરી છે, વળી લાંબા સમય સુધી કારકિર્દી ચાલુ રાખવા માટે નિરર્થકતાના પુનરાવર્તનો કરવા જરૂરી છે, એ પણ એમને નવલકથાના પાત્રો પાસેથી જ જાણવા મળ્યુ લાગે છે ?

આપણને સમય મળ્યો છે, વળી હાથપગ મળ્યા છે તેનો ઉપયોગ થવો જોઈએ, એમ તો બુદ્ધિ પણ મળી છે તેનો ઉપયોગ પણ થાય તો ખોટુ નહી, પણ અર્થ કે સાર્થની ચિંતાથી નિષ્ક્રિયતા આવે છે, કરતા હોઈએ તે અટકી પડે છે અને શૂન્યતા વ્યાપે છે. અસ્તિત્વનો અર્થ આ બસ્સ હોઈ શકે નહી એટલે કર્મકાણ્ડ ચાલવા જોઇએ જ્ઞાની બ્રાહ્મણ કરતા કર્મકાણ્ડી બ્રાહ્મણના ઘરની કોઠીમાં વધારે અનાજ હોય છે, અને બધા બ્રહ્મમા અનાજ શ્રેષ્ઠ બ્રહ્મ છે, એ અસ્તિત્વબ્રહ્મ છે કર્મકાણ્ડમા જ્ઞાનના શ્લોકો ચપોચપ બોલાય છે, પણ તેના અર્થો જાણવાના હોતા નથી, તો આપણા કર્મોમા જ્ઞાનના પોપટિયા પાઠ પણ ઉચ્ચારાતા રહે પણ તેના અર્થો બેસાડવાના હોય નહીં. નવલકથામા નીતિ, ધર્મ, પ્રમાણિકતા, પ્રેમ, ત્યાગ, બલિદાન, આહુતિ, શૌર્ય આદિ બાબતો શાબ્દિક રૂપે આવે છે, અને પાત્રો કર્મકાણ્ડી (ઘટનાપરસ્ત) બની રહે છે, એમ આપણે જીવીએ તો આજની નવલકથા કરતા આપણુ આયુષ્ય ઓછુ નહી હોય।

□

# દક્ષિણ ગુજરાતના સાહિત્યકારો !

તેમને (શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીને) મતે ગુજરાતી સાહિત્યકારો પૈકી આંતરરાષ્ટ્રીય કક્ષાએ મહાત્મા ગાંધીજી, ગોવર્ધનરામ અને ઉમાશંકર નોંધપાત્ર છે.

અર્વાચીન સાહિત્યકારોમાં **આપણા દક્ષિણ ગુજરાતના** ઉશનસ્, જયંત પાઠક, જ્યમનબ્હેન, ભગવતીકુમાર, રમણભાઈ પાઠક, સરોજ પાઠક, પ્રિ. મહેતા, દહીંવાળા, રતન માર્શલ, ટાંક, ચન્દ્રવદન શાહ વગેરે **સુપ્રસિદ્ધ** લેખકો છે. પ્રીતમલાલ મઝમુદાર, પ્રિ વ્યાસ, ચંપકલાલ વ્યાસ, પ્રો. વાળંદ, પ્રો ગુણવન્ત શાહ, ચન્દ્રકાન્ત પંડ્યા, ઇશ્વરલાલ ભટ્ટ, શ્રીમતી ઝવેરી વગેરે પણ **જાણીતા** લેખકો છે ચન્દ્રવદન મહેતા, જ્યોતીન્દ્ર દવે, જયકૃષ્ણ દવે, કૃષ્ણવીર દીક્ષિત વગેરે **આપણા** જ ગણી શકાય

*

સાહિત્યના નકશામાં નર્મદ-નવલરામથી આરંભી સર્વશ્રી વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદી, જ્યોતીન્દ્ર દવે, ચન્દ્રવદન મહેતા, ગનીભાઈ, ભગવતીકુમાર આદિનું પ્રશસ્ત પ્રદાન છે એમ કહી શકાય.

—જયન્ત પાઠક

('પ્રતિમા' વાર્ષિક, માર્ચ ૧૯૮૦)

# ડડાવંટો

જુલાઈ,
૧૯૮૦

કવિતા

અજિત ઠાકોર

યામાઝાકી એઈજી
( યોગેશ જોષી )

વિવેચન

સુરેશ હ. જોષી

વાર્તા

'ચ પૂ' વ્યાસ

નાટિકા

સતીશ વ્યાસ

વિનોદ

રતિલાલ 'અનિલ

ચિંતન

બર્ટ્રાન્ડ રસેલ
( કિરણ શાસ્ત્રી )

પત્રચર્ચા

વિજય શાસ્ત્રી

અભદ્ર

# કંકાવટી

જુલાઈ ૧૯૮૦

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૨૨ : અંક ૨૫૬ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂ. ૨૮, વિદેશ શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સુરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.

'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સુરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત-૩૯૫ ૦૦૧

ગ્રામસ્વરાજની કેડીએ અગ્રેસર

# ગરવું ગોમટા

ગોમટાના ૭૨૦ કુટુંબોનો સામુહિક પુરૂષાર્થ સફળતાને વર્યો છે. રાજકોટ જિલ્લાના આ ગામની પંચાયતે ૧૯૭૭-'૭૮ની રાજ્યની સર્વશ્રેષ્ઠ પંચાયતનું બહુમાન મેળવ્યું છે ગોમટાની ગતિશીલતાના આ રહ્યા મહત્વના સિદ્ધિ-સોપાનો

* ૨૮૮ પિયતના કૂવાઓ * ૧૯૫ વીજળીક મોટરો * ૮૫ ઓઈલ એન્જીનો * ૩ અનુસ્રવણ તળાવો * ઘેર ઘેર પાણીના નળ * ૩૫૦ રબર ટાયરના ગાડાઓ * પ્રાથમિક આરોગ્ય કેન્દ્ર * પશુ સારવાર કેન્દ્ર * ગૌશાળા * બાલમંદિરથી ઉચ્ચ માધ્યમિક સુધીની શાળાઓ * પુસ્તકાલય વાચનાલય * ટેલિફોન એક્સચેંજ * બે બેન્કો * ટીન ફેકટરી * ખેતીના ઓજારો બનાવવાના ૨ કારખાના * તેલની ૪ મીલો * ગ્રામ-રક્ષક દળ * ખેતી વિષયક સહકારી મંડળી * ગામના હરિજન કુટુંબો અને માજી સૈનિકો માટે સાંથણીની જમીન * ગ્રામોદ્યોગો, કુટુંબ નિયોજન, ગટર યોજના, સમાજ સુધારણા વગેરે સર્વાંગી વિકાસના અંગો

## ગોમટા સાકાર કરે છે —
## ગ્રામસ્વરાજનું સ્વપ્ન





## શેરી / અજિત ઠાકોર

અત્તાર લગી
ગામના ઘરેઘરની બારસાકે
આસોપાલોના તોરણની જેમ ઝૂલતી
આ શેરી
અત્તારે
કશુક ગળી ગયેલી સાપણની જેમ પડી છે
એનુ ફૂલેલુ પેટ વારેવારે થરકા કરે છે
એની ચોફેર ઘરો
કાણે ગયા હોય એમ
માથેમોએ કાળુમેશ કપડું ઓઢી
ફાનસિયા આખો ઢાળી ઉકળા બેઠા છે
ઘડી પહેલા કાળી રીખીનમા ફરફરતુ ગૂથાતુ
સામેનુ આ ઘર
શેરીના મોમા ખલવાઇ પડ્યુ છે
આમ જ
શેરીની ચોફેર ટોળે વળીને બેઠેલાં
આ ઘરો
શેરીના મોમા ખલવાઈ પડે છે કોઈ ને કોઈવાર

ને તોય
ફૂખ ફરકવાની મછામા ને મછામા
ગુમસુમ બેસી રહે છે
પણ આ શેરી તો
આ અંધારામા
કદાચ બધાની નજર ચૂકવી
કાચળી ઉતારીને સરકી જશે
ને કાલ પ્હો ફાટ્યા તો
આ બેબાકળા ઘરોને
આમતેમ હાલ્યા કરતી કાચળી જ જોવા મળશે ..
જાણુ છુ કે
થોડા દા'ડામા તો આ શેરી
ગામના ઘરેઘરની ભીંતોએ
મોગરવેલની જેમ
ચઢી ગઈ હશે...
પણ અત્તારે તો બસ
મને એનુ ફૂલેલુ પેટ જ
થરકા કરતુ દેખાયા કરે છે ..

બે દુનિયા   યામાઝાકી એઇજી

અનુ. યોગેશ જોષી

હું શોધુ છુ  તારો
સાજના આકાશમા
ને આવીને કહુ છુ તને તે વિષે
ત્યારે તુ કહે છે તુ પણ જુએ છે તેને

હુ ચીંધુ છુ પખી
ધૂધળા વૃક્ષોની ડાળીઓમાં
ખોળી રહ્યુ છે વિસામા માટે જગ્યા
ત્યારે તુ કહે છે એ પણ તું જુએ છે

કોણ જાણે તુ જુએ છે તે દુનિયા
ને હુ જોઉ છુ તે
એકસરખી જ લાગે છે

શું આપણે આખોની બે જોડ નથી
એક જ દેહમા ?

તો પછી
બધું ય જોવાની ક્રિયાને હું છોડી દઈ ન શકુ
તારા પર ?

હુ મીંચુ છું મારી આખો
મારી દુનિયા ઓલવાઈ જાય છે એકદમ
પણ એક એવી જ દુનયા
ઝળકયા કરે છે તારી આખોમા.

## તે કયું સત્ય ? / સુરેશ હ જોષી

કિર્યેકેગાર્ડે પણ એના સમકાલીનો સામે ફરિયાદ કરતા કહેલુ, 'એમની નૈતિક આચારસહિતા પોલિસ ખાતાના નિયમોના સારસક્ષેપ જેવી છે, એમને માટે સૌથી મહત્ત્વની વસ્તુ તે રાજ્યવ્યવસ્થા માટે ઉપયોગી થઈ પડવાની તક છે દરરોજ સાજે કલબમા પોતાના અભિપ્રાયો વ્યક્ત કરવા તે એમનો પ્રિય વ્યવસાય છે, કશાક અજ્ઞાતને માટે, કશાક સુદૂરને માટે, એઓ કદી તલસ્યા કે ઝૂર્યા નથી, કશુ ન બની શકયા હોવાના ભાનથી જે ઊંડાણનો અનુભવ થાય છે તે પણ એમને થયો હોતો નથી' આપણા ઘણા સમકાલીનોને પણ આ વર્ણન લાગુ પડી શકે એમ છે

હૃદયજડ કે બુદ્ધિજડ લોકોને તો સહી લઇ શકાય, પણ જેઓ હૃદયને પામીને ય સહિષ્ણુતા અને સમુદારતા કેળવી ન શકે, જેઓ બુદ્ધિને પામીને એને પોતાની સર્વોપરિતા સ્થાપવાને માટેના નાના નાના પ્રપચો અને વ્યૂહો રચવામા જ ખરચી નાખે તેને સહી લઇ નહિ શકાય. પોતાનુ અતિરેકી ચિત્ર આકવાની વૃત્તિ માનવસહજ

નિર્બળતાનુ પરિણામ છે એ આપણે સ્વીકારી લઈએ, પણ એની સાથે બીજાની નિરર્થકતા અને નહિવતાનો પ્રચાર કરવાનો આસુરી ઉત્સાહ ભળે ત્યારે માનવ્યના મૂળ પર જ કુઠારાઘાત થતો હેવાથી એને સહી નહિ લેવાય

કૃતિને પ્રકટ કરીને ધીમે ધીમે કર્તૃત્વનો વિલય સિદ્ધ કરવો એ એક કલા છે. કૃતિ દ્વારા જે પ્રકટ થાય છે તેને ટકવાને માટેના આધાર-સ્તમ્ભ આત્મપ્રચારથી ઊભા નથી કરી શકાતા પછી કૃતિને ખીલી ઊઠવાને માટે જે રિક્ત અવકાશ જોઈએ તે મળતો નથી પોતાની જ કૃતિ આગળ પોતે વામણો લાગે તો એ હકીકતનો સચ્ચાઈથી અને પ્રમાણિકતાથી સ્વીકાર કરવો જોઈએ. પરિમિત પ્રયોજન જ આપણા વ્યક્તિત્વને સકીર્ણ કરે છે. નાની નાની પ્રાપ્તિના લેખા જોખામા જ રચ્યોપચ્યો રહેનાર હાટડી માડીને બેસનારા મારવાડીથી સહેજે ય જુદો નથી. આ બધો નિરર્થક ઉદ્યમ ચાલ્યા કરતો હોય છે! તે દરમ્યાન જ સાચી પ્રાપ્તિ તો એના હાથમાથી સરી પડી હોય છે, લાલસા જેવું માણસને દયામણા બનાવનાર બીજુ કશુ નથી

ઇન્ગ્લેન્ડમા પચાસની આસપાસ કવિતાના ક્ષેત્રમા 'ધ મુવમેન્ટ'ની સજ્ઞાથી ઓળખાતુ આન્દોલન થયેલુ. એના એક અગ્રણી કવિ તે ફિલિપ લાર્કિન 'લડન મેગેઝિન'મા એમની મુલાકાતનો અહેવાલ છપાયો છે એમાના કેટલાક મુદ્દાઓ આજના આપણા સાહિત્યિક સદર્ભમા વિચારવા જેવા છે આપણે ત્યા આદેશ અને ઉપદેશ આપવાની યોગ્યતા પ્રાપ્ત કરી ચૂકેલા એક વાતનુ વારે વારે રટણ કર્યા કરતા હોય છે. સાહિત્ય દ્વારા સત્ય અને રમણીયનો અવિષ્કાર થવો જોઈએ. આ સત્ય તે કયુ સત્ય? કશુક ત્રિકાલાબાધિત સત્ય? કે કવિને જે અનુભૂતિ થઈ છે તેનુ સત્ય? લાર્કિન કહે છે કે આ વાતને ખોટી રીતે મૂકવામા આવે છે. દરેક કાવ્ય કયા તો સત્ય કયા તો સૌન્દર્ય તરફ ગતિ કરતુ હોય છે. પણ સત્ય સુન્દર બની શકે, સૌન્દર્યને ય એનુ આગવુ સત્ય

હોય એની આ સચ્ચાઈ તે ધર્મપ્રમાણિત કે દર્શનપ્રમાણિત હોતી નથી એ કાવ્યમાથી જ ઉત્ક્રાન્ત થતી હોય છે. કવિના મનમા થતો પહેલો સ્ફોટ કદાચ એને સૌન્દર્યથી અભિભૂત કરી નાખે પણ એ જ તો સાવધ રહેવાની ક્ષણ છે અનાયાસ સ્વીકૃત સત્ય એ કાવ્યનુ સત્ય નથી, એ અભિપ્રાય કે વિચાર નથી. એને કાવ્ય જોડે મજ્જાગત સમ્બન્ધ હોય છે, ધર્મ કે દર્શન જોડે નહિ

લાર્કિને એક કાવ્યમા કહ્યુ છે, 'જીવન પ્રથમ તો વિરતિ આણે છે, પછી ભય આપણે એનો વિનિયોગ કરીએ કે ન કરીએ, એ તો વીતવાનુ જ છે. આપણામા પ્રચ્છન્ન રહીને કશુ ક જે પસ દ કર્યું હોય છે તેને એ આવશેષરૂપે મૂકી જાય છે. પછી જીવન પૂરુ થતુ નથી પણ સમયનો અમુક ગાળો કે યુગ પૂરો થાય છે. આ પ ક્તિઓમા કવિના અનુભવનુ સત્ય પ્રકટ થયુ છે. એ સત્યને સર્વસમ્મતિની કે ત્રિકાલાબાધિતતાની અપેક્ષા નથી. એનુ જીવાતુભૂત તત્ત્વ ધર્મના પર આધાર રાખતુ નથી.

કવિ પ્રજાએ અને વિવેચકોએ પ્રશ સેલી પોતાની કોઈ કૃતિને જો નબળી ગણતો હોય તો, તે સમયે પ્રવર્તતી સાહિત્યિક ફેશનને અનુરૂપ હોવાને કારણે જ વખણાયેલી, કૃતિની મર્યાદાને એણે ચીંધી બતાવવી જોઈએ આત્મરતિને કારણે, કે સાહિત્યમા તે ગાળામા વર્ચસ ધરાવનારા વર્ગનુ સમારાધન કરવાને માટે, એ ખોટા સાહિત્યિક મૂલ્યોનો પ્રચારક ન બની રહેવો જોઈએ

સર્જક પોતાની કૃતિ વિશે કશો દાવો ન કરી શકે, એની ગુણવત્તા વિશે બોલવાનો અવિવેક એણે દાખવવો નહિ જોઈએ પોતે કૃતિ દ્વારા શુ કરવાનો પ્રયત્ન કર્યો છે તેનો પ્રામાણિક અહેવાલ માત્ર એ આપી શકે. વિવેચકોને પોતાના અમુક સૈદ્ધાતિક દુરાગ્રહો અને હઠાગ્રહોના ચોકઠામા અમુક કૃતિને ગોઠવવાનુ અનુકૂળ થઈ પડતુ હોય છે તો, કૃતિને અન્યાય થાય તેની પરવા કર્યા વિના, એઓ એવુ

કરવાને પ્રેરાય છે વિવેચકોના આવા ખોટા પ્રભાવનો વિરોધ કરવાનુ પણ કવિનુ કર્તવ્ય બની રહે છે.

લાર્કિનને વિવેચકોનો સારો અનુભવ થયો નથી એઓ કેટલીક વાર કૃતિ આડે અવરોધક બળ ઊભુ કરે છે કેટલીક વાર એઓ તમને તમારા જેવુ નહિ પણ બીજા કોઇકના જેવુ લખવાને લલચાવે છે. કવિતાનો રસ માણવાનુ બાજુએ રાખીને એઓ તમને જીવનશત્રુ, નિરાશાવાદી, હતાશાવાદી જેવી ગાળો દેવાનો આનદ માણતા હોય છે

સર્જકને માટે કશુ આસાન નહિ બની રહેવુ જોઇએ દરેક પ્રકારની આસાનીથી એણે તો સાવધ રહેવાનુ છે પ્રચલિત રુચિ અને રસવૃત્તિને અનુકૂળ થઈને રહેવાનો માર્ગ સહેલો છે પણ વાસ્તવમા ગજુ ધરાવનારો સર્જક પોતાની કૃતિને માણવા માટેની રુચિ પણ ઘડી આપતો હોય છે. લાર્કિન 'ધ મુવમેન્ટ' ના એક અગ્રણી કવિ તરીકે ઓળખાવાની પણ ના પાડે છે એઓ કહે છે, 'હુ કોઈ મોટો કવિ નથી, નજરે ચઢુ એવો છુ ખરો. અત્યારે અમે કેન્દ્રમા છીએ એટલે અમારા પર ધ્યાન જાય છે ચાળીસ વરસ પહેલા ટ્રેટસ, એલિયટ રોબર્ટ ગ્રેવ્સ, સ્પેન્ડર, ઓડેન, મેકનિસ, બેન્જમેન, ડાયલન, ટોમસ એ સ્થાને હતા અને હવે આજે અમે ય કેન્દ્રમા રહ્યા નથી. આજે હવે એ સ્થાને કોણ છે ? બીજા જે છે તે કદાચ મારાથી ય નબળા હશે, માટે હુ સારો લાગતો હોઈશ '

કવિને માટે એક બીજુ મોટુ પ્રલોભન તે પયગમ્બર કે ફિરસ્તા થવાનુ છે એ પ્રલોભન કવિતાને માટે તો અનિષ્ટકારક જ નીવડે છે. નીતિની બારાખડીથી કવિતાની બારાખડી જુદી હોય છે એ પાયાની વાતનુ વિસ્મરણ ન થવુ ઘટે કવિને લગાડાતા બીજા લેબલ પણ ઘણી વાર કાવ્યઘાતક નીવડવાનો જ સમ્ભવ રહે છે લાર્કિન તો માને છે કે કવિતાના મૂળમા સ્વસ્થતા રહી હોવી જોઈએ કશા ઉદ્રેક અભિનિવેશોના પર આધાર રાખતી કવિતા અમુક ગાળા પૂરતી અગ્રસ્થાન

પામે છે, પણ પછી તરત જ પ્રજા એને ભૂલી જાય છે, કારણ કે પ્રજા હમેશા ઉગ્ર ભાવાવેગની સ્થિતિમા ટકી રહી શકતી નથી ધૈર્ય કે તિતિક્ષા રાખનાર જડ જ થઈ જાય છે એવુ નથી

'અમે જે રૂપે ઓળખાવીએ છીએ તેવુ જ જીવન છે' એવુ ભોળી પ્રજા માની લેશે એવુ માનનારો સર્જક તો પ્રજાથી પણ ભોળો હોય છે વાસ્તવમા પ્રજાનો શિક્ષિત વર્ગ પણ સાહિત્યને એટલુ મહત્ત્વ આપતો નથી આજે તો સાહિત્યનુ મહત્ત્વ સ્થાપવા માટે સાહિત્યકારોને જ પોતાના પ્રચારક બનવાની ફરજ પડે એવુ વાતાવરણ છે. જીવન વિશેની પ્રકટ થતી દરેક વિચારણાને પ્રમાણભૂત ઠરાવવા માટે પોતાના અનુભવની સમ્મતિ પણ આવશ્યક બની રહે છે કવિ તમારા અનુભવની અવેજમા કામ નહિ આવી શકે

નિરાશા કે હતાશાને નામે ગોકીરો મચાવી મૂકનારા કેટલાક હોય છે વૃદ્ધાવસ્થા મૃત્યુ, નિષ્ફળતા, નિર્ભ્રાન્તિ - આ બધી કઈ કવિકલ્પનાની નીપજ નથી. એ બધુ તો આ સૃષ્ટિમા છે જ. તમે એને રૂપાળા શબ્દોની મોહજાળથી, ધર્મના ધૂપદીપથી કે ઉટપટાગ તર્કથી ઢાકી દઈ શકો નહિ. કવિને તો એની પ્રવંચના આત્મવિઘાતક નીવડે. પછી માગલ્યનુ અને શ્રદ્ધાનુ ગાણું ગાનારા છો ને ધર્મને ખંડણી ભર્યા કરે અને કવિતાની ઉપેક્ષા કર્યા કરે

વિવેચક કાવ્યસર્જન અને કાવ્યાસ્વાદને માટેની અનુકુળ આબોહવા રચી આપે નહિ તો ભલે, એણે કાવ્ય સામે શત્રુવટ કેળવીને વીરત્વ નિષ્પન્ન કરવાની પ્રવૃત્તિમા પડવુ નહિ જોઈએ અગત રુચિને જ માત્ર સાચા ધોરણ તરીકે ઠસાવવાનો દુરાગ્રહ એણે નહિ સેવવો જોઈએ ચેહોફે કહેલુ વધુ સાચુ લાગે છે 'કવિ કે સર્જક જોડે મતભેદ હોય તો તે હુ પ્રકટ કરુ, પણ એ કવિ કે સર્જક પોતાની આગવી રીતે પોતાને અભિવ્યક્ત કરે એની આડે જો સમાજ અન્તરાય ઊભા કરે તો હુ એનો પક્ષ લઈને સમાજ સામે લડુ ' □

## ચીતરેલો બાદશાહ / ચંપૂ વ્યાસ

બચુએ પત્તાનો એક મહેલ બનાવ્યો. ટિણિયો, મિણિયો, ટિકુડી લખુડી બધા સમજ્યા વગર મદદ કરવા લાગ્યા. મહેલ તો તૈયાર થઈ ગયો. થોડા પત્તા વધ્યા. એમાંથી જોકરને કાઢીને મહેલને મથાળે ગોઠવ્યો. જોકર તો લીલી ઝંડી ફરકાવતો પત્તાંના મહેલને સાતમે માળે ઝરૂખામાં ઉભો રહ્યો. બાકીના પત્તાની થપ્પી કરી, બચુ તો, રાત પડી એટલે ઊંઘી ગયો. રાત પડી એટલે ટિણિયો, મિણિયો, ટિકુડી, લખુડી બધા ઊંઘી ગયા.

બધે અંધારું અંધારું થઈ ગયું. અંધારામાં પત્તાનો મહેલ ઊભો હતો અને મહેલને સાતમે માળે ઝરૂખામાં જોકર અડીખમ ઊભો હતો.

બાકી વધેલા પત્તાની થપ્પીમાંથી સૌ પ્રથમ અંધારે અંધારે ચોકટની રાણી બહાર નીકળી અને અંધારે અંધારે મહેલમાં પેસી ગઈ. તેણે તો રસોડાની અને દીવાનખાનાની વચમાં સિંહાસન જમાવી દીધું. એ ચોકટની રાણી તો ચોકઠાની રાણી બનીને જામી ગઈ મહેલમાં

તેની પાછળ પાછળ થપ્પીમાંથી નીકળ્યો ફૂલ્લીનો ગુલામ. અંધારે અંધારે તેણે ઊંઘતા બચુની રંગપેટી શોધી કાઢી ફૂલ્લીના ગુલામે અંધારે અંધારે મહેલની આસપાસ ફૂલફૂલ ચીતરી દીધા. અંધારે અંધારે તેણે પોતાના પિંગળકેશને કાળા બનાવી દીધા. અંધારે અંધારે તેણે માથે રંગેલો તાજ પણ પહેરી દીધો. પીળાનું કાળું ને કાળાનું ધોળું બધું ચીતરાઈ ગયું, એટલે ફૂલ્લીનો ગુલામ તો ફૂલ્લીનો બાદશાહ

બની ગયો-ચીતરેલો બાદશાહ, તેણે તો આસપાસથી થોડા રદ્દી કાગળિયાં એકઠા કરીને એમાથી ગુલાબના કાંટા વગરના ફૂલ બનાવ્યા અને ફૂલને રંગી દીધા ગુલાબી ગુલાબી. આટલુ થયુ એટલે હાથમા કાંટા વગરના ગુલાબનો ગુચ્છ ઝાલી ચીતરેલો બાદશાહ તો સીધો પેસી ગયો પત્તાના મહેલમા ને ચોકઠાની રાણીની બાજુમા સિંહાસન ગોઠવીને ચઢી બેઠો અંધારે અંધારે.

ચોકટની રાણીને ચોકટના બાદશાહની જરૂર હતી પણ એ તો મહેલની એક ઈંટ બની ગયો હતો બાલ બાલ બચી ગયાનો સંતોષ ઇંટ બની ગયેલા બાદશાહના ચહેરા પર હતો. હવે એ આવવાનો નહોતો, એની રાણીને ખબર હતી. ચોકટની રાણીની બાજુમા અત્યારે તો ચીતરેલો ગોઠવાઈ ગયો હતો રાણીએ એકવાર તેની સામે નજર કરી કે તરત જ ચીતરેલાએ ગુલાબનો ગુચ્છ ધર્યો ગુલાબના ગુચ્છ તરફ એક તિરસ્કાર ભરેલી નજર નાખી રાણીએ જાહેર કર્યું કે પોતે તો ડાયમંડ ક્વિન છે એટલે ગુલાબથી નહિ ચાલે ગુલાબ જોઈએ હાર્ટ-ક્વિનને, ડાયમંડ ક્વિનને તો હીરા જોઇએ હીરા ચીતરેલાએ તો હીરાની હારમાળા અંગે તપાસ આદરી. આખો ને આખો સર્વસંગ્રહ ઉથલાવીને હીરાની જાતો વિષે, હીરાના ગુણો વિષે, હીરાની તેજસ્વિતા વિષે, હીરાની કિંમત વિષે ભાત ભાતની માહિતી એકત્ર કરી. એ માહિતીની પાકી નોટને પાકું પૂઠું ચઢાવ્યું. પૂઠા પર જાતજાતનુ ચિતરામણ ચીતરી દીધુ હીરા વિષેની પાકી નોટ ચિતરામણથી હીરામઢી હોય એવી લાગવા માંડી. પછી એ પાકી નોટ ચીતરેલાએ ડાયમંડ ક્વિનને ચરણે ધરી રાણી તો વાહવાહ વાહવાહ કરવા લાગી વાહવાહના પોકારો પાડતી રાણીને પડતી મૂકીને ચીતરેલો તો નીકળી પડ્યો મહેલની બહાર અંધારે અંધારે.

ચોકઠાની અંદર રહી ચોકઠાની રાણી ચીતરેલાએ બહારની થપ્પીમાથી જગાડી લાલની રાણી અંધાર અંધારે ચીતરેલાએ તો ગુલાબ

આવ્યા. લાલની રાણી કહે—'કેવા છે આ ગુલાબ?' ચીતરેલો કહે—'કાંટા વગરના ગુલાબ.'

અંધારે અંધારે ચીતરેલાએ તો છાંટણા છાંટયા લાલની રાણી પર લાલની રાણી કહે—'શેના છે આ છાંટણા?' ચીતરેલો કહે—'કંકુવરણા અમીછાંટણા'

અંધારે અંધારે ચીતરેલાએ તો બાથ ભીડી. લાલની રાણી કહે-'શેના છે આ આલિંગન?' ચીતરેલો કહે, 'વસંતના બાદશાહના પ્રેમલીના આલિંગન'

એવામાં મહેલમાં હાહાકાર મચી ગયો—બૂમરાણ થઇ ગઇ- બાદશાહ ક્યાં? બાદશાહ ક્યાં? ચીતરેલાએ તો દોટ દીધી—પહોંચી ગયો મહેલમાં-ચોકઠાની રાણીએ સવાલ કર્યો-'ક્યાં પધાર્યા હતા, મારા રાજ?' ચીતરેલાએ કહ્યું— 'તારા માટે હીરા શોધવા ગયો હતો, રાણી'

ચોકઠાની રાણીએ હીરા વિષેની પાછી નોટ દેખાડતાં કહ્યું—'આટલા તો ઘણા મારા રાજાધિરાજ!' ચીતરેલાએ કહ્યું- 'અરે હોય, પ્રાણપ્યારી? દોમદોમ હીરાહીરા લાવીશ તારે કાજ.'

ચોકઠાની રાણીએ કહ્યું-'જાવ ત્યારે પધારો ને ફરો કરો મહારાજ!' ચીતરેલો કહે- 'ઊંઘી જા, તો આપું તને સપના-ના સાજ.'

ચીતરેલાએ રાણીને પલંગ પર સૂવાડી, પછી ખાસ્સી થપથપાવી. અડધી ઊંઘતી અડધી જાગતી ચોકઠાની રાણીને ચીતરેલાએ સપનું આપ્યું—'હું જે કાંઈ છું તે તારે લીધે છું. આ જે કાંઈ છે તે તારે લીધે છે. આ હું, આ હીરા, આ મહેલ અને આ સુખના શીરા... એ જે કાંઈ છે તે તારે લીધે છે.'

રાણી તો સપનું વાગોળતી વાગોળતી ઊંઘી ગઈ. બચી ગયેલા શબ્દોને દાઢ નીચે દબાવી ચીતરેલો તો કૂદી પડયો મહેલની બહાર

બહાર લમણે હાથ દઈ લાલની રાણી વાટ જુએ. હાર્ટ કિંગ સામે આવી ચીતરેલાએ તો દાઢ ખોતરી ચીતરેલો કહે —'આજકાલ

તારા બસ નશામાં ચકચૂર આજકાલ તને બસ પામું તો જ શૂર.
આજકાલ ચઢ્યા મને પ્રણયના પૂર ..'

લાલની ગણી તો ઘેનમાં ડોલવા લાગી. ચીતરેલાએ તો હાથમાં લીધા હાથ અને પગ પર ડાબ્યા પગ આ ધમાલમા બાકી વધેલા પત્તાની થાપીમાથી ઊંઘતી ફૂલ્લીની દૂરી જાગી ને કાળીની તીરી પણ જાગી. બન્ને ઘુસપુસ ઘુસપુસ હસવા લાગી. ફૂલ્લીની દૂરી કહે–'આ ચીતરેલો તો એકવાર મનેય આવુ કરતો' તો 'કાળીની તીરી કહે–આવુ આવુ તો મનેય કરતો તો' ફૂલ્લીની દૂરી કહે–'પણ આજે તો સાવ નવીનક્કોર લાગે છે.' કાળીની તીરી કહે–'જાણે બીજો બાદશાહ જોઈ લે અલિ ! અદ્દલ બાદશાહ જ લાગે છે હોકે.'

એ બેની વાતમા કાળીનો ગુલામ જાગી ગયો તેણે તો આ બધુ જોઈને ખૂણાના ખુરશીટેબલ પર જમાવી દીધુ ને ઊંધુ માથુ ઢાળી આક્રંદ આરંભ્યુ -' અહહહહ મારે કાઈ બોલવુ નથી, મારે કાઈ કહેવુ નથી. મારુ દુઃખ હુ જ જાણું, હુ તો બસ બહુ દુખી છુ. હુ તો બસ ' દૂરી, તીરી, હેલી, પેલી વગેરે સાથે લાલની રાણી પણ તેની આજુબાજુ ફરવા લાગી તે તો આ બધુ જોઈ ઢીલો ને ઢીલો થવા લાગ્યો ને જોરદાર રડવા લાગ્યો

લાલની રાણીએ પ્યાલો ભરી પાણી પાયુ પાણી આપતા આગળી અડકી આંગળી અડકતા પોચો પકડયાની બૂમરાણ મચાવી દીધી કાળીના ગુલામે - 'દાળમા કઈક કાળુ છે, કાળામા ધોળુ છે.'

ચીતરેલાને આ બધી વાતની ખબર નથી એ તો એક નવી આપત્તિમાં ફસાઈ ગયો છે ચોકટાની રાણીએ રુસણાં લીધાં છે–'બદલાઈ ગયા છો મહારાજ, સાવ બદલાઈ ગયા છો' ચીતરેલો કહે 'કહો રાણી, શો થયો છે અપરાધ ?' રાણી કહે–'જ્યા ને ત્યાં ભટકયા કરો છો એનો મોટો બાધ' ચીતરેલો કહે–'બહાર જો જાઉં નહિ, તો પડે

હીરાની ખાધ' ચોકઠાની રાણી કહે-'ઓહ્હો ! તો તો વાહ, જાવ જાવ જલદી જાવ ને કરો કશે મહારાજ !'

ચીતરેલો બહાર આવ્યો તો વાત રંગેચંગે જામી હતી, બચુના રમકડાની ટોપલીમાંથી લાકડાનું લાલચટ્ટક સફરજન કાઢીને દૂરી, તીરી, હેલી, પેલી, લાલની રાણી ને કાળીનો ગુલામ બધા ઊછળકૂદની રમત રમતા હતા. ચીતરેલાએ તો સફરજન ખૂંચવી લીધું ને લાલની રાણી ગવાઈ-બધવાઈ ગઈ લાલની રાણી કહે-'ક્યાં હતા રણવીર ?' ચીતરેલો કહે- 'બદ્ધી વાત પછી. પરથમ પહેલા તો ખાઈ લે આ સફરજનની ચીર.' લાલની રાણીએ તો ફળ માત્ર સૂંઘ્યું અને એનું ભવન ફરી ગયું. ચીતરેલા સાથે એ તો અહીં ફરી, તહીં ફરી વેરણછેરણ. રમણભમણ ચીતરેલાએ તો લાલની રાણીના હૃદયમાંથી ખેંચ્યો લાલ રંગ...ઓઈઈઈઈઈ

—પત્તાની થપ્પીમાંથી કોઈએ વેદનાનો ઊંહકારો કર્યો લાલની રાણીના ઓઈઈઈઈથી જુદો પડયો ઊંહૂં ઊંહૂંનો અવાજ.

ઐસીતૈસી. લાલની રાણીની આંખે ચીતરેલાએ દાબ્યા બેઉ હાથ, એનઘેન દીવાઘેન. તારા મનમાં કોણ છે ?

—કાળીના ગુલામે ખુરશીમાં બેઠે બેઠે ટેબલ પર માથું પછાડયું અને પછી ભારેનું એક ડૂસકું લીધું.

પાણીથી છલોછલ પ્યાલું આપતા આંગળી અડી, પાણી છલ્યું અલ્લક દલ્લક ઝાંઝર ઝલ્લક ..ચીતરેલાએ લાલની રાણીના હૃદયમાંથી ખેંચ્યો લાલ રંગ . ઓઈઈઈઈઈ ..

—પત્તાની થપ્પીમાંથી કોઈએ મરણતોલ ખાંસી ખાધી. ખાતા ખાતા પત્તુ અવળું થઈ ગયું .

ઐસીતૈસી ચીતરેલાએ લાલની રાણીની આંખે બાંધ્યો લાલ રૂમાલ, અબ તેરે સિવા કૌન મેરા.. ધા ધિન્ના તા તિન્ના...

—કોઈએ ખૂંખાર ખોંખારો ખાધો

કાનમા આગળીઓ ઘાલીને પછી યા  હૂ . ચાહે કોઇ મુજે જગ્ગી કહે.. ચીતરેલાએ લાલની રાણીના હૃદયમાથી ખેચ્યો લાલ રગ... આાંઇઈઈઇઇ...

—જાગતે રહોઓઓઓ ચોકીદારની ચીસે અધારુ ચીરવા માડ્યુ માડ્યુ.

. એંસી તેંસી ચીતરેલાએ આ વખતે ફળ ખાવા દુરાગ્રહ કર્યો લાલની રાણીએ લાકડાના લાલચટ્ટક સફરજનને બટકુ ભર્યું. એ તો સાવ બેભાન થઈ ગઈ ચીતરેલાએ લાલની રાણીના હૃદયમાથી ખેચ્યો લાલ રગ બસ ખેચ્યો લાલ રગ ..ખેચ્યા બાન લાલ રગ. ના ઓઇ. ના વોઈ કઈ જ નહિ બસ ખેચ્યો લાલ રગ..

વળી પત્તાના મહેલમા હાહાકાર મચી ગયો-'બાદશાહ ક્યા? બાદશાહ ક્યા?' ચીતરેલાએ લાલની રાણીના હૃદયના રગમાથી બે હીરા બનાવ્યા ને દોડતા દોડતા મહેલમા પહોચી ચોકઠાની રાણીને ચરણે ધર્યા પણ ચોકઠાની રાણીને હૃદયના રગની ગધ કાઈ ગમી નહે તેણે ઉદારભાવે હીરા બાદશાહના શણગાર માટે પરત આપ્યા ચીતરેલાએ એક હીરો જમણા ખભે લગાડ્યો ને બીજો હીરો ડાબા પગે ચોટાડ્યો ચીતરેલો હવે ઓર ચીતરેલો બની ગયો. એ તો ચોકટનો બાદશાહ બની ગયો – ચોકઠાનો બાદશાહ

—અને પ્રભાતનુ પહેલુ કિરણ ફૂટ્યુ.

—વાળઝૂડ કરવમા નિષ્ણાત લલ્લુએ કચરો વાળતા વાળતા ફાટકી ગયેલા રગવાળી લાલની રાણીને બારી બહાર ફેકી દઈ બચુને જગાડતા કહ્યુ –'બચુભઈ બચુભઇ, આ તમારી લાલની રંડી ઘોળી ફક્ક થઈ ગઈ તે મે તો બારી બહાર ફેકી દીધી, લાલની રડી'

—બચુએ અડધીપડધી ઊઘમા જ જવાબ આપ્યો–'રડી નહિ, રાણી કહેવાય રાણી'

—મહેલને માથે રહીને આખી રાત અધારામા મરક મરક હસી રહેલો જોકર હવે દિવસના અજવાળામા ખડખડાટ હસી પડ્યો □

## નિષ્ફલાફલ યોગાયોગ / સતીશ વ્યાસ

સ્ત્રી - બગાસાનો અવાજ કરે પાટ પરથી ઊઠે પાછી બેસે. શૂન્ય-
મનસ્ક .

પુરુષ - બેઠો બેઠો છાપું વાંચે

સ્ત્રી—ઓહ . કહું છું (વિગામ) હ . (વિરામ)

પુરુષ—હ ? (વિરામ)

સ્ત્રી—વગેરે . કંઈ નહીં (વિરામ) . છું કહું 'વિગામ)

પુરુષ – હ

સ્ત્રી—દદ . કારણ કે જવા દો

પુરુષ—હ (વિરામ)

સ્ત્રી—જ અહ . બતાવવું .. હવે નહી

પુરુષ — હ

સ્ત્રી – ઉપરવાળો (વિરામ) હશે

પુરુષ—હ

સ્ત્રી—તમે તમને હોય કંઈ ? નહી નહીં જ.

સ્ત્રી—(ઊઠવાનો પ્રયાસ, ઊઠે લડખડાય)
પુરુષ—(છાપાના પાના ફેરવે)
સ્ત્રી—ગોળ ગોળ સાભળો કઈ છો ?
પુરુષ—હ (વિરામ)
સ્ત્રી—કઈક ગૂચવાય . ગોળ છે ગોળ .. (વિરામ) ના ના .
પુરુષ—હ
સ્ત્રી—તો . સ્વપ્નુ . ગઈ રાત્રે .
પુરુષ—હ (વિરામ)
સ્ત્રી—પાખો પ્રદેશ . પગલી પરાઓ...પાપા .
પુરુષ—હ (વિરામ)
સ્ત્રી—તે . આજે પણ . ના જ . નહી
પુરુષ—હ (વિરામ)
સ્ત્રી—(ઝડપથી) હુ બોલ કહુ ક્યારનીય !
પુરુષ—હ .
સ્ત્રી—કેમ જનાબ તમે ?

(પુરુષ છાપામાથી ઊંચી નજર કરી જુએ. સ્ત્રી મૂક ચેતના પ્રવેશીને પુરુષને સબોધે)

ચેતના—ચાલો ચાલો જીજાજી ! તમારુ, આઈમીન તમારે માટેનુ પાણી ગરમ થઈ ગયુ ચાલો નાહી લો

(પુરુષ ઝડપથી છાપુ ટીપોય પર મૂકી ધીમે ધીમે ચેતના સામે હસતો હસતો ગતિ કરે સ્નાનાર્થે)

ચેતના—દીદી, આ સાડી મને કેવી લાગે છે ?
સ્ત્રી—સ...ર સ
ચેતના—આ બ્લાઉઝ ?
સ્ત્રી—સુ દ . ર.

ચેતના—ને એની સાથે આવી હેરસ્ટાઈલ ?

સ્ત્રી—સા રી સારી

ચેતના—નહીં દીદી તારા ચહેરા પર તો તુ કહે છે એવા ભાવ દેખાતા જ નથી

સ્ત્રી—હુ—ના . ના હરો...સારુ . સરસ . સુદર હશે જ છે

ચેતના—એવુ જ ! (થોડીવાર અચકાઈ) ચાલને દીદી, આજે શુક્રવાર છે ને ! આજે પેલા ડોકટર મળશે

સ્ત્રી –(મક) (વિરામ)

ચેતના—કેમ જવુ છે ને ?

સ્ત્રી—(મૂક વિરામ)

ચેતના—બોલ તો ખરી દીદી ! આમ મૂગા રહે કેમ ચાલશે !

સ્ત્રી—નહીં .. પણ શુક્કર . શુક્ર પણ એટલે.. નથી જ . ખાતરી

ચેતના—હુ જોઉ છુ કે હુ આવી છુ ત્યારની તુ ઉદાસ છે ? આમ કેમ ચાલશે ? બોલ, જઈશુ ને ?

સ્ત્રી—જઈએ...ન . ન નહીં ચાલશે.

ચેતના—એ જ જવાબ, જૂનો જેવી તારી મરજી પણ જો જીજાજી નાહી લે પછી તારે ન્હાવાનુ છે સમજી !

સ્ત્રી—નહીં. ચાલે ? નહીં ના હુ નાહુ તો...ચાલશે નહીં

ચેતના—છી ! ન્હાવુ તો જોઈએ ને ? આમ ને આમ તો શરીર વધારે બગડે !

સ્ત્રી—જ . ભલે...ત્યારે...બગડે...

ચેતના—જો હુ સાજે તારે માટે સ–રસ ફળો લેતી આવીશ હ.

સ્ત્રી—ફળ સ.. ફળ ન . ફલ અ ..ફલ . સન્સ . સ રસ ?

ચેતના—હા, સ–રસ.

સ્ત્રી—સા રુ ...

ચેતના—તને ગમ્યુ ને દીદી ?

સ્ત્રી—શુ ?

(ચેતના સ્ત્રીનો હાથ પકડે)

ચેતના—દીદી, તારુ શરીર તો અત્યત ઠડુ છે, જાણે શેરડીનો સાઠો!

સ્ત્રી—કૂચો હ...કહે. કૂચો. સાઠો નહીં અહ નહીં.

ચેતના—કઈ ગરમાવો કરવો છે ?

સ્ત્રી—ભરમાવો...હવે તો. કરમાવો

ચેતના—શુ બોલે છે આ તુ ?

સ્ત્રી—શરીર આ.. શરમાવો હવે તો

ચેતના—શુ હવે તો ?

સ્ત્રી—ઉપરવાળો જેવો. યે...જે

ચેતના—જો ગાડી, ઉદાસ ન થા, જરા સ્નાન કરી લે સ્ફૂર્તિ આવી જશે

સ્ત્રી—હં સ્ફુ ફુ..રતિ નથી.. સ્ફુરતી નથી નથી રતિ સ્ફૂર. સ્ફૂર

ચેતના—ઓહો! જો હુ રસોઈ બનાવવા જાઉં છુ જીજાજી નાહીને આવે પછી તુ તરત જ સ્નાન કરવા જતી રહેજે સાજે હુ ફળો લેતી આવીશ. (પુરુષ આવે)

પુરુષ—કયા મૂકી દીધુ મારુ ઘડિયાળ ? જડતુ જ નથી

સ્ત્રી—હ. (વિરામ)

પુરુષ—તને ખબર છે ? પણ કયાથી હોય ?

સ્ત્રી—હ (વિરામ)

પુરુષ—ઓહ! કશુ જ જડતુ નથી આ ઘરમા! ને બધુ જ હોય છે ઘરમા! આ તે કઈ ઘર છે!

સ્ત્રી—હ (વિરામ)

પુરુષ—કયા જતી રહી ? પછી મારે ઓફિસ જવુ કે નહીં! લાગે છે આજે એમ ને એમ જવુ પડશે એક તો ટાઇમકીપરની નોકરી ને ઘડિયાળ જ નથી!

સ્ત્રી—હ (વિરામ)
પુરુષ—ઓફ હો . તારી પથારી નીચે તો નથી ને ? (ખોળ) નથી. તારી પથારીમા પણ નથી !
સ્ત્રી—નથી ય મારીમા ને . તમારી ..(વિરામ).
પુરુષ—ક્યા હશે ? ચેતનાને ખબર-હશે ?
સ્ત્રી—હ ? (વિરામ)
પુરુષ—ચેતના ! ઓ ચેતના !
ચેતના—(આવીને) મને ખબર જ હતી કે તમે મને બોલાવશો જ બોલો ક્યાથી ખબર ?
પુરુષ—હવે અત્યારે આવા સવાલ-જવાબ જવા દે મારુ ઘડિયાળ નથી જડતુ
ચેતના— હુ પણ એ જ કહેતી'તી કે તમે બોલાવશો જ !
પુરુષ—પણ મને જરા ઘડિયાળ શોધાવ ને ?
ચેતના—(કેડમાથી કાઢી) આ રહ્યુ લો પોતે ક્યાં ભૂલી આવો છો એ ખબર નથી ને પછી કહો છો આ સાળાને ! લો હવ મોડુ થશે નહી તો પાછુ ઑફિસ જવાનુ.
સ્ત્રી—ઑફિસ નિયમિત . રાત્રે.
ચેતના ને રાત્રે મોડુ ન કરતાં દીદી મોડે સુધી ઊઘતી નથી ને એની તબિયત પર અસર થાય છે.
સ્ત્રી—નહીં નહીં સરસ સારી . તબિયત ..સુદર ..તો..
ચેતના—ન સાજે દીદી માટે ફળો લાવશો ?
સ્ત્રી—ના, ના નહીં...એ એમને
પુરુષ—મને કદાચ ઑફિસમાથી છૂટતા મોડુ થાય ને ત્યારે ફ્રુટ્સ-માર્કેટ બધ
ચેતના—તો તો હુ જ જઈ આવીશ તમે રહેવા દેજો
સ્ત્રી—હ બરાબર.. પણ . મારે...નહીં ફળ . ફળ નહીં જ

પુરુષ—ચાલો ત્યારે . બને તો વહેલો .
સ્ત્રી—અ હ ત્યારે ગમે (પુરુષ જાય)
ચેતના—દીદી, ચાલ નાહવુ છે ને ?
સ્ત્રી—કારણ કે ..વગેરે નહીંતર હશે.
ચેતના—પાછો બકવાસ ! ચાલને સ્નાન કરી લે પાણી ઠરી જશે.
સ્ત્રી—ગયુ .. છે...જ.
ચેતના—શુ ગયુ છે ?
સ્ત્રી—નહી જ કશુ . ગરમ છે ને ?
ચેતના—હા, હા, હજી તો ગરમ હશે પછી ઠરી જશે ને કેરોસીનની તગીમા વધારે .
સ્ત્રી—ના ના...છુ. .આવુ ...ચાલ—પકડ.

(ચેતના હાથ પકડી ધીરે ધીરે સ્ત્રીને લઈ જવા જાય છે ત્યા એક છોકરો બહારથી આવે)

છોકરો—ચેતના બહેન, મારા મમ્મીએ બપોરે તમને ઘેર આવવાનુ કહ્યુ છે !
સ્ત્રી—આવ (હાથ લબાવે) .. આવ...આવ...
છોકરો—ના . ના
સ્ત્રી—(દોડવા જાય) આવને ચ્યુ ..ચોકલેટ ..
ચેતના—આવ બચુ, દીદી બોલાવે છે પાસે આવ
સ્ત્રી—આવ હ . બચુ . ચ્યુ...લે . ઢીંગલી...આ (ટેબલ પરની ઢીંગલી ઊંચકે)
છોકરો—મને . મને બીક લાગે છે !
ચેતના—અરે ભઇલા ! આ તો મારા બહેન છે !
છોકરો—પણ માદા છે ને ? મારી બા કેતી'તી કે એમની નજર લાગે !
ચેતના—અરે એવુ તે હોય ગાડા ! માદાથી ડરાય !
સ્ત્રી—ડરાય . ન . જ . ડરાય

ચેતના—આવ . લે

(છોકરો પાસે આવવા જાય. સ્ત્રી ભયભીત અ ગાગ ધ્રૂજે)

સ્ત્રી—નહીં નહીં . અધિકાર... ઓહ (પડે છોકરો ડરીને બહાર જાય)
યોગ નહીં જ ગયો આમ .જ યોગ ગયો

(ગુસ્સામા ઊભી થઈ ઢીંગલાના લીરેલીરા ઉડાડી મૂકે. ટેબલના રમકડા વેરવિખેર કરી દે–તોડફોડ.

ચેતના—શુ કરે છે તુ આ દીદી? જરા તો ...

(થોડીવાર પછી સ્ત્રી એક એક કરીને રડતી, તો ક્યારેક હસતી બધા રમકડા પાછા ગોઠવવા પ્રયાસ કરે–પાડે-ગોઠવે–પાડે .. ગોઠવે . ને અંધકાર) □

---

મોઢવાડા, ધન્ધૂકા, ૩૮૨ ૪૬૦

કોઇ સાહિત્યસ્વરૂપ વિકસતુ જાય, એમા વધુ સૂક્ષ્મતા આવતી જાય ત્યારે એ સ્થિતિને પ્રાપ્ત કર્યા પછી કશી પીછેહઠને અવકાશ રહેતો નથી આથી દરેક સર્જકને આગળ નવુ ડગલુ ભરવાનુ જ રહે છે બધામા એકસરખી આવી ક્ષમતા હોતી નથી, છતાં નવીનતાના સર્વસાધારણ લક્ષણો પોતાને હાથવગા છે એમ માનનારો એક વર્ગ ઊભો થયો. જે કળા હતી તે તદબીર બની ગઇ જે દક્ષતા હતી તે ચાલાકી બની ગઈ કૃતક અને સાચુ - એ વચ્ચેનો વિવેક કરી આપનારો વિવેચકોનો વર્ગ બહુ ક્રિયાશીલ રહ્યો નહી એને બદલે ભલામણપત્ર લખી આપનારો એક નવો વર્ગ ઊભો થયો વાર્તાસગ્રહમા જ જુદી જુદી રુચિશક્તિ સજ્જતા ધરાવનારી ત્રણચાર વ્યક્તિઓના 'આસ્વાદ' સ્થાન પામવા લાગ્યા પોતાની કૃતિનુ હિંસક વિવેચન કરે એવો જેને વિશે ભય લાગ્યો તેવાને પ્રથમથી જ આ રીતે અનુકૂળ બનાવી લેવાના પ્રયત્ન થયા. દિલચોરીથી અને કંઈક અંશે પ્રમાણિકતા છોડીને આવુ લખી આપનારા પણ નીકળ્યા. સર્જક આવુ કરવા લલચાય એ ખેદજનક છે. દુરારાધ્ય વિવેચકો હોય તે જ સર્જકનુ તો સદભાગ્ય

—સુરેશ હ. જોષી

## સાસુડી / રતિલાલ 'અનિલ'

'સાસરે વ્હાલી રે, મારી સસુડી' એ પંક્તિ સાંભળતાં જ કવિ ન્હાનાલાલ, એમનું વાત્સલ્ય અને ગૌરવભાન સાંભરી આવ્યાં એમણે વીજળી, કોયલ જેવા ત્રીઅક્ષરી શબ્દો પાછળ 'ડી' લગાડીને પોતે વડીલ છે, વડીલ વહાલ વરસાવે નહીં તો વડીલ શેના? એણે લાડ કરવા જોઈએ એવી સભાનતાથી વીજળીને વીજળડી અને કોયલને કોયલડી કહી।

એમ તો એ વીજળીજી, કોયલજી પણ કહી શક્યા હોત, પણ પોતે વડીલ છે અને દિવસે દિવસે વડીલપણું વધતું જ જાય છે અને વીજળી અને કોયલ મારે માટે તો વ્હાલી દીકરી જેવી જ રહેવાની!

માસુજી, ભાભુજીને પણ વહાલ વરસાવવા સાસુડી, ભાભુડી કહી શકાય પણ કોણ જાણે કેમ, કવિ ન્હાનાલાલ એવા પ્રયોગો કરી શક્યા નહીં! એ હિંમત તો લોકગીતની વહુએ જ કરી, ખાસ તો તે યુવાન હોવાને કારણે જ!

પુરુષો ક્યારેક ઉત્ફુલ્લ કંઠે કે દબાતા સાદે 'સસરી' શબ્દપ્રયોગ કરે છે ત્યારે હિન્દી ખરેખર રાષ્ટ્રભાષા છે એ અનુભવાય છે, તેમ જ ગુજરાતી, હિન્દીબાપીની નિકટ છે એ પણ સમજાય છે, કેમકે સસરી એ 'સસુરા'નું જ અપભ્રંશ સ્વરૂપ છે

'સાસુ' શબ્દ મૂળ કઈ ધાતુમાંથી બન્યો છે તે વિશે ભાયાણી સાહેબને પૂછવું બાકી છે, પણ એ કોઈ અદ્‌ભુત ધાતુ હશે। તે ચિત્રકારની પીંછી જેવી તો નહીં જ હોય, તે ચિત્રકાર, કોમર્શિયલ પેઈન્ટર વત્તા કાર્ટૂનિસ્ટની પીંછી જેવી હશે

'સાસુડી' શબ્દઘોષથી ચિત્ત પર પડતો પ્રભાવ વ્યાપક ચિંતન-વ્યાપારનો પ્રેરક બને છે. આમ પણ કેવળ 'સાસુ' શબ્દ પણ સંસારીઓ માટે ચિંતનપ્રેરક રહ્યો જ છે, પરન્તુ એનું 'સાસુડી' સ્વરૂપ વહુના નહીં પણ સાસુના વિશિષ્ટ સ્વરૂપનો નિર્દેશ કરે છે.

વહુ તેની સખી લક્ષ્મી—લખીને લાડના લહેકામાં લખુડી કહે એમ એ સાસુને 'સાસુડી' કહે છે–એ વ્યંજના ખાસ તો સાસુને સમજવામાં માર્ગદર્શક નીવડે છે સાસુને લાડ કરતી નિખાલસતા વહુને વિશિષ્ટ સૂચવે છે જો કે વહુની નિખાલસતાને સાસુ કેટલી આવકારે છે તે જાણવાના કશા સગડ મળતા નથી સામાન્યપણે વહુ માત્ર વહુ હોય, નિખાલસ નહીં, એટલું જ સાસુને અભિપ્રેત હોય છે પરન્તુ વહુ સોલ્લાસ, 'સાસરે વહાલી રે, મારો સાસુડી' ગાય છે તે સાસુની ચારુ છબિ આંકે તો છે જ, પણ એ બોલ સાસુની ગેરહાજરીમાં, પિયેરમાં બોલાયલા સમજાય છે, એથી સાસુની પિછાન ભાવક પક્ષે સંપૂર્ણ બનતી નથી કારણ કે કહ્યાગરી વહુ પણ પિયેરમાં સાસુ વિશે બોલતા ખૂબ જ નિખાલસ બની રહે છે. એણે 'સાસુડી' શબ્દ પિયેરમાં, સાસુની ગેરહાજરીમાં ઉચ્ચાર્યો છે, એમ બોલનારની સ્ફૂર્તિ સાથે સાસુની ગતિશીલતાનો પણ અવબોધ થાય છે

પોતાની સખી ઝમકુને ઝમકુડી કહે એવા લાડના લહેકામાં વહુ સાસુડી કહે છે તે ખૂબ જ વિચાર માગી લે છે. વહુનો એવો લાડનો ભાવ સાસરે, સાસુની હાજરીમાં સહ્ય ન પણ બને, આથી વહુ માટે એ ભાવ એની ગેરહાજરીમાં વ્યક્ત કરવો પડ્યો છે, કારણ કે સખી અને સાસુની ઈમેજ અને પ્રતિભા જુદા છે.

વહુ સાસુ પ્રત્યેના લાડનો ગૌરવપૂર્ણ લહેકો સાસુજી' શબ્દ દ્વારા બનાવી શકી હોત, પરન્તુ તે તો સાસુડી જ કહે છે તે સાસુ લગભગ સમવયસ્ક હોવાના તર્કને પુષ્ટિ આપે છે એ કેમ બને? વર પચ્ચીસનો હોય તો સાસુ પિસ્તાળીસની હોવી જ જોઈએ એવી પ્રૌઢ સાસુને સાસુડી

કહેવામા ઔચિત્ય નહીં, એના પ્રત્યે સખીભાવ અને લાડનો લહેકો પ્રગટે નહીં સભવ છે કે, સસરા ફરી અદરાયા હોય અને યુવાન વહુ લઈ આવ્યા હોય અને દીકરાની વહુ બોલી ઊઠી હોય કે 'મૂઈ, છે તો મારા જેવડી, ને સાસુડી થઈને આવી !'

પીઢ કર્મચારીઓ જુવાન મેનેજરને જોઈને કહી ઊઠે છે, 'લો આ 'સાહેબડો' થઈને આવ્યો !' માનવસ્વભાવનુ એ સહજ પ્રાગટ્ય ઉપલા તર્કને પુષ્ટિ આપી રહે છે

વહુએ 'નવી સાસુડી' નથી કહી એનુ કારણ ગીતનો લય 'નવી' શબ્દને સમાવી શકે એમ જ નથી આમ પણ લેખકી ગ દ્વારા બધુ જ સ્પષ્ટ કરી દેવામા કાવ્યકલાનો અભાવ રહેલો છે એ ગાધીયુગના કવિ કરતા લોકગીતની વહુ વધારે સારી પેઠે જાણતી હોવાનુ સમજાય છે.

વહુ સાસુડીને બદલે 'સાસડી' પણ કહી શકી હોત, પણ એણે સાસુડી શબ્દ જ પ્રયોજ્યો છે તે, 'સાસુ મારી સાગનો સોટો' એમ કહી ન શકાય એવી શરીરે ભરાઉ છે, માટે સાસુડી કહેવામા જ ઔચિત્ય રહેલુ છે એવુ ચતુર સુજાણ વહુ સમજે છે

'સાસુડી, શબ્દ ગતિસૂચક તેમ ચૈતન્યસૂચક છે. 'ભમરડી' શબ્દના શ્રવણ સાથે તે રમકડાની ગતિશીલતા, ચૈતન્ય સાકાર થઇ ઊઠે છે તેમ 'સાસુડી' શબ્દના શ્રવણ સાથે જ તે પગ, બનકે પલાઠો વાળીને સોપારી કાતરતા ચોવટ કરતી સાસુ કરતા જુદી જ છબિ ઉપસાવે છે લક્ષ્મી શબ્દની સ્નિગ્ધ સૌમ્યતા લખુડીમા નથી, તે તો તેનુ રમતિયાળપણુ સૂચવે છે સાસુડી શબ્દ સાથે 'ઉંદરડી' શબ્દ પણ સાભરે તો એ સાસુની છબિ વધારે સ્પષ્ટ થાય એવુ લાગે છે.

કવિ ન્હાનાલાલ, શબ્દોના અર્થ કરતા યે વ્યજિત ગૌરવ વિશે વધારે સભાન હતા. પોતે વડીલ અને સૌને વ્હાલસોયા સ્વીકારે છે એ વિશે તેઓ સદા જાગૃત હતા. તેઓ આખને આખલડી કહે છે ત્યારે

તેઓ નાની, ઝીણી (ઝીણકી) આંખનો નહીં, પણ વ્હાલ વરસાવી શકાય એવી આંખનો ઉલ્લેખ કરે છે એ વિશે તેઓ પોતા પૂરતા સ્પષ્ટ જ હતા રાતને રાતલડી' કહે ત્યારે તે નાનકડી નહીં પણ વહાલ વરસાવાય એવી હોવાનો નિર્દેશ કરે છે

જ્યોતીન્દ્ર દવેએ પ્રતિ નાનાલાલ થવાનો લઘુ (લઘુકડો) પ્રયાસ કરતા લખ્યું હતુ –

ભેંસલડીની આંખલડીમાથી ટીપલડુ ટપકયુ !

આમા ભેંસલડી, 'પ્રીતલડી' જેવી વ્હાલસોઈ ધ્વનિત થાય છે. ભેંસનુ મૂળભૂત સ્વરૂપ જ અહીં ઓગળી જાય છે ભેંસ શબ્દ બોલતા ભેંકાર શબ્દ બોલતા ભે અ . એ કે ભેંકડો તાણતા નીકળતા દીર્ઘ સ્વર જેવો સ્વર નીકળે છે, પરન્તુ ભેંસલડીમા એ સ્વર સોલિડ અનુસ્વારને બદલે ૦ પોલો અનુસ્વાર બની જાય છે બ. ક. ઠા. એ 'કાવ્યસમૃદ્ધિ'મા આ પંક્તિ લીધી હોત તો એમણે 'ભે' માથે પોલો અનુસ્વાર જ મૂક્યો હોત ! ભેંસ, ભેંસલડી શબ્દથી કેવી સૌમ્ય,વ્હાલસોઈ બની રહે છે ! પણ એ પંક્તિમા 'ટીપલડુ' શબ્દ 'છોકરડુ' જેવો છે ! કરુણાદ્ર બનવા જતી પંક્તિ અહીં આવીને ભવ્ય ઉદાત્ત ભાવને લઘુ છતા (વ્હાલેરો) કરી મૂકે છે 'ટપકયુ' પાણીની શિથિલ ચકલીનો યે અવબોધ કરાવે છે. આમ કેમ બન્યુ ? જ્યોતીન્દ્ર દવે માત્ર અડધા ન્હાનાલાલ જ બની શકયા છે, તે પછી એમની ચેતનામા ભેંસનુ મૂળ સ્વરૂપ તાદશ થતા 'આવડી મોટી ભેંસ થઈને ટીપુ ટપકાવે છે ?' એવો આશ્ચર્યભાવ (જ્યોતીન્દ્ર દવે 'પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા' ભણ્યા જ હોવા જોઈએ !) જાગી ગયો જણાય છે

જ્યોતીન્દ્ર ખરેખર કરુણાદ્ર કવિ હોત તો, 'ભેંસલડી બાપલડીની આંખલડીમાથી આંસુડુ એ . સર્યુ ' લખ્યુ હોત. એમણે મેઘાણીને, પોતે નાગર છે એ સભાનતા ખોઈને વાચ્યા હોત તો આંસલડુ શબ્દ પ્રયોજ્યો હોત !

ગાવડડી, માવલડી-શબ્દોમાં ભારતીય સંસ્કૃતિના પ્રાણ સમો, તુલસીદાસબોધ્યો ધર્મમૂળ દયાભાવ પ્રગટે છે તે સાસુડી શબ્દમાંથી ખસૂસ જ પ્રગટતો નથી, 'સાસડી' કહી હોત તો તો દયાનો અભાવ આપોઆપ જ તીવ્રપણે ધ્વનિત થયો હોત! સાસુને 'સાસ' કહેવાનો સૌરાષ્ટ્રમાં ચાલ છે-આથી વહુ 'સાસડી' કહી શકી હોત, છતાં નથી કહી તે સાભિપ્રાય છે.

બેટમજી' શબ્દના શ્રવણ સાથે હિન્દી/ગુજરાતી સંસ્કૃતમાંથી ઊતરી આવ્યાનો અવબોધ થાય જ છે પણ અહીં 'જી'નું વળગણ કેમ ગૌરવપ્રદ બનતું નથી? મ્'એ આગળ આવીને 'જી'ના ગૌરવનો હ્રાસ કર્યો સમજાય છે 'બેટીજી' કહેવાય છે તેમ બેટાજીનું 'બેટજી' કહેવાય તો તે પણ પ્રણાલિકાગત જ હોય 'સ્વયં' શબ્દ 'સ્વયમ્' લખવા બોલવા પહેલાં ગંભીર વિચાર કરવા જેવો છે. પોતે યમ સમાન છે કે પોતે યમ છે એવો ધ્વન્યાર્થ રંજક કે આહ્લાદક પોતાને માટે નથી જ

સાસુનું' અદ્ભુત પાત્ર સ્ત્રી-પુરુષ સૌને માટે સદાય ધ્યાનાર્હ, વિચારણીય તેમ ચિંતનક્ષમ રહ્યું છે એ ચિંતનવ્યાપારમાંથી સાસુ' શબ્દના અનેક વાગ્રૂપો પ્રગટ્યા છે સાસુ શબ્દ સાચે જ નવોન્મેષશાળી છે.

ગઝલકાર રૂપે મને તો સાસુડી શબ્દ સાંભળતાં વેંત પૂર્વકડીમાં બીજો પ્રાસ બની શકતો 'શાહુડી' શબ્દ સાંભર્યો હતો એટલું મારે નિખાલસપણે નોંધવું જ રહ્યું-એમાં માત્ર ગઝલરચના સિવાયના બીજા કોઈ સંસ્કારે મને ઉશ્કેર્યો હોવાની સંભાવનાનો મારે સ્પષ્ટ ઈન્કાર કરવાનો રહે છે.

સાસુડી શબ્દમાં જે ગતિબોધ-સ્વરૂપબોધ, પ્રખરતાબોધ રહેલા છે તે શાહુડી શબ્દમાં યે રહેલા છે તેને યોગાનુયોગ જ ગણીએ

એક વહુ એક ભોજાઈને ભાભુડી અને બીજીને ભાભુજી કહે ત્યારે ભાભુડી સમવયસ્ક અને ભાભુજી મોટાં છે એ સ્પષ્ટ થાય છે તેમ, વહુ સાસુડી કહે છે ત્યારે તે તેની સમવયસ્ક જ હોવાનો મારો આધીન મત છે! 

## 'સારાં' માણસો વડે થતું નુકસાન

○ લે. બર્ટ્રાન્ડ રસેલ

○ અનુ. કિરણ શાસ્ત્રી

સોએક વર્ષ પહેલા આખી દુનિયા જેને દુષ્ટમા દુષ્ટ વ્યક્તિ તરીકે પિછાનતી હતી તે જેરેમી બેન્થામ નામનો ફિલસૂફ થઈ ગયો. બાળપણમા જે સમયે મને એના નામનો સૌ પ્રથમ પરિચય થયેલો તે સમય આજે પણ મને બરાબર સાભરે છે રેવરન્ડ સિડની સ્મિથે ટાકેલા બેન્થામના એક વિધાન અનુસાર 'લોકોએ પોતાની દાદીઓનો સૂપ બનાવીને પીવો જોઈએ' આ વિધાન દ્વારા જ મે જેરેમી બેન્થામનો નામોલ્લેખ સૌ પ્રથમ જોયેલો. ખોરાક અને નીતિની દૃષ્ટિએ મને આવો ઉપદેશ અનિચ્છનીય લાગ્યો એટલે મારા મનમા બેન્થામ વિશે બહુ સારો અભિપ્રાય પ્રગટ્યો નહીં લાબા સમય બાદ મને સમજાયુ કે સદ્‌ગુણ વિશે વાતો કરતી માનાર્હ વ્યક્તિઓ જે બેફામ જૂઠાણાઓ ચલાવે છે તેમાનુ જ આ પણ એક જૂઠાણું હતુ. આ ઉપરાત તેની પર મુકાતા વજૂદવાળા આક્ષેપો કયા હતા તે પણ મે શોધી કાઢ્યુ હતુ જે મુજબ તે એક દૂષિત વ્યાખ્યા બાધનારો ઠર્યો હતો તેણે 'સારા' માણસની વ્યાખ્યા આપતા કહેલુ કે 'સારો માણસ તે છે, જે સારુ કરે છે' વાચક તરત જ જોઈ શકશે કે આવી વ્યાખ્યા કોઈ પણ નૈતિક ચોકઠામા બધબેસતી આવે તેમ નથી

કેન્ટની વ્યાખ્યા આના કરતા ઘણી ઊંચી છે તેના મતે કોઈક વ્યક્તિ માટેના મોહને કારણે જો તમે સારુ કાર્ય કરતા હો તો તે કાર્યને સાથેસાથ સારુ કહી શકાય નહી. કેન્ટના મતે તો જે કૃત્ય નૈતિકતામાથી પેદા થયુ હોય તેજ ખરેખર સારુ કૃત્ય ગણાય અનગત્ત નૈતિક પ્રેરણાથી થતુ કાર્ય કોઈકવાર 'ક્રૂર' પણ હોઈ શકે છે આપણે જાણીએ છીએ કે નીતિમય આચરણ એ પોતે જ તેનો બદલો છે અને નીતિનો અભાવ એ જ અનીતિની સજા છે તેથી કેન્ટ, બેન્થામ કરતા વધુ સાચો નીતિશાસ્ત્રી છે અને જે લોકો સદ્‌ગુણને સદ્‌ગુણ ખાતર જ ચાહે છે તેમની પ્રશસા કેન્ટ કરે છે

'સારા માણસ'ની પોતાની વ્યાખ્યા બેન્થામે પોતે પણ ચરિતાર્થ કરી બતાવી છે તેણે ઘણા સારા કાર્યો કર્યા હતા. ઓગણીસમી સદીના મધ્યભાગના ચાળીસ વર્ષ દરમિયાન ઇંગ્લેન્ડમા નૈતિક, બૌદ્ધિક અને ભૌતિક ક્ષેત્રે માન્યામા નહીં આવે એટલી ઝડપી પ્રગતિ થઈ. આ વર્ષોના આરમ્ભે ઘડાયેલા 'રિફોર્મ એક્ટ' વડે પાર્લામેન્ટ અમીર ઉમરાવોનો અડ્ડો મટીને મધ્યમવર્ગના પ્રતિનિધિઓની સસ્થા બની ગઇ લોકશાહીની દિશામા લેવાયેલા પગલાઓમા, ઇંગ્લેન્ડમા આ જ પગલુ સૌથી વધુ દુષ્કર હતુ અને આ પગલાના અનુગામી પગલા તરીકે જમૈકા ખાતે ગુલામીનાબૂદીનુ પગલુ પણ ભરાયુ. આ તબક્કાના આ ભે નાની નાની ચોરીઓના ગુનાઓ માટે પણ ફાસીની સજા થતી હતી અને થોડા જ વખતમા તેમા ય સુધારો થયો અને દેહાન્તદણ્ડની સજા માત્ર ખૂનીઓ તેમ જ દેશદ્રોહીઓ પૂરતી જ મર્યાદિત કરા દેવાઈ ૧૮૪૬મા, અનાજની મોંઘવારી તેમ જ ભયકર ગરીબાઈ પ્રવર્તાવનાર 'કોર્ન લૉઝ' નાબૂદ થયા ૧૮૭૦મા શિક્ષણ ફરજિયાત બનાવાયુ વિક્ટોરિયન યુગની મશ્કરી કરવાની આજે તો જાણે ફેશન થઈ ગઈ છે પણ તેમ છતા તેના જમાનાની અડધી પણ પ્રગતિ આપણા યુગે કરી હોત તો સારુ થાત જો કે આ તો વિષયાન્તર

થાય છે. મારો ખરો મુદ્દો એ છે કે તે જમાનામાં થયેલી પ્રગતિનો મોટા ભાગનો યશ બેન્થામના પ્રભાવને મળવો જોઈએ જો બેન્થામ ન થયો હોત તો સૈકાના ઉત્તરાર્ધમા ઈંગ્લેન્ડમા વસતા લોકોનો નવદશાંશ ભાગ વધુ સુખી થઈ શક્યો ન હોત એમા શકા નથી. એની ફિલસૂફીના છીછરાપણા કારણે એણે કદાચ આ વસ્તુને પોતાના બચાવ માટે જ ઉપયોગમા લીધી હોત નવજાગૃતિયુગના સતાન એવા આપણે જોઈ શકીશુ કે આ દૃષ્ટિકોણ કસમયનો છે, પણ આ દૃષ્ટિકોણથી જ આપણે બેન્થામ જેવાના ઉપયોગિતાવાદને નકારવા માટેની ભૂમિકા તૈયાર કરીને સજ્જ પણ થઈએ છીએ

'સારો માણસ' એ શબ્દપ્રયોગનો અર્થ આપણે બધા જાણીએ છીએ આદર્શરૂપ ગણાતો સારો માણસ ધૂમ્રપાન નથી કરતો, દારૂ નથી પીતો, અપશબ્દો બોલતો નથી, સ્ત્રી કે પુરુષની હાજરીમા તેની વાણીમા ફેર પડતો નથી, નિયમિત રીતે તે ચર્ચમા જાય છે અને કોઇ પણ બાબતમા સત્યનિષ્ઠ અભિપ્રાય જ આપે છે. ખરાબ કાર્ય કરવાથી તે ડરતો હોય છે એટલુ જ નહી પણ તે સમજે છે કે પાપીને શિક્ષા કરવી આપણી પવિત્ર અને આકરી ફરજ છે. ખરાબ વિચારોનો તો એને આથીય વધુ ડર છે અને તે માને છે કે પીઢ વયના 'સકળ' નાગરિકાની માન્યતાઓમા રહેલા ડહાપણ તરફ શકાસ્પદ નજરે જોતા યુવાનોનુ રક્ષણ કરવાનુ કાર્ય સત્તાધીશોનુ છે પોતાના વ્યવસાયમા ખતપૂર્વક ધ્યાન આપવા ઉપરાત તે સારા કામો માટે પણ ઘણો સમય ફાજલ પાડે છે દેશભક્તિ અને લશ્કરી તાલીમને તે ઉત્તેજન આપે છે નોકરિયાત માણસો અને તેમના બાળકોમા શ્રમ, સ્વસ્થતા અને સદ્ગુણો પેદા થાય તેની તે તકેદારી રાખે છે અને આવી તકેદારી રાખવાના જ એક ભાગરૂપે તેને જ્યા પણ ઉપરોક્ત ગુણોનો અભાવ વરતાય ત્યા શિક્ષા પણ ફરમાવે છે। તે યુનિવર્સિટીમા હોદ્દો પણ ધરાવે છે અને શિક્ષણપ્રવૃત્તિને બદનામ થતી અટકાવવા ઉગ્ર વિચારો ધરાવનાર

પ્રાધ્યાપકોની નિમણૂક ન થાય તેનુ ખાસ ધ્યાન રાખે છે. આ બધુ છતા તેના નૈતિક ધોરણો, સકુચિત અર્થમા જોઈએ તો દોષરહિત જ હશે.

ઉપર જણાવેલા લક્ષણો મુજબનો એક 'સારો' માણસ તેમ છતા 'ખરાબ' કહેવાતા માણસ કરતા, સરવાળે કઈ વધુ 'સારુ' કરે છે કે કેમ તે બાબત શકાસ્પદ છે. 'ખરાબ' માણસ એટલે ઉપરના લક્ષણોથી ઊલટા લક્ષણો ધરાવતો માણસ, જે ધૂમ્રપાન કરવા, અવારનવાર નશો કરવા અને વારવાર અપશબ્દો બોલવા માટે પકડાઈ ચૂકયો હોય તે એના સભાષણો મુદ્રિત કરી શકાય તેવા હોતા નથી અને તે અવાર નવાર પોતાના રવિવારો ચર્ચમા ગાળવાને બદલે ગમે ત્યા રખડપટ્ટી કરવામા વીતાવે છે. તેના કેટલાક અભિપ્રાયો ગેરરસ્તે દોરવનારા હોય છે દાખલા તરીકે તે એમ માને છે કે 'જો તમે શાતિ ઈચ્છતા હો તો તમારે શાતિ માટે તૈયારી કરવી જોઇએ, યુદ્ધ માટે નહીં' બગડેલી મોટરકાર પ્રત્યે તે જેવુ વૈજ્ઞાનિક વલણ ધરાવે છે તેવુ જ વૈજ્ઞાનિક વલણ તે ખરાબ કાર્યો પ્રત્યે પણ ધરાવે છે ફાટેલા ટાયરને બોધપાઠ અને જેલની સજાથી સુધારી શકાતુ નથી તેમ માનવના દુર્ગુણોને પણ શિક્ષા શિખામણોથી સુધારી શકાતા નથી. ખોટા વિચારો અગેનુ તેનુ વલણ તો આના કરતા ય વધુ ક્રૂર હોય છે તે માને છે કે 'ખોટુ વિચારવુ' એ માત્ર વિચાર જ છે અને 'સાચુ વિચારવુ' એ પણ શુકપાઠી પુનરોચ્ચારણ જ છે આવા વિચારો તેને ધૂની અને વિચિત્ર માણસોની સહાનુભૂતિ મેળવી આપે છે આવો માનવી પોતાના કામના કલાકો સિવાયના સમયે મોજમજાની પ્રવૃત્તિઓમા પણ રચ્યોપચ્યો રહી શકે, કદાચ આથી યે વધુ ખરાબ એવી અસતોષ પેદા કરવાની પ્રવૃત્તિ દ્વારા સત્તાવાળાઓને મુશ્કેલીમા ન મૂકે એવી નિરુપદ્રવી ચેષ્ટાઓ પણ આદરી શકે નૈતિકતાની બાબતમા એક સદ્ગુણી વ્યક્તિ જે કાળજીપૂર્વક પોતાના દોષો ટાકવાનુ કામ કરે છે તેમ, તે કદાચ ન કરતો હોય, કારણ કે તે એમ માને છે કે સારો દાખલો બેસાડવા કરતા પ્રામાણિક

રહેવુ વધુ સારુ છે જો કે આ જ કારણે તેને સામાન્ય, માનનીય, નાગરિક 'ખરાબ' ગણે એવો પણ સમ્ભવ છે. આવી વ્યક્તિને 'ન્યાયાધીશ', 'ધારાશાસ્ત્રી' કે 'શાળાશિક્ષક' જેવી કોઈ સત્તા નહિ સોંપાય આવી પદવીઓ માત્ર 'સારા' માણસો માટે જ અનામત રખાયેલી હોય છે.

આ પ્રકારની પરિસ્થિતિ ઓછેવત્તે અંશે આધુનિક છે. ઇંગ્લેન્ડમા ક્રોમવેલના સમયમા પ્યુરીટનોના ટૂકા અમલ દરમિયાન આ જ પરિસ્થિતિ હતી અને પ્યુરીટનોએ તેને અમેરિકા રવાના કરી અને તે છેક ફ્રેંચ ક્રાંતિ પછીના સમય સુધી ઈંગ્લેન્ડમા સક્રિય સ્વરૂપે પાછી દેખાઇ નહોતી જેને આપણે હાલમા બોલ્શેવિઝમ કહીએ છીએ એવા 'જેકોબિનિઝમ'ના પ્રતીકારાર્થે તેનો એક 'સારી પદ્ધતિ' લેખીને ઉપયોગ કરવામા આવ્યો હતો. વર્ડ્ઝવર્થનુ જીવન આવા પરિવર્તનનુ ઉદાહરણ પૂરુ પાડે છે યુવાનીમા તેને ફ્રેંચ ક્રાંતિ પ્રત્યે સહાનુભૂતિ હતી. તે ફ્રાન્સ ગયો, કેટલાક ઉત્તમ કાવ્યોની રચના કરી અને ત્યાં એને પુત્રપ્રાપ્તિ પણ થઇ આ તબક્કા દરમિયાન એ 'ખરાબ' માણસ હતો ત્યાર પછી એ સારો બન્યો ! તેણે પોતાની પુત્રીને ત્યજી દીધી, સાચા સિદ્ધાંતો અપનાવ્યા અને ખરાબ કવિતા લખી કોલરિજ પણ આવા ફેરફારોમાથી પસાર થયો હતો. જ્યારે તે 'દુષ્ટ' હતો ત્યારે તેણે 'કુબ્લાખાન' લખી અને 'સારો' બન્યો ત્યારે થિયોલોજી લખી।

ઉત્તમ કવિતા રચવાના સમયે સારો' હોય એવા એક પણ કવિનો દાખલો જડવો મુશ્કેલ છે દાન્તેને તેના અવળા વિચારો માટે દેશનિકાલ કરવામા આવ્યો હતો શેક્સપિયરના સૉનેટો પરથી તો એવુ લાગે છે કે ન્યુયોર્કની ભૂમિ પર પગ મૂકવા દેવાની તેને અમેરિકન ઇમિગ્રાન્ટ અધિકારીઓ પરવાનગી જ નહિ આપે ! 'સારા' માણસનુ પહેલુ લક્ષણ એ છે કે તે સરકારને ટેકો આપે છે તેથી જ ક્રોમવેલના સમય

દરમિયાન મિલ્ટન 'સારો' હતો. ત્યાર પહેલા અને ત્યાર પછી 'ખરાબ'!!! પણ મિલ્ટને તેની કવિતા આ 'પહેલા' અને 'પછી'-ના સમયમા જ લખી હતી! હકીકતમા, બોલ્શેવિક તરીકે ફાંસીને માચડેથી બચી છૂટયા બાદ જ મિલ્ટને મોટા ભાગની કવિતા લખી હતી. સેન્ટ પોલ (દેવળ) નો મુખ્ય ધર્માધ્યક્ષ બન્યા પછી જ કવિ ડન પણ સદ્‌ગુણી બન્યો હતો! પણ એના બધા કાવ્યો તો તે પહેલા જ લખાયા હતાં. અને તેથી એની ઉપરોક્ત નિમણૂક ટીકાવિષય બની હતી. સ્વિનબર્ને યુવાનીમા જ્યારે સ્વાતંત્ર્ય માટે લડતા લોકોના માનમા 'મોગ્ઝ બીફોર સનરાઈઝ' લખ્યુ ત્યારે તે દુષ્ટ હતો અને અમાનુષી હુમલાઓ સામે સ્વાતંત્ર્યરક્ષા કરતા બોઅર્સ પર ઘડપણમા એણે જંગી હુમલાઓ કર્યા ત્યારે એ 'સદ્‌ગુણી' ઠર્યો! ઉદાહરણો લબાવી શકાય તેમ છે, પણ એ જરૂરી નથી. નીતિના ધોરણોને કાવ્ય-સર્જનની સાથે કશુ સ્નાનસૂતક નથી એવો ધ્વનિ ઘણે ઠેકાણેથી સૂચવાયો છે જ.

બીજી દિશાઓમા પણ આ સિદ્ધાત સચો છે આપણે બધા જ જાણીએ છીએ કે ગૅલિલિયો અને ડાર્વિન ખરાબ માણસો હતા સ્પિનોઝાને તો તેના મૃત્યુ પછી પણ એક સદી સુધી ભયંકર દુષ્ટ માનવી તરીકે ઓળખાવાતો હતો જુલ્મભયથી દેકાર્ત પણ પરદેશગમન કરી ગયો હતો. અરે, નવજાગૃતિકાળના લગભગ બધા જ કળાકારો લગભગ ખરાબ માણસો હતા સીધી રીતે કહીએ તો, જેઓએ સામાન્ય પ્રચલિત નીતિનો વિરોધ કર્યો તેઓ બધા જ દુષ્ટ હતા! લંડન ખાતે હુ જ્યા રહેતો ત્યાની વસ્તીનો અર્ધો ભાગ શ્રીમત અને બાકીનો ગરીબ હતો બાળમરણનુ પ્રમાણ અતિશય ઊચુ હતુ. શ્રીમતવર્ગ સ્થાનિક સત્તાવાળાઓને ધાકધમકી યા લાચરુશ્વતથી પોતાના કબજામા રાખ્યા હતા બાળકોની સુખાકારી અને તેમના જાહેર આરોગ્ય પછવાડે થતો ખર્ચ ઘટાડવા માટે તેઓ પોતાની 'આવી' સત્તાનો ઉપયોગ

કરે છે તર્ખીબી અધિકારીને, તે પોતાના નિયત સમય કરતા અડધો જ સમય આપે છે, એમ કહીને ઓછુ વેતન અપાય છે. મહત્ત્વની સ્થાનિક વ્યક્તિઓનાં માનાદર જીતવા માટે એ જરૂરી છે કે તમે શ્રીમંતો માટે સારા ભોજનો ગરીબોના બાળકોના જીવન કરતા વધુ જરૂરી છે એવી માન્યતા ધરાવો હુ જાણું છુ કે દુનિયાના દરેક વિસ્તારમાં આવુ જ બને છે. આ સૂચવે છે કે આપણે સારા માણસની વ્યાખ્યા વધુ સરળ બનાવવી પડશે. અર્થાત્ સારો માણસ એ છે કે જેના અભિપ્રાયો અને પ્રવૃત્તિઓ સત્તાધીશોને ખુશ રાખે છે !

ભૂતકાળમાં દુર્ભાગ્યે ખ્યાતિ મેળવનાર ખરાબ માનવીઓનુ આવું પિષ્ટપેષણકૃત્ય દુ ખદ છે તો હવે આપણે 'સદ્‌ગુણી'ઓ વિશે વધુ સુખદ ચિન્તન કરીશુ

જ્યોર્જ ત્રીજો સદ્‌ગુણી વ્યક્તિનો લાક્ષણિક નમૂનો પૂરો પાડે છે. જ્યારે પિટે તેને કૅથોલિક લોકોને મુક્તિ આપવાનો અનુરોધ કર્યો (તે વખતે કૅથોલિકોને મતાધિકાર નહોતો) ત્યારે એમ કરવુ તેના રાજ્યભિષેકવેળાના સોગંદની વિરુદ્ધ હતુ માટે તે સમત થયો નહી. તેમની મુક્તિ તેમને માટે લાભદાયક બનશે એ દલીલથી ખોટી રીતે દોરવાઈ જવાની એણે યોગ્ય રીતે જ ના પાડી આવી મુક્તિ એમને માટે લાભદાયક છે કે નહીં તેનો પ્રશ્ન તેને નહોતો પરંતુ એક અમૂર્ત. સિદ્ધાત તરીકે આવી મુક્તિ યોગ્ય છે કે કેમ તેનો જ તેણે વિચાર કર્યો હતો રાજકારણમાંની તેની આવી દખલગીરીને પરિણામે એવો અમલ ચલાવાયો કે જેને પરિણામે અમેરિકાનો સ્વાતંત્ર્યસગ્રામ શરૂ થયો તેમ છતાં આવી દખલગીરીઓ ઘણા ઉચ્ચ આદર્શો અને હેતુઓથી પુરસ્કૃત હતી કૈઝર વિશે પણ આવુ જ કહી શકાય તેમ છે કૈઝર ઘણી ધાર્મિક મનોવૃત્તિવાળો માનવી હતો અને એના પતન સુધી એને ખાતરી હતી કે ઈશ્વર એના જ પક્ષે હતો. વ્યક્તિગત દૂષણોથી કૈઝર પણ સર્વથા

મુક્ત હતો છતા પણ આપણા સમયમા એના-કરતા વધુ પીડા ઉત્પન્ન કરનાર બીજી વ્યક્તિ જડવી મુશ્કેલ છે.

રાજકારણી વ્યક્તિઓ પણ સારા માણસોનો ઘણી રીતે ઉપયોગ કરતી હોય છે એમાનો મુખ્ય ઉપયોગ એ કે (આવા સારા માણસોને વચ્ચે રાખી) એવુ ધુમ્મસિયુ આવરણ રચવુ કે જેની પાછળ તેઓની પ્રવૃત્તિઓ શકાસ્પદ બન્યા વગર નિર્બન્ધપણે ચાલી શકે. પોતાના મિત્રો કોઈ અનિચ્છનીય પ્રવૃત્તિ કરે છે એવુ સારા માણસો કદી કલ્પી યે શકતા નથી. આ તેમના સારાપણાનુ જ પરિણામ છે પોતના સારાપણાનો ઉપયોગ કરી તે દુષ્ટોની પ્રવૃત્તિઓને ઢાકી રાખે છે એવી શકા પણ જાહેર પ્રજા સારા માણસ વિશે કરી શકતી નથી આ પણ સારા માણસોનો એક ઉપયોગ છે. જ્યારે જ્યારે પણ સકુચિત મનોવૃત્તિવાળી પ્રજા, જાહેર નાણાની લાયક અમીરોના હાથમાં થતી ફેરબદલીનો વિરોધ કરે છે ત્યારે આવા ગુણોનુ મિશ્રણ ધરાવતા સારા માણસોની ખૂબ જ જરૂર પડે છે એ સ્પષ્ટ છે મને કહેવામા આવ્યુ છે—જો કે આ વિધાનને હુ સમર્થન આપી શકુ તેમ નથી કે તાજેતરના ઇતિહાસમા એવો એક ‘સારો’ અમેરિકી પ્રમુખ થઈ ગયો કે જે આવો હેતુ સુપેરે પાર પાડતો હતો ઈંગ્લૅન્ડમા વિકટર રાઈટ જ્યારે કીર્તિના શિખરે હતો ત્યારે તેનુ અકગણિત જેઓ સમજતા નહોતા કે સમજવાને અશકત છે એમ જાણતા નહોતા, એવા સાથીઓની વચ્ચે પોતાની જાતને ઘેરાયેલી રાખતો.

વળી કોઈ પણ અનિચ્છનીય તત્ત્વને રાજકારણથી દૂર રાખવા યા નિદા અને બદનક્ષીનો ભોગ બનતા અટકાવવા માટે પણ સારા માણસોનો ઉપયોગ કરવામા આવે છે. સોએ નવ્વાણુ જેટલી બાબતમા નીતિમત્તાનો ભગ થતો હોવા છતા સાધારણતયા આ વસ્તુ જાહેર સમક્ષ છતી થતી નથી અને જયારે નવ્વાણુ મી વખતે કોઈ એક વ્યક્તિની બાબતમા આવુ પોલ ખુલ્લુ પડે ત્યારે સોમાથી જે એક ખરેખર

નિર્દોષ હોય છે તે ભય બતાવે છે અને બીજા અઠ્ઠાણું ખુલ્લા પડી જવાના ડરથી એનુ અનુકરણ કરે છે. તેથી જ્યારે કોઈ ડાબેરી વિચારો ધરાવતી વ્યક્તિ રાજકારણમાં ઝંપલાવવાનુ સાહસ કરે ત્યારે જૂના વિચારોને વળગી રહેતી વ્યક્તિઓ માટે એ ખાસ જરૂરી બને છે કે તેઓ આવી વ્યકિતની ખાનગી પ્રવૃત્તિઓનુ ધ્યાન રાખે, જે ખુલ્લી પડતા જ તેની રાજકીય કારકિર્દીનો અંત આવે પછી તો આવા લોકો માટે ત્રણ માર્ગો ખુલ્લા થાય છે કયા તો હકીકતો બહાર લાવી આ વ્યક્તિને બદનામીના વાદળ પાછળ અદૃશ્ય કરવી અથવા તો ખુલ્લા પાડવાની ધમકીઓથી એને અંગત ,એકલવાયુ જીવન જીવવાની ફરજ પાડવી અથવા તો એને બ્લેકમેલ કરી પોતાને માટે સારી એવી અવક પ્રાપ્ત કરવી આ ત્રણમાના પહેલા બે માર્ગ પ્રજાનુ રક્ષણ કરે છે, જ્યારે ત્રીજો, જેઓ પ્રજાનુ રક્ષણ કરે છે તેમનું રક્ષણ કરે છે! તેથી ત્રણે પ્રશંસાપાત્ર છે. આ ત્રણ માર્ગો સારા માણસોના અસ્તિત્વને કારણે જ આચરવા શકચ બને છે

જાતીય રોગ જેવી બાબતનો વિચાર કરીએ તો પૂરતાં અને યોગ્ય સાવચેતીના પગલા અગાઉથી લેવાય તો આ રોગ સંપૂર્ણ રીતે દૂર કરી શકાય છે એ જાણીતુ છે. પણ સારા માણસોની પ્રવૃત્તિને લીધે આ રોગ વિશેની માહિતીઓનો ફેલાવો બને એટલો ઓછો થયો છે અને હરેક પ્રકારના વિઘ્નો આ જ્ઞાનના ઉપયોગના માર્ગમા નખાયાં છે. પરિણામે હજુ પણ 'પાપ'ને એની કુદરતી શિક્ષા મળે છે અને બાઇબલમા સૂચવ્યા મુજબ બાળકોને હજુ પણ તેમના પિતાઓના પાપોની શિક્ષા થાય છે જો આમ નહિ હોત તો કેટલુ ભયંકર પરિણામ આવત! કારણ કે જો પાપની શિક્ષા ન થતી હોત તો એવા ઘણા લોકો મળી આવત કે જેમની દૃષ્ટિએ એમા કશુ જ પાપ નથી! અને નિર્દોષને પણ જો શિક્ષા ન થાત તો એનો ડર કયાથી લાગત ? તેથી આપણે તો એવા સારા માણસોનો ખૂબ ખૂબ આભાર માનવો

જોઈએ કેમ કે આપણા અજ્ઞાનના દિવસો દરમિયાન કુદરતે ફરમાવેલા પશ્ચાત્તાપના કડક કાયદાઓ આજે, અવિચારી વૈજ્ઞાનિકોએ મેળવેલા અશુદ્ધ જ્ઞાનની હયાતીમા પણ અમલમાં મૂકી શકાય તેમ છે એની તેઓ ખાતરી આપે છે !! સાચી રીતે વિચારનાર સઘળા માણસો જાણે છે કે ખરાબ કૃત્ય એ ખરાબ કૃત્ય જ છે એમાથી દુ ખ જન્મે છે કે નહિ એ પ્રશ્ન સાથે એને કોઈ સંબધ નથી પરતુ બધા જ માણસો આ પ્રકારના શુદ્ધ નૈતિક કાયદાને સમજી શકતા નથી તેથી તેઓ માટે એ જરૂરી બને છે કે પાપની પાછળ કષ્ટ આવે છે તેની સમજ તેમનામા પેદા થાય જેથી સદ્‌ગુણની પ્રાપ્તિ માટે તેઓ પ્રયત્ન કરે. અનૈતિક કૃત્યો માટે પ્રાગ્‌વૈજ્ઞાનિક યુગમા થતી આવી સજામાથી ઊગરવાના દરેક માર્ગથી માણસોને અજાત રાખવા જોઈએ. આ પ્રકારના હાનિકારક જ્ઞાનથી રક્ષણ મેળવવા આપણા સારા માણસો જે જ્ઞાન પૂરુ પાડવાની મહેરબાની કરે છે તે સિવાય આપણા માનસિક અને શારીરિક આરોગ્ય વિશે આપણે કેટલુ જાણવું જોઈએ એ વિચારે હુ ધ્રુજી ઊઠુ છુ.

સારા માણસોના થતા ખૂન પણ તેમના ઉપયોગનુ એક સરસ ઉદાહરણ છે દાખલા તરીકે બે મિશનરીઓના શેન્તુગ પ્રદેશમા ખૂન થયાની સદ્‌ભાગી ઘટનાએ જ જર્મનીને પ્રદેશ મેળવી આપ્યો હતો સારાજેવો ખાતે જેનુ ખૂન થયુ હતું તે આર્ક ડ્યુક સારો માણસ હતો. આપણે તેના ખૂબ ખૂબ આભારી છીએ કારણ કે તે જે રીતે મર્યો એ રીતે ન મર્યો હોત તો આપણે યુધ્ધ જોવા પામત નહી. અને જગત લોકશાહી માટે ભયમુકત બન્યુ હોત નહી. લશ્કરવાદનો અત આવત નહી અને તો પછી અત્યારે આપણે સ્પેન, ઈટાલી, હગેરી, બલ્ગેરિયા અને રશિયાની લશ્કરી આપખુદીની મજા માણતા ન હોત

ગમ્ભીરતાપૂર્વક કહીએ તો મોટે ભાગે સામાન્ય પ્રજા દ્વારા થયેલા 'સારાપણા'ના ધોરણો દુનિયાને વધુ સુખી બનાવનારા નથી જ નીવડ્યા

અમે એકદમ ઉતાવળે પગલે નીકળી પડયા પ્રવેશદ્વારે મજૂરણ બાઈ સામે મળી, તેણે મોટે સાદે પૂછ્યુ, 'તમે શાને " અને તેના બાકીના શબ્દો હવામા ઓગળી ગયા.

અમે વિશાળ વીથિકા પર પહોચીએ તે પહેલા પવનના ઝપાટામા ઘેરાયા અને અમારે એકદમ ધીમા પડવુ પડયુ, જમણી બાજુએ જુઓ તો નજર પહોચે ત્યા સુધી ખેડાયેલા ખેતર પથરાયા હતા, જ્યારે ડાબી બાજુએ શહેરના છેક આરભ સમયના મકાનો ઊભા હતા, અને અમારી બરોબર સામે, ક્ષિતિજમા આથમતો સૂરજ આકાશમા જાબલો રગ પૂરી રહ્યો હતો વીથિકાની બને બાજુએ કેટલાક ઠૂઠા વૃક્ષો ગમે તેમ ડોકાઈ રહ્યા હોય તેવા લાગતા હતા આ વેળા બહુ ઓછા લોકો ટહેલવા નીકળ્યા હતા

ટ્રામગાડીને પાટે પાટે અમે માર્ગ કાપ્યો (તો શુ અહીં ટ્રામ બધ પડી ગઈ હતી કે શુ ?) અને પાટાઓ દૂર દૂર અનતમા વિસ્તરી રહ્યા હોય એમ લાગતુ હતુ.

એવામા ત્રણ ચાર લશ્કરી ટ્રકો ધસી આવીને અમારો માર્ગ આતરી રહી (એ ટ્રકો કયાથી આવી તે કઈ મને સમજાયુ નહિ) પછી બાજુની પગથી પાસે એ ટ્રકો થોભાવવામા આવી. અહીં પગથી ટ્રામના પાટાઓથી નીચાણમા હતી એટલે સપાટીઓના ભેદને લીધે ટ્રામની ટ્રેક ઊચે હોય એવુ લાગતુ હતુ

શ્વાસ ખાતા અમે ઘડીભર થભ્યા, એક રીતે એ સારુ થયુ. કેમકે મને એકદમ દેખાઇ ગયુ કે મારા મિત્ર પાસે એની બ્રિફકેસ હતી જ નહિ.

"શુ કર્યુ તે એતુ ? મને એમ કે તારી સાથે જ તુ એને લઈને નીકળ્યો હતો" મે કહ્યુ કેવો મગજનો અસ્થિર ! ઉતાવળમા ને ઉતાવળમા તે પેલી બ્રિફકેસ ઘરે જ ભૂલી આવ્યો હતો ! અને અમારી પાસે જે પુરાવાઓ હતા તે લીધા વિના કમિશ્નરને મળવાનો

તો કોઈ અર્થ જ નહોતો "તુ શુ વિચાર્યા કરે છે ! મને તારી કોઈ વાત કળાતી નથી, ઉતાવળે પાછો જા અને ખોળી લાવ. હુ આગળ જઈ પહોચુ છુ, કમિશ્નરને ખબર કરી દઉ અને તેઓ ગોઠવાઈ જાય તે માટે તેમને કહુ, જા, જલદીથી ઘરે જા અને બને તેટલો વહેલો પાછો આવ, ત્યા શેરીના નાકે ઑફિસ છે આવા કારભારમા મને એકલાને રુચતુ પણ નથી મારાથી નાગીપાસ થઇ જવાય છે, સમજાયુ ને ?"

એડવર્ડ દેખાતો બધ થયો મારા અતરમા ઊડે ઊડે ભયની લાગણી કપી ઊઠી. હવે પેલી પગથી અહી વધુ નીચાણમા લાગતી હતી રાહદારીઓએ પગથી પર ઊતરી શકે તે માટે ચારેક પગથિયાઓ બાધવાની અહી જરૂરિયાત ઊભી થઇ હતી હવે હુ લાઇન વચ્ચેની મોટી ત્રણ ટ્રકો પૈકીની એક ટ્રક આગળ આવી ગયો હતો

(એ પૈકી એક આગળ હતી, જ્યારે બીજી પાછળ હતી) આ ટ્રક ઉપરના ભાગે ખુલ્લી હતી અને એમા ઘેરા રગના ગણવેશમા સજ્જ, ચાળીસ જેટલા તરુણ સૈનિકો બાકડાઓ પર દબાઈને ગોઠવાયા હતા એમાના એકે રતુમડા રગનો ફૂલગુચ્છો હાથમા પકડચો હતો, અને હમણા તે તેને પખા તરીકે વાપરતો હતો

એવામા કેટલાક પોલિસો જોરથી વ્હીસલ વગાડતા ટ્રાફિક કન્ટ્રોલ કરવા આવી પહોચ્યા તેમની સહાય માટે મારા અતરમા આભારની લાગણી હુ અનુભવી રહ્યો. કેમ કે ટ્રાફિક જામ થઈ જતા મને માર્ગ મળતો નહોતો આ બધા પોલિસો અસામાન્ય ઊચાઈ ધરાવતા હતા. એમનો એક જે વૃક્ષની બાજુએ ઊભો રહ્યો, તેણે જ્યારે પોતાની નાઇટસ્ટીક ઊચી કરી ત્યારે એ વૃક્ષ કરતાયે વધુ ઊચો લાગ્યો

એવામા એક પોલિસ આગળ મે ઠીંગણા માણસને ઊભેલો જોયો એના વાળ સફેદ થઈ ગયા હતા સામાન્ય વેશ હતો, અને પોતાની હેટ તેણે પોતાના હાથમા ધરી રાખી હતી, એ પોલિસની આગળ તે વધુ ઠીગણો લાગતો હતો પેલા પોલિસ પાસેથી નમ્રતાથી, કદાચ વધુ

પડતી નમ્રતાથી, પણ સંકોચના ભાવ સાથે કંઈક માહિતી માગી રહ્યો હતો ટ્રાફિક કન્ટ્રોલના પોતાના સંકેતો ચાલુ રાખતા એ પોલિસે કઠોર અવાજે એ મહાશયને ઉત્તર આપ્યો (તેમની વચ્ચેનો માત્ર ઉંમરભેદ જ લક્ષમાં લઈએ, અને બંનેના મોભાના ફેરને બાદ રાખીએ, પેલા આધેડ પુરુષને તો એવો કોઈ મોભો જ નહોતો,–તો એ તેના પિતા સમાન લાગતો હતો !') અને એને તેણે માર્ગ પકડાવી દીધો અને વ્હીસલ વગાડતો તે પોતાના કામમાં મશગૂલ બની રહ્યો

પોલિસનું આ જાતનું વર્તન જોઈ હું ડઘાઈ જ ગયો ગમે તે હો, આમજનો સાથે નમ્રતાથી વરતવું એ તેને માટે ફરજ હતી, તેની નોકરીના નિયત થયેલા ધારાધોરણોમાં જ એ વાત સ્વીકારાયેલી હતી "એના મુખ્ય અધિકારી, પેલા ઇન્સ્પેક્ટરને મળવાનું થશે ત્યારે તેમને આ વિશે કહેવાનું હું ભૂલીશ નહિ," હું મનોમન નક્કી કરી રહ્યો આપણે તો પોલિસો સાથે અતિ વિનમ્ર બનીને, ભીરુવૃત્તિથી વર્તતા હોઈએ છીએ, આપણે જ તેમની આ બધી ખોટી ટેવોને પોષ્યા કરી છે, અને આપણી એ પાયાની ભૂલ છે

એ પોલિસના જેવો જ ભારે કાયાવાળો બીજો પોલિસ ત્યાં આવ્યો અને પગથી પર મારી બાજુમાં આવી ઊભો ટ્રાફિક જામ થઈ જતા તે ભારે અકળામણ અનુભવી રહ્યો હતો હતો એ રાતે અકળાઈ ઊઠવાનો તેને અધિકાર પણ હતો, પગથી પરથી ટ્રામની ટ્રેક પર પહોંચવાને તેને પગથિયાની જરૂર ન લાગી, તરત તે પેલી સૈનિકોવાળી ટ્રક આગળ જઈ પહોંચ્યો, તેના અને મારા ચરણ એક જ સપાટીએ હતા છતા તેનું મસ્તક પેલાઓ કરતા ઊંચું લાગતું હતું, 'ટ્રાફિક જામ'ની પરિસ્થિતિ માટે તેણે સૈનિકોનો વાક કાઢ્યો, કઠોર શબ્દોમા તેમને ઠપકાર્યા જો કે એ સૈનિકોનો એવો કંઈ વાકગુનો નહોતો, તેમાયે ફૂલોના ગુચ્છાવાળા તરુણ સૈનિકનો તો કશોયે નહિ

"આ રીતે હસીમજાક સિવાય તમારે બીજું કામ પણ શું છે જે ?" તેણે તેને સંભળાવ્યું

"મે કશું જ ખોટું કર્યું નથી, મિ પોલિસમેન," વિનમ્રભાવે સૈનિકે કહ્યું, "આ કંઈ ટ્રકના રોકાવાનું કારણ નથી"

"જેવી ઉદ્ધતાઈ! આ જ તો મોટરને રોકી રહ્યું છે" પોલિસમેને બરાડો પાડ્યો અને પેલા સૈનિકને થાપટ લગાવી દીધી. પણ એ કંઈ બોલ્યો નહી. પછી પોલિસમેને તેના હાથમાથી ગુચ્છો ખૂચવી લઈ તેને દૂર ફગાવી દીધો તેઓ હવે દેખાતા બંધ થયા

મને પોલિસનું આ જાતનું વર્તન જોઈ ઘણો રોષ ચઢ્યો, જે દેશમા પોલિસખાતાના માણસો સૈનિકો પર આ જાતનો રૂઆબ દાખવતા હોય તે દેશ માટે કોઇ જ ભાવિ નથી, એમ હુ નિશ્ચિતપણે માનુ છું

"તમે શુ કામ વચ્ચે માથુ મારો છો? તમારે બીજો કંઈ ધધો છે કે નહિ?" મારા તરફ વળીને તેણે મને કહ્યુ

મારો ખ્યાલો મે ઊંચે સાદે રજુ કર્યા હોત પણ મે જોયુ કે એમા શાણપણ નહોતુ હુ સહજ રીતે એમા ચમત્કારિક સ્પર્શ આણી શક્યો હોત

"પહેલા તો એ કહો કે તમે અહીં શુ કરી રહ્યા છો?"

તેનો આ પ્રશ્ન ઉપાડી લઇને મારો 'કેસ' રજૂ કરવાનુ નિમિત્ત મે શોધી લીધુ. બની શકે તો તેની એ વિશે સલાહ લેવી, બને તો સહાય પણ એવું વલણ મે ધારણ કર્યુ

"મારી પાસે બધા જ પુરાવા છે" મે કહ્યુ, "હવે ખૂનીને પકડી લઈ નકારો મારે હવે ઝડપથી મુખ્ય ઑફિસે પહોચી જવુ જોઈએ અહીથી તે બહુ દૂર પણ નથી, તમે ત્યા મારી સાથે આવી શકશો? કમિશ્નર - આર્કિટેક્ટનો હુ મિત્ર છુ"

"એ કંઈ અમારુ ખાતુ નથી, હુ તો ટ્રાફિકકન્ટ્રોલમા છુ."

"એ ખરુ, પણ..."

"એ કંઈ મારું કામ નથી. તમે કેમ સમજતા નથી! જાઓ, તમારી વાતમાં મને જરીકે રસ નથી. તમે ખાતાના વડા સાથે સીધા સંબંધમાં છો, તો પહોંચો સીધા અને મળો તેમને, જાઓ, નીકળો અહીંથી. રસ્તાની તો તમને ખબર જ છે, તો પછી કોણ રોકે છે તમને, નીકળો - ને!"

"સારી વાત, મિ. પોલિસમેન" બને તેટલી નમ્રતાથી પણ અનિચ્છાએ મેં કહ્યું, "ભલે, એમ."

એ પોલિસે પોતાનો જે સાથીદાર વૃક્ષની બાજુએ ઊભેલો હતો તેના તરફ વળીને કઠોર વ્યંગમાં કહ્યું, "જવા દો ત્યારે આ મહાશયને."

હું વૃક્ષની ડાળીઓમાંથી એનો ચહેરો જોઈ શકતો હતો. એણે મને આગળ વધવાનો ઈશારો કર્યો. જ્યારે હું તેની નજીકથી પસાર થવા લાગ્યો ત્યારે રોષમાં તેણે બરાડો પાડ્યો, "હું તને ધિક્કારું છું!" જો કે આ શબ્દો બોલવાનો તેના કરતાયે મને વધારે અધિકાર હતો.

મેં જોઈ લીધું કે હું રસ્તાની વચ્ચોવચ્ચ એકલો ઊભો હતો અને પેલી ટ્રક મારાથી ઘણી પાછળ રહી ગઈ હતી. ઉતાવળે હું આગળ ધસતો જ રહ્યો. બસ, પેલી ઑફિસની દિશામાં, રાત પડવા આવી હતી અને અંધકાર ઝડપથી ઊતરી રહ્યો હતો. ઠારી નાખે તેટલા ઠંડા ઓતરાદા વાયરા વાઈ રહ્યા હતા. ચિંતામાં મારું મન ઉદ્વિગ્ન બની ગયું હતું. એડવર્ડ મને સમયસર આવી મળશે ખરો? મને પોલિસો સામે ભારે રોષ જાગી પડ્યો. આ લોકો સાવ નકામા છે. આપણને ચીઢવવા સિવાય બીજું કશું તેઓ કરતા નથી. આપણને ખરેખર જ્યારે એ લોકોની ગરજ ઊભી થાય છે, આપણને બચાવી લેવાનો પ્રસંગ આવી ઊભે છે, ત્યારે જ કહી બેસે 'જાઓ મળો ફલાણાને' એ રીતે હંમેશા તેઓ આપણને પાછા પાડતા હોય છે!

મારી ડાબી બાજુએ હવે ક્યાંય મકાનો દેખાતાં નહોતાં. રસ્તાની બંને બાજુએ માત્ર ભૂખરાં ખેતરો જ ખેતરો. ટ્રામનો માર્ગ અને આ

ચીથિકાને જાણે કોઈ અંત જ ન હોય તેવું લાગતું હતું. હું ચાલતો જ રહ્યો, ચાલતો જ રહ્યો "એ મોડો ન પડે તો સારું, મોડો ન પડે તો " મનોમન હું વિચારી રહ્યો

અને ત્યાં એકદમ જ તે મારી સામે પ્રગટ થઈ ગયો ના, ના, એ અંગે શંકાને જરાકે સ્થાન નહોતું એ જ પેલો ખૂની અને અમારી આસપાસ માત્ર અંધારછાયું મેદાન, ભિડામણા વૃક્ષના વડની આજુબાજુ પવનનો સપાટો છાપાનું કાગળ ની ટાળી રહ્યો હતો એ માનવાકૃતિની પાછળ હજારેક માઈલના અંતરે આથમી રહેના સૂરજની પશ્ચાદ્ભૂમિકા પર મુખ્ય ઓફિસના મકાનની છાયાકૃતિ નિહાળી રહ્યો હમણાં જ એક ટ્રામગાડી જ્યાં આવી ઊભી હતી એ સ્ટોપથી ઝાઝું અંતર નહોતું મે કેટલાક માણસોને ટ્રામમાંથી ઊતરતા જોયા આટલા અંતરેથી તેઓ એકદમ નાના લાગતા હતા તેમને કોઈ પણ જાતની મદદ હવે શક્ય નહોતી, ખાગથી તેઓ ઠીક ઠીક દૂર હતા મારો અવાજ તેઓ સાંભળી શકવાના નહોતા

હું ટ્રામની ટ્રેક પર જ એકદમ ઠરીને થભી ગયો 'આ બદમાશ પોલિસો!" હું વિચારતો રહ્યો "એ લોકોએ ઈરાદાપૂર્વક અહીં મને એકલો કાઢ્યો છે લોકો એમ માને કે આ તેમનો અંગત ઝઘડો છે, એમ તેઓ ઈચ્છતા હશે"

અમે બંને સામસામા આવી ઊભા, માત્ર એક બે ડગલાં જ દૂર, શાંતિથી ટીકીટીકીને હું તેને નિહાળી રહ્યો હું સાવધ બની ચૂક્યો હતો તે પણ મને એકી ટસે જોઈ રહ્યો હતો અને તે લગભગ અટ્ટહાસ્ય કરવા જતો હતો,

ઉંમરમાં આધેડ, કદાવર શી કાય, ઠીંગણો શો, અને દાઢી વધી ગયેલી મને તે મારા કરતાં યે વધુ અશક્ત લાગ્યો ગંદો ચીંથરેહાલ ગેબર્ડીનનો કોટ તેણે ચઢાવ્યો હતો ખિસ્સાના ભાગમાં કાણાં પડી ગયાં હતાં અને તેના ફાટેલા જોડામાંથી પગનાં આંગળાં બહાર ફૂટી

નીકળ્યા હતા વળી સાવ ઢંગધડા વિનાની હેટ માથે મૂકી રાખી હતી તેનો એક હાથ ખિસ્સામાં હતો, બીજા હાથમાં છરો હતો છરાની કાળી ભૂરી ઝાયવાળી પહોળી બ્લેડ ઝગઝગી રહી હતી ઠંડી નજરથી તેણે મને નોંધી રાખ્યો જે ધાતુનું તેનું શસ્ત્ર હતું, અને જે જાતનો પ્રકાશ તે ફેંકતું હતું, તે જ ધાતુની તેની દૃષ્ટિ હતી, તે જ જાતનો પ્રકાશ તેમાંથી ખરતો હતો.

આટલી વજ્રકઠોર અને ક્રૂર રેખા અગાઉ મેં ક્યારેય જોઈ નહોતી. અને એમ શા માટે? આવી કરાલ હિંસ્રતા ય મને ક્યાં જોવા મળી હતી? આ તો હતી કોઇ વિચિત્ર નજર, જાણે કોઇ સર્પની હોય, કદાચ કોઈ વાઘની હોય, કે કોઈ નિષ્ઠુર ખૂનીની સહૃદયતા કે મત્તાનમગ્ કોઈ પણ શબ્દ કોઇ પણ દર્શન તેને હવે ગેડી શકશે નહિ સુખનો કોઈ શબ્દ કે આ વિશ્વનો સમસ્ત પ્રેમ પણ તેને હવે સ્પર્શી નહિ શકે નહિ કે સૌંદર્યની કોઈ મુદ્રા પણ તેને પરાજિત કરી શકશે નહિ, કે કોઈ વ્યંગકટાક્ષની ઊક્તિ પણ તેને શરમાવી શકશે નહિ જગનમગ્ના સંતો તેના અપરાધની વ્યર્થતા-જે દાનધર્મ જેટલી જ વ્યર્થ છે-તેને ગળે ઉતારી શકવાના નથી. એ ભ્રમરવિહોણી આંખ પર, એની સ્થિર નિશ્ચલ નજર પર, સંતોના અશ્રુ ખરે તો પણ એ જરીકે મૃદુ બનશે નહિ, ઈશુઓના સંઘના સંઘ પેલી કેલ્વેરિઓ પર આવી ચઢી આવે તોય વ્યર્થ...

મેં હળવેકથી મારા ખિસ્સામાંથી મારી બે પિસ્તોલ બ્હાર કાઢી અને શાંત દૃષ્ટિએ તેની સામે ક્ષણ બે ક્ષણ તકી જ રહ્યો તે જરીકે ડગ્યો નહિ. મેં પિસ્તોલ નીચે ઢાળી, મારા બંને હાથ હેઠા પડ્યા હું પોતે જ શસ્ત્રહીન અને મરણિયો હોઉં એવી ભીતિ મને પોતાને ફરી વળી. મારી ક્ષીણ શક્તિ કરતાં ય આ ગોળીઓ—પ્રશ્ન અને કરુણાભાવ વિનાના કેવલ ઠંડા ધિક્કાર અને નિશ્ચેષ્ટતા સામે, મૂર્તિમંત ક્રૂરતાની અનંત સત્તા સામે શું કરી શકવાની હતી? ☐

(સરદાર વલ્લભભાઈ યુનિવર્સિટી, વલ્લભ વિદ્યાનગર)

## બુદ્ધિશીલ એટલે કોણ ?  —ડૉ. સુરેશ જોષી

જીવનનો કોઈ પણ ગાળો એવો નથી હોતો જ્યારે સામાજિક, રાજકીય કે નૈતિક ક્ષેત્રમા સઘર્ષ નહિ હોય આથી બુદ્ધિશીલોએ આ પરિસ્થિતિમા જ બૌદ્ધિક રીતે સક્રિય બનવાનુ રહે છે આજે અનેક પ્રકારના 'અવાજો' ઉઠાવવાનો પ્રયત્ન થતો હોય ત્યા બુદ્ધિશીલનો અવાજ સભળાશે ખરો ? એ હમેશા વગ ધરાવનારા વર્ગનુ જ સમર્થન કરે એવુ નહિ પણ બને આથી બુદ્ધિશીલોના અવાજને રૂધી નાખવાના વ્યવસ્થિત પ્રયત્નો થતા રહે છે આ અવાજ વિદ્રોહનુ રણશિગુ હોય છે એવુ નથી, એ તો પ્રજાના અન્તરાત્માને વાચા આપનારો અવાજ છે બૌદ્ધિક પ્રામાણિકતાને અનુસરીને વર્તનારને સમાજની પ્રવર્તતી મૂલ્યવ્યવસ્થાનો વિરોધ કરવો પડે એટલુ જ નહિ, કેટલીક વાર તો એમ પણ લાગવા સમ્ભવ છે કે બુદ્ધિશીલો સમાજમા સહુ કોઈનો

વિરોધ કરી રહ્યા છે આમ છતાં એઓ બધાના વતી અવિક્ષુબ્ધપણે વિચારી રહ્યા હોય છે સમાજ કે રાજ્યસત્તા એ કદાચ જોઈ ન શકે અને બુદ્ધિશીલોને દબડે, એમની અવમાનના થાય એવુ પણ બને. રોમા રોલાંએ બુદ્ધિશીલોના આવા આદર્શને પુરસ્કાર્યો હતો

અહીં ચિંતા અંગત સ્વપ્રવૃત્તિ લેખવાની નથી, એને વ્યક્તિગત સુખદુ:ખ સાથે સમ્બન્ધ નથી એમાં પ્રજાસમસ્તના સુખદુ ખનો સંદર્ભ રહ્યો હોય છે. ગમે તેટલુ જોખમ ખેડીને ત્યારે બુદ્ધિશીલે પોતાનો અવાજ પ્રકટ કરવો જ રહ્યો અહીં એમિલ ઝુકલોની વાત યાદ આવે છે. અન્યાય થવાની સમ્ભવિતતાનો ખ્યાલ એને એટલો પીડતો હતો કે એ વિશેની એની ચિંતા જાહેરમાં પ્રકટ કર્યા વિના એને ઊંઘ સરખી આવી નહિ સમાજ સામે પોતાને અંગત રીતે કશો વિરોધ હોય તેને પરિણામે એ બૌદ્ધિક રીતે પ્રવૃત્ત થતો હોય છે એવુ નથી એની યાતના બધાના વતીની હેય છે એ સમસ્ત પ્રજાનો અન્તરાત્મા બનીને વર્તે છે રાજકારણના લોકોને હોય છે તેના વિશેષ આત્મીયતા એને પ્રજા સાથે હોય છે આથી જ તો કેટલીક વાર એ આખા યુગનો અવાજ બની રહે છે

સીમોન દ બુવારની નવલકથા 'ધ મેન્ડેરિન્સ માનુ' એક પાત્ર પોતાને પ્રશ્ન પૂછે છે 'માનવી કદી પોતાને વિશે વાતો કરતા અટકતો નથી એનો અર્થ શો? અને કેટલાક બીજાના વતી બોલવાનુ નક્કી કરે છે તે શા કારણે? બીજી રીતે કહુ તો બુદ્ધિશીલ એટલે કોણ? આ પ્રશ્ન એવી રીતે પૂછવામા આવ્યો છે કે એની અંદર જ જવાબ સમાઈ ગયો છે જેણે માનવતાના વતી બોલવાનો નિર્ણય કર્યો છે અને જે એવી રીતે બોલી શકે છે તેની વ્યક્તિને પણ બુદ્ધિશીલોની હામી ઉડા વનારા આ માટે જ એને 'દુણલે કાઝી' કહે છે અલબત્ત, આથી કેટલીક વાર અભિમાન પણ પોષાય છે, 'હુ જ બધા વતી બોલી શકુ એવો છુ' એવો વિચાર એને આવે છે. પણ બુદ્ધિશીલ કશીક

અનુચિત મહત્ત્વાકાક્ષાને સન્તોષવાને જ બધાના વતી બોલવાની જવાબદારી લે છે એવુ માનવુ તે એને અન્યાય કરવા જેવુ છે એમા તાટસ્થ્ય, વિશદતા, નૈતિક હિમ્મત અને માનવમાત્ર સહિતની પોતાની આત્મીયતાની તીવ્ર અનુભૂતિની પણ અપેક્ષા રહે છે

આવા બુદ્ધિશીલોની જુદી પ્રજા જ હોઈ શકે? માલરોની એક નવલકથાનો નાયક વિન્સેન્ટ બર્જર ફિલસૂફોના એક પરિસ વાદને વર્ણવે છે એ બધા જુદા જુદા દેશોમાથી આવ્યા છે દેશ પ્રમાણે એમની મુખમુદ્રા જુદી જુદી છે ને તે છતા બધાના મુખમા એક પ્રકારનુ સરખાપણુ છે. એ કહે છે, 'બુદ્ધિશીલો કેટલે અશે એક જુદી જ પ્રજા છે એ મારા પિતાએ શોધી કાઢ્યુ' પણ આ પ્રજા શારીરિક લક્ષણોથી નથી વર્તાતી નૈતિક લક્ષણોથી પરખાય છે

તો આ લક્ષણો કયા? એ લક્ષણો ગણાવવાનુ કામ સહેલુ નથી એમની સવેદનશીલતા બુદ્ધિના આધારે ઘડાની હોય છે વિચારોની ક્રિયાશીલતામા એમને વિશ્વાસ હોય છે આ ઇન્દ્રિયગોચર જગતમા વિચારો એક સુગ્રથિત શકિત તરીકે ક્રિયાશીલ બની શકે છે એમ એ માનતો હોય છે પરમ્પરાની આલોચના કરવા માટે સસ્કૃતિનો એક સાધન તરીકે વિનિયોગ થઈ શકે છે નિસ્વાર્થપણે કશા લાભની આકાક્ષા વિના, સત્ય પામવાનો પ્રયત્ન થઈ શકે છે સાથે સાથે માનવતાના આદર્શને ઉવેખવામા નથી આવતો નૈતિક મૂલ્યોની અભિજ્ઞતાને સક્રાન્ત કરી શકાય છે બુદ્ધિશીલો કદીક ગૌરવની કે કદીક અવમાનનાની લાગણી અનુભવતા હોય છે કેટલીક વાર સામાજિક માળખાની બહાર રહી ગયા જેવુ એમને લાગે છે આમ છતા એક દરે દેશના શ્રમિકો માટે એને સ્પષ્ટ સહાનુભૂતિ હોય છે અને એને પરિણામે એ ઘણુ ખરુ ડાબેરી રાજકીય પક્ષો તરફ ખેચાતો હોય છે કદીક એને અનિકેત હોવાનો અને વન્ધ્યતાનો પણ અનુભવ થાય છે સમાજમા કર્મઠ તરીકે માન પામતી વ્યકિતઓની એને ઈર્ષ્યા પણ થાય છે વિદ્રોહ

અને અરાજકતામા જે રોમાચક તત્ત્વ રહ્યુ છે તે એને આકર્ષે પણ છે પોતે એને અન્યાય કરનાર વર્ગભેગો ઝડપાઈ જાય એવી ભીતિ પણ રહે છે. સમાજના વિશિષ્ટ અધિકાર ભોગવનારા વર્ગમા એની ગણના થાય તો એ શરમ અનુભવે છે ચિન્તક હમેશા એકદણ્ડિયા મહેલમા રહે છે એવી માન્યતાને એ તોડવા મથે છે. □

## ભોળાભાઈને પત્ર

—અજિત ઠાકોર

પ્રિય ભોળાભાઈ,

કુશળ હશો જૂલાઈ '૮૦ના 'પરબ'મા તમારા સપાદકીય 'ડોળબાજુ મૂર્તિભજકો' વિશે થોડી વાત કરવી છે તમારા સપાદકીયમા તમે ઉટપટાગ તર્કો દોડાવ્યા છે એની ભાષા પણ નિદકની, મરડાયેલી ભાષા છે એની રજૂઆત પણ ઉપલક અળવીતરી અને વિવેકશૂન્ય છે એનાથી સ્વસ્થ વિવેચક-વિચારક તરીકેની તમારી પ્રતિભા વધુ ઝખવાઇ છે,

સપાદકીયના આરભે તમે 'વિદ્રોહીઓની જરૂર' મહેસૂસ કરો છો. પણ પછી વળી 'સમય એવા વિદ્રોહીઓને જન્મ આપતો હોય છે''—એમ કહી વિદ્રોહીઓના વ્યક્તિત્વની ઉપેક્ષા કરો છો જો સમય જ વિદ્રોહીઓને જન્મ આપતો હોય તો અમુક જ વ્યક્તિઓ વિદ્રોહી કેમ બને છે ? એટલે સમય તો એક પરિબળ છે જ પણ એ સમયને તીવ્રપણે અનુભવતુ પ્રમાણિક સવેદનતત્ર અને એને પ્રગટ કરનારુ 'વ્યક્તિત્વ' એ પાયાના તત્ત્વોની ઉપેક્ષા તમે જાણી બૂઝીને કરી છે એટલા માટે

કે વિદ્રોહીઓ સામેનો તમારો કેસ મજબૂત બને. પણ એથી તથ્યને મરડી ન શકાય વાસ્તવમા વિદ્રોહીઓ સમયનુ સાધન કે રમકડુ નથી સમયને ઘડનારુ એક મહત્ત્વનુ પરિબળ છે વળી તે સમયના અમુક તબક્કે જ જન્મતા હોય છે કે પ્રવૃત્ત થતા હોય છે, એવુ પણ નથી. તે સતત પ્રવૃત્ત રહેતા હોય છે. વળી સમાજ કે સસ્થાઓના જરીપુરાણા અશો સામે જ નહીં પણ પોતાના 'અવિકાસશીલ અશો' સામે પણ તેમનો વિદ્રોહ હોય છે કોઈપણ સમયખડ વિદ્રોહીઓ વિનાનો હોય એવુ બનતુ નથી જો કોઈપણ સમયખડ વિદ્રોહીઓ વિનાનો લાગતા માડે તો તે ચિતાનો વિષય ગણાવો જોઈએ. કયારેક દરબારીઓની ચાટૂક્તિઓના શોરમા તેનો અવાજ દબાઈ ગયેલો લાગે પણ તેનાથી આકૃત થતુ 'સત્ય' બીજા કોઈ પાસે હોતુ નથી એ સત્ય એને સમય પાસેથી મળતુ નથી પણ જાતને જગતને જોવા/મૂલવવાના એના આગવા દૃષ્ટિકોણથી અને સાધનાથી એને પ્રાપ્ત થતુ હોય છે.

તમારા સપાદકીયનો બીજો પરિચ્છેદ નિંદકની મરડાયેલી ભાષાનો નમૂનો છે "પરતુ ઘણીવાર કેટલાક **જનો** વિદ્રોહીઓનુ ચામડુ ઓઢી લેતા હોય છે ત્યારે **હસવુ આવે છે.** ઘરને ખૂણે મૂર્તિ સ્થાપી, મૂર્તિની પ્રતિષ્ઠા કરી એના આશીર્વાદ મેળવી જાહેરમા **મૂર્તિભજકનો મુકુટ પહેરી સમુદ્રમથન** કરવા નીકળનાર, પવનચક્કી સામે લડતા **ડૉન ક્વિકઝોટો** અને **સાંકોપાન્ઝાના** જ **સહોદરો** કહેવાય " તે જ પ્રમાણે " આમ તો થાય કે આ કાર્યક્રમ **સપન્ન થાય ન થાય** ત્યા સુધીમા તો સમુદ્ર ખળભળી ઊઠી માઝા મૂકી કિનારા તોડી નાખી ધરતીને **આપ્લાવિત** કરી દેશે પણ આ સમારભ થયા-પછી સાગરમા કાકરી પડ્યા જેટલી પણ હલચલ મચી નહી પણ **રાજા કેન્યુટના** દરબારીઓએ **સાગરને વશવર્તી જોયો!"**

કશાય આધાર વિના આરોપણ કરવુ, વિરોધીઓની સિદ્ધિ વિશે અતિ તર્ક કરવો અને ચૂકાદો આપી દેવો-નિદકોની તર્કસરણીનો આ

મરસ નમૂનો છે વળી અપ્રસ્તુત પાત્રો-પ્રસગો સાથે આખી વાતને ગૂચવી મારવાની તમારી રીત પ્રસ્તુત મુદ્દાને ઉચિત પરિપ્રેક્ષ્યથી ચકાસવાની જવાબદારીમાથી છટકી જવા માટે યોજાયેલી જણાય છે. તમે જેને વિદ્રોહીઓનુ ચામડુ ઓઢી લેનારા જનો કહો છો તેમણે તો પ્રવર્તમાન પરિસ્થિતિની વિશદ વિચારણા થઇ શકે તે માટે પરિસંવાદનુ આયોજન કરવારૂપ વ્યવસ્થિત કાર્યપદ્ધતિ યોજી છે. જ્યારે તમે તો આ 'પ્રસગ'ને ચકાસવાનો અભિગમ બાજુ પર મૂકી નિ દકોની આરોપણો અતિતર્કો, ચૂકાદા અને અપ્રસ્તુત પાત્રો - પ્રસગોની સેળભેળ કરવાની રીતરસમો યોજી છે તમે એ પરિસ વાદના વકતવ્યો તમારા મુખપત્રમાં પ્રગટ કરી સાહિત્યરસિકોના વિવેકનિકષ પર એને મૂકી શકયા હોત. સ પાદક તરીકે તમે પોતે પણ એની મીમાસા કરી શકયા હોત પણ કમભાગ્યે તમે મીમાસક નહીં પણ ઈજારદારના અ ગરક્ષક બની ગયા છો.

તમે આ આખા પ્રસંગના મૂળમા રહેલી સમસ્યાની સાવ ઉપનક રજૂઆત કરી છે. તમે પૂછો છો 'કોણ છે સાહિત્યના ઈજારદાર ? કોણ કોને પોતાની મરજી મુજબ સાહિત્ય લખતા રોકે છે ? કવિતા, વાર્તા કે નવલકથા લખવાની કોણે 'મોનોપોલી' લીધી છે ? દરેકને છૂટ છે" તમારા આ પ્રશ્નોત્તરમા અજ્ઞાન કે ભોળપણ નહીં પણ આખી વાતને ઉડાવી દેવાનો ધૃષ્ટ વ્યૂહ રહેલો છે. તમારા માટે આ અજ્ઞાનને જાળવી રાખવુ જ હિતસાધક છે એટલે જ વિદ્વાનોના 'આત્મા અજ્ઞાન'ને દૂર કરવુ અતિ મુશ્કેલ મનાયુ છે.

તમે ઉટપટાગ તર્કો, વિચિત્ર દલીલો અને ગલત ચૂકાદાઓનો આશરો લો છો જેમકે, "ચિનુ મોદી ઘણ ઉઠાવવા પ્રવૃત્ત થાય છે પણ એકેદેમીની ફેલોશીપ મેળવવામા સ કોચ અનુભવતા નથી." એકેદેમી જાહેર નાણાથી ચાલે છે, અને તેણે નિશ્ચિત કરેલા સાહિત્યિક કાર્ય માટે પાત્ર વ્યક્તિઓને શોધી તેમનુ સન્માન તથા સ્વત ત્રતાની અદબ રાખી કાર્ય સિદ્ધ કરવાનુ હોય છે તે ફેલોશીપ આપીને ઉપકૃત

દતી હોય છે તે સંશોધકને ખરીદી લેવા ફેલોશીપ આપતી નથી આથી સંશોધકને તેની કાર્યપદ્ધતિ કે માળખા વિશે કશું કહેવાનું પ્રાપ્ત થતું હોય તો તેણે અસહિષ્ણુ બનવાનું નથી. જે કાર્યપદ્ધતિ કે માળખાની સંશોધક ટીકા કરતા હોય તેની સામે તેનો ભાગીદાર ન થઇને વિરોધ પ્રગટ કરવાનો પણ એક તરીકો છે એ સ્પૃહણીય પણ ગણાય. બીજો તરીકો પોતે જે કામ સ્વીકાર્યું છે તે પૂરી નિષ્ઠા સાથે કરતા રહીને ફેલોશીપ કે એવી તેવી શેહમાં આવ્યા વિના તેની પ્રગટ ટીકા કરવાનો પણ છે પણ સાહિત્ય પરિષદના બચાવમા આવી દલીલ કરો છો, ત્યારે વાત બદલાઈ જાય છે કેમકે, સ્થાપિતોના માન્ય પ્રવકતાની ભૂમિકામા તમે આ દલીલ કરો છો એટલે એ દલીલમા ધૃષ્ટતા ભળે છે. માળખામા રહીને પણ સસ્થાની ટીકા થઈ શકે. સરકાર નિયુકત સભ્ય હોવા છતા ઉમાશકરે કટોકટીનો વિરોધ રાજ્ય સભામાંથી રાજીનામુ આપીને કયા પ્રગટ કર્યો હતો ?

તમે આગળ દલીલ કરતા કહો છો 'સાહિત્ય પરિષદની સતત ટીકા કરતા રહીને તેના મચ પરથી કાવ્યવાચન, નિબધવાચન કરી શકાય છે, તેના ઈનામ સ્વીકારી શકાય છે." આ વિધાનોમા સાહિત્ય પરિષદના મુખપત્રના સપાદક જેવા જવાબદાર માણસની જે તુમાખી જોવા મળે છે, તે અપૂર્વ છે. પરિષદ કોઈ કવિ કે વિવેચક તેની આવી ટીકા ન કરે તેમ ઇચ્છતી હોય તો તેણે "પરિષદની ટીકા કરનાર સર્જક કે વિવેચક કાવ્યવાચન, નિબધવાચન કે ઇનામને પાત્ર ગણાશે નહીં" એવો નિયમ ઘડી કાઢવો જોઈએ આમેય સાહિત્ય પરિષદના સમગ્ર માળખામા, કાર્યક્રમોમા અને તેના મુખપત્ર 'પરબ'મા વિરોધી દૃષ્ટિબિંદુઓને વ્યક્ત થવા દેવાની ઉદારતા જોવા મળતી નથી. બલ્કે તેને સ્થાન આપ્યા વિના જ તેના પર તૂટી પડવાનુ ઝનૂન જોવા મળે છે આ સદર્ભે ક્ષિતિજ, ઊહાપોહ અને એતદ્ તથા અમુક અંશે ગ્રથ જેવા સામયિકોની ઉદારતા યાદ આવે છે. કટોકટીમા લોકશાહીપરસ્ત

ગણાયેલાઓના પોતાના પ્રભાવમાં રહેલી સંસ્થાઓ તથા સામયિકોમાં કેટલી લોકશાહી છે, એ પણ વિચારવા જેવું છે. ટૂંકમાં કોઈ કવિ કે વિવેચક જાતે પરિષદના મંચ પર ઠસી પડતો નથી કે નથી એ માટે યાચના કરતો. એથી ઊલટું પરિષદ તેનો સહકાર મેળવતી હોય છે. તમે તો જાણે કાવ્યવાચન કે નિબંધવાચન માટે આમંત્રણ આપીને તે સર્જક કે વિવેચક પર ઉપકાર કરતા હો, એવી વાત કરો છો. તે કાવ્યવાચન કે નિબંધવાચન કરે તેથી જાતને પરિષદ પાસે ગીરવે મૂકી દેતો નથી. તેને લાગે ત્યાં તે ટીકા કરવા પૂરતો હક્ક ધરાવે છે. પરિષદના સૂત્રધારોના મનમાં સર્જકવિવેચકોના ગૌરવ પરત્વે જે વિવેકશૂન્યતા અહીં ખુલ્લી પડી ગઈ છે, તે જોતાં તો હજુ વધુ ને વધુ સ્વમાની સર્જકો અને વિવેચકો એનાથી દૂર રહે તો આશ્ચર્ય નહીં થાય.

તમે કાર્યક્રમ વિશે ચૂકાદો આપતાં કહો છો. "પણ આ સમારંભ થયા પછી સાગરમાં કાંકરી પડ્યા જેટલી પણ હલચલ મચી નહીં." જો આ કાર્યક્રમની અસર કશી પણ થઈ ન હોય તો જેની સામે તે તકાયેલું હતું તે પરિષદના મુખપત્રના સંપાદકે સંપાદકીય શા માટે લખવું પડ્યું? પરિષદના મુખપત્રમાં સંપાદક શું સાવ બિનમહત્ત્વના મુદ્દાઓની ચર્ચા કરતા હોય છે? એથી ઊલટો વહેમ તો એવો જાય છે કે, સ્થાપિતોને ઉઘાડા પડી જવાનો ભય પેઠો છે. એટલે તો આવું ધૃષ્ટ, વિવેકશૂન્ય, નિંદાત્મક 'સંપાદકીય' આવી પડ્યું છે.

સંપાદકીયને અંતે તમે એક ઉટપટાંગ તર્ક કર્યો છે : 'કાર્યક્રમમાં જે એક વિષય છે જૂઠાં મૂલ્યો ઊભાં કરવામાં જાહેર પ્રચાર માધ્યમોનો ફાળો'–તેનું આ કાર્યક્રમ પોતે જ એક નિદર્શન છે." પરિસંવાદની યોજના કરીને અને જૂદી જૂદી ભૂમિકાવાળા અધિકારી વક્તાઓને આમંત્રણ આપીને સહચિંતન કરી પરિસ્થિતિની વિશદ સમજ કેળવવી એમાં વળી જૂઠાં મૂલ્યો ઊભાં કરવાની વાત જ ક્યાં આવી? એથી ઊલટું સાધાર ચર્ચા વિનાનું, નિંદાત્મક, ઉટપટાંગ તર્કો કરતું, વિવેકશૂન્ય એવું તમારું સંપાદકીય જ પરિસંવાદના એ વિષયના ઉદાહરણરૂપ છે. 

# યુવાશક્તિના વિકાસ માટે
# રમત ગમત પ્રવૃત્તિને પ્રોત્સાહન

- યુવાન પેઢીમા રહેલા શક્તિ અને કૌશલ્યને યોગ્ય અભિગમ આપવા ગુજરાતમા રમતગમત તેમજ યુવા-કલ્યાણના વિવિધ કાર્યક્રમો પર પરાગત શિક્ષણ ઉપરાત અમલમા છે.
- ગ્રામ તથા રાજ્યકક્ષાના વિવિધ રમતગમત મ ડળોની પ્રવૃત્તિને વેગ આપવા આર્થિક સહાય આપવામા આવે છે. નગર તથા શહેરામા મેદાને તૈયાર ક વાની યોજના અમલમા છે રાષ્ટ્ર અને રાજ્યકક્ષાની સ્પર્ધાઓમા મહત્ત્વનાં સ્થાન પ્રાપ્ત કરતા ખેલાડીઓને શિષ્યવૃત્તિઓ આપવા ઉપરાત શ્રેષ્ઠ ખેલાડીઓને 'સરદાર પટેલ એવોર્ડ' આપવામા આવે છે
- શરદ રમતોત્સવ અને શિયાળુ રમતોત્સવમા ભાગ લઇ ર જ્યકક્ષાએ આવેલા આશાસ્પદ ખેલાડીઓને પ્રશિક્ષણ શિબિરો યોજી નિષ્ણાતો દ્વારા તાલીમ આપવામા આવે છે. તે માટે અમદાવાદ અને ગાધી ગરમા પ્રાદેશિક અને દેવગઢબારિયા, સુરત, વડોદરા, પાટણ રાજકોટ અને ભાવનગર ખાતે પેટા પ્રશિક્ષણ કેન્દ્ર શરૂ કરાયા છે દુલીપ ક્રિકેટ સ્કૂલ, પોરબ દરમા ક્રિકેટ અ ગેનુ શિક્ષણ અપાય છે
- પર્વતારોહણ ક્ષેત્રે ગુજરાતની વિશિષ્ટ સિદ્ધિઓની આતરરાષ્ટ્રીય ખ્યાતિ છે. માઉન્ટ આબુ તેમ જ ગિરનાર-જૂનાગઢ ખાતેની રાજ્ય પર્વતારોહણ સ સ્થા દ્વારા ગુજરાતના યુવક-યુવતીઓને તાલીમ આપવામા આવે છે.
- સમુદ્રના કાઠાના તેમજ ઊ ડાણના વિસ્તારોમા રાષ્ટ્ર તેમજ રાજ્ય કક્ષાની તરણ અને હોડી સ્પર્ધા યોજવામા આવે છે ઊડા દરિયામા તરવા માટેની શિબિર પણ યોજાય છે ગુજરાતમાથી સાહસિક પ્રવાસ ખેડતી ટુકડીઓને અનુદાન અપાય છે

માહિતી નિયામક, ગુજરાત સરકાર દ્વારા પ્રકાશિત

## ગઝલ □ અમૃત ઘાયલ

રાખે છે એક લાગણી સુજને અમીર જેમ,
હુ એટલે તો આમ ફરુ છું ફકીર જેમ
એ શુ, કે બાગ મધ્યે રહીએ અમીર જેમ,
જંજિર તોડી નાંખીએ આવો સમીર જેમ !
મન આપનું છે, આપની મરજીની વાત છે,
કંચનની જેમ રાખો કે રાખો કથીર જેમ
મારા સિવાય કોઈ નથી આસપાસમાં,
આ કોણ મને સ્પર્શી રહ્યુ છે શરીર જેમ !
ઘર છોડવાનુ હોય તો છોડી બતાવીએ,
ઘર ફૂંકવાની વાત છે આ તો કબીર જેમ !
બીજુ તો કોણ શ્વાસનળીમાં હરેફરે,
ભટકુ છુ હુ જ પંથભૂલ્યા રાહગીર જેમ
છે આમ તો હજાર પરતુ એ હાથ ક્યાં ?
જે દોસ્ત થઈને દુઃખમાં રહે દસ્તગીર જેમ !
આજેય આયના મહીં ચણભણ થતી હતી,
આ કોણ છે, જે આમ રહે છે અધીર જેમ !
'ઘાયલ'ની ખેપમાં હતો શાયરનો દબદબો,
'ગાલિબ'ની જેમ આવ્યો ગયો પાછો 'મીર' જેમ

# ઊહાપોહ

સપ્ટેમ્બર,
૧૯૮૦

કવિતા

વેરિમલિસ વિટગેષ્ટિમ
(પ્રસાદ બ્રહ્મભટ્ટ)

હિમન ગોસા

વિવેચન

ડૉ. સુરેશ હ. જોષી

વાર્તા – આસ્વાદ

શિરીષ પંચાલ

વિજય શાસ્ત્રી

મંગળ રાઠોડ

વાર્તા

હેનરિક બ્યોલ

ગ્રામસ્વરાજની કેડીએ અગ્રેસર

# ગરવું ગોમટા



ગોમટાના ૭૨૦ કુટુંબોનો સામુહિક પુરુષાર્થ સફળતાને વર્યો છે. રાજકોટ જિલ્લાના આ ગામની પંચાયતને ૧૯૭૭-૭૮ની રાજ્યની સર્વશ્રેષ્ઠ પંચાયતનું બહુમાન મેળવ્યું છે ગોમટાની ગતિશીલતાના આ રહ્યા મહત્વના સિદ્ધિ-સોપાનો

* ૨૮૮ પિયતના કૂવાઓ * ૧૯૫ વીજળીક મોટરો * ૮૫ ઓઇલ એન્જીનો * ૩ અનુશ્રવણ તળાવો * ઘેર ઘેર પાણીના નળ * ૩૫૦ રબર ટાયરના ગાડાઓ * પ્રાથમિક આરોગ્ય કેન્દ્ર * પશુ સારવાર કેન્દ્ર * ગૌશાળા * બાલમંદિરથી ઉચ્ચ માધ્યમિક સુધીની શાળાઓ * પુસ્તકાલય વાચનાલય * ટેલિફોન એક્સચેન્જ * બે બેન્કો * ટીન ફેક્ટરી * ખેતીના ઓજારો બનાવવાના કારખાના * તેલની ૪ મીલો * ગ્રામરક્ષક દળ * ખેતી વિષયક સહકારી મંડળી * ગામના હરિજન કુટુંબો અને માજી સૈનિકો માટે સાંથણીમાં જમીન * ગ્રામોદ્યોગો, કુટુંબનિયોજન, ગટર યોજના, સમાજ સુધારણા વગેરે સર્વાંગી વિકાસના અંગો

**ગોમટા સાકાર કરે છે —**

**ગ્રામસ્વરાજનું સ્વપ્ન**



# કંકાવટી

સપ્ટેમ્બર ૧૯૮૦

સાહિત્યસર્જન અને વિચારોનુ સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૨ : અંક ૨૫૮ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમા રૂપિયા ૧૫, બે વર્ષના રૂા ૨૮, વિદેશ શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રથવિક્રેતાઓને ત્યા લવાજમ ભરી શકાય છે કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નબર અવશ્ય લખવો લવાજમ અને વ્યવસ્થા અગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.

'કકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળુ કવર અવશ્ય બીડવુ કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તત્રી-મુદ્રક-પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત-૩૯૫ ૦૦૧

## બારી / વેસ્સિલિસ વિટસેક્ષિસ

અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

પ્રવેશતા જ મને કહેવાયું
"બારી કનેની સીટ છે અનામત."
તેથી, સમગ્ર સફર દરમ્યાન મે
કુદરતી દશ્યો, પુલો, સ્ટેશનો
તમારી આંખો વડે જોયા.

અનામત સીટ ગ્રહણ કરવા કોઈ આવ્યું નહીં
પરંતુ મારી હિંમત ચાલી નહીં

તમારા ચહેરા પર મેં જોઈ
મેદાનોની નીરસતા
અને તેમની અનંત નિસ્તબ્ધતા
પુલોની સલામતીની નીચે
શૂન્યતાની (ભયસૂચક) સાયરનો
સ્ટેશનોની ઉત્તેજનાઓ
તેમની આકાંક્ષાઓ અને વ્યથાઓ .

હવે કે જ્યારે આપણે આવી પહોંચ્યા છીએ
મને ખુશી છે કે મે હિંમત ન કરી
કારણ કે આ સફર દરમ્યાન
મેં ઘણું બધું જોયું છે

## આપણો પ્રેમ

□ એગ્નિસ સોટિરાકોપૌલૌ સ્કિના □ અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

લોકોની લોલુપ નજરથી
ચાલો છુપાવી દઈએ
આપણા નિર્મળ, પવિત્ર પ્રેમને
સર્વેથી અદૃશ્ય થઈને,
સર્વેથી ભુલાઈ જઈને
ચાલો આપણી ક્ષણો
બે મધુર હૈયાની માફક જીવીએ.
ગુલાબોની પાંખડીઓ વચ્ચે,
ઝાકળબિંદુઓની મધ્યે
ચાલો છુપાવીએ આપણા નિર્મળ, પવિત્ર પ્રેમને.
પરોઢનાં મૃદુ સૂર્યકિરણો
આપણને નગ્ન, અરક્ષિત સ્થિતિમા પકડી પાડે તે પૂર્વે,
મધ્યાહ્ન આવી પહોંચે તે પૂર્વે,
સૂર્યાસ્તની ગમગીન વેળાએ
આપણે હંસગાન પુનરાવર્તિત કરીએ તે પૂર્વે
ચાલો આપણી ક્ષણો જીવી લઈએ

## ચાર ગઝલ / કિસન સોસા

૧

ચહેરા ન હવે એ ન હવે નામ મહોલ્લે
સન્નાટો ભટકતો ફરે સરિયામ મહોલ્લે

એક આગ સળગતી રહે ચૂપચાપ ઘરોમાં
એક ધૂમ્ર ઊભરતો રહે અવિરામ મહોલ્લે

શૈશવની ફળીના ભેરુ વિખરાઈ ગયા છે
અણજાણ નગર–શહેરના ગુમનામ મહોલ્લે

ઘનશ્યામ હતા, ગવા હતી, ગોપ–ગોવાલણ.
ગોકુળ સમું નાનકડું હતું ગામ મહોલ્લે

એક વૃક્ષ હતું એ ય વધેરાઈ ગયું છે
બેઘર, કરે તો ક્યાં કરે વિશ્રામ મહોલ્લે

વરસોની બધી બંધ પડી બારીઓ ખૂલે
નૂપુર રણકતું ફેરી સુમસામ મહોલ્લે

૨

દુનિયા ચણી રહી છે જુઓ, ભીંત ફરીથી
કે હોઠ ઉપર આવી રહ્યુ ગીત ફરીથી

કાગળને નભે ઊગશે ફરી સૂર્ય બરફનો
ચોમેર ફરી વળશે ઋતુ શીત ફરીથી

શબ્દોને ફૂડા કાગડાઓ ઠોલી રહ્યા છે
અજમાવી રહ્યા એ જ જૂની રીત ફરીથી

સંભળાય ન વિચારતણા બૂન્દ ટપકતાં
કે બર્ફ થૈ થીજી ગયુ છે ચિત્ત ફરીથી

ભીંજાય ફરી વૃક્ષ મારો જિર્ણ ઝરૂખો
બેડું ભરી જો નીસરે એ મીત ફરીથી

ધબકારનો ઘોઘાટ જરા શાન્ત પડે તો
સંભળાય અતિ દૂરનુ સંગીત ફરીથી

૩

સૂરજને ઓશીકે સૂવે ચાલીસ વર્ષથી
ને અંતરાલમા રુવે ચાલીસ વર્ષથી

વણઝારને પ્રતીક્ષતો સહરામા બેદુઇન
બેઠો છે રેતને ઢૂવે ચાલીસ વર્ષથી

પૂછુ છું 'ક્યાય આપણે પહોંચ્યા કે ક્યાય નૈ
ચકરાઉ ભમ્મરી ફૂવે ચાલીસ વર્ષથી

સો સૂર્ય ગોરભાય ને વરસે છે ધોધમાર
તડકાએ છાપરું ચૂવે ચાલીસ વર્ષથી

મૃગજળ-નદીના ઘાટ પર તડકાતો એક જણ
ભવકેરુ ચીંથરુ ધૂવે ચાલીસ વર્ષથી

એવો જ ધૂધળો હજી હુ જોઉ આયનો
ને આયનો મને જૂવે ચાલીસ વર્ષથી

૪

હુ ધૂંધળા ઉજાસની કદરામા ફરું છું
કે અર્ધખૂલી આખની તદ્રામા ફરુ છું

વાસ્તવની કહો, ક્યાથી મને કાઈ ખબર હોય
મસ્તીમા ઝૂમુ છુ કે હુ સપનામા ફરુ છું

ઘેરી વળી ચોમેરથી છો ભીડ નગરની
હુ તો હજી એ આપણા કસબામા ફરુ છુ

આવુ છુ ખબર પૂછવા ક્યારેક ઘરે હું
ફરફરતો પવન થૈ તારા પડદામા ફરુ છુ

હુ થોર ઉપર બેઠેલુ માસૂમ પતંગિયુ
શિશુની નજર લઈને આ દુનિયામા ફરુ છું

ખડેર-ખૂણે બેઠેલો વિતેલો સમય છુ
ચૂપચાપ પવન-પગલે હુ પડઘામા ફરુ છું

## આત્મકથા : સાહિત્યપ્રકાર ? / ડૉ. સુરેશ હ જોષી

સર્જનાત્મક સાહિત્યના પ્રકારોમા આત્મકથાને લગભગ અપાંક્તેય ગણવાનું વલણ હજી સુધી ચાલુ રહ્યું છે એનુ એક કારણ એ હોઈ શકે કે આપણે ત્યા જે આત્મકથાઓ લખાઈ છે, તે મોટે ભાગે દસ્તાવેજી પ્રકારની છે. એ આત્મકથા રાજકારણ કે જાહેરજીવનમા પડેલી વ્યક્તિ ઓની છે. એમા સમકાલીન પરિસ્થિતિનો જેટલો ચિતાર હોય છે તેટલુ સમકાલીન વ્યક્તિઓનુ, વ્યક્તિવ્યક્તિ વચ્ચેના માનવીય સમ્બન્ધોનુ આલેખન નથી હોતુ આથી એનુ ગદ્ય પણ મોટે ભાગે દસ્તાવેજી લખાણને છાજે તેવુ, વ્યક્તિત્વના ઝાઝા સસ્પર્શ વિનાનુ, ગદ્યના જુદા જુદા પોતને પ્રકટ ન કરનારુ, એવુ હોય છે આમે ય તે હજી આપણુ સાહિત્યવિવેચન વસ્તુલક્ષી મોટે ભાગે છે, રૂપલક્ષી ઓછુ છે. તેમા ય અસાધારણ વ્યક્તિઓની જ આત્મકથા હજી લખાતી રહેતી હોવાથી એ જીવન જ ધ્યાનનો વિષય બની રહે છે એમાથી સમકાલીન રાજકીય કે સામાજિક પરિસ્થિતિ વિશેની માહિતી પ્રાપ્ત કરી લેવાની જ વૃત્તિ મોટે ભાગે દેખાય છે

પશ્ચિમમા પણ કેટલેક અશે આવી પરિસ્થિતિ છે ખરી, પણ ત્યા સાહિત્યિક ગુણવત્તાની દૃષ્ટિએ ઊચી કક્ષામા મૂકી શકાય એવી આત્મ કથાઓ પણ મળી રહે છે, તો બીજા સાહિત્યસ્વરૂપોને મુકાબલે આત્મકથાને એક સાહિત્યસ્વરૂપ લેખે મૂલવવી હોય તો એના ધોરણો કેવા હોઇ શકે ? પશ્ચિમમા વેઈન શુમેકર અને જ્યોર્જિસ-ગુસડૉર્ફ આત્મકથામા રસકીય ક્ષમતા રહી છે એમ સ્વીકારીને એનુ વિવેચન કરવાના પુરસ્કર્તા છે. એમા માનવી પરના સાસ્કૃતિક પ્રભાવ અને વ્યક્તિત્વની મનોવૈજ્ઞાનિક સકુલતાઓ પ્રકટ થતા હોય છે આત્મકથા વીગતોને અવગણીને ચાલી શકે નહિ, છતા એ વીગતોનુ અર્થઘટન, વીગતો વચ્ચેના સમ્બન્ધો, વીગતોના સ્વરૂપનુ આકલન-આ બધુ

કલ્પના વ્યાપાર વિના નિરૂપવુ શકય બને નહિ તે સ્વીકારવુ જોઇએ ચરિત્રનાયક જે જે વ્યક્તિઓના સમ્પર્કમા આવે, એ બધાં સાથે સમ્બન્ધોની જે જુદી જુદી ઉત્કટતાની માત્રા હોય, સ્નેહ, સંઘર્ષ કે ઔદાસીન્યની જે જુદી જુદી ભૂમિકાઓ હોય તેનુ નિરૂપણ કેવળ પ્રબળ અને સતેજ સ્મરણને આધારે જ ન થઈ શકે. જો આ બધુ ભાષા વડે જ કરવાનુ હોય તો નવલકથાના સર્જકની જેમ એણે પણ ગદ્યની બધી શકયતાઓને તાગવી પડે.

ગુસ્ડોર્ફ તો આગળ વધીને એમ કહે છે કે આત્મકથા હમેશા કાવ્ય જ હોય છે, સત્ય નહિ. જીવનનું પૂરુ સત્ય તો કદી જાણી શકાય નહિ કારણ કે આત્મકથા લખાતી હોય છે તે દરમ્યાન એનો લખનાર એનો અશ હોય છે, આથી એ જેનુ નિરૂપણ કરે છે તેનાથી દૂર કે અસલગ્ન ન રહી શકે. એનો પ્રયત્ન આત્મકથાના લેખન દ્વારા જીવનની સરચના કે રૂપનો આવિષ્કાર કરવાનો હોય છે. દરેક સર્જક આ જ તો કરવા મથતો હોય છે.

આત્મકથા વિશે જો કશુક અર્થપૂર્ણ કહેવુ હોય તો વિવેચકે એ સાહિત્યપ્રકા ની રસકીય ક્ષમતાની દૃષ્ટિએ એને નવનકથાથી અભિન્ન લેખે છે. એનુ સાદૃશ્ય નવલકથા સાથે છે તે સાચુ છે. એમા પ્રસગોનુ નિરૂપણ હોય છે, વસ્તુવિકાસ હોય છે, પાત્રાલેખન હોમ છે, સવાદ હોય છે. વાતાવરણ હોય છે અને માનવસદર્ભમા રહેલી સકુલતા અને વિવિધતાનુ નિરૂપણ હોય છે, તવારીખની તાસીર ઉપસાવી આપનાર કૃતિ કરતા માનવજીવનની કથા કહેનાર આત્મકથા જ સાહિત્યકૃતિઓની વધુ નજીકની ગણાય. પોતાના વ્યક્તિત્વનો તાગ કાઢવા ઈચ્છનારને નવલકથાકારની આલેખન પદ્ધતિનો વિનિયોગ કરવો પડે. બન્નેના લક્ષ્યમા ભેદ હોય, પણ નિરૂપણરીતિ મળતી આવતી હોય એવુ કાઝીન માને છે. આત્મકથા મટીને નવલકથા બની જતી કૃતિઓને જ સાહિત્યિક ધોરણોથી તપાસી શકાય એવુ બીજા કેટલાક વિવેચકો

માને છે જો આત્મકથાનો લેખક પોતાના જીવનની ઘટનાઓમા રહેલી પ્રતીકાત્મકતાની ઝાખી કરીને એ વચ્ચેનો અન્વય સ્થાપી ન શકે તો સાહિત્યિક દૃષ્ટિએ એ ક્ષતિરૂપ જ લેખાય આમ છતા આત્મકથાકાર નવલકથા રચી આપતો નથી તે દેખીતુ છે

સાહિત્યસ્વરૂપ તરીકે આત્મકથા પાસે આપણી એ અપેક્ષા રહે છે કે એ કૃતિ સ્વય પર્યાપ્ત લાગવી જોઇએ, એને બીજુ કશુ પામવાના સાધન તરીકે જોવી ન જોઈએ પણ વિવેચકો એને ચરિત્રનાયકના જીવનરૂપે જ મોટે ભાગે જોતા હોય છે. આથી ગદ્યની છટાઓને કેવળ અલકરણરૂપે જોવાની એઓ ભૂલ કરે છે વીગતો પરત્વેની વફાદારી શુષ્ક ગદ્યથી જ સાચવી શકાય એવુ નથી. દરેક પરિસ્થિતિ સાથે આગવુ વાતાવરણ સકળાયેલુ હોય છે, એક વ્યક્તિ પણ જુદા જુદા સદર્ભોમા પોતાનુ જુદુ જુદુ રૂપ પ્રકટ કરતી હોય છે ભાવદશાઓ બદલાતી રહે છે આ બધાને અનુરૂપ ગદ્ય પણ આત્મકથાકારે ખીલવેલુ હોવુ જોઈએ.

એરિસ્ટોટલે કહ્યુ હતુ કે માનવજીવનમા કળાકૃતિમા હોય છે તેવી સુગ્રથિત એકતા હોતી નથી. વ્યક્તિત્વની અખણ્ડતા ચરિત્રનાયકે સિદ્ધ કરી જ લીધી હોય છે એવુ પણ બનતુ નથી. કૃતિ રચતા રચતા એના ઇંગિતો જોઇને એ પોતે પણ અચરજ પામે એ સમ્ભવિત છે આવી એકતા કૃતિ લેખે આત્મકથાને આવશ્યક છે, પણ ડાયરી કે અગત નિબન્ધમા એવી સુશ્લિષ્ટતા જરૂરી લાગે નહિ આત્મકથા લખતા લખતા કશાક પ્રલોભનને વશ થઈને ચરિત્રનાયક યેટસની જેમ પોતાના વાસ્તવિક જીવનનુ ગદ્યકાવ્યમા રૂપાન્તર કરી નાખે કે બેન્જામિન ફ્રેન્કલિનની જેમ પોતાનુ ઠઠ્ઠાચિત્ર રજૂ કરે એવુ પણ બને.

આત્મકથામા ભૂતકાળને સજીવન કરવાનો પ્રયત્ન રહ્યો હોય છે એને તાદૃશ બનાવવો હોય તો નિરૂપણરીતિમા મૂર્તતાની માત્રા વધારે હોવી ઘટે. ગદ્ય અહેવાલ આપનારુ નહિ, પણ છબિઓને તાદૃશતાથી

અને ગતિશીલ રીતે રજૂ કરવાની ચપળતાવાળું હોવું ઘટે, આત્મકથામાં ચરિત્રનાયક પોતાના સમસ્ત જીવનને જ વિષય બનાવે એવું જરૂરી નથી, એ અમુક મહત્ત્વના ગાળાનું નિરૂપણ કરે એમ પણ બને આમ આત્મકથા એ સભાનપણે અમુક ચોક્કસ આશયથી, રચવામાં આવતી શાબ્દિક રચના છે. આ આશય તે કૃતિની સંરચના માટેનું વિધાયક બળ બની રહે છે સાહિત્યકૃતિ તરીકે આત્મકથાને મૂલવનારા વિવેચકો એની સંરચનાની એકતાને અવગણીને એના, એમની દૃષ્ટિએ, વધુ આસ્વાદ્ય લાગતા છૂટક અંશોની વાત કરતા હોય છે જો આત્મકથાનો લેખક પણ અમુક પ્રસંગોને બહેલાવે, સમજાવીને મૂકવાના લોભમાં પડે તો કૃતિની સમગ્રતાને ખમવું પડે, આથી જ ચાર્લ્સ નાઇડરે કહ્યું છે, ' one of the ironies of art is that it is possible to win a war and lose the battles and it is more tragic to lose the battles than the war '

વાસ્તવિક પરિસ્થિતિ એ છે કે જીવનના અમુક ક્ષેત્રમાં ઠીક ઠીક પ્રતિષ્ઠા પામ્યા પછી, આત્મતુષ્ટિને સારી માત્રામાં માણ્યા પછી બીજાને પોતાના અનુભવનો લાભ આપવાને બહાને પોતાની મહત્તાનું ચિત્ર આલેખવાનો પ્રયત્ન મોટા ભાગની આત્મકથાઓમાં હોય છે આથી આત્મકથાઓમાં પૂરક માહિતી, પત્રો દસ્તાવેજી વીગતો વગેરેનો અવિવેકી ઉપયોગ થયો હોય છે. ત્યાં ગદ્ય વિશેની સંપ્રજ્ઞતાપૂર્વકની માવજત નહિ થાય તે દેખીતું છે.

કોઈપણ લેખક સભાન બન્યા વિના લખી શકતો નથી. સામગ્રીના વિનિયોગમાં તિરસ્કાર પુરસ્કારનો વિવેક એણે કરવાનો રહે છે. એ ઉપરાંત અમુક પર ભાર મૂકવો, શબ્દની પસંદગી સંદર્ભને ઉચિત રીતે કરવી, વાક્યવિન્યાસ પ્રયોજન પ્રમાણે બદલવો-આ બધા વિશેના નિર્ણયો પણ એણે સભાનપણે જ કરવાના રહે છે. આથી વ્યક્તિએ પોતાના જીવનની ચોડાવી મૂકે એવી કે આશ્ચર્યચકિત કરી નાખે એવી

વીગતો રજૂ કરી હોય છે તેજ આત્મકથા વાચવાનુ કારણ બની રહેતુ નથી સાચી કૃતિ એની પ્રાસગિકતાના જોરે આપણુ મન ખેચવા મથતી નથી. ભાષાના સર્જનાત્મક ઉપયોગના બળે કરીને એ આપણને આકર્ષે છે એની પ્રાસંગિકતા તો સરી જાય છે. પ્રસગોનુ આકર્ષણ ઓસરી જાય છે. જો ગદ્ય દ્વારા કશુક અવિસ્મરણીય સિદ્ધ થઈ શક્યુ હોય છે તો જ એ કૃતિ ટકી રહે છે અધિકારી વિવેચક સાચી આત્મકથાના ગુણોને બહાર લાવી તેને વધુ સારી રીતે આસ્વાદ્ય બનાવી આપે છે.

આત્મકથાને પ્રકારગત ત્રણ મર્યાદાઓ નડે છે: એક તો એ કે એની સામગ્રી લેખકના પોતાના જીવનમાથી જ આવતી હોવી જોઈએ, બીજુ એ કે એણે ભૂતકાળનુ નિરૂપણ અનિવાર્યતયા કરવાનુ રહે છે અને ત્રીજુ એ કે વીગતોના સત્યને એણે વફાદાર રહેવાનુ છે. દરેક નવલકથાકાર પણ આમ તો પોતાના અનુભવમાથી જ સામગ્રી મેળવતો હોય છે, પણ પોતાના જીવનના ઈતિહાસના કેન્દ્રવર્તી પ્રસગોનુ જ નિરૂપણ કરવાને એ, આત્મકથાકારની જેમ, બધાયેલો હોતો નથી આત્મકથા એ સોનેટ કે વ્યંગચિત્રના જેવી સજ્ઞા નથી. સોનેટ કે વ્યગચિત્ર બન્ને એક જ વિષયનુ નિરૂપણ કરી શકે સોનેટ સજ્ઞાને રચનારીતિ જોડે સમ્બન્ધ છે. અમુક વિશિષ્ટ પ્રકારની પ્રાસરચના, અમુક પક્તિઓની સખ્યા–આનો નિર્દેશ એથી થાય છે. આત્મકથા સજ્ઞા રચનારીતિનુ કોઇ પાસુ દર્શાવતી નથી, એના વસ્તુનો જ એ નિર્દેશ કરે છે

રચનારીતિ પરત્વે આત્મકથાકારને કશા બન્ધન નથી. પ્રથમ પુરુષ એકવચનમા લખાતી નવલકથા જેવી એની રચના હોય છે એ પરિપ્રેક્ષ્યને આધારે આત્મકથાનું જગત આપણી આગળ ઉઘેડાતુ આવે છે એ અવાજમાં એકવિધતા ન આવી જાય એ રીતે એણે ગદ્યનો વિનિયોગ

( અનુસધાન પાના ન. ૧૬ પર )

# યેહુદા આમિચાઈ / ડૉ. સુરેશ હ. જોષી

જે ભૂમિમા પેઢીદરપેઢીથી આપણા મૂળ હોય તેને છોડીને હિજરત કરવાની યાતના આપણા જમાનામા માનવતાને કલક લગાડનારી મોટી ઘટના છે પોતાના વતનમા, પોતાના સમાજમા, હદપાર થયાની સ્થિતિમા રહેવાનુ પણ ઘણાના ભાગ્યમા લખાયુ હોય છે રાજકારણનો ઝ ઝાવાત, આતતાયીના મનસ્વી તરગો, ધીમે ધીમે ચેપી રોગની જેમ ફેલાતુ જતુ અમાનુષીપણુ–આ અનિષ્ટ સામે પ્રતિકાર માટે આપણી સસ્કૃતિએ આપણને સજ્જ કર્યા છે ખરા ?

પશ્ચિમમા તો ઘણા સર્જકોએ આ યાતનાને સમર્થ રીતે શબ્દબદ્ધ કરી છે જેથી માનવીના અન્તરાત્મા જાગૃત રહે એવા એક કવિ છે યેહુદા આમિચાઈ મૂળ વુર્ત્સબર્ગ, જર્મનીના–હવે ઈઝરાયેલ વતન હિબ્રુ ભાષાને અપનાવીને એ ભાષાના પ્રથમપક્તિના કવિ લેખાયા. ત્રણ ત્રણ યુદ્ધોમા સૈનિકની હેસિયતથી એમને સડોવાવુ પડ્યુ છે. હિટલરનુ વર્ચસ્ વધતુ ગયુ તે ગાળમા એમનો કિશોરકાળ વીત્યો. એમના ઘડતરના ગાળામા આ પરિસ્થિતિનો ઘણો પ્રભાવ પડચો એમની કવિતામા કોઈકને ઊર્મિલતા લાગે તો એની કશી નામોશી એમને નથી એમની કવિતાનો સ્થાયીભાવ વિષાદ જ છે આમ છતા રોતલપાચુ કે વાચાળ હતાશામા એ સરી પડતી નથી એમા વ્યગ છે, ઘણી વાર વેદનાની વાત એઓ ખડખડ હસાવતા કરે છે સદીઓ જૂની યહૂદીઓની યાતનાનો પાસ એમની કવિતાને બેઠેલો છે યહૂદી પ્રજાની ચેતનામા ઈતિહાસની ધારા સાથે વતનને માટે હિજરાવાની, ઉન્મૂલિત થવાની, વેદના સમાન્તર વહેતી રહી છે.

એમની કવિતામા એક લાગણીશીલ બ્હાનસોયા આદમીનો અવાજ સભળાય છે અગત અનુભૂતિને એવા ફલક પર એઓ મૂકી આપે છે જેથી ભાવકને એની અધિકૃતતા તરત વર્તાઈ આવે છે કાવ્યરચના જ જાણે એમના જીવનનો એક મુખ્ય આધાર છે. ઈઝરાયેલ નાનો

દેશ છે પણ ત્યા કાવ્યના પુસ્તકો ખરીદીને વાચનારાઓની સખ્યા મોટી છે. એમની કવિતા બહોળા વાચકવર્ગને સ્પર્શે છે યાતના હોવા છતા. એમની કવિતા એક પ્રકારની શ્રદ્ધાથી અનુપ્રાણિત-થયેલી છે એ શ્રદ્ધા તે બીજને અકુરિત થવાની શ્રદ્ધા હોય છે તેવી, વૃક્ષને ફૂલની આશા હોય છે તેવી છે.

હિબ્રુ ભાષા તો ખૂબ પુરાણી છે આમિચાઈને આ ભાષા વિષે ઘણી મમતા છે એમને મતે એ ભાષા ખૂબ થાકી ગયેલી ભાષા છે બાઈબલમા એ પોઢી ચૂકી હતી ત્યાથી ફરીથી એને સફાળી ઊભી કરી દેવામા આવી છે આખે પૂરુ સૂઝતુ ન હોય તેવા આદમીની જેમ એ એક કવિને મુખેથી બીજા કવિના મુખે અડબડિયા ખાતી ફરે છે જે ભાષાએ પ્રાચીન કાળમા ઈશ્વરના મહિમાને વર્ણવેલો, ચમત્કારોની અદ્ભુતતાને તાદશ કરી બતાવેલી તે આજે મોટરકાર બોમ્બ અને ઈશ્વરના નામ ભેગા બોલે છે એની બારાખડીનો એકેએક અક્ષર તાળુ મારીને બધ કરેલા ઓરડા જેવો છે એમા તમે સદાકાળને માટે વસી શકો, ઊંઘી જઈ શકો. એઓ હાઈડેગરની જેમ માને છે કે ભાષા ઘડીભરનુ વિશ્રામસ્થાન નથી પણ હરહમેશનુ નિવાસસ્થાન છે. તે ભાષામા જ કવિતા રચી શકાય. અગ્રેજી કે ફ્રેન્ચ વધુ સમૃદ્ધ ભાષા ભલેને હોય, પણ જો હુ એમા આઠે પહોર વસી શકતો ન હોઉં, જીવી શકતો ન હોઉં, તો એ મારે શા કામની?

રાજકારણ મિત્રોને એકાએક શત્રુવટની આબોહવામા ફગોળી દે છે એમને આરબો પ્રત્યે તિરસ્કાર નથી જ્યા આજે આરબો વસે છે ત્યા પોતાના પ્રિયજનો દટાયેલા છે. પોતાના પિતાને સ્મરીને એઓ કહે છે, "એઓ મળસ્કે ચાર વાગે ઊઠે મને આ વહેલા ઊઠવાનો વારસો એમની પાસેથી મળ્યો હુ ઊઠુ, ત્યારે રાત દરમ્યાન આવેલા દુસ્વપ્નોનો સ્વાદ હજી હોઠ પરથી સૂકાયો નહિ હોય હુ ઊઠીને એ દુસ્વપ્નોની માવજતમાં પડી જાઉ" એમના પિતા મૃત્યુ પામ્યા છ

માટે એમનો ઉલ્લેખ વારે વારે કાવ્યમા આવ્યા કરે છે બીજાએ લાદેલુ યુદ્ધ પિતા ચાર ચાર વર્ષો સુધી લડયા. એઓ એમના શત્રુઓને નહોતા ધિક્કારતા કે નહોતા ચાહતા આ બધા વચ્ચે ય એમની પાસે જે ખોબોભર શાન્તિ અને સ્વસ્થતા બચ્યા હશે તેમાથી આ કવિપુત્રની એઓ રચના કરી રહ્યા હતા. એ રચના થઈ બૉમ્બ વચ્ચે, ધુમાડા વચ્ચે એના ફાટેલા કોથળામા એણે એને સગોપી રાખ્યો એમા સાથે હતો માએ આપેલો ભૂકાઈને બરડ થઈ ગયેલો ગેટલો એમની આખે કેટલાય અજ્ઞાત મૃતજનોની છબિનો સચય કર્યો. એ છબિઓનો કવિને વારસો મળ્યો. એમની દૃષ્ટિ પડતાની સાથે એ બધા ચાહવા જેવા બની ગયા. પણ એ બધી એમની ભાવના એળે ગઈ. કારણ કે એમના પુત્રને પણ ત્રણત્રણ યુદ્ધોમા લડવુ પડયુ.

ઈઝરાયેલ જેવો નાનો દેશ એમને ગૂગળાવી મૂકતો નથી. એથી ઊલટુ એ દેશમા જ એમને આન્તરિક સ્વતન્ત્રતાનો સાચો અનુભવ થાય છે. અમેરિકા વિશાળ દેશ છે, પણ ઈઝરાયેલનુ માનસ એથી સામે છેડેનુ છે અમેરિકામા તમે પ્રવાહમા ચારે બાજુ તણાતા રહો, ક્યાક મૂળ નાખવાનુ સ્થાન ઝખતા રહો. ઈઝરાયેલમા કવિતાનુ મહત્ત્વ ઘણુ છે. એના વડે તમે કપરી વાસ્તવિકતાને જેર કરી શકો અથવા એની સાથે જીવવાની કલા શીખી શકો, એનાથી ભાગી છૂટવાની કાયરતા છોડી દઈ શકો, કારણ કે ભાગી છૂટવાનો તો કોઈ રસ્તો જ ઈઝરાયેલમા ક્યા રહ્યો છે?

ઈઝરાયેલના પ્રજાજનો ચારે બાજુથી ઘેરાઈ જવાથી રૂધામણ અનુભવતા હોય તે સાચુ, પણ વાસ્તવમા એ રૂધામણ નથી. એ એક પ્રકારની હિઝરાવાની લાગણી છે જે રૂધામણ-માથી પ્રજાને બહાર કાઢે છે એઓ વાસ્તવિકતાને એના વડે ઉલ્લઘી જાય છે. આવનારી મુક્તિની ઝખના અને ભૂતકાળ માટેની આસક્તિ - આ બેને આધારે એ પ્રજા ટકી રહી છે. આમિચાઈએ એક

કવિતામાં કહ્યું છે આ બધી ધૂળ આ મૃત અસ્થિપિંજરે—એણે એના નવા જન્મનો વિધિ આરમ્ભી દીધો છે. આ પ્રેમ, આ પથ્થરો ને આ વેદના નવા અવતાર તરફ વળી ચૂકયા. એમના વડે આજુબાજુની ખાણોને ભરી દો જેથી જેરુસલેમ એક સપાટ પ્રદેશ બની રહે, જયાં એક વિમાન ઊતરે ને મને લઈ જાય.

ભૂતકાળની ગ્લાનિભરી સ્મૃતિના પટ પર ક્રીડા કરતાં શિશુઓનો ઘોઘાટ ખાડના ભૂકાની જેમ વેરાયેલો છે હવે તમારું કદી રક્ષણ ન કરી શકે એવી વસ્તુઓ પણ છે. બંધ કમરથી પણ વધારે ચુસ્ત એવાં બારણાં છે જયાં કદી પાછા ન વળી શકાય એવાં સ્થાનો પણ છે દિવસે એકાદ વૃક્ષ એને ઢાંકી દે છે, તો રાતે દીવો એને અજવાળે છે કવિ કહે છે કે આથી વિશેષ હું કશું કહી શકું તેમ નથી ને હું બીજું કશું જાણતો પણ નથી. 

(અનુસંધાન પાના નં. ૧૨નું ચાલુ)

કરવાનો રહે છે. આ 'હું' તે પોતે નહિ, પણ એક પાત્ર છે એ રીતે જો એ જુએ તો એ વધારે ઉપકારક નીવડે. પણ એક પ્રલોભનમાંથી આત્મકથાના લેખકે હમેશાં બચવાનું રહે છે એ પોતાનું જીવન જ એક ઉત્તમ કલાકૃતિ છે એવું આત્મરતિથી પ્રેરાઈને ઠસાવવા માટે આત્મકથાનો સાધન લેખે ઉપયોગ કરે તો કૃતિ વણસી જાય અને એ જે છાપ પાડવા માગતો હોય તે પણ પડે નહિ. આમ ગદ્યની કલાના આશયથી થયેલી માવજત અત્યારે તો વિરલ કૃતિઓમાં અંગત જ દેખાય છે. 

## વાંચકોને

કંકાવટીનો આવતો ઑકટોબર નવેમ્બર સંયુક્ત અંક તરીકે પહેલી નવેમ્બરે પ્રગટ થશે

ગૂજરાતી વાર્તા-આસ્વાદ શ્રેણી

## ધુમકેતુ કૃત 'સ્ત્રીહૃદય / શિરીષ પંચાલ

કિશોરાવસ્થામા ધુમકેતુનુ આકર્ષણ કેટલુ બધુ હતુ! માનવ-જીવનની સંકુલતાને સમજવાની એ વય ન હતી. છતાય એવી સંકુલતાને સાદી સરળ શૈલીમા આલેખનારા વાર્તાકારો એક વખત શરૂ કર્યા પછી પડતા મૂકવાનુ મન ન થાય. આજે કદાચ ધૂમકેતુની પાચસોએક વાર્તાઓમાંથી દસપંદર વાર્તાઓ જ સાચવી રાખવાનુ મન થાય, ભાવુકતાને બાજુએ રાખીને આજે તો વિચારીએ, એવી ચૂંટેલી વાર્તાઓમાં પણ નિવાર્ય ચિન્તન, કૃતક કાવ્યત્વ આવે એટલે કંટાળો આવે. તેમ છતા ગુજરાતી વાર્તા શરૂ થયાના એકાદ દાયકા પછી આવી વાર્તાઓ ધૂમકેતુ પાસેથી મળી એ હકીકત પણ ઓછી નોધપાત્ર નથી. ધૂમકેતુના અનુગામી વાર્તાકારો તેમની પાસેથી ઘણુ બધુ શીખ્યા એ પણ હકીકત છે

ધૂમકેતુની મોટા ભાગની વાર્તાઓ સર્વજ્ઞના કથનકેન્દ્ર પરથી આલેખાઈ છે તેઓ આ પ્રકારના કથનકેન્દ્રનો સંયમપૂર્વક ઉપયોગ કરી ન શકવાને કારણે ઘણી ખરી રચનાઓમાં સામગ્રી વેરવિખેર રહી જાય અપ્રસ્તુત વિગતો અવારનવાર આવ્યા કરે, ભાવુકતાની માત્રા પણ વધી જાય ધૂમકેતુની 'સ્ત્રીહૃદય' વાર્તા આ પ્રકારની મર્યાદાઓમાંથી ઊગરી ગઈ છે. 'પોસ્ટ ઑફિસ', 'ભૈયાદાદા' કે 'પૃથ્વી અને સ્વર્ગ' જેવી વાર્તાઓની જેમ એ ઝાઝી જાણીતી બની નથી, 'ધૂમકેતુની શ્રેષ્ઠ વાર્તાઓ' નામના સંકલનમાં તેનો સમાસ પણ થયો નથી આ વાર્તામાં ભાવનાનો અતિરેક, આદર્શ, ચિન્તન જેવા તત્ત્વો નથી એ કારણે પણ એ ઉપેક્ષિત બની હોય એ બનવાજોગ છે. આમેય આપણે તો પાછા વાર્તામાં ચિંતન કે કવિતા જોઈને ગદ્ગદ્ થઈ જનારા જીવ કથાવસ્તુની દૃષ્ટિએ આ વાર્તા 'હૃદયપલટો'ને કૈંક અંશે મળતી આવે, બંને વાર્તામાં પુત્રનાગના વિયોગ પછી માને મળે છે. 'હૃદયપલટો' વાર્તામાં અન્ની ચમત્કૃતિ હોવાને કારણે એ ભાવુક ભક્તોને વધુ સ્પર્શી ગઈ

આ વાર્તામાં પ્રથમ પુરુષના કથનકેન્દ્રનો ઉપયોગ કરવામાં આવ્યો છે એક રાત ધર્મશાળામાં વીતાવવા માટે તૈયાર થયેલો વાણિયો એ રાતનો અનુભવ આપણને કહી સંભળાવે છે એક રીતે જોઈએ તો આપવીતી હોવા છતાં એમાં વાણિયાના અંગત જીવનને સ્પર્શે એવું કશું આવતું નથી એ તો સાક્ષીભાવે પોતાના સહપ્રવાસીના જીવનમાં બનેલી ઘટના આપણને કહી સંભળાવે છે. એ રીતે ઘટના અને એને વર્ણવનાર વચ્ચે અન્તર છે, આ અન્તર ખપજોગું રાખવામાં આવ્યું છે વાણિયો સાવ તો અનાસક્ત નથી, એને પોતાની માલમતામાં રસ છે એટલે સહપ્રવાસી લૂંટી ન લે એટલા પૂરતો તો તે એ પાત્રમાં રસ લે છે ગરઠ ગાંઠે બાંધીને આવેલા આ વાણિયાને સહપ્રવાસી સ્ત્રીમાં રસ નથી, બહાર ચંદ્ર ઊગતો હોય તો એનું વર્ણન કરવામાં રસ નથી

એટલે વાર્તામા ક્યાય કવિતાના વરખ ચોંટાડવા પડ્યા નથી દાણ ચૂકવવુ ન પડે એટલા માટે ચોરીછૂપીથી સોનાની લગડી લાવ્યો છે, એટલે કોઈ ભાવના આદર્શ ઉપર આપણને ભાષણ આપવાનો નથી સ્ત્રી ઉપર હુમલો થઈ રહ્યો હોય તો પણ પોતાની જાતને એ તટસ્થ રાખી શકે છે. ટૂકમા ભાવનાવાદ, આદર્શવાદના ધૂમકેતુશાહી વલણથી તે પીડાતો નથી એ પીડાતો નથી એટલે આપણે બધા એના અતિરેકથી ઉગરી જઈએ છીએ.

વાર્તાના આરભના દૃશ્યમા ધર્મશાળામા રાતવાસો કરવા માટે આ વાણિયો અને કોઈ બચરવાળ સ્ત્રી આવે છે તેની વિગતો છે. ધર્મશાળાનુ ચિત્ર વાસ્તવિક વિગતો તુલસીકૃત રામાયણ હરિકેનના પ્રકાશમા વાચતા મહારાજ વડે ઉપસાવવામા આવ્યુ છે. વાર્તા કહેનાર પાત્ર કઈ પાચે ઈન્દ્રિયોને સાબુત રાખીને જીવનારો કળાકાર જીવ નથી. એટલે આપણને ખૂબ જ આગળ તરી આવતી વિગતો આપે છે. એથી વિશેષ મોહ ભાવક તરીકે કોઈએ રાખવો પણ ન જોઈએ, શરૂઆતની પ્રશ્નોત્તરી ધર્મશાળાના વાતાવરણને સારી રીતે મૂર્ત કરી આપે છે આ વાર્તાનુ મુખ્ય પાત્ર મિયાણી છે. કેળોદમા પોતાનો વર જમાદારની નોકરી કરે છે અને તેને મળવા નીકળી છે એવુ બહાનુ કાઢીને તે ધર્મશાળામા આશરો માગે છે.- પણ પછી જે વિગતો જણાવે છે તે વડે તેનુ દુખી, કગાલ જીવન વ્યક્ત થાય છે. ખેતી વગેરે છે કે નહિ તેના ઉત્તરમા આ સ્ત્રી બોલે છે 'અરે માડી! હતુ ત્યારે બધુ હતુ ખેડ હતી, જમીન હતી, ઢોરઢાખર હતા, બધુ હતુ' 'બધુ હતુ.'ના પુનરાવર્તનની વચ્ચે સમાયેલી તેની દુનિયા હવે આજે રહી નથી એની વેદના સ્ત્રીના પ્રત્યેક શબ્દમા મૂર્ત થાય એવી રીતે આલેખાઈ છે એટલુ જ નહીં પણ પોતાની પરિસ્થિતિ વર્ણવતી વખતે અતિશયોક્તિ, ભાવુકતાથી તેને ભાગી પડતી નિરૂપવામા આવી નથી.

ધર્મશાળાના જે ઓરડામા આ બનેને ઉતારો આપવામા આવ્યો છે તે ઓરડામા એક કોળી પણ પડી રહેલો છે આટલી પૂર્વભૂમિકા થઈ. વાર્તા કહેનાર વાણિયો, મિયાણી–આટલા પાત્રો હતા હવે તેમા ઊંઘવાનો ડોળ કરતો કોળી ઉમેરાયો મધરાતનો સમય છે, પવનને કારણે બારી ઉઘાડબંધ થયા કરે છે, ઘુવડનો અવાજ, 'માલ-મતા સંભાળજો' કહીને મહારાજે આપેલી ચેતવણી આ બધી વિગતો વડે ભયાનકનુ વાતાવરણ રચાય છે. તેમા વળી પેલી બાઈ મનોમન બબડ્યા કરે છે.

હજુ સુધી વાર્તા શાને વિશે છે તેની જાણ આપણને કરવામા આવી નથી. વાણિયા અને બાઈ વચ્ચે જે સંવાદ થાય છે તે દ્વારા વસ્તુ ઉઘાડ થાય છે. બાઈનુ પહેલુ જ વાક્ય–'પેટના જણ્યા માર્યા છે તે ઊંઘ ક્યાથી આવે ?' તેના જીવનમા બની ગયેલી અસાધારણ ઘટનાનો સંકેત કરી આપે છે પછી તે પોતાની આપવીતી કહી સંભળાવે છે મિયાણા જેવી કોમોમા આ પ્રકારની ઘટનાઓ સાવ સામાન્ય હોય છે. આ બાઈ વિધવા થયા પછી આઠેક વરસના દીકરાને રઝળતો મૂકીને કોઈની સાથે નેહ થતા ભાગી જાય છે. છોકરો મોટો થયા પછી કોઈની ચઢવણીથી પોતાના સાવકા બાપને ભરબજારમા બંદૂકથી મારી નાખે છે. હવે આ સ્ત્રી પોતાના ખૂની દીકરાને શોધવા નીકળી છે, પોતાને પણ છ મહિનાનો દીકરો છે, આ બને સાવકા ભાઈ વચ્ચે તે સુમેળ રાખવા માગે છે.

અહીં બીજી ઘટના પૂરી થાય છે વાર્તામા હજુ કશુ બન્યુ નહીં હવે ત્રીજી ઘટના શરૂ થાય છે, ત્રીજી ઘટના વખતે તો કશું બનવુ જોઈએ પેલા કોળીને સૂવડાવી રાખેલો એનો હવે ઉપયોગ કરવાનો આવ્યો છેવટે લટકાવી રાખેલી બંદૂક ફૂટી એટલે આપણો જીવ પણ સંતોષ પામે છરી લઈને આવતો કોળી મુસાફરને તો લુંટારુ લાગે છે પણ એ તો મિયાણીના પહેલા ખોળાનો દીકરો નીકળે છે. માતા અને

પુત્રનુ આકસ્મિક મિલન-વાર્તાની આ નબળી કડી ધૂમકેતુની ઘણી વાર્તાઓ આવા અકસ્માત ઉપર આધારિત છે પણ આ વાર્તામા આને માટે આપણને પહેલેથી તૈયાર કરવામા આવ્યા છે

વેર લેવા માટે મિયાણા કોમ તો પ્રખ્યાત છે અહી આ સ્ત્રીએ પોતાને વિધવા બનાવનાર દીકરાને મારી નાખ્યો હોત તો કશુ ખોટુ ન હતુ. પણ આ સ્ત્રી જુદી માટીની, સ્ત્રી સહજ કુમાશ છે, સાથે સાથે ભૂતકાળની ઘટનાઓથી સ્તબ્ધ બનેલી છે. સૂતી વખતે નજરને છાપરા પર ખોડાયેલી રાખતી હતી. પૂર્વાર્ધના આ સકેતોને જો ધ્યાનમા રાખીશુ તો અહી તેનુ વર્તન અસામાન્ય નહિ લાગે. એ વેર તો લેવાની નથી જ, પણ પોતાની જે આપવીતી મુસાફરને કહી સભળાવી ને તેના દીકરાએ સાભળી અને તેના આત્માને ઢઢોળ્યો, માની આપવીતી કોળી પાસે બોલાવડાવે છે મે તારો ગુનો કર્યો છે, મા ડી! તુ આ છરી લઈને મને મારી નાખ તારા ગુનાનુ વેર લે.'

હવે અહીં આગળ કથનકેન્દ્રની મર્યાદાને કારણે મિયાણીના ચિત્તમા શુ ચાલી રહ્યુ છે તેનુ આલેખન કરી ન શકાય ગમે ત્યારે ગમે તે પાત્રના ચિત્તમા ડૂબકીઓ મારતી સર્વજ્ઞના કથનકેન્દ્રની વિશિષ્ટતા ઘણા બધાને ગમતી નથી, આપણને લેખક પ્રત્યે હમેશા શકા રહ્યા કરે છે. હવે કથનકેન્દ્રની મર્યાદાને ઉલ્લઘી જવા માટે લેખક શુ કરે ? પ્રતિભાશાળી લેખક મર્યાદાઓને હમેશા પડકારતો રહે છે. અહીં પણ મુસાફર મિયાણી જે બોલે છે, જે કરે છે તેનુ વર્ણન દ્વારા એના મનોગતનો ખ્યાલ આપણને આવી જાય છે. મુસાફર વાણિયો જુએ છે : 'મિયાણી છોકરાની જુવાન દેહ તરફ જોઈ રહી.' હવે આ વાક્યની પાછળ બીજા ખડમા તેના મોઢે ઉચ્ચારાયેલુ વાક્ય મૂકી જુઓ 'છોકરાને મૂકીને ઘરથી. તે દી કાઈ મોટો રોયો છે, કાઈ રોયો છે !' એટલે હવે જ્યારે મિયાણી આઠ વરસના બાળકમાથી જુવાનજોધ બનેલા દીકરાને જુએ છે ત્યારે એના મનમા ચાલતા વિચારો કઈક

આના હશે-આ છોકરાને મકીને જોવનાઈમાં હુ તો ભાગી નીકળેલી પણ મોટો થના સુધી કેટકેટલી આપત્તિઓ વેઠી હશે. એટલે એ તરત બોલી પડે છે· 'પહેલો ગુનો તો મે કર્યો તઈ નહિ દીકરા! માગથી વિખૂટો પડતા તુ કેવુ રોયો'તો, અરે દીકરા! માગમા આટલુ રોવાનુ બળ હોય!

એટલે આ દીકરાને બચાવવા માટે તે તૈયાર થાય છે દીકરાનો ગુનો પણ પોતે ઓઢી લેવા તૈયાર થાય છે હવે આટલે સુધીમા આવના બીજી પણ એક મહત્ત્વની વાત આપણે જોઈ શકીશુ. અત્યાર સુધી વાર્તા કહેનાર મુસાફર વચ્ચે વચ્ચે પોતાનો સૂર પુરાવતો હતો, ક્યારેક કટાક્ષ પણ કરી લેતો હતો પણ મા અને દીકરાના વાર્તાલાપ વખતે તે સહેજ પણ ટીકાટિપ્પણ કરતો નથી. શરૂઆતમા તો જે 'ઘટનાઓ બની હતી તેમા એ પોતે પણ સડોવાયેલો હતો પોતાના જીવ અને માનમતાની ચિંતા વચ્ચે વચ્ચે તે કર્યા કરે એ સ્વાભાવિક ગણાય પણ ત્યાર પછી, બનેલી ઘટનાઓ તેને શરૂઆતમા ભયભીત અને પાછળથી હતપ્રભ કરી નાખે છે એને કારણે તે અતરાય ઊભો કર્યા વિના વાર્તા કહે છે

વાર્તાના અન્તે મિયાણી અને તેનો દીકરો ચાલ્યા જાય છે, મિયાણી હવે પોતાના જુવાન દીકરાને ખોવા તૈયાર નથી, 'જીવતા અગારા ખાઈને' તે બીજાને જીવાડવા તૈયાર થઈ છે. વાર્તાને અન્તે કોઈ ઉપદેશ આદર્શ નથી, માનવજીવનની કરુણતા કે વિષમતાને વધુ ઘેરી બનાવવા માટે પ્રકૃતિને સાદ પાડવામા આવ્યો નથી એક સ્ત્રીના જીવનમા બની ગયેલી ઘટનાને દૃઢતાના માધ્યમ દ્વારા આલેખીને તેને ચિરજીવ રૂપ આપવામા આવ્યુ છે

(૨૧-૭-૯૦) □

## પ્રતિદ્વન્દ્વી

( સુનીલ ગંગોપાધ્યાયની નવલકથા ) — વિજય શાસ્ત્રી

**બંગાળી** નવલકથાસાહિત્યની બહુચર્ચિત કૃતિઓમાં સુનીલ ગંગોપાધ્યાયની 'સ્વર્ગની નીચે મનુષ્ય' ( ગુજરાતી અનુવાદ : ભોળાભાઈ પટેલ ) ની જેમ 'પ્રતિદ્વન્દ્વી'નો પણ સમાવેશ થાય છે. સત્યજિત રાયે જેનું ફિલ્મીકરણ કર્યું અને ઓરીએન્ટ લોંગમેને જેનું અંગ્રેજી ભાષાંતર પ્રગટ કર્યું ( ગુજરાતીમાં અનુવાદ થવો જોઈએ ) એ નવલકથા પ્રથમ વાચને તો કદાચ રેઢિયાળ અને પરમ્પરાગત જ લાગે, પણ સત્યજિત રાયે અવલોક્યું છે તેમ 'If the surface appeares simple, there is depth and density underneath'

આ ઊંડાણ ને સઘનતા ક્યાં અનુભવાય છે તેની તપાસ કરીએ તો માનવીની છબીને તેની સંપૂર્ણતામાં ઉપસાવવી એ ગંગોપાધ્યાયની નેમ રહી છે 'સંપૂર્ણતા'નો અધ્યાત્મની પરિભાષામાં સદ્-વૃત્તિ અને સદ્-ગુણોથી ખચિત એવો જે અર્થ થાય છે તે અહીં અભિપ્રેત નથી.

પણ 'આસુરી સંપત્તિ'ને નામે અધ્યાત્મની પરિભાષામાં વગોવાયેલા વૃત્તિ આવેગ-આવેશો સહિતની માનવીની છબી જ 'સંપૂર્ણ' સંજ્ઞાને સાર્થક કરી શકે

સાર્થકતાની વાત એટલે બીજા શબ્દોમા અર્થની સિદ્ધિની વાત તો કયો અર્થ અહીં નવલકથાના નાયક માટે સિદ્ધ થાય છે તે પ્રશ્ન ઊભો થાય, કેમ કે નવલકથાના નાયકનુ નામ છે સિદ્ધાર્થ હરમન હૅસ જેવા જર્મન લેખકે આ નામની નવલકથા લખેલી ને નવા યુગની નવી અર્થસિદ્ધિ તેમા આલેખેલી પણ આ સિદ્ધાર્થના જીવનમા એની એકેય ઇચ્છા ફળી નથી, નથી એને સુનપાનો પ્રેમ મળ્યો, નથી એને પૈસા મળ્યા જીવન આખુ આથી 'એને માટે' વ્યર્થ હસરડારૂપ બની રહે છે અહીં '"એને માટે"' શબ્દો અવતરણચિહ્નમા એટલા માટે મૂક્યા છે કે હતાશા, નિરાશા, શૂન્યતાની ઠેકડી કરનારાઓ પણ સિદ્ધાર્થને મળે છે હતાશા એ "સિદ્ધાર્થની" છે એટલે સિદ્ધાર્થની સ્થિતિમા મૂકાયા વિના એની ઠેકડી કરવી અયોગ્ય છે તો પ્રશ્ન એનો એ છે કે જીવનમા કયો અર્થ સિદ્ધ થયો છે? યા થાય છે? જે સમાજ, જે દુનિયા, જે વ્યવસ્થામા એ જીવવા મથે છે એ સમાજ એને સ્વીકારતો નથી અને 'સ્વર્ગની નીચે મનુષ્ય'મા જેમ નાયક-નાયિકાની સમાજ સાથેની દૂરતા દર્શાવવા તેમને પર્વતીય પ્રદેશ પર જતા બતાવ્યા છે તેમ અહીં પણ સિદ્ધાર્થ સમાજ છોડી એક નાનકડા કસબામા જઈ રહે છે સમાજ સાથેનુ-confrontation-પ્રતિદ્વન્દ્વીપણું ગંગોપાધ્યાયની આ નવલકથામા પણ આમ આવે છે જ

સિદ્ધાર્થને કડવા અનુભવો અને આઘાતો સિવાય બીજુ ખાસ કશુ સાપડ્યુ નથી. આથી એ કડવો અને વિદ્રોહી બની ગયો છે એની કટુતા અને એનો વિદ્રોહ એ એની હતાશામાથી જન્મ્યા છે વાકદેખા માણસોને તો એની હતાશા પણ સહાનુભૂતિ જન્માવવાની એક તરકીબ જ લાગે, કેમકે હતાશા અનુભવની ગતિ જ્યારે આપણી

વિરોધી હોય ત્યારે તેની હતાશાનું પણ અવમૂલ્યન અને ઠેકડી કરવા જેટલી ધૃષ્ટતા આપણે કેળવી લીધેલી હોય છે પણ સહાનુભૂતિ જન્માવવાની એક તરકીબ તરીકે એની હતાશ, નિરાશ અવસ્થાને ગણાવી લેવાથી હતાશ કરનારાઓ જાણે કે એની જવાબદારીમાંથી છૂટી જવા માગતા હોય છે

સિદ્ધાર્થનું જીવન સંઘર્ષમય છે. સુખ, પ્રેમ એને મળે છે ખરા પણ ટકતા નથી. એક વિચારકે કહ્યુ છે તેમ જીવનની મોટામા મોટી કરુણતા આપણને કશુ મળતુ નથી એ નહીં પણ મળેલું પાછુ ઝૂંટવાઈ જાય એ છે. તેમ સુતપાનો પ્રેમ, માનો પ્રેમ, પિતાનો પ્રેમ, દેવવ્રતમાના રંગીન, સુખી દિવસો બધુ સિદ્ધાર્થને મળ્યુ છે પણ એ સતત ટક્યુ નથી એના રંજનુ કારણ આ છે અને જે બધુ ઝૂંટવાઈ ગયુ છે તે ઝૂંટવનાર કોણ છે, નિયતિ? સમાજ? સમાજના સભ્યો? સમાજની વ્યવસ્થા? યા પોતાની જાત? એની સિદ્ધાર્થને ખોજ છે. એણે લડવાનુ છે. એ નક્કી પણ કોની સામે લડવાનુ છે એ નક્કી નથી કરી શકાતુ. આથી એનુ યુદ્ધ એક Dubious Battle બની રહે છે

વર્ષો પૂર્વે કલાપીએ પોતાની એક પંક્તિમા કહેલુ–

**"નથી નથી મુજ તત્ત્વો વિશ્વથી મેળ લેતાં."**

સિદ્ધાર્થનુ પણ આવુ જ છે. વ્યવસ્થા, એસ્ટાબ્લિશમેન્ટ, તંત્રવિધાન ક્યાય કશાની સાથે એનુ અનુકૂલન સધાતુ જ નથી. અનંત સન્યાલ જેવા તાન્ત્રિકો (= તંત્ર ચલાવે તે તાન્ત્રિકો!) પણ એને તંત્રમા ફીટ કરી શકતા નથી સમાજ સાથેની આ પ્રતિકૂળ ઘટનાઓ તેનામા આક્રોશ જન્માવે છે અને તે તેનુ વેર વાળવા પ્રતિદ્વન્દ્વી બની બેસે છે

સિદ્ધાર્થનુ પાત્ર ઠાવકી, ડાહી, ભદ્ર અને કહેવાતી સુસંસ્કૃત-સંસ્કારી વ્યવસ્થાની નિરર્થકતા પુરવાર કરી આપતુ હોવાથી ઠાવકા,

ઊલટા, ભદ્ર અને કહેવાતા સુસંસ્કૃત માણસોને તો એનું પાત્ર વિકૃત મનોદશાનો ભોગ બનેલુ જ લાગવાનું. કેમ કે અન્યની સ્થિતિ સાથે, જ્યારે તે પોતાની વિરોધી હોય ત્યારે બહુ ઓછા માણસો સહિષ્ણુ બની, સંમત થઈ શકે છે. એ સંમતિનું બીજું કારણ એ પણ હોઈ શકે કે સિદ્ધાર્થની આવી સ્થિતિ કરનાર તંત્રના સંચાલકો પાછા પોતે જ છે એટલે પોતે સરજેલી સ્થિતિનો વિરોધ કરનારને ભાડ્યા વિના જાતનું રક્ષણ કરવું મુશ્કેલ હોય છે

આ રીતે જોતા 'પ્રતિદ્વન્દ્વી' એક વ્યાપક માનવીય સમસ્યાની કથા છે. એ માનવીય સમસ્યાનુ નિરૂપણ નવલકથામા કરવાનુ હોય ત્યારે નવલકથાની શરત મુજબ, કોઈ એક પાત્ર યા અમુક એક ઘટનાઓની સુનિર્દિષ્ટ મર્યાદામા રહીને જ કરવુ પડે

સમસ્યા છે વ્યક્તિ અને વ્યવસ્થા વચ્ચેનો વિરોધ અથવા તો એસ્ટાબ્લિશમેન્ટ અને તેણે પોતાનો ભોગ બનાવેલી વ્યક્તિ. જડ, વ્યાપક, સંવેદનહીન, અપ્રતિહાર્ય એવું તંત્ર અને તેની સામે સંવેદનશીલ, વ્યક્તિગત અને તેથી જ પરાજિત થતી માનવીની ચેતના

આવી સમસ્યાને જ્યારે ઉપસાવવામા આવે યા તેનો વિરોધ કરવામા આવે ત્યારે તેનાથી અકળાઈ જઈને કેટલાક કૃતક પડકાર ફેકતા હોય છે કે સમસ્યા તો બહુ જાણીતી છે, એમા નવુ શુ છે, તમે એનો 'ઉપાય' બતાવો તો સાચા

પણ સમસ્યાનો પહેલો ઉપાય તે સમસ્યાને પ્રગટ કરવાનો છે, મુખર બનાવવાનો છે, સજીવન કરવાનો છે, વર્ણવવાનો છે યા ઓળખવાનો છે એ વાત સૂક્ષ્મ આકલનબુદ્ધિ વગર સમજાય એવી નથી. કેટલીક સમસ્યાઓનુ સ્વરૂપ એટલુ તો સંકુલ હોય છે કે તેને પૂરેપૂરુ ઓળખવા કે વર્ણવવા પૂર્વપક્ષ-ઉત્તરપક્ષના જડબેસલાક કોષ્ટકો કામ

આપતાં નથી હોતા એટલે સૌપ્રથમ તો "કેટલીક માનવીય સમસ્યાઓ સંકુલ પણ હોય છે" એ વાતનો સ્વીકાર થવો જોઈએ

ગંગોપાધ્યાયે અહીં એક યુવાન માનવની, યુવાન માનસની સમસ્યાને સંવેદનાત્મક સંદર્ભો યોજીને રસસ્વરૂપ આપ્યું છે આગળ જોયું તેમ નવલકથાના નાયકનું સિદ્ધાર્થ એવું નામ પણ સૂચક છે એના જીવનમાં કયો અર્થ એ સિદ્ધ કરી શકે છે એ શોધીએ તો જીવનનો, જગતમાં માનવીનો અર્થ શો છે, પ્રયોજન શું છે એનો ઉત્તર મળવો સહેલો નથી એવી પ્રતીતિ કથાનાયકને થાય છે અર્થશૂન્યતાની પ્રતીતિ એ જ તેને સાંપડેલો અર્થ છે આમ 'અર્થ' એ અસ્તિવાચક નહીં પણ Negative સંજ્ઞા બને છે

એ રીતે જોતા આ એક અસ્તિત્વવાદી કૃતિ છે, કેમ કે એમાં કથાનાયક સ્વ વિશેની વિભાવનામાં પરિવર્તન અનુભવતો જાય છે પોતાને પોતે બદલાતો જતો જુએ છે, અનુભવે છે એના અસ્તિત્વમાં પરિવર્તનશીલતા જ મહત્ત્વની ઘટના છે અને સતત બદલાતા જતા હોવું એવી પ્રતીતિ એને થઈ ચૂકી છે આ પરિવર્તન માટે જવાબદાર છે સ્વનો ઈતર સાથેનો સંનિકર્ષ, જાતનું જગત સાથેનું દ્વન્દ્વ તેમાથી સર્જાતા આઘાતપ્રત્યાઘાતો સિદ્ધાર્થને બદલાતા રહેવાની ફરજ પાડે છે તેના જીવનમાં કશું સ્થિર નથી સ્થિરતા અનુભવાય છે માત્ર બદલાતા રહેવાની પ્રક્રિયામાં. સૉલ બૅલોએ એટલે જ પોતાની એક કૃતિના નાયકને 'Dangling Man' કહી ઓળખાવ્યો હશે ચેખોવે પણ "જિંદગી એક કરુણ મજાક છે" એવો જે ઉદ્ગાર કાઢેલો તે પણ, જિંદગી માનવને પરિવર્તનો કરવાની ને સહેવાની ફરજ પાડે છે, તેનો જ સૂચક છે

કથાસાર જોઈએ તો ગરીબી, પ્રેમભંગ, બેકારી, કૌટુંબિક સમસ્યાઓ વગેરેથી ઘેરાયેલો સિદ્ધાર્થ એ બધી અવસ્થાઓમાં ઉત્પન્ન

થતા વિવિધ સંદર્ભોમાં જે અનુભૂતિઓ પ્રાપ્ત કરે છે, અનુભૂતિઓનો 'અર્થ' શોધવા મથે છે તે કૃતિનું Cohesive Center છે

અનુભૂતિ અને તેનો અર્થ શોધવાની પ્રવૃત્તિને ટી એસ એલિયટે આ રીતે વર્ણવી છે

We had the experience
but missed the meaning,
And approach to the meaning
restores the experience
In a different form.

અર્થશોધની પ્રવૃત્તિ દ્વારા સિદ્ધાર્થને એટલી પ્રતીતિ થાય છે કે તેની નિયતિમા કશુ પૂર્વ-નિયત નથી! નિત્શેએ કહેલુ કે 'All that is pre-arranged is false' અને પૂર્વનિયતિનો અભાવ એ જ કદાચ સિદ્ધાર્થની પ્રતીતિ છે.

તે ગરીબ કુટુબનો છે, બાપ નથી. બીમાર કાકા છે, વિધવા મા છે, રાજકીય પક્ષમા કામ કરતો નાનો ભાઈ છે અને નોકરી કરતી બેન સુતપા છે

સુતપા મહોલ્લાના જ એક બાદલ નામના મવાલી છોકરાના ફદામા ફસાય છે. તો ઓફિસના બુઢ્ઢા બૉસ અનત સન્યાલ સાથે પણ સબધમા છે સિદ્ધાર્થને જેમ તેના કુટુબ સાથે બનતુ નથી તેમ કોઈને ય બનતુ નથી કુટુબની દરેક વ્યક્તિ ઘરમા પોતપોતાનો જુદો દર બનાવી રહે છે

સુતપાના સાનિધ્યનો સુખદ અનુભવ કરતો સિદ્ધાર્થ, સિદ્ધાર્થનુ બજારુ ઓરતને ત્યાં જવુ, ઈન્ટરવ્યૂ વખતનો પ્રસગ, અનત સન્યાલ સાથેની સિદ્ધાર્થની મુલાકાત, જોરદાર વરસાદમા, ઓફિસેથી ઘરે પાછી નહીં ફરેલી સુતપાની શોધમા ભટકતા સિદ્ધાર્થની મનોદશાનુ વર્ણન,

કૉલેજકન્યાઓના સુપુષ્ટ સ્તનો અને . . .          ા અને વેશ્યાના ઉઘાડા બદનના વર્ણનો–બધામા ગંગોપાધ્યાયની સર્જકતાનો અનુભવ થાય છે

કેટલાંક વર્ણનો, ફોજદારીવૃત્તિ ધરાવનાર વાચકોના ભવા ચડાવે એવા છે, પણ જે તે સંદર્ભમા તે વિચારના અનુચિત નથી લાગતા.

ગંગોપાધ્યાય આ રીતે બહુ વિશિષ્ટ સર્જક છે. એમને રસ છે નર્યા માનવીમા. નૈતિક માનવી એમને મન અધૂરો છે નીતિ અને અનીતિ પણ માનવચેતનાનો જ એક અંશ હોઈ અનીતિ તરફ સૂગ દાખની નર્યા માનવીપણાનો દ્રોહ તેઓ નથી કરતા. બધી જ નબળાઈઓ સમેતનો માનવી તેમને ખપે છે 'સ્વર્ગની નીચે મનુષ્ય'મા પણ એમણે માનવીના સ્ત્રીપુરુષસંબંધની મીમાંસા કરી હતી.

જેમની લાગણીઓ અને વિચારોનુ મો બળપૂર્વક ઇષ્ટ અને સદ્ તરફ જ રહે છે, અનિષ્ટ અને અસદ્‌નો જેઓ હઠપૂર્વક વિરોધ કરે છે તેઓ કદાચ માનવીને તેની અખિલાઈ–Wholeness–મા જોવા માગતા નથી હોતા. એવાઓ ક્યાં તો દભી હોય છે યા તો ગસરુ અને ત્રીજી, વધુ સાચી ઠરે એવી સંભાવના તો એ પણ છે કે કદાચ એવાઓ "પોતાની રીતે" અનિષ્ટ અને અસદ્‌મા રાચતા પણ હોય છે ।

ગંગોપાધ્યાયની આ કૃતિ રવીન્દ્રનાથ ટાગોરની—

**આમિ માનુષ,**
**આમિ દેવતા નાઇ**

[ અમે માનવી છીએ, દેવ નહીં ]

પંક્તિનો જાણે કે કથારૂપે વિસ્તાર સાધી આપે છે.

૨૬ જુલાઈ-'૮૦ 

## રાધેશ્યામ શર્મા કૃત
## 'સળિયા' . આસ્વાદ '

-મંગળ રાઠોડ

પગની આછી રુંવાટી સાથળના દબાવથી જાણે બહાર ધસી આવી હોય એમ લાગતા એણે સાડલાની કોર છેક નીચે સુધી તાણી લીધી કારણ કે, 'આ રીતે મારા પગ દેખાઈ જાય એ એમને નહોતુ ગમતુ'. એવી એક સ્ત્રીનો આર. એમ. પી ડૉક્ટર પતિ બે ચોટલા-માથી એકને, ઉન્નત ઉર પ્રદેશ પર ઝૂલતો રાખી બેઠેલી એક નખગાળ જણાતી ચંદ્રિકા નામની કોક જજમાનવૃત્તિ કરતા ધણીની પત્ની સાથે લાપત્તા થઇ ગયો છે. પરિણામે ત્રણ નિશાળે જતા સંતાનો સાથે વાર્તાનાયિકા કુટુંબ નિયોજન ખાતામા કામ કરતી આ બાઇ ગામમા ભાડાનુ ઘર લઈને રહે છે.

આમ પરકીયા પ્રેમમા ફસાયેલો અને પ્રેમિકા સાથે નાસતો ફરતો લાપત્તા પતિ પોતાની જનોઈથી પેલીને ખાતર ગળે ફાસો ખાવાનુ લખે છે તેના જવાબમા એ મનોમન ઉદ્વેગ અનુભવતા બબડે છે 'એ એના ચોટલાથી ફાસો કેમ નથી ખાતી ?' તો વળી પેલી નખરાળ બાઇએ કોઇ અજાણ્યા સ્ટેશનથી એને લખેલુ - કે, 'દાક્તરે મને નહી પણ હુ દાક્તરને ભગાડી ગઇ છુ ' એ યાદ આવતા તે અન્યમનસ્ક બની જાય છે કે આમ તો એ જે ગામમા આવી છે તેની હવાને 'ઠડી લહેર' કહી શકાય પણ શ્વાસમા ખેચતા ધીરે ધીરે દેહમા સીસા જેટલી વજનદાર થઈ જતી હોવાની વાત એ પાડોશણને કહે છે છોકરાને શાક પિરસતા એનો હાથ યત્રવત્ કઢાઇમાના જૂજ શાકને ઉપર તળે કરે છે એ જમે છે પણ માત્ર નામનુ. ઝટપટ હાથ સાલ્લાથી લૂછી નાખી એ ઠવાડના વાસણ એકઠા કરે છે તો વળી ક્યારેક 'એકલી પડી ગઈ એવી લાગણી-માથી છૂટવા' કાયમની જેમ ઓરડાની બધી વસ્તુઓ બરાબર છે કે નહિ તેની ખાતરી કરી લે છે તો વળી એને યાદ આવે છે કે 'આ સૂર્યાએ જ એક વાર એના ભૈને રીક્ષામા જતા રહેતા રોકી રાખ્યા'તા એ વળગી ના પડચી હોત તો એ વખતે જ જતા રહ્યા હોત.'–દ્વારા પોતાનો પતિ પેલી સ્ત્રીને ભગાડી ગયો છે કે પેલી સ્ત્રી પોતાના પતિને ભગાડી ગઇ છે એ વાતનો નિર્ણય કરી શકતી નથી. ગડમથલ અનુ-ભવતી પોતાના કથળેલા દામ્પત્ય જીવન અને ત્રણ બાળકોના ભરણ પોષણ કરતી આર્થિક ભીંસ અનુભવતી અને પોતાના પતિના ભાવિની અસ્પષ્ટતામા અટવાયેલી આ નારીની મનોવ્યથા લેખકે તટસ્થપણે આલેખવાનો સફળ ને કલાત્મક પ્રયત્ન કર્યો છે

એ ફરિયાદ કરે કે ના કરે એના પતિને જેલ તો થવાની જ એમ પ્રસૂતિગૃહના દાક્તર એને કહે છે એ છાપામા જાહેરાત આપે છે અને ટપાલીની રાહ જુએ છે

આમ આ વાર્તામા કથાવસ્તુમા નાવીન્ય નથી પરતુ તેના આલેખનમા કેટલીક જગ્યાએ તાજગી અનુભવાય છે આ પ્રકારની

ઘરરખ્ખુ અન્-આકર્ષક સામાન્ય ગૃહિણીનો પતિ જ્યારે કોઈક અન્ય 'નખરાળ' પરિણીત સ્ત્રીના ફંદામા ફસાય છે ત્યારે મધ્યમવર્ગના એક સામાન્ય સ્થિતિના કુટુંબને માટે હાલાકી ઊભી થાય છે માત્ર પોતાની કુટુંબનિયોજનની સામાન્ય કક્ષાની નોકરીના તાતણે કુટુંબ લટકી રહે છે, પતિની વિરુદ્ધ પોતે ફરિયાદ ન નોધાવે તો પણ કાનૂન તેને છોડી દે તેમ નથી અને પતિને ભવિષ્યમા જેલ થાય તો પોતાનુ, બાળકોનુ અને સમગ્ર કુટુંબનુ ભાવિ જોખમાય એવી મૂઝવણમા એકમાત્ર માર્ગ સમાધાનનો જ રહે છે. પરિણામે તે જાહેરખબર આપે છે અને પોતાના પતિને પાછા ફરવા વિનવે છે.

'વ્યાસ સાહેબ, તમારા વર્તનથી અમને કોઇ જાતનો બાધ નથી. પાછા આવશો તો કોઇ ઠપકો આપશે નહીં બા-બાપુજી બીમાર છે. વાસલી કલ્પાત કરે છે — લિ. જશોદા માધવલાલ

આ પ્રકારના અનિવાર્ય સમાધાનનો એક માત્ર માર્ગ એની સામે રહે છે ત્યારે વાર્તાનાયિકાની જટિલ પરિસ્થિતિ પરાકાષ્ટાએ પહોચે છે અને આપણી સપૂર્ણ સહાનુભૂતિની સહજભાવે હક્કદાર બની જાય છે. પોતાની સામાન્યતા, કુટુંબનુ ભરણપોષણ અને પતિને થનાર જેલની સજા એ સમગ્ર કુટુંબને માટે સજા સમાન નીવડનાર છે એનો સકુલ પરિસ્થિતિનો સકેત લેખકે, અજાણપણે પોતાના છોકરાનો હાથ 'સળિયા'મા ભેરવાઈ જાય છે તે દ્વારા તેમજ ઘરનો દરવાજો ઉઘાડતા વાસતા ઉઘાડબીડ થતા છપાતા, તપતા સળિયાના પડછાયાના પ્રતીક દ્વારા કલાત્મક રીતે Photographic કર્યો છે. એક Typical સમસ્યાનુ પ્રતીકાત્મક આલેખન એ આ વાર્તાની નોધપાત્ર વિશિષ્ટતા કહી શકાય.

વાર્તા-નાયિકાના મનની Slide લેખકે આપણી આગળ કેટલીક જગ્યાએ આ રીતે ગોઠવી છે જાહેરખબર આપ્યા પછી-

"સ્ત્રીની આજુબાજુ છાપેલા અક્ષરોની આગગાડીઓ જ છુકછુક પડઘાવતી સામસામી દિશામા દોડવા લાગી ગડગડચે જતા પૈડાની

વચ્ચમાના અવકાશમાથી ડોકાઈ જતા તળાવ ને નાળા જેવી સ્થિર વૃત્તિવાળી એ બની ગઈ ક્ષણાર્ધ.

અહીં ઉપરોક્ત આલેખનમા જાહેર ખબરમાના ફોટાની આસપાસના લખાણમાના અક્ષરોના એક પછી એક સ્થળાંતરે બદલતા, નાસતા ભાગતા પેલી સ્ત્રી અને પતિની અસ્થિર દશા, કાનૂનનો ભય, અને ગડગડાટે જતા પૈડાઓ વચ્ચેથી દેખાતા અવકાશમા અલપઝલપ નજરે પડતા, કપાયે જતા નદીનાળા ને તળાવ જેવી પોતે એવુ કાવ્યમય સિનેમાની ફોટોગ્રાફીક ટેકનીકવાળુ આલેખન ધ્યાન ખેંચે છે. તો વળી—

'હીંચકા પર ત્રણે બાળકોના માથાને ઊચા નીચા શિખર માની એક તરફ ચડી બીજી તરફ ઊતરતરે મકોડો દડમજલ કરી રહ્યો'

એ ઉપરોક્ત આલેખનમા પત્નીનો નહીં તો પણ પોતાના ત્રણ બાળકોના ભાવિનો વિચાર ન કરતા પરકીયા–લોલુપ બનેલા પિતાની હાસ્યાસ્પદ લાલસા, ક્ષુદ્રતા, જતુવૃત્તિ દડમજલ કરી રહેલા 'મકોડા'ના પ્રતીક દ્વારા લેખકે કલાત્મક રીતે ઉપસાવી આપી છે આમ પત્ની અને ખાસ કરીને બાળકોના સદર્ભમા પિતાનુ પાત્ર આપણી સહાનુભૂતિ ગુમાવી બેસે એવુ છે તેમ છતા પુરુષપાત્રની વિચિત્ર પરિસ્થિતિને આ રીતે ન્યાય આપવાનો પ્રયત્ન લેખકે કર્યો છે

'એક સમડીની ચાચમા કશુક હતુ, એને મેળવવા બીજી સમડી ચક્કર લગાવી પાછી તરાપ મારતી હતી, પણ પેલી છોડતી નહોતી એક વાર તો એ નવી સવી આવેલી વીજળીના વાયર વચ્ચે ભરાઈ પડત પણ બચી ગઈ. બીજીનુ જોર વધ્યુ. પહેલીએ ચાચમાની વસ્તુ નાખી દીધી અને ભૂરા આકાશમા કુડાળા કરવા લાગી'

'એ તો એક ચૂથાયેલો ઉંદર હતો. એવામા તો બીજી સમડી ઉદરને ઉપાડી ચડપ ઊડી ગઈ'

આમ બે સ્ત્રીઓ વચ્ચે પુરુષ પાત્રની સ્થિતિ 'સૂધાયેલા ઉદર જેવી છે એમ લેખકે સંકેત કર્યો છે આમ આખીય વાર્તા સંકેત પ્રધાન આલેખનનું લક્ષણ ધરાવતી વાર્તા કહી શકાય.

વાર્તાનો અંત પણ આવા જ પ્રકારના પ્રતીકાત્મક આલેખન પ્રતિ પરાકાષ્ટાએ પહોંચે છે.

'થોડી વારમાં જ હીંચકા પરના સળિયા પર તાળાબંધ કમાડ દેવાઈ ગયા. માતાના ગોખમાં એકલો દીવો ઝળહળતો હતો.'

છોકરાનો હાથ અવારનવાર અજાણપણે ભેરવાઈ જતો એ સળિયા પર તાળાબંધ કમાડ દેવાઈ ગયા. હવે ઘરમાં ન સ્ત્રી છે ન બાળકો છે છે માત્ર માતાજીનો દીવો. દૈવી શક્તિ એટલે શ્રદ્ધા. શ્રદ્ધા એટલે અજ્ઞાત ભાવિ! આમ લેખકે આ ખાલી ઘરમાં શ્રદ્ધાના દીપકને ઝળહળતો દર્શાવ્યો છે દીપક શ્રદ્ધાનું પરંપરાગત પ્રતીક બનીને આવે છે. જ્યારે એકથી વધુ સમસ્યાઓમાં મનુષ્યનું જીવન જકડાઈ જાય ત્યારે શ્રદ્ધાને શરણે જાય એ સ્વાભાવિક કહેવાય-ખાસ કરીને વાર્તાની નાયિકાના સંદર્ભમાં.

વાર્તાનાયિકા આધુનિકાને બદલે સામાન્ય કક્ષાની ગૃહિણી હોવા છતાં રડમસ કે લાગણીવેડા વિહોણી આલેખાઈ હોવાથી, સંકુલ પરિસ્થિતિના સળિયામાં કેદ થઈ ગઈ હોવા છતાં તેના સંઘર્ષનું, મનોભાવોનું સ્વરૂપ આલેખન પ્રતીકાત્મક ઢબે થયું હોવાથી તેને પરંપરાગત પાત્રની પંગતમાં બેસતી અમુક અંશે બચાવી લેવાઇ છે. આ વાર્તાના સમગ્ર પ્રભાવ (Total impact) ની છાપ કંઈક એવી પડે છે.

'ધૂળની પાંખો ભી જાયેલી' 'ખાખી અવાજ', 'અક્ષરોની આગગાડીઓ' 'બાળકોના માથા રૂપી શિખરો પર દડમજલ કરતો મંકોડો' વગેરે ભાષાકર્મ અંગેની લેખકની સભાનતાના સૂચક છે, અને સુંદર કલ્પનોની ગરજ સારે છે એ પ્રકારના આલેખનને લીધે 'સળિયા' વાર્તા નોંધપાત્ર બની શકી છે.

## વારંવાર હાઈડલબર્ગ / હેનરિક બ્યોલ

રાત્રે સ્લીપિંગ સૂટ પહેરીને એ બિછાનાની કોરે બેઠો, બાર વાગ્યાના સમાચારની રાહ જોતો ફરી એણે બીજી સિગારેટ સળગાવી ત્યારે વીતેલી ઘટનાઓ પર નજર કરતા, જે સુંદર સાંજ એના હાથમાંથી સરકી ગઈ હતી એ પોઇંટ પર એ થોભ્યો સવારે આકાશ સ્વચ્છ હતું, તડકો બરાબરનો ખીલ્યો હતો. જૂનમાં પણ મે જેવી શીતળતા હતી, પણ બપોરે પડનારી ગરમીનો ખ્યાલ બરાબર આવતો હતો પ્રકાશ અને ઉષ્ણતામાન એને ટ્રેનિંગના વીતેલા દિવસો સંભારી આપતા હતા ત્યારે એ સવારે છ અને આઠની વચ્ચે કામ પર જવા પહેલા, અભ્યાસ કરતો હતો

સવારે દોઢ કલાક એણે સાયકલ ચલાવી હતી—નગરના બહારના વિસ્તારો વચ્ચે આવેલી નાની સડકો પર, ઔદ્યોગિક વિસ્તાર અને વાટિકાઓ વચ્ચે, હરિયાળા ખેતર, કુંજો અને ઉપવનોના કિનારે, મોટા કબ્રસ્તાનની પાસે થઈને જંગલના છેડા સુધી. શહેરની સીમાથી એ ઘણુ દૂર હતું પાકા રસ્તા પર એણે ઝડપ વધારી હતી, નિશાન પર પહોંચવા પહેલાની ઝડપ એણે અજમાવી હતી અને એણે અનુભવ્યુ હતુ કે પોતે હજી સારા 'ફોર્મ'માં છે કદાચ એમેચ્યોરની સ્પર્ધામાં એ ફરી ભાગ લેવાનું જોખમ ઉઠાવી શકતો હતો એના પગમાં પાસ કરેલી પરીક્ષાની સ્ફૂર્તિ અને ફરી સાયકલનો અભ્યાસ કરવાનો સંકલ્પ હતો નોકરી અને સાંજે ઉચ્ચતર માધ્યમિક વિદ્યાલયમાં ભણવા

જવાને કારણે છેલ્લા ત્રણ વર્ષોમા એ સાયકલિંગ પર આપનુ જોઈએ એટલુ ધ્યાન આપી શકયો ન હતો. હવે એને બસ, એક નવી સાયકલની જરૂર હતી કાલે ફ્રોનન્બેર્ગર સાથે એની વાત બની જાય તો એ પણ કઇ અઘરું નથી, અને એમા શક નથી કે ફ્રોનન્બેર્ગર સાથે એની વાત પતી જ જશે

- સાયકલના અભ્યાસ પછી પોતાના ઓરડામા કાલીનમઢી ફર્શ પર એણે કસરત કરી હતી, શૉવરબાથ લીધો હતો, સ્વચ્છ કપડા પહેર્યા હતા, અને ત્યારે કારમા, બ્રેકફાસ્ટ લેવા માટે એ મા-બાપના ઘરે ગયો હતો કૉફી અને ટોસ્ટ, માખણ તાજા ઈંડા અને મધ પિતાએ ઘરની આગળ બધાવેલા ટેરેસના સોહામણા પરદા-એ કાલે ભેટ આપ્યા હતા-અને ઉષ્માસભર થતી સવારે મા-બાપના એ તનલ્ગી દેતા ચવાયેલા શબ્દો

'ચાલો, હવે તો તું લગભગ સફળ જ થઈ ગયો '

'બસ, હવે તો તુ તને જલદી સફળ થયેલો જ માન !'

માએ 'જલદી' અને પિતાએ 'લગભગ' કહ્યુ હતુ, અને વીતેના વર્ષોના તે ભય પર સારી પેઠે નજર નાખી હતી એ ભય એમણે એકબીજા પર ઉછાળ્યો નહોતો પણ બન્ને વચ્ચે વહેચી લીધો હતો. 'એમેચ્યોર' જિલ્લા ચેમ્પિયન અને ઇલેક્ટ્રિકરથી શરૂ કરીને કાલે પાસ કરેલી પરીક્ષા સુધીનો રસ્તો! 'અનુભવી'નુ ગૌરવ જણાતો એ ભય હવે દૂર થઈ ગયો હતો. તેઓ વારવાર એની પાસેથી એ જાણવા માગતા હતા કે આ કે ને શબ્દને સ્પેનીશ ભાષામા શુ કહે છે. ગાજર કે મોટરકાર, સ્વર્ગની રાણી મધમાખી અને મહેનત, બ્રેકફાસ્ટ, સાજનુ ભોજન અને સાજની લાલિમા માટે સ્પેનીશ ભાષામા કયા શબ્દો છે! એ જમવા માટે રોકાઈ ગયો ત્યારે એ લોકો કેટલા બધા ખુશ થયા હતા! મગળવારે પોતાના ઓરડામા, પરીક્ષા પાસ કર્યા બદલની પાર્ટી માટે પણ નિમત્રણ આપતા હતા. પિતા 'સ્વીટડિશ' માટે આઈસક્રિમ

લાવવા માટે મોટરમા ગયા હતા અને પોતે ફરી કૉફી લીધી જો કે એક કલાક પછી કેરોલાના માતા-પિતાને ત્યા એણે ફરી કૉફી પીવાની જ હતી વધારામા એણે ચેરીની બ્રાન્ડીનો એક પેગ પણ લીધો અને પોતાના માત-પિતાને પોતાને ભાઇ કાર્ન, ભાભી હિલ્ડા અને એમના બને બાળકો વિશે પણ પૂછતો રહ્યો. બાળકો માટે બનેનો એક જ મત હતો કે એમને માથે ચઢાવી મૂક્યાં છે આટલા બધા ફ્રાક, પાટલૂન અને રેકોર્ડર જેવી ચીજોથી. એ દરમ્યાન વચ્ચે વચ્ચે એમ પણ કહેતા-

'બસ, હવે તો તુ લગભગ સફળ થઇ જ ગયો.'

'બસ, હવે તુ તને જલદી સફળ થયેલો જ માન '

આ 'લગભગ' અને 'જલદી' શબ્દોથી એ અકળાઈ ઊઠયો હતો. માત્ર કોર્નજોર્ગલર શરૂથી જ એના પ્રત્યે દોસ્તી દાખવતો આવ્યો છે પ્રૌઢ શિક્ષણ મહાવિદ્યાલયના પોતાના સ્પેનીશ કોર્સમાં અને સ્પેનીશ સાધ્ય ઉચ્ચતર મહાવિદ્યાલયના પોતાના જર્મન કોર્સમા પોતે સફળતા પામી ચૂકયો છે

પછી એણે કાર ધોવામા પિતાને મદદ કરી, ક્યારીઓમા પડેલા નકામા પાદડા, કચરો કાઢવામા માને મદદ કરી અને જ્યારે એ પાછો ફરવા લાગ્યો ત્યારે મા દોડીને ફ્રિજમાથી પ્લાસ્ટિકની થેલીઓમા રાખેલા ગાજર, પાનક અને ચેરી લઈ આવી. એ બધું ફરી એક ઠંડી થેલીમા પેક કર્યું, પછી કેરોલાની મા માટે ટ્યૂલિપના પુષ્પ લઈ આવી. એ દરમ્યાન પિતાએ એની મોટરના ટાયર તપાસી લીધા, ઍન્જિન સ્ટાર્ટ કરી જોયુ ઍન્જિન ચાલવાનો અવાજ અવિશ્વાસના ભાવથી સાભળ્યો. પછી બારી પાસે જઈને એને પૂછ્યુ, 'શું તુ હજી પણ હાઈડલબર્ગ જાય છે? અને હાઈ-વે માર્ગ પરથી જ જાય છે?' જાણે એ જૂની ઘોડાગાડીમા હાઈડલબર્ગ જતો હોય એવા ભાવથી પૂછ્યુ આ મોટરમા તો પોતે અડવાડિયે બબ્બે અને કયારેક ત્રણવાર એસી કિલોમીટરની ઝડપે જતો હતો

જવાને કારણે છેલ્લા ત્રણ વર્ષોમાં એ સાયકલિંગ પર આપવું જોઈએ એટલું ધ્યાન આપી શક્યો ન હતો. હવે એને બસ, એક નવી સાયકલની જરૂર હતી કાલે ક્રોનબ્લેર્ગલર સાથે એની વાત બની જાય તો એ પણ કંઈ અઘરું નથી, અને એમાં શક નથી કે ક્રોનબ્લેર્ગલર સાથે એની વાત પતી જ જશે

- સાયકલના અભ્યાસ પછી પોતાના ઓરડામાં કાલીનમઢી ફર્શ પર એણે કસરત કરી હતી, શાવરબાથ લીધો હતો, સ્વચ્છ કપડાં પહેર્યાં હતાં, અને ત્યારે કારમાં, બ્રેકફાસ્ટ લેવા માટે એ મા-બાપના ઘરે ગયો હતો કોફી અને ટોસ્ટ, માખણ તાજાં ઈંડાં અને મધ પિતાએ ઘરની આગળ બંધાવેલા ટેરેસના સોહામણા પરદા-એ કાલે ભેટ આપ્યા હતા-અને ઉષ્માસભર થતી સવારે મા-બાપના એ તસલ્લી દેતા ચવાયેલા શબ્દો

'ચાલો, હવે તો તું લગભગ સફળ જ થઈ ગયો '

'બસ, હવે તો તું તને જલદી સફળ થયેલો જ માન !'

માએ 'જલદી' અને પિતાએ 'લગભગ' કહ્યું હતું, અને વીતેલા વર્ષોના તે ભય પર સારી પેઠે નજર નાખી હતી એ ભય એમણે એકબીજા પર ઉછાળ્યો નહોતો પણ બન્ને વચ્ચે વહેંચી લીધો હતો 'એમેચ્યોર' જિલ્લા ચેમ્પિયન અને ઇલેક્ટ્રિકરથી શરૂ કરીને કાલે પાસ કરેલી પરીક્ષા સુધીનો રસ્તો ! 'અનુભવી'નું ગૌરવ જણાતો એ ભય હવે દૂર થઈ ગયો હતો. તેઓ વારવાર એની પાસેથી એ જાણવા માગતા હતા કે આ કે ને શબ્દને સ્પેનીશ ભાષામાં શું કહે છે. ગાજર કે મોટરકાર, સ્વર્ગની રાણી મધમાખી અને મહેનત, બ્રેકફાસ્ટ, સાંજનું ભોજન અને સાંજની લાલિમા માટે સ્પેનીશ ભાષામાં કયા શબ્દો છે ! એ જમવા માટે રોકાઈ ગયો ત્યારે એ લોકો કેટલા બધા ખુશ થયા હતા ! મંગળવારે પોતાના ઓરડામાં, પરીક્ષા પાસ કર્યા બદલની પાર્ટી માટે પણ નિમંત્રણ આપતા હતા. પિતા 'સ્વીટડિશ' માટે આઈસક્રિમ

લાવવા માટે મોટરમા ગયા હતા અને પોતે ફરી કૉફી લીધી જો કે એક કલાક પછી કેરોલાના માતા-પિતાને ત્યા એણે ફરી કૉફી પીવાની જ હતી વધારામા એણે ચેરીની બ્રાન્ડીનો એક પેગ પણ લીધો અને પોતાના માત-પિતાને પોતાને ભાઇ કાર્લ, ભાભી હિલ્ડા અને એમના બને બાળકો વિશે પણ પૂછતો રહ્યો. બાળકો માટે બનેનો એક જ મત હતો કે એમને માથે ચઢાવી મૂકયા છે આટલા બધા ફ્રાક, પાટલૂન અને રેકોર્ડર જેવી ચીજોથી. એ દરમ્યાન વચ્ચે વચ્ચે એમ પણ કહેતા-

'બસ, હવે તો તું લગભગ સફળ થઇ જ ગયો '

'બસ, હવે તુ તને જલદી સફળ થયેલો જ માન '

આ 'લગભગ' અને 'જલ્દી' શબ્દોથી એ અકળાઈ ઊઠયો હતો. માત્ર ક્રોનંજોર્ગલર શરૂથી જ એના પ્રત્યે દોસ્તી દાખવતો આવ્યો છે પ્રૌઢ શિક્ષણ મહાવિદ્યાલયના પોતાના સ્પેનીશ કોર્સમાં અને સ્પેનીશ સાધ્ય ઉચ્ચતર મહાવિદ્યાલયના પોતાના જર્મન કોર્સમા પોતે સફળતા પામી ચૂકયો છે

પછી એણે કાર ધોવામા પિતાને મદદ કરી, કયારીઓમા પડેલા નકામા પાદડા, કચરો કાઢવામાં માને મદદ કરી અને જ્યારે એ પાછો ફરવા લાગ્યો ત્યારે મા દોડીને ફ્રિજમાથી પ્લાસ્ટિકની થેલીઓમા રાખેલા ગાજર, પાલક અને ચૅરી લઈ આવી. એ બધું ફરી એક ઠડી થેલીમા પેક કર્યુ, પછી કેરોલાની મા માટે ટયૂલિપનાં પુષ્પ લઈ આવી. એ દરમ્યાન પિતાએ એની મોટરના ટાયર તપાસી લીધા, ઍન્જિન સ્ટાર્ટ કરી જોયુ ઍન્જિન ચાલવાતો અવાજ અવિશ્વાસના ભાવથી સાભળ્યો પછી બારી પાસે જઈને એને પૂછ્યુ, 'શું તુ હજી પણ હાઈડલબર્ગ જાય છે? અને હાઈ-વે માર્ગ પરથી જ જાય છે?' જાણે એ જૂની ઘોડાગાડીમા હાઈડલબર્ગ જતો હોય એવા ભાવથી પૂછ્યુ આ મોટરમા તો પોતે અડવાડિયે બબ્બે અને કયારેક ત્રણવાર એસી કિલોમીટરની ઝડપે જતો હતો

'હાઈડલબર્ગ ? હા, હું હજી યે અઠવાડિયે બે-ત્રણ વાર હાઈડલબર્ગ જાઉં છું. હું મર્સિડીઝ ખરીદી શકું એ માટે મારે રાહ જોવી પડશે.'

'આ હા, મર્સિડીઝ..' પિતાએ કહ્યું, 'એ તો સરકારનો માણસ છે ને, મારા ખ્યાલે સાંસ્કૃતિક વિભાગમાં છે, કાલે ફરી ઈન્સપેકશન માટે લાવ્યો હતો. બસ, એ મારી જ સર્વિસ માગે છે એનું નામ શું ? ફોનજોર્ગલર ?'

'હા, હા, એ જ બહુ સારો માણસ છે હું તો એને કશી અતિશયોક્તિ વિના ભલો માણસ કહી શકું.' એવામાં મા પુષ્પગુચ્છ લઈને આવી પહોંચી. એ બોલી, 'કેરોલાને અમારા ગ્રીટિંગ્સ કહેજે, અને એના મા-બાપને પણ મંગળવારે તો આપણે મળીએ જ છીએ'

એ ગાડી સ્ટાર્ટ કરે તે પહેલાં પિતા ફરી નજીક આવ્યા અને બોલ્યા, 'હાઈડલબર્ગ બહુ આવ-જા ન કરતો આ ઠાઠિયામાં'

તે 'શુલ્ટે બેબરુંગ્સ' પહોંચ્યો ત્યાં સુધીમાં કેરોલા આવી નહોતી. એણે ફોન કર્યો હતો અને મેસેજ મોકલ્યો હતો કે મારું કામ હજી પૂરું થયું નથી. પણ હું જલદી આવવાનો પ્રયત્ન કરું છું કૉફી પીવાનું શરૂ કરવું જોઇએ. ટેરેસ કંઇક વધારે મોટું હતું,બારીઓના પરદા ફિક્કા પડી જવા છતાં શાનદાર લાગતા. બધું અમીરીનું ભાન કરાવતું હતું બગીચાના મેજ-ખુરશીથી માંડીને લાલ કલરના ટાઈલ્સની ફાટ વચ્ચે ઊગેલા ઘાસ સુધી એ બધામાં કંઈક એવું હતું, જે એને ઉદ્વિગ્ન કરી મૂકતું હતું-વિદ્યાર્થી-પ્રદર્શનની વાતોની જેમ જ આ બધું અને કપડાં-એમાં પોતે અને કેરોલા વચ્ચે મતભેદ રહે એવું રહ્યું જ છે કેરોલા હંમેશાં એના પર વધારે સારાં, કંઇક વિશેષ મધ્યમવર્ગી કપડાં પહેરવાનો આરોપ મૂકે જ છે. કેરોલાની મા સાથે એણે શાક-ભાજીની વાડી વિશે વાત કરી, એના પિતા સાથે 'સાયકલ-સ્પૉર્ટ' વિશે પોતાના ઘર કરતાં ય અહીંની કૉફી એને વધારે બેસ્વાદ લાગી. પોતાના ગભરાટને ઉત્તેજનામાં પલટવા માટે એ પ્રયત્નો કરતો રહ્યો

એઓ ખરેખર ભલા અને પ્રગતિશીલ હતા સગાઈ જાહેર કરીને, કશા યે પૂર્વગ્રહ વિના એમણે વિધિપૂર્વક એનો સ્વીકાર કર્યો હતો, એ દરમ્યાન એ એમને ખરેખર પસંદ કરવા લાગ્યો હતો કેરોલાની માને પણ જો કે એમનુ વારવાર 'હાઉ-સ્વીટ' કહેવુ શરૂઆતમા એને ગમતુ નહોતું



આખર ડૉ. શુલ્ટે બેબરુ ગે કઈક શાતિ સાથે એને ગૅરેજમા ચાલવા કહ્યુ એ એને પોતાની નવી સાયકલ બતાવવા માગતા હતા. એ સાયકલ પર બેસીને તેઓ દરરોજ સવારે પાર્કની બહાર અને જૂના કબ્રસ્તાનની આસપાસ બેએક રાઉન્ડ મારતા હતા સરસ, શાનદાર સાયકલ હતી ! એણે ઉત્સાહપૂર્વક એની પ્રશસા કરી-કેશી ઈર્ષ્યા વિના અજમાયશ માટે એ એના પર બેઠો અને બગીચાની આસપાસ આટો માર્યો શુલ્ટે-બેબરુ ગને એણે પગની માસપેશીઓની વાત સમજાવી એને યાદ આવી ગયુ કે કલબના ઘરડા સભ્યોના પગની નસ હમેશા ચઢી જતી હતી. એ સાયકલ-પરથી ઊતર્યો અને ગૅરેજની ભીંત પાસે સાયકલ મૂકી ત્યારે શુલ્ટે-બેબરુંગે પૂછ્યુ, 'આ સરસ સ્લેજ સાયકલ પર મને અહીથી હાઈડલબર્ગ જતા કેટલો સમય લાગે એ કહેશો ?'

એણે પ્રશ્ન સાવ નિર્દોષ,- કુદરતી લાગ્યો, ખાસ કરીને શુલ્ટે-બેબરુ ગે આગળ કહ્યુ-'તમે જાણો છો, હુ હાઈડલબર્ગમા ભણ્યો છુ. એ વખતે પણ મારી પાસે એક સાયકલ હતી, જુવાનીના જોશમા અહીંથી ત્યા હુ અઢી કલાકમા આવ-જા કરતો હતો.' એ કશા જ ગુપ્ત સકેત વિના હસ્યા. એમણે ચોકની બત્તીઓ, ટ્રાફિક જામ અને મોટરોની ભીડની યે વાત કરી એ બધુ ત્યારે, અત્યારે છે તેટલુ ન હતુ એમણે ઉમેર્યું, 'મોટરથી ઑફિસ જવામા મને પાત્રિસ અને સાયકલ પર જવામા માત્ર ત્રીસ જ મિનિટ લાગે છે, અને તમને મોટરમાં હાઈડલબર્ગ જતા કેટલો સમય લાગે છે ?'

'અડધો કનાક'

એમણે મોટરનો ઉલ્લેખ કર્યો ત્યારે હાઇડલબર્ગનો ઉચ્ચાર પહેલા જેવો સહજ ન લાગ્યો ત્યાં જ કેરોલા આવી પહોચી હમેશની જેમ એ સહૃદય હતી અલબત્ત, જરા વ્યસ્ત લાગતી હતી. એ થાકી ગઇ હોય એવુ સ્પષ્ટ લાગતુ હતુ.

અને આ વખતે બિછાનાની કોરે એક બીજી અણસળગી સિગારેટ હાથમાં લઈને એ ખરેખર સમજી શકતો નહોતો કે મારો ગભરાટ ઉત્તેજનામા પલટાઈને કેરોલા પર છવાઇ ગયો હતો કે તે પહેલેથી જ નર્વસ અને ઉત્તેજિત હતી, અને એની ઉત્તેજના જ મારા પર સવાર થઇ ગઇ હતી? કેરોલાએ સ્વાભાવિકપણે જ એને ચુબન કર્યું હતુ. પણ તે સાથે જ એણે ધીમા સાદે કહ્યુ હતુ, 'આજે હુ તમારી સાથે નહી આવી શકુ.' એ પછી એમણે ક્રોનજોર્ગલરની વાત કરી, એ એની ખૂબ પ્રશંસા કરતો હતો પાકી નોકરીઓ, સરકારી જિલ્લાની સરહદો, સાયકલિંગ, ટેનિસ અને સ્પેનીશ ભાષાની પણ ચર્ચા થઈ હતી અને એ પ્રશ્ન પણ ઊઠ્યો હતો કે પરીક્ષામા તે પહેલા અથવા માત્ર બીજા વર્ગમા જ પાસ થવાનો છે? એ પોતે–કેરોલા–તો મુશ્કેલીએ ત્રીજા વર્ગમા પાસ થઈ હતી પછી જ્યારે એને સાજના સાથે ભોજન લેવાનુ આમત્રણ આપવામા આવ્યુ ત્યારે એણે કામ અને થકનુ બહાનુ બતાવ્યુ. કોઈએ રોકાઈ જવા માટે ખાસ આગ્રહ ન કર્યો! તરત ટેરેસ પર ટાઢાશ લવાઇ ગઇ. એણે ખુરશીઓ અને કૉફીનાં વાસણો ઘરમા પહોંચાડવામા મદદ કરી, અને કેરોલા જ્યારે એને મોટર સુધી મૂકવા આવી ત્યારે અચાનક એને આલિંગનમાં લઇને જોરજોરથી ચૂમવા લાગી, પછી એકદમ એની અડોઅડ થઇને એ બોલી, 'તમે જાણો છો કે હુ તમને ખૂબ ખૂબ પસદ કરુ છુ કે તમે એક ઉમદા માણસ છો. બસ તમારામાં એક જ ખામી છે–તમે જરૂર કરતાં હાઇડલબર્ગ વધારે જાવ છો.' ઝડપથી ભાગીને એ અદર ચાલી ગઇ હતી અને ત્યાથી હાથ હલાવતી હતી. હસતી હતી, 'ફ્લાઈંગ કિસ' આપતી હતી. ચાલતી

મોટરે એ પાછળના કાચમાથી જોતો હતો તે ત્યા જ ઊભી હતી અને હાથ હલાવતી હતી.

એ શુ હતુ ? ઇર્ષ્યા તો- નહી જ હોય ! કેરોલા જાણતી તો હતી કે એ હાઇડલબર્ગ- ડિયેગો અને ટેરેસાને ત્યા જતો હતો. આવેદન-પત્રોના અનુવાદમા, ફોર્મ અને પ્રશ્નપત્ર ભરવામા એમને મદદ કરતો હતો ટ્રેડ યુનિયન, વિશ્વવિદ્યાલય, શ્રમ-કાર્યાલય વગેરે માટે એ એમની અરજીઓ લખી આપતો હતો વળી- એને સ્વચ્છ ટાઇપ પણ કરી આપતો હતો કેરોલા જાણતી તો હતી કે એ આખો મામલો સ્કૂલ અને કિંડરગાર્ડનમા જગ્યા મળે, શિષ્યવૃત્તિઓ અનુદાનો, કપડા અને વિશ્રામગૃહોનો હતો. એ સારી પેઠે જાણતી હતી કે હુ હાઇડલબર્ગમા શુ કરુ છુ. બેએક વાર તો એ મારી સાથે પણ આવી હતી બહુ ઉત્સાહથી એણે ટાઇપનુ કામ કર્યુ હતુ અને કચેરીઓમા બોલાતી જર્મન ભાષાના પોતાના અદ્ભુત જ્ઞાનનો પરિચય પણ આપી ચૂકી હતી બે-એક વાર એ ટેરેસાને પોતાની સાથે ફિલ્મ જોવા અને કાફેમા પણ લઇ ગઇ હતી ચિલીવાસીઓના એક ફડ માટે પિતા પાસેથી એણે દાન પણ લીધુ હતુ

ઘરે જવાને બદલે ત્યારે એ હાઇડલબર્ગ ચાલ્યો ગયો હતો ડિયેગો અને ટેરેસા ન મળ્યા ડિયેગોનો દોસ્ત રાફેલ પણ ન મળ્યો પાછા ફરતી વખતે એ મોટરોની લામ્બી લાઇનમા ફસાઇ ગયો રાતના લગભગ નવ વાગ્યે એ પોતાના ભાઈ કાર્લને ત્યા જઈ પહોચ્યો કાર્લે ફ્રિજમાથી ઠડો બિયર લાવી આપ્યો, હિલ્ડાએ એને માટે ઈડા તળી નાખ્યા. પછી સાથે મળીને એમણે ટી વી.મા ‘ટૂર-દ-સ્વિસ’નો એક રિપોર્તાજ જોયો તેમા એડી મેકર્સ કઈ ખાસ પ્રભાવશાળી ન લાગ્યો. એ જવા માટે ઊઠ્યો ત્યારે હિલ્ડાએ એને બેહદ ભલા ‘ચિલી-દપતી’ માટે, બાળકોના ઊતરેના કપડાની એક થેલી આપી

રેડિયો પર છેલ્લા સમાચાર આવ્યા તે એણે અડધા મને સાભળ્યા, એને ગાજર પલક અને ચેરી ફ્રિજમા મૂકવાના છે તે યાદ આવ્યુ.

એણે હવે બીજી સિગારેટ સળગાવી હતી કયાક ચૂંટણી થઈ હતી—શુ તે આયરલેન્ડ હતુ? કયાક ભૂકપ થયો હતો, કોઈએ શુ તે ખરેખર રાષ્ટ્રપતિ હતા? નેકટાઈઓ વિશે પણ કહેવાયુ હતું, કોઈએ કોઈના વકતવ્યનુ ખડન કરાવ્યુ હતુ, વિનિમય દર વધી રહ્યા છે, ઈદી અમીન હજી લાપત્તા છે

એણે બીજી સિગારેટ પૂરી પીધી નહી, એણે અડધી ફૂકીને બુઝાવી દીધી એ ખરેખર, ખૂબ જ થાકી ગયો હતો એ તરત મૂઈ પણ ગયો—જો કે 'હાઈડલબર્ગ' શબ્દ એના મગજમા શોર મચાવતો રહ્યો.

સવારે એણે સાદો નાસ્તો કર્યો, દૂધ અને ડબલરોટીનો. પછી ટેબલ પરની ચીજો ખસેડી ન્હાયો. કપડા પહેર્યા એ ટાઇ બાધતો હતો ત્યારે એને સઘના રાષ્ટ્રપતિનો ખ્યાલ આવ્યો કે સઘના ચાન્સેલર હતા? અને સમય કરતા પદર મિનિટ વહેલો એ ક્રોનજોર્ગલરના પ્રતીક્ષાલયની સામેની બેન્ચ પર બેઠો હતો. એની પાસે ઢીલા ફેશનેબલ કપડા પહેરેલો જાડો માણસ બેઠો હતો વિદ્યાલયના વર્ગોમા હતો ત્યારથી એ એને ઓળખતો હતો, માત્ર નામ યાદ ન્હોતુ.

જાડાએ ધીમેથી કહ્યુ, 'હુ કમ્યુનિસ્ટ છુ, તમે પણ?'

'ના–'એણે કહ્યું, 'સાચે જ નહી, ખોટુ ન લગાડશો.'

જાડો માણસ ક્રોનજોર્ગલરના ઓરડામા ઝાઝુ બેઠો નહી. એ બહાર આવ્યો ત્યારે એણે હાથથી ઈશારો કર્યો, એનો અર્થ કદાચ, 'હુ તો છૂટયો' એવો થાય. અને ત્યારે સેક્રેટરીએ એને અદર બોલાવ્યો. એ ભલી સ્ત્રી હતી ઉમર ખાસ કઈ ઓછી નહોતી એ હમેશા એની સાથે મૈત્રીભર્યો વર્તાવ કરતી હતી. એણે એને હિંમત આપવા હળવો ધક્કો માર્યો ત્યારે એને આશ્ચર્ય થયુ એવી વાતો માટે એ એને ગભીર સમજતો હતો.

ક્રોનજોર્ગલરે હાથ મેળવ્યા એ ભલો માણસ હતો જૂના વિચારોનો પણ ભલો–નિષ્પક્ષ, ઉમરે ખાસ મોટો નહોતો, ચાળીસની આસપાસ

હશે. એ સાયકલ-સ્પોર્ટનો શોખીન હતો એણે એને હમેશા પ્રોત્સાહન આપ્યુ હતુ. પહેલા ટૂર-દ-સ્વિસ માટે લોકો એને વિશે વાત કરતા- ટૂર-દ-ફ્રાન્સ માટે લોકો એને અડર એસ્ટિમેટ કરે એ માટે પ્રયત્ન કરે છે, અથવા એ ઢળી ચૂકયો છે ફોનજોર્ગલરે કહ્યુ. 'મેકર્મે ઝાઝો કર્યો છે એણે માન્યુ નહી.' એનુ કહેવુ હતુ કે મેકર્સ લગભગ ખતમ થઇ ચૂકયો છે તાકાત ગુમાવ્યાના કેટલાક લક્ષણો 'બ્લફ' ન કરી શકાય. એ પછી પરીક્ષાની વાત થઈ. ઘણો વિચાર કર્યો, તે એને પહેલા વર્ગનો નબર ન આપી શકે? પણ વાત ફિલોસોફી પર જઈને અટકી બાકી બધુ ઠીક છે પ્રૌઢ મહાવિદ્યાલય અને સાજના ઉચ્ચતર મહાવિદ્યાલય-માનુ એનુ ઉમદા કામ, વિદ્યાર્થીઓના દેખાવોમા ભાગ ન લેવો, બસ- અને ફોનજોર્ગલર હસ્યો—'માત્ર એક જ નાનકડી ખામી છે'

'હા, હુ જાણુ છુ'-એ બોલ્યો, 'હુ હાઇડલબર્ગ જરૂર કરતા વધારે વાર જાઉ છુ'

ફોન જોર્ગલરનો ચહેરો લગભગ લાલ થઈ ગયો ગમે તે હોય— એની અસમજતા તો સ્પષ્ટ હતી એ કોમળ સ્વભાવનો રિઝર્વ પ્રકારનો શરમાળ માણસ હતો કોઈને અણગમતી વાત મોઢામોઢ કહેવાનુ એને ગમતુ નહી

'તમે આ શી રીતે જાણ્યુ?'

'બધી જ બાજુએથી હુ આ જ સાભળુ છુ. જ્યા જાઉ છુ ત્યા, જેની સાથે વાત કરુ છુ - મારા પિતા, કેરોલા, એના પિતા, બધાને મોઢે એક જ શબ્દ સાભળુ છુ - હાઇડલબર્ગ! હુ મને પૂછુ છુ કે સમય જાણવા માટે હુ ટેલિફોન કરુ કે રેલ્વે સ્ટેશને ઇન્કવાયરી કરુ ત્યારે પણ શુ હાઇડલબર્ગ શબ્દ નથી સભળાતો?'

ક્ષણેક તો એવુ લાગ્યુ કે ફોનજોર્ગલર હમણા ઊઠશે અને દિલાસો દેવા વાસે હાથ ફેરવશે એણે હાથ ઊચકયો યે ખરો પણ તરત નીચે મૂકી દીધો અને મેજ પર લબાવ્યો

'હુ તમને બતાવી શકતો નથી' એ બોલ્યો, 'કે મારે માટે એ કેટલી દુ ખદ વાત છે. હુ તમારા માર્ગને, એક અઘરા માર્ગને સહાનુભૂતિથી જોતો આવ્યો છુ. પણ અમારી પાસે એ ચિલીનિવાસીઓ વિશેનો એક રિપોર્ટ છે, તે ઘણો પ્રતિકૂળ છે હુ એ રિપોર્ટની ઉપેક્ષા ન કરી શકુ અને એમ કરવાની રજા નથી. મને માત્ર કાયદા જ બતાવવામા આવતા નથી, નિર્દેશ જ નથી મળતા, ટેલિફોન પર સલાહ પણ મળે છે. એ તમારા દોસ્ત છે ને?'

'હા'

'હવે કેટલાંક અઠવાડિયા તમને ખાસ્સી નવરાશ રહેશે, તમે શુ કરશો?'

'ખૂબ કુસરત કરીશ, ફરી સાયકલ ચલાવીશ, હાઈડલબર્ગ જઈશ'

'સાયકલ પર?'

'નહીં, મોટરમા.'

કોનઝેર્ગલરે ઠડી આહ ભરી. એ ખરેખર દુ ખી હતો એણે હાથ મેળવતી વખતે ધીમા સાદે કહ્યુ, 'તમે વારવાર હાઈડલબર્ગ ન જાવ—આથી વિશેષ હુ કઈ કહી શકતો નથી' પછી એ હસ્યો અને બોલ્યો, 'એડી મેક્સની વાત પર વિચાર કરજો'

પોતાની પાછળ બારણું બધ કરતા અને પ્રતીક્ષાલયમાંથી પસાર થતી વખતે જ એણે વિકલ્પો વિચારવા માડ્યા અનુવાદક? દુભાષિયો? ટુરિસ્ટ ગાઈડ? દલાલીની કોઈ પેઢીમા સ્પેનીશ ભાષાનો કોરસ-પોન્ડસ?—'પ્રોફેશનલ' બનવાને માટે એની ઉમર યોગ્ય હતી, અને ઈલેક્ટ્રિકર એ દરમ્યાન ઘણા મળવા માડ્યા હતા! સેક્રેટરીની વિદાય લેવાનુ તો એ ભૂલી જ ગયો. એ ફરી એક વાર પાછો ફર્યો અને હાથ હલાવી વિદાય લીધી 

## કામનો માણસ / રતિલાલ અનિલ

'તમારુ જરા કામ પડ્યુ છે' એવુ સાભળુ છુ ત્યારે હર્ષની સાથે ઊડો ખેદ પણ થાય છે, હર્ષ એનો કે હુ 'કામનો માણસ' છુ, અને ખેદ એનો કે હુ માત્ર જગાક જેટલો જ કામનો માણસ છુ— પૂરેપૂરો નહીં.

કામના માણસ' પ્રત્યે લોકોને એટલો બધો આદર અને અહોભાવ છે કે, સરકાર મને પદ્મશ્રી'ને બદલે 'કામના માણસ'નો ઈલકાબ આપે તો મારુ વધારે ગૌરવ થાય સરકાર એવો ઈલકાબ આપતી નથી છતા ઊડી સશોધકવૃત્તિ ધરાવનારા માણસો કામના માણસને શોધી જ કાઢે છે!

ભારતના કોઈ સાહસિકને અમેરિકા ખડ શોધી કાઢવાનો વિચાર આવ્યો હોત તો તેણે જાતે હોડીમા બેસીને પ્રશાન્ત મહાસાગરની દિશામા તેને હકારી મૂકી ન હોત એણે સૌથી પહેલા 'કામના માણસ'ને શોધી કાઢ્યો હોત અને તે પછી સુખભેર એ અમેરિકાને કાઠે પહોચી ગયો હોત! કોલબસના જમાનામા લોકશાહી નહોતી એટલે કદાચ કામના માણસો નહીં હોય, અથવા કોઈપણ કામ હેરાન પરેશાન થઈ જવાય એવી રીતે જાતે જ કરવુ અને એમા નિષ્ફળ જવાય તોપણ જવુ એવો મિજાજ હશે!

કોલબસે અમેરિકા ખડ શોધી કાઢ્યો એ આખી કથા શોધના આનદ કે ગૌરવ કરતા કોલબસ કેટલો હેરાન પરેશાન અને ખાખા-વીખો થઈ ગયો તેમા વધારે રસ પડે એવી છે કોલબસની પરેશાની અટકી જાય તે સાથે કથા અટકી જાય છે! માણસને એક નાણાથેલી મેળવતા ગમે એટલી પરેશાની થઈ હોય પણ જેવી નાણાથેલી હાથમા આવે કે એ ભૂલી જવાય છે અને કોથળીમા કેટલા નાણા છે તે ગણવા, તેના અગઅગ કળતા હોય, આખમા ઊઘ ભરાઈ હોય અને ઝોકા

આવતા હોય તેવી અવશ દશામા પણ તે મૂકી પડવાનો અને એની પરેશાનીના વર્ણન કરતા વાચકને એ નાણા ગણે એની વિગત અને વર્ણનમા વધારે રસ પડવાનો! પણ કોલબસ અમેરિકાના કિનારે ઊતરે છે અને કથા પૂરી થાય છે! એટલે જ તો આપણને અમેરિકાના આભઊંચા મકાનો વિશે અને એના અબજો ડૉલરના વાર્ષિક બજેટો આવે ત્યારે વાચવા પડે છે!

કોલબસે અમેરિકા ખડની શોધ કરી તે પછીની તેનાથી યે વધારે મોટી શોધ ભારતના લોકોએ 'કામના માણસ'ની કરી! સાણસીથી ચૂલે ખદખદતી ચાની તપેલી ઉતારી શકાય, ધોકણાથી કપડા ધોઈ શકાય એવી આપણી સામાન્ય સૂઝ છે, એમા સશોધનવૃત્તિ અને ધગશનો સપૂર્ણ અભાવ છે ધોકણો છૂટ્ટો ફેંકી શકાય, સ્નાન કરવા બેસીએ ત્યારે પાટલો ન હોય તો ધોકણો આડો મૂકી તેના પર બેસીને અબેઝબે તાપી નર્મદા ગગાગોદાવરી, હરહર મહાદેવ કરી શકાય— એ સશોધક જાણે છે.

ફલાણો માણસ ઠીક કહેવાય એવી નોકરી કરે છે એ સાદી માહિતી છે અને એ નોકરી કરતો હોય તે સસ્થામા જવુ પડે ત્યારે ખપ લાગે ખરી પણ તે 'કામનો માણસ' છે એવુ શોધી શકાય તો આપણને કોઇપણ સસ્થામા, દિલ્હી તો શુ, લડનમા યે કઈ કામ હોય તો સહેલાઈથી કરવામા તે ખપ લાગે!

એક ભાઈ સ્વભાવે જાહેરમા સાવ અતડા, ઓછાબોલા અને કઈક ઘમડી પણ લાગે, ટૂકા જવાબો આપે ને વાત 'કટ' કરી નાખે, ક્યારેક ચોક્કસ ધોરણનો ગુસ્સો કરે પણ તે તરફ કોઈ ધ્યાન આપે નહીં એક વાર મે એ વિશે એક ભાઈનુ ધ્યાન ખેચ્યુ તો તેઓ કહે ગમેતેમ પણ એ 'કામનો માણસ' છે! આમ એક વાર સ્પષ્ટ થાય કે આ કામનો માણસ છે, તો તેને વિશે બીજુ કશુ વિચાર્યા વિના

અગત્યનો અને તાકીદનો વિચાર એ જ કરવાનો રહે કે તમારે કોઈ કામ છે? શોધી કાઢો, 'કામનો માણસ' હાજર છે!

'તમારું એક કામ પડ્યું છે' એવું કોઈ કહે ત્યારે થતી ગરિમામયી પ્રસન્નતા શબ્દોમાં વર્ણવી શકાય એમ નથી. નવલકથા કે ફિલ્મમાં 'હું તમને પ્રેમ કરું છું' એવું જેને કહે છે તેને થતી પ્રસન્નતા કરતાં એ વધારે ગૌરવવંતી અને અસ્મિતામૂલક હોય છે. જીવનમાં મળેલી અપરમ્પાર નિષ્ફળતા અને હતાશા ત્યારે હારી જાય છે, ડૂબી જાય છે કે હવામાં ઊડી જાય છે. 'સાવ નકામો માણસ છું' એવી તીવ્ર હતાશા ગૂમ થઈ જાય છે. હું કંઈક છું, માણસ છું એટલું જ નહીં, 'કામનો માણસ' છું એવી અનુભૂતિથી અસ્તિત્વ સભર બની જાય છે.

'તમને તે કંઈ કામ સૂઝે છે કે, નહીં?' એવો પ્રશ્ન કરનાર વરના માણસ'ને ખબર જ નથી કે કામ તો બીજા કોઈએ શોધી કાઢવાનું છે, તે પછી તેણે મને શોધી કાઢવાનો છે પછી જુઓ કેવું કામ થાય છે!

તમે ઘણાંના કામો કરી આપ્યાં છે, તો મારું એક કામ નહીં કરી આપો?' એવું સાંભળ્યા પછી કોને લાગે કે હું નકામો માણસ છું? અને ઘણાંના કામ' કરી આપ્યાં છે એ વિશે એને ભવિષ્યે શંકા ન જાય એ માટે પણ એનું એક કામ કોણ ન કરી આપે?

કેટલાક જુવાનિયા જાહેર લાયબ્રેરીમાં નિયમિત બેસે છે અને નિયમિતપણે જાહેરખબરોનો અભ્યાસ કરે છે, અને એવા અભ્યાસના કોઈ સત્ર કે પરીક્ષા ન હોવાથી એમનો અભ્યાસ ચાલ્યા જ કરે છે। પૂછીએ તો કહે કે કામ શોધીએ છીએ! કહેવાનું મન થાય કે ભાઈ, તું પહેલાં કામના માણસને શોધી કાઢ, તે પછી કામ તો આપોઆપ મળી જશે! બેકારોની પ્રથમ શોધ કામના માણસની હોવી જોઈએ, કામની નહીં.

સાધાવાળી સાડી જોઈતી હોય કે બેન્કની નોકરી જોઈતી હોય બે બોલ, પ્રસ્તાવના, પુરસ્કાર કે એવોર્ડ જોઈતો હોય તો તે મળે, પણ તે માટે 'કામનો માણસ' શોધી કાઢવો જોઈએ !

અમારા એક મિત્ર દરરોજ એકના હિસાબે જાસૂસી નવલકથા વાંચે છે તેમને એક સતની લખેલી ચોપડી 'ઈશ્વરની શોધ' બતાવી તો એ કહે કે એ કામ હું વાંચુ છું એ નવલકથાનો ડિટેકટીવ ત્રણસો પાના વાંચતા લાગે એટલા સમયમાં કરી આપે ! તમે વહેલી નવલકથા પૂરી કરો તો શોધ વહેલી પૂરી થાય, મોડી પૂરી કરો તો મોડી થાય ! નવલકથાના અંતે જ રહસ્યસ્ફોટ થાય એટલી મર્યાદા સ્વીકારવી જ પડે. સો–સવાસો પાનાની નવલકથા કોઈ વાંચતુ નથી એટલે 'ભેદી ખજાનો' પણ લેખક ૩૦૦ પાના પૂરા થવા આવે ત્યારે જ શોધી આપે છે. ઈશ્વરની શોધ પણ એટલી તો લખાય જ !

એ મિત્ર કામના માણસ વિશે સભાન છે. ભેદી ખજાનાની શોધ હોય કે ઈશ્વરની શોધ હોય, તે કામના માણસને જ સોંપાય ! પછી, કામ થયું જ જાણો ! 

## ભૂપત વડોદરિયાની નવલકથાઓ

પલ પલ વ્યાકુળ પ્રાણ ૧૯–૫૦
તારા હૈયે મારી પ્રીત ૧૯–૫૦
જપતપ જૂગ, સાચી પ્રીત ૧૫–૫૦
ભવોભવની પ્રીત ૧૯–૫૦
મોતના પીંજરે
તરસ્યા પંખી ૧૫–૦૦
સ્વપ્ન પંખી ૧૩–૦૦
એક નઠારી છોકરી ૧૩–૦૦
બીજું યૌવન ૧૨–૦૦

## શાળા-ઉપયોગી નાટકો

નાટકોની દુનિયા —યશવંત મહેતા
શાળા-ઉપયોગી નાટકો —રજની શેઠ
ભજવો નાટકો —બળદેવ મોલિયા
સહેલા નાટકો —સુરેશ ગાંધી
કિશોરોના નાટકો—પ્રો હસિત બૂચ
(દરેકના રૂ આઠ, સેટના રૂ ૨૫)

તિતરબિતર જનક નાયક ૬–૦૦
ઈતરેતર · વિજય શાસ્ત્રી ૧૫–૦૦
ઘરેબાહિરે (ચિંતનલેખો) ૧૨–૦૦
પંચગવ્ય (ચિંતનલેખો)
પ્રીતમલાલ મજમુદાર ૮–૦૦

## કાવ્યસંગ્રહો

સૂર્યના ગોળાને ભેટવા
જતા — નાગરાજ ૩૦–૦૦
કાલિન્દી — જનક નાયક ૧૨–૦૦
ફૂલડાં — હેતલ મોદી ૭–૦૦

## વજ્રમાતરીની નવલકથા

ઊંડા કૂવા ને ટૂંકાં દોરડાં
મૂલ્ય ૧૮ રૂપિયા

કાળરાત્રિની ધ્રૂજતી ભૂતાવળ
મૂલ્ય : આડત્રીસ રૂપિયા

## ભજવવાલાયક નાટકો

નવા નવા નાટકો —પ્રો હસિત બૂચ
તખ્તાલાયક નાટકો —રજની શેઠ
નાટકો જ નાટકો —સુરેશ ગાંધી
રંગલીલા —ય ચી મહેતા
હસાહસના નાટકો —ઉગેશ નાયક
(દરેકના રૂ. ૫ સેટના રૂ ૩૦–૦૦)

## આયુર્વેદનાં પુસ્તકો

લાભશંકર ઠાકર 'પુનર્વસુ'ની બાર
રોગપુસ્તિકાઓ સેટના રૂ ૨૪–૦૦
ઘર ઘરનો વૈદ ૧૩–૫૦
ઘર ઘરના ઔષધો ૧૩–૫૦
અભિનવ કુદરતી ઉપચાર ૧૩–૫૦
યોગાસનો અને આરોગ્ય ૧૩–૫૦

**સાહિત્ય-સંગમ, બાવા સીદી, ગોપીપુરા, સૂરત-૧.**

# કૃ
# ષ્ણા
# રા
# મ
# ફે
# બ્રિ
# ક્સ



કૃષ્ણારામની સાડીઓ એટલે વૈવિધ્યપૂર્ણ રંગો અને ડિઝાઈનોનું
સુરેખ આયોજન, હવાદાર અને શીતળ
કૃષ્ણારામની સુવિખ્યાત સાડી એટલે આધુનિક યુગની ફેશન અને
આવતી કાલનું અનુપમ સ્વપ્ન

## કૃષ્ણારામ મિલ્સ

લેખડિયાવાડી, સલાબતપરા, સૂરત

કુંકાવટીને

અનેકાનેક શુભેચ્છાઓ સહ

એક શુભેચ્છક
(સૂરત)

દરેક જાતનુ કરસાણ તાજુ અને સ્વચ્છ
મેળવવા માટેનું સૂરતનુ પ્રખ્યાત મથક



# જોષી
# જેશંકર ધનજીભાઈ
# ભજિયાંવાળા



| મુખ્ય દુકાન | ફોન નં. | શાખા |
|---|---|---|
| ચૌટાબજાર, ફુલાપીઠ, | ૨૪૪૭૫ | યમુનાબાગ, |
| સૂરત. | | ખપાટિયા ચકલા |
| | | સૂરત. |

# કંકાવટી

ઑક્ટોબર ૧૯૮૦

સાહિત્યસર્જ
અને વિચારોત્
સર્વલક્ષી માસિ

વર્ષ ૨૨ : અંક ૨૫૯ : મૂલ્ય : બે રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮; વિદેશ : શિલિંગ ૩ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકા છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહ નંબર અવશ્ય લખવો. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.

'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવ



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ૦૦

ઘર / અજિત ઠાકોર

સવારે
આ ઘર
પ્રગટ થયેલા દેવનુ મસ્તક ભાસે
સાંજે
ભોમાથી ફૂટી નીકળેલા રાખસનુ માથું

રોજ સવારે
ચીધેલી કૃષ્ણ-અંગૂલી શા રસ્તા પર
મંત્રશક્તિથી ભર્યો ભર્યો નીકળી પડું
રોજ સાંજે
રાક્ષસની લપકતી જીહ્વા જેવા રાખોડી રસ્તેથી
ગંદી ગાળ જેવો પાછો ફરુ

સવારે જાગુ
માની ગોદમા ગોટમોટ શિશુ શો
ગતે ઢળી પડુ
ત્રસ્ત સંમૂઢ ભક્ષ્યની જેમ

તપ્ત બપોરે ક્યારેક
પામુ એકાદ બોધિસત્ત્વ પળ વિપળ
ઘગાસુરનો વધ કરવા થઈ જાઉ ઉદ્યત
ધરુ સુદર્શન
કળાય એનું દેવાસુર મુખ
દેવમુખ બચાવી લેવા જઉં..
જોઉ તો

અદૃશ્ય થતુ જણાય સુદર્શન
સરકી જતું જણાય ક્ષણમીન ...
જોયા કરુ ....

## બે ગીત / રાજેન્દ્ર શુક્લ

### જાજાં રે જૂહાર

સાજણાના સામે રે ઝરૂખે સોહે બેસણાં
અહીં અમે ઊભા અનરાધાર
સડકું ખોદાતી વચમાં વ્હાલની
સડકું ખોદાતી વચમાં વ્હાલની
પડે રે કોદાળી પડતા પાવડા
કોઈ જનમોજનમના ઢેફાં ઊખડે
ઘણ રે ઝીંકાતા શીણી ગણઝણે
તણખા ઝરે ને પાખાણ તૂટતા
દનની પેરે રે ડામર ઊકળે
કે અડવડ અંધારે ઓળખ ઓગળી
રેત રે પથરાતી મારા નામની
રેત રે પથરાતી ઠામોઠામની
કરી હમે રે દસ્યું ને એકાકાર
હવે સડકું બંધાયાં કેડે આવજો
રૂડાં સડકું બંધાયાં કેડે આવજો
જીવ રે હશે તો ઝાંખુ ભાળશું
જીવ રે હશે તો પાખું ભેટશું
સાજણ નહીં તો જાજાં રે કરીને જૂહાર .

## ચંદનચોકમાં

રૂડી ચોપાટું મંડાણી ચંદનચોકમાં
નાખ્યા લખચોરાસી દાવ
એવી ચોપાટું મંડાણી ચંદનચોકમાં

રૂડા ચાંદાસૂરજના કીધા સોગઠાં
નાચે કાંઈ આંખ્યુંને અણસાર
એવી ચોપાટું મંડાણી ચંદનચોકમાં

તમે પાસા ઢાળો કે તારા ઝળહળે
ને મૂઠી વાળો ત્યાં અંધાર
એવી ચોપાટું મંડાણી ચંદનચોકમાં

હવે ચોક રે ઘેરીને મગ્મી મલકતાં
અમે નેણ ઢાળ્યાં રે નતોડ
એવી ચોપાટું ખેલાણી ચંદનચોકમાં

(તાજેતરમાં પ્રસિદ્ધ થનાર સંગ્રહ ‘અંતરગાધાર’માંથી)

## ગઝલ / હેમંગ ક્રિસ્ટી

એ બંધ બારી ખોલતા વરસો વહી ગયા,
સૂરજને ઘરમાં લાવતા વરસો વહી ગયા

આખા ગણિતમાં ક્યારનું ભટકે છે શૂન્ય પણ,
પણ આંકડાને જોડતા વરસો વહી ગયા

માથાની વચ્ચેથી હવે ફૂટ્યો છે પીપળો
ને બોધિજ્ઞાન લાધતા વરસો વહી ગયા

ભડકે બળી રહી છે લક્કડકેટ છાતીએ,
ફાયર બ્રિગેડ આવતા વરસો વહી ગયા

રોકી શકે તો રોક ને તોડી શકે તો તોડ,
પત્તાનું ઘર બનાવતા વરસો વહી ગયા

ગઝલ / અમર પાલનપુરી

રૂપ તારા વગર, પ્રેમ મારા વગર
જીવશે બેઉ ક્યાથી સહારા વગર ?

એને નડતુ નથી કોઈ વિઘ્ન જગે
જેઓ સમજે ઈશારો, ઈશારા વગર

ક્યાથી પામુ તને, ક્યાથી શોધુ તને ?
તારો સમાર ચાલે છે તારા વગર !

હોય રેખા છતા જેમા રગ જ ન હો
કોણ સમજે એ ચિત્ર ચિતારા વગર

કઈક સમજો ને રોકો આ આસુ 'અમર
શુ ય કરશો ગગનને સિતારા વગર

## જ્યોતીન્દ્રભાઈ દવે / ચન્દ્રવદન મહેતા

**એક** અજાતશત્રુ એક જ. સાહિત્યક્ષેત્રે અને સામાન્ય સંસાર વ્યવહારમા એક અનન્ય અજાતશત્રુ, અને એના અવસાનથી હાસ્યરસની જે કઇ ક્ષતિ હોય એને વૈધવ્ય સાપડ્યુ, સાપડ્યે કોઇક એને માર્ક ટ્વેઇનથી માડી એરિસ્ટોફેનિસ, સરવેન્ટીસ, થર્બર, મોલિયેર, ગોગોલ સાથે સરખાવવાની ધૃષ્ટતા કરી છે. એમ કરવામાં જગતના પ્રકીર્તિત હાસ્યલેખકોની નામાવલી રજુ કરવાના અહભાવ પ્રગટ કરવા સિવાય બીજો કોઈ મુદ્દો ફલિત થતો નથી મોલિયેરના ટાર્ટુફે વડે પેરિસના પાદરીઓને નારાજ કરી દીધેલા, એમની ભારે-ભાર લાગણી દુભાવેલી, અને આખરે રાજાને એ નાટક ભજવવા માટે બંધી પણ ફરમાવવી પડેલી એમ જ એરિસ્ટોફેનિસની હાસ્યકલાને બળવતરાય જેવાઓએ તો 'અપરસ રચના' કહેલી, એમ જગતના સર્વમાન્ય અને પકાએલા હાસ્યલેખકો સાથે સરખામણી કરવા જતા આપણે આપણા જ્યોતીન્દ્રભાઇને અન્યાય પણ કરી બેસીએ છીએ એ યાદ રાખવા જેવુ છે જ્યોતીન્દ્ર એટલે જ્યોતીન્દ્ર એક જ, કોઈની પણ લાગણી દુભવ્યા વિનાના અને છતા કોઈની પણ શેહ રાખ્યા વિનાના એના લેખ, એમા ગમ્મત એમા અસાધારણ શ્લેષવ્યાપાર, એમા અસામાન્ય અતિશયોક્તિ, એમા સહજમા સમન્વય એવો કોઇને ક્યાય ટાકણી સરખી ભોકાયાનુ દુઃખ ન થાય એવો સરળ કટાક્ષ,

એવા એક સૂક્ષ્મ સમજદાર અને પંડિતયુગના કોઈ પણ વિદ્વાનની સાથે બેમે જોડાજોડ એવો પંડિતવર્ય બીજો નહીં મળે એની સરખામણી શી, કોની સાથે? કયા? કેમ? જયોતીન્દ્ર એટલે જયોતીન્દ્ર,

એમના અવસાનથી હવે હાસ્યરસના માપદંડ આ જમાના માટે તો નષ્ટ થઈ ગયા એ હતા તો એના લખાણોનો દાખલો અપાતો હવે હાસ્યલેખકોની બેફામ કલમો ચાલશે, એને રોકવા, એને અવરોધવા એને માર્ગદર્શક થવા કોઈ માપદંડ રહ્યા નથી એનો શોક થાય છે જયોતીન્દ્ર હાસ્યરસના લેખક તરીકે જાણીતા થયા, એની સાથે મોટા ભાગના સાહિત્યજગતે એમને એક શાસ્ત્રોમા પારંગત રસસિદ્ધાંતોના તલસ્પર્શી અભ્યાસી પંડિતને ધીમે ધીમે વિસાર્યો એને પરિણામે એમના વિશાળ વાચનનો, ઉર્દૂ, ફારસી અંગ્રેજી, સંસ્કૃત ઉપરાન્ત વિવિધ પ્રકારના પારસી સાહિત્યના અભ્યાસનો આપણે પૂરેપૂરો લાભ લઈ શકયા નહીં વિદ્વાન સંજાણા સાહેબને એમણે ભણાવ્યા, વિદ્વાન સંજાણા સાહેબે જયોતીન્દ્રને ભણાવ્યા પરસ્પરની એ બેલડીના વાર્તાલાપો, એમાથી ફલીભૂત થતા સંશોધનો વિગેરે સહુ ભુલાઇ ગયા.

જયોતીન્દ્રે સૌ કોઈને ખુશ રાખ્યા, કંઈકે એનો લાભ લીધો પુષ્કળ લાભ લીધો, હરીહામ બેસવા જ ન દીધા, એકી પાગતે બેસી નિરાતે લખવા જ ન દીધા આવી પ્રતિભાસંપન્ન, વિચક્ષણ સર્જનાત્મક વિવેકસભર જ્ઞાની વ્યક્તિની ગુજરાતે જેટલી કિંમત આંકવી જોઈએ એટલી આંકી નથી એટલે પરપ્રાન્તમા પણ ન અંકાઇ સિત્તેર વર્ષની અમારી અતૂટ મૈત્રી—કશા ખટરાગ રીસામણા મનામણા વિનાની દોસ્તી, અનેક કડવા મીઠા પ્રસંગોમા સહચાર્યભર્યો સમ્બન્ધ, એમાથી કિયુ પાસુ આલેખુ, કિયુ સંભારુ, અને એમાથી અમારા સિવાય અન્યને કેટલો રસ પડશે એ શંકાસ્પદ છે એક નાનો દેખાતો પણ વિરાટ શક્તિવાળો, એટલા જ મોટા હૃદયવાળો વિશાળ જ્ઞાન સમૃદ્ધ વિરલ પુરુષ ગયો એનો શોક વિસારવો સહેલો નથી □

## વિચક્ષણ સાહિત્યપુરુષ / રતિલાલ અનિલ

### જ્યોતીન્દ્ર હ દવે

[ ગયે વર્ષે લગ્નગાળામા એક નાગર ગૃહસ્થને ત્યા લગ્ન પ્રસગે હુ, વજ માતરી અને શ્રી મધુકર શુક્લ ગયા ત્યારે અમને શ્રી જ્યોતીન્દ્રભાઈએ લખેલુ મગળાષ્ટક આપવામા આવ્યુ. અમે પૂછ્યુ, મુબઈથી આવ્યુ ? 'ના, અહી આવ્યા છે'' અને અમે તરત જ એમને મળવા દોડ્યા બપોરનો સમય અમે ઓફિસમા જવા ઉતાવળા યે હતા, છતા દોડ્યા અને હિંચકે આરામ કરતા જ્યોતીન્દ્રભાઈ અમને જોઈને સફાળા ઊઠ્યા આવકાર આપ્યો અને પ્રસન્નતાનો અણધાર્યો ઉત્સવ ઉજવાયો. એની કાચી નોધ ત્યારે ટપકાવી રાખેલી તે જેમની તેમ, કશા જ ફેરફાર વિના અહીં આવી છે—અનિલ ]

આ ઉમરે પણ શ્રી જ્યોતીન્દ્ર હ. દવે મગળાષ્ટક લખવા જેટલા મગળ ઉદ્યમી છે. બને આખે મોતિયો હોવા છતા 'તમારા લખાણ હુ વાચુ છુ.' કહેવા જેટલા નિખાલસ અને જાગ્રત પરિશ્રમી છે. આપણા પડિત કોટિના વિચક્ષણ વિદ્વાનોમાના એક શ્રી જ્યોતીન્દ્રભાઈનુ મન આજે પણ એટલુ જ પ્રવૃત્ત છે સર્વ વિષયોમા સહજપણે પ્રવેશ અને અનાયામ લીલાવિહાર અને એમા બીજાને ભાગીદાર બનાવવાની રસિકતા એવી જ જીવન્ત છે, જાત પર હસી લેવાની અને બીજાઓ એમા ભાગીદાર બને એ જોઈ પ્રસન્નતા અનુભવવાની નિખાલસ ઝિદાદિલી યે એવી જ છે

આ ઉમરે તો અવસ્થાજનિત કેટકેટલી પરવશતા હોય! શરીર માત્ર આત્માના આછાપાતળા આધાર જેવુ, અને આયુર્વેદિક દવાઓના

પ્રયોગભૂમિ જેવુ, છતા એ પ્રયોગોમાથી એ સૂક્ષ્મ હાન્વગ્સ પામવાની અને સપડાવવાની વિરલ નાત્વિક બુદ્ધિ હજી એવી જ જીવન્ત છે

પડિત હોવા છતા 'જ્ઞાન ગુમાનની ગાસડી'નો કશો બોજ નહી, પીઢ હોવાની કશી બાહ્ય શિષ્ટ ચેષ્ટા નહીં, ઔપચારિકતાનો ઠાલો વિવેક નહીં, છતા પૂરા વિવેકી, જગતની લીલાને તટસ્થ નજરે જોનારા મુમુક્ષુ !

કેમ શુ ચાલે છે ? એમ પૂછે ખરા, પણ કયા ચોપડા બહાર પડ્યા, કેટલા ઈનામ કોને મળ્યા, તે ઠીક થયુ કે નહીં, કોનુ પુસ્તક પાઠ્યપુસ્તક રૂપે મજૂર થયુ–આવી સાહિત્ય–સાપ્રદાયિકતાની કશી વાત નહીં એમની સાથેની સાહિત્યિક વાતચીત વખતે સામાન્ય માણસ હાજર હોય તો તેને પણ એમની વાતમા રસ પડે. બૌદ્ધિક વિચક્ષણતાના ચમકારા શ્રોતામા પ્રસન્ન ઉત્તેજના જન્માવે એમા ઓરિએન્ટ ટ્રાન્સલેટરની જગા માટે પોતે ઈન્ટરવ્યુ આપવા ગયેલા ત્યારે તેમને પૂછવામા આવેલી ફારસી પક્તિનો શબ્દાર્થ સહિત પાઠ કરે તેમા યે તે રસ લઈ શકે પોતે કોઈ અજાણી દુનિયામા આવી પડ્યો છે એવો નિરાશ્રિત ભાવ જાગે જ નહી

શ્રી જ્યોતીન્દ્રભાઈ મનીષી ખરા, પણ માનવહિતમા જ સારે સર્વ વિષયોનુ માત્ર મગળગ્રાહી ચિતન કરવાનુ છે એવો બધકોશ નહીં, અને છતા શ્રેય શુ એની પૂરી તમીજ ! જ્યોતીન્દ્રભાઈ શ્રેયને પ્રેય પણ બનાવી શકે એવા વિલક્ષણ પ્રતિભાશાળી છે

કવિશ્રી ન્હાનાલાલ વિશે વ્યાખ્યાન આપવા ગયા ત્યારે ગજવામા ટિકિટ હોવા છતા તે ન મળતા પેનલ્ટી સાથે ટ્રેનભાડુ ચૂકવ્યુ, પછી ટિકિટ મળી આવતા તે રજુ કરતા વગર ટિકિટે મુસાફરી કરવા માટે સો રૂપિયાના દડની વાત એ હસતા મુખે કરી શકે અને પૈસા પાછા મેળવવાનુ કોઠાસૂઝ કોણ લડે, એમ કહીને હસી પણ શકે !

સાહિત્યકાર થયા એટલે માણસ મટી જવાતું નથી. માણસમાં રહેલી શ્રેષ્ઠ શક્યતા એ સાહિત્ય દ્વારા પ્રગટ કરે ત્યારે ય માણસની ભૂમિકા તો સાબૂત રહે જ છે એવી પ્રતીતિ શ્રી જ્યોતીન્દ્રભાઇ જેવાના સંસર્ગમાં થતી રહે છે

શ્રી હરિવલ્લભ ભાયાણી સમર્થ વિવેચક અને ભાષાશાસ્ત્રી થયા છતાં બાળક જેવી નિખાલસતાથી પ્રસન્ન મુદ્રાએ મુખરિત, મુક્તપણે હસી શકે છે. એથી એમની વિદ્વત્તા વધારે ઉજ્જવળ બને છે એમની હાજરીમાં આપણે પણ કશોક ભાર ઓઢી લીધો હોય તો તે અનાયાસ સરી પડે છે વિશેષપણાનો ગંભીર ભાર ઓઢી લઈને જ બીજાઓના ઔપચારિક પરિચયમાં આવવું એમાં કશીક મનતની અસ્પૃશ્યતા અને પોતાના વિશેનો આદર નહીં, પણ મન રહેલો છે એટલું આત્મસંરોવત નિખાલસ સાહિત્યકારોનું સાનિધ્ય પ્રેરે જ છે



જૂની રંગભૂમિની કેટલીક અતિશયોક્તિ અને અસ્વાભાવિકતાનો ઉલ્લેખ કરી પોતે અને ચં ચી મહેતા એની ટીકા કરતા એ વ્હીકારીને વર્તમાન રંગભૂમિના કહેવાતા હાસ્યરસિક નાટકોમાં પ્રગટ થતી અશ્લીલતામાં રહેલ રસહીનતાનો સંકેત કરી શ્રી જ્યોતીન્દ્રભાઈએ કહ્યું કે એવો એક નાટક હું જોવા તો ગયો, પણ થોડીવારમાં જ ઊઠીને ચલ્યો આવ્યો

જૂની રંગભૂમિનો શતાબ્દિ મહોત્સવ ઉજવાયો ત્યારે કહેવાતા સફળ ગુજરાતી પ્રહસનોના હાસ્યરસ વિશે કશી જ વિશ્લેષણાત્મક ચર્ચા થઈ નહીં ભાવકોની રુચિને બોદી બનાવી દેતી આ પ્રવૃત્તિ સૂક્ષ્મ હાસ્યરસ પામવાની વૃત્તિ મૂળે જ ઓછી છે તેનો છેદ ઉડાડે છે એ વિશે કોઈ પ્રભાવશાળી સાદ સંભળાયો નહીં બાકી આપણે ત્યાં પયગમ્બરી પ્રતિભાઓ ઓછી નથી ❑

## તરુરાગ–ઝાંપાનો વડ / જયન્ત પાઠક

વૃક્ષો ઉપરથી ગામના નામ પડે, ખેતરના નામ પડે ને અમારા આદિવાસી મુલકમા તો માણસના નામ પણ પડે  આંબલીખેડા ગામ હોય, કણુઝવાળુ ખેતર હોય ને થેરિંગ્ય નામનો આદિવાસી આદમી પણ હોય ગામને ઝાંપે ઊભેલા વડના વર્ણનો વાચ્યા છે, એના મહિમાગાન સાભળ્યા છે  છાયામા બપોરે ધણ ટળ્યુ હોય, ગોવાળિયા એની લટકતી મૂળીઓને બાથીગાવી હીચકો કરી હીંચતા હોય, કોઈ લાબા મારગનો વટેમારગુ પોગો ખાતો બેઠો હોય–આવુ આવુ ઘણુ ય ગામને ઝાપે ઊભેલા વડ વિશેના વર્ણનમા હોય  પણ અમારા ગામના ઝાપાનો વડ સાવ ઉપેક્ષિત ને અળખામણો રાતદિવસ બિચારો એકલો એકલો વાયરામા ફફડયા કરે ને લાલ લાલ ટેટા ગેરવ્યા કરે સસારી જીવની જેમ  એ ધરતી ઉપર ફાલનાર ફેલાનાર નહિ, પણ સ્વર્ગની અભીપ્સાવાળા તપસ્વીની જેમ ઊર્ધ્વગતિ કરનાર એની એક પણ મૂળી નીચે ઊતરીને જમીનમા જામેલી નહિ, એક જ થડ,

ઠેર ઠેર બખોલોવાળુ જે પરાપુરવથી હતુ તે જ આસમાની આપત્તિઓ સામે ઝૂઝયા કરે વસ્તીની વચ્ચે હોવા છતા ઉપેક્ષિત ને એકલવાયો, અળખામણા માણસ જેવો આ વડ સંકોચાઈને અસ્થિર પગે વારેવારે ડગમગ ડોલતો ઊભો છે એનાથી સો ડગલા જ દૂર વગડો ગ્વરવ કરે છે. આ વગડાએ જાણે ન્યાતબહાર મૂકયો હોય, ગોળબહાર કર્યો હોય એમ આ વડ આસપાસ ઊગેના તાડ ને બાવળ વચ્ચે આવીને વસ્યા છે. કયારે ઊગ્યો હશે ઊછરીને મોટો થયો હશે એ તો કોણ જાણે ? દાદા કહેતા ઝાડ જૂનુ છ, પોતે આ ગામમા આવીને ઘર બાધ્યુ ત્યારે પણ આ વડ આવો જ હતો એની નીચેથી રસ્તાઓ જાય થાણા ભણી ને જગનમા આવેલા મહાદેવના મંદિર ભણી, ઉત્તરમા નદી ભણી ને દક્ષિણમા ધોવણા ભણી, રસ્તા તો રાત-દિવસ ચાલે ને કયાના કયા પહોચી જાય, નદીઓ તરી જાય ને પહાડો ચઢી જાય ! પોતાના ભાગ્યમા એવુ નહી એમ વિમાસતો, ડૂમો ભરાઈ આવે ત્યારે ખર ખર ખર થોડા પાદડા ખેરવી લેતો, પાતાળમા ખોડાઈ ગયાની પીડા અનુભવતો ગામના ઝાપાનો એ વડ

અમે છોકરડાઓ આ વડની પાસે ઊગેના બાવળ ઉપર દાતણ લેવા ચઢીએ અધારુ થાય ત્યારે કોઈ જુએ ના એમ (બ્રાહ્મણના દીકરા એટલે તાડને અડાય નહીં) થડને બાથમા લઈને તાડે ચઢવા મથીએ, પણ આ વડ ઉપર કયારેય ના ચઢીએ કોણ જાણે કેમ પણ આ એકલિયા ને ઉદાસ ઝાડની મથરાવટી જ મેલી કોઈ કહેતુ કે એની બખોલમા ચૂડેલ રહે છે, કોઈએ મધરાતે આ વડ હેઠળ ગામના ભૂતડાને ભેગા થઈને ગરબા ગાતા કે રડતા સાભળ્યા છે, કોક તો વળી ઝાડ ઉપર ઊધે માથે લટકતા વંતરાથી હબક ખાઈને માદા પડયા છે ને મરી પણ ગયા છે. અમારુ ઘર ગામના આ ઝાપાવાળે છેડે, એટલે આ વડને અમે બાળપણમા આગણામાથી તેમ પાછળ વાડામાંથી નજીકથી જોતા, આમ તો અમને એ કોઈ દયાપાત્ર ડોસા જેવો લાગતો

પણ અંધારી રાત્રે એનું ડરામણું દર્શન પણ અમને થયું છે ધીમા પવનમાં પાંદડાં હળુહળુ હાલે છે, ખખડે છે પૂર્વમાંથી ઊંચે આવતો ચાળણી જેવડો ચાંદો વાડામાંથી દેખાય છે પાથરેલા ખાટલાઓમાં પડ્યા પડ્યા અમે ઊનાળુ વેન ભરેલી આંખો વડે વડ ભણી તાકી રહ્યા છીએ ચાંદ ચઢતો ચઢતો વડ ઉપર આવી ગયો છે હાલતા પાંદડાંથી ઢંકાતો મથાતો, દેખાતો છુપાતો એ ટોચે આવીને થંભ્યો છે એના બિંબમાં બરોબર વચ્ચોવચ્ચ એક આકૃતિ દેખાય છે, એના ત્રિકોણિયા કાન ને ડાહ્યા માણસના માથા જેવું મોટું માથું ચંદ્રનું ખંડખંડણ કરે છે થોડીવાર થાય છે એટલે એ આકૃતિમાંથી ઘેરો રણકતો અવાજ ઊઠે છે મૂઓ મૂઓ મૂ ઓ! દૂર કોક બીજા ઝાડ ઉપરથી એવા જ ઉદ્ગારોમાં પ્રત્યુત્તર અપાય છે મન ભયથી ભરાઈ જાય છે, પથારીની ચાદર મોઢેમાથે ઓઢી લેવાય છે વડ કે ઘુવડ સામે જોવાની હિંમત ક્યાંથી લાવવી? સવારે ઘરમાં વાત થાય છે, દાદા કહે છે, 'રાતે ઘુવડ 'મૂઓ મૂઓ' બોલતો હતો, નક્કી કોઈનું મોત થવાનું' પછી અમને ઉદ્દેશીને કહે છે 'ઘુવડને ટેકો મરાય નહીં, ટેકૂ તો ન જ મારવું ટેકલો કે ટેકૂ એ કૂવામાં નાખી આવે ને જેમ જેમ એ પાણીમાં ઓગળે તેમ તેમ પેલા મારનારનું શરીર પણ ગળે ને આખરે એ મરણ પામે!' વડ ઉપર ચાંદા ને ચાંદામાં ઘુવડ આજેય એવા જ બેઠા છે—ક્યારેક તો 'મૂ ઓ મૂ ઓ' પણ સંભળાય છે

એક સાંજે આછા અંધારામાં હું પાસેના ગામથી ઘેર આવતો હતો રસ્તો નિર્જન ને મન ચોર-લૂંટારુના ભયથી ભરચક—ઉત્તરમાં નદીએથી પાણી પીને આવતાં ઢોર વડ આગળ થઈને દક્ષિણમાં જતા રસ્તે પોતપોતાના ગામ ભણી જાય મેં આછા અંધારામાં સામેથી કશુંક આવતું ભાળ્યું, વડની છાયામાં આવતાં એ કાળા રંગનું કોઈ પશુ લાગ્યું મનમાં થયું કે વાઘ જ છે પગ ધ્રૂજવા લાગ્યા, ધીમા

પડી ગયા, ઢીલા પડી ગયા, શરીરે પરસેવો વળી ગયો વર આગળ જ આપણા સોયે વર્ષ પૂરા થવાની કલ્પનાથી બુદ્ધિ બહેર મારી ગઈ પાછા તો જવાય જ નહીં કેમકે મામજીનુ કે જો પીઠ બતાવીએ તો તો મામો (વાવ) પાછળ દોડે ને બોચીમાથી ઝાલે, હવે તો મગજ જ નક્કી ને તેય હાવરે તમા હિંમત કરીને જરા આગળ ચાલ્યો ને જોયુ તો સામેથી એક વાછરડુ ધીમી ચાલે આવે ! પાણી પીવા આવેલા ધણમાથી પાછળ રહી ગયુ હશે. કદાચ આ વાવ માન્યુ ને વાછરડુ જ આગળ જતા વાવના પેટમા પડી જશે વાવ, ભૂત, ડાકણ, વંતરાની એ દુનિયાના મૂળમા અમારે મન તો આ દુષ્ટ વડ જ

પણ આ વડ હવે વારવાર સાભરી આવે છે હમણા જ વતનનો એક લગોટિયો દોસ્ત મળી ગયો ઘણા માણસો ને ઘણા ઝાડની યાદ કરી કરીને ખબર પૂછી. કેટલાક છે ને કેટલાક નથી ગયા એકાએક મે પૂછ્યુ પેલો વડ છે કે, ઝાપાવાળો ?' 'એ તો પડી ગયો ક્યારનોય, વટોળિયામા,' સામાન્ય અખબારી હેવાલ આપતો હોય એ રીતે મિત્રે કહ્યુ 'હે ! એમ ! ના હોય !' મારાથી બોલાઈ ગયુ. મારા મોના હાવભાવ જોઈને પેલો મિત્ર મને વિસ્મયથી તાકી રહ્યો હુ કવિ છુ એ વાત એ જાણતો હતો, પણ અત્યારે કદાચ એવા ગાડપણથી આગળની અવસ્થામા છુ એવુ એને લાગ્યુ હશે એણે કહ્યુ 'કેટલુ જૂનુ ઝાડ હતુ ! પડી જ જાય ને ! એ વટોળિયામા તો ભલભલા ઝાડ ઊખડી ગયેલા, એની આવરદા પૂરી થયેલી એટલે વધારે ક્યાથી જીવે !' 'ના, ના, ફરી વટોળિયો આવે ને હુ ઊખડી જાઉ ત્યા સુધી તો આ વડ અડીખમ ઊભો રહેવાનો જ ! એ ગોઝારા ગામને ઝાપે થોડો ઊગ્યો હતો ? એ તો મારા હૃદયના રાગમા છે !' હુ કવિતાથી આગળની ગાડપણની કોઈ અવસ્થામા પહોચી ગયો છુ એવી મિત્રની શકા મારા આવા ઉદ્ગારોથી વધારે દૃઢ થતી લાગી. ▢

૧૮-૬-૧૯૮૦

## —અને / વિજય શાસ્ત્રી

અજાણી ઇચ્છાઓના સર્પો સળવળ્યા કરે છે મકાનોની અગાસી-ઓ પર સુશોભિત ફૂલોના કુંડા વ્યવસ્થિત અને હારબંધ ગોઠવાયેલા છે છતા તેમની વચ્ચે કોઈ અનુસંધાન વરતાતુ નથી ધીરે ધીરે અંધકાર છવાતો જાય છે. મહાનગરના વિશ્વની સાથે જ હૃદયમા પણ ચૂપ કીદી પ્રસાર પામતી જાય છે આ નીરવ ભેંકારના ગર્ભમાથી કોઈ ક્ષણે કશાકનો સ્ફોટ થઇ ઊઠશે એવી ભીતિનો ભાર લાગ્યા કરે છે દલીલ-પ્રિય બુદ્ધિ એનુ નિરસન કરવા વાચાળ થઈ ઊઠે છે અને કહે છે કે આ અંધકાર સગર્ભ નથી બોદો છે દંભી છે કશાકને છુપાવ્યાનો દેખાવ જ માત્ર ધારે છે બાકી સવાર પડશે ને આ જ સ્થળનુ બીભત્સ રૂપ ખુલ્લુ પડી જશે આવી ક્ષણોની એક સનાતન અભેદ્ય બીકનો બોજો લાગવા માડે છે કાલે શુ શુ કરવાનુ છે એ બધુ જ બીભત્સ રીતે સ્પષ્ટ હોવા છતા આવતી કાલ વિશે સાશંક બની જવાય છે આજના સંબંધોનો દગલો કાલે પણ આવો જ ગોઠવાયેલો રહેશે કે ભાગીને વેરવિખેર થઈ જશે એવો શંકા થયા કરે છે શંકામા ને શંકામા શુ થશે એનીય શંકા થયા કરે છે

બધુ જ સ્થગિત થઈ ગયેલુ લાગે છે ગઈ ક્ષણ સુધી સ્વજન લાગતા માણસો પણ એકાએક કોઇ શાપ પામી અસ્તંગમિત મહિમા-વાળા બની પથ્થરમા પલટાઈ ગયા હોય એવા અતડા થઈ જાય છે

એમને એમનો ડાગેળાર છે, વ્યવહાર છે એમા તેઓ પૂરાળ રહે છે
આપણી સાથેનો વ્યવહાર તેઓ માત્ર ઉપચારપૂર્વક જ કરે કે કદાચ
એમનુ પોતાની જાત સાથે જ અનુસવાન નથી અને તેઓ પોતાની
જાતને જ વ્યવસ્થિત કરી શક્યા નથી એટલે સ્વ સિવાયના કશા
પણ સાથે અનુસંધાન પામવાની એમનામા વૃત્તિ જ નથી રહી બીજા
સાથે મળવાથી પ્રગટ થઇ જવાની એમને કદાચ બીક લાગતી હશે
નાટકના રંગતાની જેમ જે કૃતક ઠાઠ એમણે સ્વમહિમાનો રચ્યો છે,
ઓગળી જવાની દહેશત લાગતી હોવાથી અન્યો સાથે સેતુ બાંધી શકતા
નથી પવન જગી વૃક્ષોને ધુણાવતો સુસવાટ ગયો છે

એકાએક કોઈક ક્યાંક ફનગને કશુંક માર્યું હોય એમ દરરાનો
બાઝીને થઇ ઊઠેલો ચિત્કાર સંભળાય છે આજુબાજુમા માણસો (!)
રમે છે. એમને કોઈ કશા પ્રશ્નો સતાવતા હોય એમ લાગતું નથી
યથાસમયે તેઓ સજીધજીને બહાર પડે છે સ્કુટરો ચાલુ કરે છે ને
પ્રસન્ન મુદ્રાથી એના પર સવાર થઇ ઊપડે છે જગત એમને માટે
સખખુ ચાલતુ લાગે છે બધા બધે જ સુખી ને પ્રસન્ન જોવા મળે છે
ત્યારે એકાદ દુભાયેલાનો રથોપાત જ માત્ર એમની ભ્રૂકુટી ચડાવવા
પૂરતો છે સુખસેવી માણસોને કશે ક્યાય અશાંતિ ગમતી હોતી નથી
એમને બારણે એમને ઝગડો પસંદ નથી. કોરેન્ટાઇનમા બેસી રહી
ઍન્ટીસૅપ્ટીક વાતાવરણમા અણીશુદ્ધ અખંડ રહેવાનુ તેઓ પસંદ કરે
છે બચેલ પહોંચાડે એવી બધી જ બાબતોને વાળે પાડવાની વ્યવસ્થા
તેમણે કરી દીધી હોય છે પ્રેમ કરવાના પણ વારા બાંધી દીધા હોય
છે એ ટાઇમટેબલ બહાર કશુ કરવાનો એમનો મૂડ હોતો નથી
જાતને રંદો મારી મારી લીસ્સી ને સરખી કરી દીધી છે ક્યાય
ખાડાખૈયો રહેવા દીધો નથી.

જોરદાર વરસાદ પડવાથી આગણામા પાણીના નાના નાના
તળાવો ભરાઇ જાય છે ત્યારે બહાર નીકળવાની તકલીફ પડે છે ત્યારે

વરસાદને પણ ગાળો દેવાનુ આ ભદ્ર લોકો ચૂકતા નથી

મકાનો સ્તબ્ધ છે દીવાલો સ્તબ્ધ છે દીવાલોની વચ્ચે રહેતા માણસો (?) સ્તબ્ધ છે સ્થગિતતા એ જ એમની ગતિ છે અજગર સમી અલસતા ધારણ કરી તેઓ હડે પેટે રવિવારના છાપામા આવતુ સાપ્તાહિક ભવિષ્ય વાચે છે બે અક્ષર અણગમતા આવ્યા હોય તો વ્યગ્ર બની જાય છે, પણ ભલા માણસ જેમણે કાળને પણ ખીસામા મૂકી દીધો છે, જેમને માત્ર ઉનાળાના સૂર્ય સિવાય કશુ ઉકાળી શકે એમ નથી, જેમને માત્ર વર્ષાના જળ સિવાય કશા તરફ રોષ નથી જેમને કદી કશાનો સામનો કરવો પડવાનો નથી અને બધી જાતનો સામનો કરવાને જેઓ કટિબદ્ધ છે એવા માણસો અને જગત વચ્ચે સગવડિયો સબધ જ હોય છે જગત અને જગતના વ્યવહારો એમને માટે કીડીએ દર બનાવવા ખોદી કાઢેલી માટીના ઢગલાથી વિશેષ હોતા નથી 

૧૪ સપ્ટેમ્બર, ૧૯૮૦

વ શ્રી ભુગુરાય અજારિયાના પત્રો ગ્રથસ્થ કરવાની યોજના તેમના પત્ની પ્રો સુધાબહેને કરી છે આથી જે જે ભાઈ-બહેનો પાસે શ્રી ભુગુરાયના પત્રો હોય તે સૌને એ પત્રો પરિચય ટ્રસ્ટના સરનામે (મહાત્મા ગાધી મેમોરિયલ બિલ્ડિગ, નેતાજી સુભાષ રોડ, મુબઈ-૪૦૦ ૦૦૨) મોકલવાની કૃપા કરવા વિનતિ કરીએ છીએ પત્રોની નકલ કરાવીને મૂળ પત્રો તે મોકલનારને અસલ સ્થિતિમા પાછા મોકલવામા આવશે

## 'નો પાર્કીંગ' / સતીશ વ્યાસ

(તખ્તા ઉપર સ્પષ્ટ દેખાય એવા વર્તુળાકાર અને ચોરસ ચોકઠા ગોઠવેલા છે. વર્તુળમા એક યુવાન દોડતા દોડતા હાંફી ગયો હોય એમ શ્રમિત થઈને શ્વાસ ભરતો. માથુ ઊંચુ-નીચુ કરતો ઊભો રહ્યો છે, ચોરસ ચોકઠામાનો બીજો યુવાન-ચોકઠુ બેએક ફૂટ ઊંચી દીવાલનુ હોવા છતા-કૂદવા મથામણ કરે છે પગ જ ઊંચકાતા નથી તેથી એ યે કલાન્ત.)

વર્તુળવાળો યુવાન—થાકી ગયો હુ તો।

ચોરસવાળો યુવાન—હા.

વ યુ —શુ હા?

ચો. યુ.—હુ થાકી ગયો છુ. ખરે જ.

વ યુ.—હુ કે તુ?

ચો યુ —તુ કે હુ?

વ. યુ —હુ તો મારી વાત કરુ છું

ચો. યુ.—ને હુ મારી, મને એમ કે તુ યે મારી વાત કરે છે!

વ. યુ.—તારી વાત કરી શકુ એવી ફુરસદ જ ક્યા છે?

વરસાદને પણ ગાળો દેવાનું આ ભદ્ર લોકો ચૂકતા નથી

મકાનો સ્તબ્ધ છે દીવાલો સ્તબ્ધ છે દીવાલોની વચ્ચે રહેતા માણસો (?) સ્તબ્ધ છે સ્થગિતતા એ જ એમની ગતિ છે અજગર સમી અલમસ્તતા ધારણ કરી તેઓ ઠંડે પેટે રવિવારના છાપામાં આવતું સાપ્તાહિક ભવિષ્ય વાંચે છે બે અક્ષર અણગમતા આવ્યા હોય તો વ્યગ્ર બની જાય છે, પણ ભલા માણસ જેમણે કાળને પણ ખીસામાં મૂકી દીધો છે, જેમને માત્ર ઉનાળાના સૂર્ય સિવાય કશું ઉત્તેજી શકે એમ નથી, જેમને માત્ર વર્ષાના જળ સિવાય કશા તરફ રોષ નથી જેમને કદી કશાનો સામનો કરવો પડવાનો નથી અને બધી જાતનો સામનો કરવાને જેઓ કટિબદ્ધ છે એવા માણસો અને જગત વચ્ચે સગવડિયો સંબંધ જ હોય છે જગત અને જગતના વ્યવહારો એમને માટે કીડીએ દર બનાવવા ખોદી કાઢેલી માટીના ઢગલાથી વિશેષ હોતા નથી □

૧૪ સપ્ટેમ્બર, ૧૯૮૦

વ શ્રી ભૃગુરાય અંજારિયાના પત્રો ગ્રંથસ્થ કરવાની યોજના તેમના પત્ની પ્રો. સુધાબહેને કરી છે આથી જે જે ભાઈ-બહેનો પાસે શ્રી ભૃગુરાયના પત્રો હોય તે સૌને એ પત્રો પરિચય ટ્રસ્ટના સરનામે (મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ નેતાજી સુભાષ રોડ, મુંબઈ-૪૦૦ ૦૦૨) મોકલવાની કૃપા કરવા વિનંતિ કરીએ છીએ પત્રોની નકલ કરાવીને મૂળ પત્રો તે મોકલનારને અસલ સ્થિતિમાં પાછા મોકલવામાં આવશે

'નો પાર્કીંગ' / સતીશ વ્યાસ

( તખ્તા ઉપર સ્પષ્ટ દેખાય એવા વર્તુળાકાર અને ચોરસ ચોકઠા ગોઠવેલા છે. વર્તુળમા એક યુવાન દોડતા દોડતા હાફી ગયો હોય એમ શ્રમિત થઈને શ્વાસ ભરતો, માથુ ઊંચુ-નીચુ કરતો ઊભો રહ્યો છે, ચોરસ ચોકઠામાનો બીજો યુવાન-ચોકઠુ બેએક ફૂટ ઊંચી દીવાલનુ હોવા છતા-કૂદવા મથામણ કરે છે. પગ જ ઊચકાતા નથી તેથી એ ચે કલાન્ત)

વર્તુળવાળો યુવાન—થાકી ગયો હુ તો।

ચોરસવાળો યુવાન—હા.

વ યુ—શુ હા?

ચો યુ—હુ થાકી ગયો છુ. ખરે જ.

વ યુ.—હુ કે તુ?

ચો યુ.—તુ કે હુ?

વ. યુ—હુ તો મારી વાત કરુ છું

ચો. યુ.—ને હુ મારી, મને એમ કે તુ યે મારી વાત કરે છે!

વ. યુ.—તારી વાત કરી શકુ એવી ફુરસદ જ ક્યા છે?

ચો સુ—મારુ પણ એવુ જ છે અરે મને તો મારી વાત પણ યાદ નહોતી આવની પણ આ ચોકઠામાથી બહાર નીકળાતુ જ નથી.

વ સુ—હુ યે કયા નવરો છુ ? કયારનો ય દોડયા કરુ છુ ! જાણે વળ આવનો જ નથી ! તારે દોડવુ પડે છે આમ ?

ચો સુ—ના, દોડવુ તો નથી પડતુ પણ આ દીવાલો કૂદતા પગ ભગાઇ જાય છે ! કયારેક થાક ખાવા ઊભા રહેવાની ઈચ્છા થાય પણ ઈચ્છા જ પણ પછી અદર રહેતા આ માકડનો ડર લાગે છે !

વ સુ—તે હજી સુધી માકડ મર્યા નથી ? તુ તો કહેતો હતો ને કે મરી ગયા !

ચો સુ—એ તો મરી ગયા કયારનાયે ! પણ અહી એમના વશવારસો ઝડપથી ઊછરે છે તારે કઈ આવી તકલીફ છે ?

વ સુ.—ના, અહીં માકડ તો નથી પણ

ચો સુ—અટકી ગયો ને, ન જ હોય તારે મારા જેટલી આપત્તિઓ ન જ હોય !

વ સુ.—એવુ નથી તારી આપત્તિ તો બહુ નાની છે કહોને કે કાઈ વિસાતમા જ નથી !

ચો. સુ—બનાવટ ! કશુ સૂઝતુ નથી એટલે કહી દીધુ કે પોતાની આપત્તિ મોટી ને મારી નાની ! પારકુ ગુમડુ કેરાની જેવુ !

વ સુ—સાચુ કહુ છુ ! હુ તો જરાક અટકીને ઊભો રહેવા જઉ છુ ત્યા જ મને કોઈક અદરથી ગોળગોળ ઘુમરાવવા મથતુ હોય એમ લાગે છે ચગડોળના ચીચોડા જેવુ, મોતના કૂવામાની મોટર-સાયકલ જેવુ કઈક મને સતત ફેરવ્યા કરે છે ? કેમ વર્ણવુ તને હુ આ બધુ ?

ચો. પુ —હું ક્યા જોવા આવવાનો છુ તારી અન્દરની ગતિ ? ભચડયે રાખ ગપગોળા ? તને તો તારુ દુ.ખ જ મોટુ લાગવાનુ !

વ પુ —તું નહીં સમજે. જવા દે. પણ આ કેટલુ કઠિન છે દોડદોડ કરવનું ? . મારા પગ જાણે અટકતા જ નથી 'અદરથી, હુ પાણી પાણી થઈ ગયો છુ ગળી ગયો છુ ને તો ય આ પગને જાણે થાક લાગતો નથી...ના, ના.. થાકે છે તો એય ગોટલા બાઝી ગયા છે પણ તો પછી...તો . અટકાતુ કેમ નથી ?

ચો. પુ.—તુ અટકવા પ્રયત્ન જ નહીં કરતો હોય !

વ. પુ —વાત શી કરે છે તુ ? હુ ન અટકવા મથુ ? અરે, મારી રહીસહી બધી જ શક્તિ હુ અટકવા કામે લગાડી દઉ છુ પણ વ્યર્થ !

ચો. પુ.—આમ તો મારુ પણ એવુ જ છે દોસ્ત ! છે તો આ બે ફૂટ ઊચુ ચોકઠુ પણ જાણે હુ યે બધાઇ ગયો છુ પગમા મણિકા પહેરાવી દીધા છે કોઈએ ને કોઈ જબરદસ્ત ચૂબકો ખેચી રહ્યા છે એને.

(પ્રકાશ થોડો ઝાખો થઇ બધ ને પછી પૂર્ણ)

વ પુ.—તુ કામ શુ કરે છે ?

ચો પુ.—હુ ?

વ. પુ.—હા, તુ !

ચો પુ.—હુ અહીંના છાપામા બીબા ગોઠવવા જાઉ છુ

વ. પુ.—કમ્પોઝીટર ?

ચો. પુ.—હા. કમ્પોઝીટર ? ને તુ શુ કરે છે ?

વ. પુ.—હું

ચો. પુ —હા. તુ !

વ. પુ.—હુ ડ્રાઈવર છુ શહેરના સરક્યુલર રૂટની બસનો.

ચો યુ—કામ રહે છે ?

વ યુ—અરે, વાત ન પૂછ ! ભયકરં ટ્રાફિક ધમધમાટ મુસાફરોની ધક્કામુક્કી સ્ટેન્ડે સ્ટેન્ડે પહેના એક ને પછી બે ઘટડીઓના અવાજે કાળુપુરથી કાળુપુર મને તો કાળુપુર પણ કાળપુર જેવુ લાગે છે.

ચો. યુ—તારે ગતપાળી હોય છે ?

વ યુ—હોય છે ને કયારેક ! સાથા બધા ચેન'થી નીદ લે છે ત્યાર મારે જાગવાનુ ! તારે જાગવુ પડે છે કે ?

ચો યુ—હુ ? મારે ? મારે તો પન્દર પદર દિવસે પાળી બદનાય છે ! મારી પત્ની પણ ત્રાસી ગઈ છે !

વ યુ—ત્રાસે જ ને ! પ્રેસમા ગતપાળી હોય ત્યારે ઘરમા દિવસપાળી જ કરવી પડે ને ! મને તો હાથ પણ લગાડવા નથી દેતી કમબખ્ત એવા દિવસે !

ચો. યુ—છોકરા ઘરમા હોય ને ?

વ. યુ—ના, ના, એ તો નિશાળે ગયા હોય પણ કહે ' દિવસે શરમ લાગે છે સાલુ આપણે તો જાનવરથી યે બેત !

ચો યુ—તને દિવસે ઊઘ આવે ?

વ યુ—મારુ ઘર તો જાહેર રસ્તા પર છે એક ઓરડી આઠ બાય આઠની, બહાર ધમધમતો ટ્રાફિક સામે હાથશાળના કારખાના, પડોશમા ડીગાવસુઓ કયાથી ઊઘે આમા ! પછી પત્ની ફરિયાદ જ કરે ને કે ફર્સ્ટ ગિયરમાંથી આગળ વધતા જ નથી ને ! ! દમ થઇ ગયો છે સાલો

ચો. યુ—મને સાલી કબજિયાત રહે આ અનિયમિત જિન્દગીથી ગેસટ્રબલને કારણે પેટ તો પથરા જેવુ થઈ જાય છે ! મારી પત્ની તો કહે છે કે તમારી સાથે સુવાય જ નહીં ઊપાન કે અપાન ગેસ

વ. યુ.—તો યે તારુ કામ થોડુ સરળ છે. કમ્પોઝ કરતી વખતે ટ્રાફિકનું ધ્યાન તો નહીં જ રાખવાનુ ને ? મારા તો પગ હવે કાયમ હાલ્યા કરે છે.

ચો. યુ—ને મારી આગળીઓ, મારી પત્ની તો ઘણીવાર ફરિયાદ કરે છે કે આમ કમ્પોઝ કરતા હો એમ શુ કરો છો ? હવે તો એ કહે છે કે, હજી આટલા વર્ષે મારી જ ભાષા બોલતી થઇ ગઈ છે. કહે છે કે, હજી આટલા અનુભવે ય ઊધુ કમ્પોઝ કરો છો ! ! (હસે. બન્ને હસે થોડીવાર પછી) આગળીઓ સતત હલે. અટકાવવા પ્રયાસ કરે વર્તુળવાળા યુવાનના પગ સતત હલે પ્રકાશયોજનામા ગતિશીલતા)

ચો યુ—એ ય, કઈક વાત ચાલુ રાખ ! નહીં તો મારા આ આગળા અટકશે નહી !

વ યુ—હા, મારા પગ પણ તો જ અટકશે, કદાચ.

ચો. યુ—જો, ધીમા પડયા

વ યુ—ને મારા પગે ય

ચો યુ—મારે તો આ ચોકડામાથી ગમે તેમ કરીને બહાર નીકળી જવુ છે

વ યુ—મારે યે આ વર્તુળમાથી નીકળવુ છે યેનકેનપ્રકારેણ.

ચો યુ—એક કામ કર, તારુ પેન્ટ કાઢીને આ બાજુ ફેંક !

વ યુ.—શુ કહ્યુ ? પેન્ટ કાઢુ ?

ચો યુ.—હા, હા. કેમ શો વાધો છે ?

વ યુ.—પણ પેન્ટ ? ને તારા દેખતા ?

ચો યુ.—તારે અહીંથી નીકળવુ છે ને ?

વ યુ—તે પેન્ટ કાઢ્યા વગર નહીં નીકળાય ?

ચો યુ.—ના તારે પેન્ટ કાઢવુ જ પડશે

વ. યુ—પણ

ચો યુ —પણ પણ કંઇ નહીં પહેલા હું ખેંચીને જોર કરું ? કદાચ તારી, તારા પેન્ટની મદદથી હું નીકળી શકું !

વ યુ —પછી મને ન કાઢે તો ?

ચો યુ —અરે, હોય ! આપણે ગમે તેમ તો યે સમદુઃખિયા ભલે મારા કરતા તારું દુઃખ ઓછું હોય !

વ યુ —ઓછું નહીં ! વધારે.

ચો યુ —જો પાછો સીદીભાઈને સીદકા વહાલા.

વ યુ —એમ ઉડાવ નહીં, જે સાચું છે એ તો કહું જ ને ?

ચો યુ —શેનું સાચું ? તારે વળી શેની તકલીફ ? તારી તો આંખો યે હજી સારી ને આ મારી જોઈ

વ યુ.—કેટલો નંબર છે ?

ચો યુ —એક આંખમાં નવ ને બીજીમાં પાંચ

વ. યુ.—મારે યે છે ! એકમાં ચાર છે ને બીજીમાં દોઢ

ચો યુ —તે ચશ્મા કેમ નથી પહેરતો !

વ યુ —મોઘા પડે છે ! વારવાર તૂટે તો નવા ક્યાંથી લાવું ?

ચો યુ,—કેમ ? તૂટે કેમ ?

વ યુ —બે જોડ છોકરાઓએ તોડયા ત્રણેક જોડ જુદા જુદા આંદોલનોમાં લોકોએ બસ ઉપર પથ્થરમારો કર્યો એમાં તૂટ્યા એકવાર તો કાચ આંખમાં પેસી ગયો. ઓપરેશન કરીને કાઢ્યો હવે તો પહેરવા જ નથી

ચો. યુ —પણ એમ તો આંખ બગડે !

વ. યુ.—હવે તો આખું શરીર બગાડી મૂક્યું છે ત્યાં આંખને બચાવી શું કરું ? અહીંથી નીકળાય તો પછી નિરાંતે ચશ્મા પહેરીશું

ચો યુ —તો પછી કાઢ તારું પેન્ટ !

વ. યુ —માંડ માંડ સસ કોચ પેન્ટ કાઢે ને ચોગ્ગસવાળા યુવાન તરફ ફેંકે એક પાયજાનો છેડો વર્તુળવાળા યુવાનના હાથમાં, બીજાનો

ચો યુ. ના. ચોરસવાળો યુવાન પણ પેન્ટ કાઢે ને વર્તુળવાળાના પેન્ટ સાથે બાંધે. બન્ને ચડ્ડીભેર)

ચો યુ.- હવે ગોળ ગોળ વળ ચઢાવ ને તારી ગતિને રોકવા પ્રયાસ કર .

(વળ ચઢાવે)

વ. યુ —હવે ખેચશે કોણ? હુ કે તુ ?

ચો. યુ —તુ.

વ. યુ — હુ ?

ચો યુ.—હા. તુ,

વ યુ.—ના, તુ

ચો. યુ — હુ ?

વ. યુ.— હા, તુ

ચો યુ.—કેમ ?

વ. યુ —તારુ વજન જરા મારા કરતાં વધારે છે તુ ખેચ. સરળ પડશે બન્ને ખેચીશુ તો તો કયાક બન્નેના પેન્ટ ફાટી જશે

ચો. યુ.—બરાબર. ત્યારે થઈ જા તૈયાર, ખેચુ છુ હ !

વ. યુ.—હા, ખેચ

(ચો યુ. ખેચવા મથે છે, જોરથી એક એવો આચકો લાગે છે કે ચોરસવાળો પુરુષ વર્તુળમા અને વર્તુળવાળો પુરુષ ચોરસમા આવી જાય, હવે વર્તુળમા આવેલો યુવાન ગોળ ગોળ ફરવા માડે છે ને ચોરસમા આવેલો યુવાન ચોરસાકારમા ગતિ કરવા માડે છે)

વ યુ —અરે વાહ ! આ ચોરસમા તો મઝા પડે છે કેટલુ ધીમુ ચાલવાનુ છે અહીં ? ને આ માકડ તો ગનગલિયા કરે છે ! ફાઇન ! જાણે કોઇ પ્રેસના કમ્પોઝ વિભાગમા નિરાતે બીબા ન ગોઠવતો હોઉ એવુ લાગે છે !

ચો સુ —મને પણ આ દોડવું ખૂબ ગમે છે ગોળ ગોળ ગોળ, જાણે પૃથ્વીની નિયમિત ગતિ નિરંતર હરપ્રહર

વ સુ —આમ અવળું અવળું કેમ બોલે છે બધું ?

ચો સુ —કમ્પોઝ વિભાગમાં કામ કરતા કરતાં હું સાહિત્યકારોની ભાષાના સંપર્કમાં આવતો ને પરિણામે મારી ભાષાનું ચોકઠું પણ બદલાઈ ગયું હતું એની આ અસર છે પણ હવે છુટાશે

વ સુ —પણ મને તો એવી ભાષા બોલવાની મઝા પડે સંસ્કારી દેખાઈએ ને ?

ચો સુ.—સંસ્કારી ભાષા બોલવાથી સંસ્કારી થવાતું હોત તો આપણને આ ચોકઠામાં ને વર્તુળમાં પૂરી દેનારા પાડ્યા જ ન હોત ને માદરબખ્તો ?

વ સુ.—જોયું ને ? તારામાં બસ ડ્રાઈવરની ગાળો આવી ને ?

ચો સુ.—કમબખ્તોને ડીઝલની ટાંકીમાં ડૂબકી ખવડાવી ખવડાવીને ગૂંગળાવી મારવા જોઈએ

વ સુ.—તું તો પહેલાં હું બોલતો હતો એવું જ બોલવા માંડ્યો ! આપણને આવું શોભે ?

ચો સુ —ને તું મારી જેમ પોચી, મડદાલ ભાષા બોલવા માંડ્યો !

વ સુ —શું અનંતકાળ સુધી આ ચોકઠા ચાલ્યા કરશે ?

ચો સુ —શું આ દોડાદોડ બંધ જ નહીં થાય ? હું તો કંટાળ્યો હવે (વિરામ) થાક લાગે છે

વ સુ —સાચ્ચું ! શ્રમ તો મને પણ પહોંચ્યો છે !

ચો. સુ —હવે શ્રમક્રમ રહેવા દેને ! ! પાછું બહાર નીકળવા મથવું પડશે ને ?

વ સુ —પણ એમ કરતાં હું મારી ને તું તારી અસલ જગ્યાએ

આવી જઈશુ તો? 'ફરી મળતા રગ અદલાબદલી મુજ મોરો, તુજ તોરો!'

ચો યુ—બેવકૂફ ગદ્ધા! તને આ કેદમા કવિતા ગાવાનુ સૂઝે છે! આમાથી નીકળવાનુ કઈ કરને! આ તો જાણે રસ્તે ટ્રાફિક જામ થઈ ગયો હોય એવુ લાગે છે પગ ભરાઈ ગયા છે! ડીઝલની ટાકીની જેમ ધગધગે છે કેફમા ને માથામાં ખખડે છે બસના પતરાનો ભગાર!

વ યુ—લાવ ત્યારે પેલુ પેન્ટ! પણ હવે જોજે, ધ્યાન રાખજે, કે હુ મારામા ને તુ તારામા પાછા ન જતા રહીએ.

ચો. યુ—હા લાવ! પણ આ વખતે તુ ખેચજે

વ યુ.—હુ?

ચો યુ—હા, તુ ગયે વખતે મે ખેચ્યુ હતુ ને એટલે આ ગોટાળો થયો.

વ. યુ.—ભલે! હુ ખેચીશ.

(વ યુ. ખેચે છે ખેચતા) જોજે, પગને કાબૂમા રાખજે જેથી આ ચોકઠાની બહાર રહેવાય.

ચો યુ—જો પેલા કોઈક પાટિયાં છે!

વ યુ—આ તો જોયા જ નહીં અત્યાર સુધી!

ચો યુ—એને પકડી લઈએ તો? કદાચ ઊગરી જવ ય એનાથી

વ યુ—હા એ બરાબર છે હુ પણ મારા તરફનુ આ પાટિયુ પકડી લઈશ જોજે હ, ખેચું છુ!

(વ યુ ખેચે છે બન્ને ખેચાય પાટિયા તરફ જવાની મથામણ. બન્ને પડે પણ ફરી મૂળ સ્થાને પણ પગ વતુંળમા ને ચોકઠામા, શરીર બહાર બન્નેના હાથમા પાટિયા, ઊભા થવાની, બહાર નીકળવાની જોરદાર મથામણ સૂતા સૂતા)

ચો. યુ.—કોણે બાંધી દીધા છે મારા પગ ?

વ. યુ—મારા અંગો સાંકળોથી જડી દીધા છે કોણે ?

ચો યુ—આ પાટિયુ કેમ ચસતુ નથી મારાથી ?

વ યુ—આ પાટિયુ છે કે પછી ખૂટો ?

ચો યુ.—ખેચને જોરથી !

વ યુ—તુ તો ખેચ ! પછી હુ ખેચુ ?

ચો યુ.—એમ કર ! આપણે એક સાથે ખેચીએ

વ. યુ.—ભલે ત્યારે. જોજે. હુ એક, બે અને ત્રણ બોલુ છુ. ત્રણ બોલતા જ જોર કરી ખેચજે.

ચો યુ—વારુ

વ યુ—એક

(ચોરસવાળો યુવાન પોઝીશન લે)

વ યુ—બે

(ચોરસવાળો યુવાન ટટ્ટાર કમાનવત્)

વ યુ—ને ત્રણ.

(બન્ને જોરથી પાટિયા ખેચી કાઢે છે ને પોતપોતાની જગ્યાએ ઊભા રહી જાય છે હાંફે સ્તબ્ધ.)

ચો. યુ.—તારુ પાટિયુ બતાવ

વ. યુ—જો, (ફેરવે)

ચો. યુ.—લખ્યુ છે. "નો પાર્કીંગ !"

વ. યુ—તારુ બતાવ.

ચો. યુ—(ફેરવે)

વ યુ.—લખ્યુ છે "ભય, કામ ચાલુ છે."

(બન્ને પાટિયા પ્રેક્ષકગૃહ સમક્ષ વચાય એમ થોડીવાર રાખી, પછી ફેંકે. વર્તુળવાળો યુવાન ફરી ગોળગોળ ફરવા માંડે છે ને ચોરસવાળો યુવાન ચોકઠાબદ્ધ રીતે ગતિમા). ▢

## ખાલી ખુરશીઓ / પ્રાણજીવન મહેતા

આવો આવો આમ આવો આ બાજુ આ આમ આ આમ આ બાજુ મંડપ અહીંયા, આ ખુરશીઓ, આ ખાલી ખાલી ખુરશીઓ. આમ આવો, આમ અહીંયા આ બાજુ અહીંયા આ લગ્નમંડપમાં ભલે પધાર્યા. નમસ્કાર

અને હું પ્રવેશું લગ્નમંડપમાં આજુબાજુ ખાલી ખુરશીઓ ખાલી ખાલી સામે છેડે બેઠા બધા પડછાયા પહેરી વસ્ત્રો અકબંધ બેઠા પડછાયા અને ખાલી ખાલી ખુરશીઓ હું પ્રવેશું લગ્નમંડપમાં આવો ભલે પધાર્યા કેમ છો કેમ નહીં. સારું થયું આવી ગયા સારું થયું આવવું તો જોઈએ જ આવો આવો આમ આ બાજુ બેસો અહીંયા આ જગ્યા બેસો બેસો અહીંયા આ ખુરશી ખાલી બેસો બેસો

અને હું બેસું આ ખુરશી કે પેલી ખુરશી ખાલી છે અને આજુબાજુ બધું ખાલી છે આસપાસ ખાલી ખાલી ખુરશીઓ અને વચ્ચે બેઠો હું, વચ્ચે બેઠો હું ને આજુબાજુ ખાલી ખુરશીઓ અને બેઠો બેઠો ઉચ્ચારું મનમાં આવું તેવું કે ઠીક છે સારું છે આવવું તો જોઈએ જ વળી અને આવ્યા ય તે ખરા અને લો બેઠા અહીંયા આ ખાલી ખુરશીમાં એવું તેવું ઉચ્ચાર્યું મનમાં ન કશું પ્રગટ થા

કઈ ઉચ્ચારણમા અને બોલુ આવુ તેનુ મનમા આનુ તેનુ આવે મનમા તેવુ બધુ બોલુ મનમા અને સામે ઊભા ભાઈ જોઈ ગયા મારી સામે હસી ગયા મારી સામે અને હુ પણ હસ્યો હુ પણ હસ્યો એટલે સાગ હસવાની રાહ જોતા, ટગરટગર રાહ જોતા પેલા ભાઈ પણ હસ્યા હસવા જેવુ અને ત્યાથી જરી આગળ ખસ્યા ખાલી ખાલી ખુરશીઓ વચ્ચે થઈને ખાલી અમથા પેલા ભાઈ જરી આગળ ખસ્યા અને હુ હસ્યો ખાલી ખાલી બેસી ગયો ખાલી ખાલી ખુરશીઓ વચ્ચે. ખાલી અમથો ખાલી ખાલી બેસી ગયો

એમનુ હસવુ યાદ આવે મને ઘડી ઘડી અને હુ ય હસુ વળી વળી એ ભાઈ પેલા ભાઈ હસતા ને મને યાદ આવ્યુ એકાએક આમ– એકાએક યાદ આવ્યુ આમ કે પેલી કુમકુમ પત્રિકા રંગબેરંગી પત્રિકાના અક્ષરો લાલ થોડા થોડા પીળા થોડા થોડા સોનેરી ને વચ્ચે ઝગમગ ઝગમગ કંઈ દીવડા ને ઝગમગ ઝગમગ દીવડી ને ઝગમગ બધુ જ એ ભાઈ પેલા ભાઈ હસતા મારી સામે ને મને થાતુ આ કુમકુમ પત્રિકા સાક્ષાત મારી સામે આમ ઊભી ઊભી હસુ હસુ થઈ ગઈ ને હુ ય હસ્યો થોડુ–ચાદલો ભેટ સોગાદ વ લેવાની પ્રથા નથી છે જેવડી કે એવડી લીટી જેવડુ ટૂંકુ ટચ હુ ય હસ્યો વળી વળી મારુ એનુ ખરુ કે બહુ હસવુ આવે નહીં આમ અને હસુ તો હસવા જેવુ દેખાય નહીં કાઈ ને તોય વળી હસી જવાય તો હસવા જેવુ થાય એ બીક પણ ખરી મનમા અને પાછુ એવુ કે મનમા ને મનમા હસી શકાય કે શુ અને હસી લેવાય મનમા તો હસવુ કહેવાય કે કેમ તેની ઝાઝી જાણ નહીં અને તોય હુ હસ્યો થોડુ આમ

હુ આવુ તેવુ હસવા જેવુ હસવા વિશે વિચારતો હતો ત્યા વળી પેલા ભાઈ આવ્યા આમ ને મારી સામે હસ્યા ને પાછા વળ્યા એમ ને એમના ચહેરા ઉપર જોયુ તો ચાદલો ભેટ સોગાદ વગેરે બધુ જ લઈને ખુશ થઈને જતા હોય મારી કનેથી જેમ એમ મારી સામુ કરી

હસીને ફરી જરા જોઇને પાછુ થોડુ હસીને આગળ વધ્યા તેમ હુ બેઠો રહ્યો ખાલી ખુરશીઓ વચ્ચે

અને વળી પેલા ભાઈ કેમ ભાઈ બેઠા આમ બેઓ ભાઇ બેઓ તમે લીધુ કાઈ–ઠડુ કાઇ આઇસ્ક્રીમ કાઈ ખાધુ કાઈ પીધુ કાઇ લીધુ કાઈ હુ ડોક હલાવુ ને તેઓ સમજે કઈ ને તેઓ સમજે ના ને પૂછે મગાવુ બીજુ કઇ ચાનગે વળી શુ લો ને ભાઇ લો અનુકૂળ વારો હવે બધુ એમા વળી શુ હુ ડોક હલાવુ પાછી ને તેઓ સમજે હા ને તેઓ સમજે ના ને ધરે મારી સામે આઈસ્ક્રીમ પ્લેટ એક મને ગાજપાટ સમર્પી દીધાનો સતોષ દેખાય તેમના ચહેરા ઉપર હુ ડોક હલાવુ પહેલાની જેમ ને તેઓ ઘડીકમા આગળ ખસી જાય ગાજપાટ સમર્પી દીધાનો સતોષ લઇ ચહેરા પર ને હુ એમને જતા જોઇ રહુ બેસી રહુ ખાલી ખુરશીઓ વચ્ચે આઈસક્રીમ પ્લેટ લઈ બેસી રહુ ખાલી

પ્લેટમા ઓગળતુ આઈસક્રીમ પ્લેટમા પાણી ને માગી નજર પાણીમા ગોળ ગોળ ઘૂમે પાણીમા ગોળ ગોળ ઘૂમતી નજરને બહાર કાઢી ને નજર ફરે જમણેથી ડાબે ફરે જરીક ડાબેથી જમણે હુ જોઈ રહુ બધુય ગોળગોળ જોઈ રહુ તગનમડપ અને જોઈ રહુ જાનૈયા જોઈ રહુ બધુય ડાબેથી જમણે ને જમણેથી ડાબે વિચારુ તો પાછો વિચારે ચડી જઉ ઘડીકમા એટલે વિચારુ તો કાઇ નહી અને પાછી બીક પણ ખરી પાછી એ કે વિચારોમા કઈ ને વિચારમા ને વિચારમા બેસી રહીશ અહી ખાલી ખાલી ખુરશીઓ વચ્ચે તો ગણતરી થશે મારી ખાલી ખાલી ખુરશીઓ વચ્ચે ખાલી ખુરશીમા

ગુલાબનુ ફૂલ લઈને આવે પેલા ભાઈ આ સામેથી આમ પેલા આ જેઓ ગાજપાટ તજી દીવાનો સતોષ લઈ ગયા'તા ઘડી પળ પહેલા અહીયા તે લાવે ફૂલ ગુલાબનુ, લો ભાઈ લો રાખો રાખો રાખો હવે સહુના હાથમા અહી શોભે જે જુઓ જરા જુઓ જુઓ જુઓ

લો લો હવે, લો હુ ડોક હલાવુ. હાથ લાબો કરુ ગુલાબનુ ફૂલ મારા હાથમા ને ગજપાટ તછ દીવા પછીના સતાપ પછીનુ હાસ્ય બેના ભાઈના મો પર ગુલાબનુ ફૂલ મારા હાથમા

આસપાસનુ અજવાળુ બધુ આખોમા ઓગાળી નજર માડુ સામે ને સામે બેઠા વરરાજા ને સામે બેઠા વહુરાણી, મારા હાથમા ગુલાબનુ ફૂલ. સામે બેઠા વરરાજા ને બાજુએ બેઠા વહુરાણી વરરાજા ને વહુરાણી બન્ને બેઠા આમ ને મારા હાથમા ગુલાબનુ ફૂલ વરરાજા ને વહુરાણી ઊભા થાય ઘડીક પાપણ ટાળે ઘડીક બેસે જરાક પાપણુ કિનારે ઘડીક અને મરક મરક જુએ આમ તેમ વરરાજા ને વહુરાણીની ડોકમા નાનો એવો ખીલ્યો બાગ ફૂલોનો ને હુ જોઈ રહુ મારા હાથમા ફૂલ ગુલાબનુ મને થાય એમ કે આ ફૂલ ગુલાબનુ મારા હાથમા એ મારુ શુ કામનુ એમ મને થાય કશાનુ મને એમ થાય કે વિચારે ચડુ તો આવે પાછો વિચાર વરરાજા હસે જરાક હસે નડીક ને હુ તોડુ ગુલાબની એક પાદડી ને ઉડાડુ હવામા આમ ખાલી ખાલી ખુરશીઓ વચ્ચે વળી વહુરાણી મરકે જરાક અમથુ તો તોડુ પાદડી બે ને ઉડાડુ પાછી હવામા આમ તેમ આમ ને આમ વરરાજા ને વહુરાણી હસે એક બીજા સામુ ને હુ તોડુ ગુલાબની પાદડીઓ વિચાર સૂઝયો તે સૂઝયો પણ પછી સમજાયુ કે હવે–હવે તો મારા હાથમા ફક્ત દાડી ગુલાબની ને વરરાજા ને વહુરાણી તો ખિન ખિન હસે કાઈ હસે હુ સૂનમૂન મારા વિચારમા ને વરરાજા ને વહુરાણી હસે કાઈ હસે ગુલાબની પાદડીઓ વેરણ છેરણ ખાલી ખુરશીઓ વચ્ચે અને વરરાજા ને વહુરાણી હસે કાઈ અને હુ જોઈ રહુ મારા હાથમા દાડી ગુલાબની

સમજાઈ મને મારી ભૂલ મારી પાસે તો ગુલાબ, એક ને વહુરાણી ને વરરાજા તો હવે હસતા રહેવાના સદાય હુ મારા હાથમા રહેલ ગુલાબની દાડી ફેકુ દૂર ને મારી મગજની નસ તની જાય શરણાઈ ધસમસ વહે જતા લોહીમા ફરી વળે સૂર અને તરગની લીના

એકધારી અને પાછી ર ફફડાઈ અથડાઈ કાને પાછી ફરી વળે લોહીમા ને પાછી પથરાઈ જાય રુવાટીએ રુવાટીએ. એક ઘર બની પથરાઈ જાય ફૂખ્યે જતો અગ અગ મારા લોહીમા ને ઘોડો ચાલે તબડક તબડક ચાલે ઘોડો તબડક મારા શરીરમા અને માથે પહેરી મુગટ પહેરી જરકશી જામા વટાવુ હાડોહાડ પડી ડેલીઓ. વટાવુ હાડોહાડ પડી ડેલીઓ વટાવુ હાડોહાડ પડયા ડેલાઓ આવી પૂગુ આગણમા ને જઈ પૂરુ શેરીએ ને વટાવી જાઉ વગડો તબડક કુદાવી જઉ ડાગરા ને ઘોડો મારો હણહણે કે આવી પૂગ્યો આ એકદડિયા મહેલના ચોગાનમા

આવી પૂગ્યો આ એકદડિયા મહેલના ચોગાનમા ઢોલ ઢબુકતો પાસળીઓમા હુ ઊભો એકદડિયા મહેલની સામે ચોગાનમા દીવા બળે ઝાખા પાખા તારા ટમટમ ટમટમ તારા થાય તેવા દીવા બળે ટમટમ અને હુ ઊભો એકદડિયા મહેલની સામે ચોગાનમા. પાસળીઓમા ઢોલ ઢબુકતો એકધારો અને મહેલમા કન્યકા નામે કોઈ નહી, ના કોઈ નહીં સૂતી હશે સોડ તાણી સત્તર વરસથી મહેલના એક ખૂણે ચોખૂણિયા કોઈ ખડમા સૂતી હશે ઢોલીએ ઢોલી કન્યકા નામે 'કોઈ' નહી, ના નામે કોઈ નહી ને ઢોલ ઢબુકતો એકધારો ઢોલ ઢબુકતો ને કોઈ જાગે નહી તે કોઇ જાગે નહી કોઇ નહી તોય હુ ઊભો એકદડિયા મહેલના ચોગાનમા ઊભો ઊભો અશ્વની કેશવાળી પસવારુ હળવે હાથ ઊભો રહુ ત્યા ને અશ્વ હણહણે અશ્વ હણહણે ને ઢોલ ઢબુકતો એકધારો પણ એકદડિયા મહેલના એક ખૂણે ચોખૂણિયા કોઈ ખડમા કન્યકા નામે કોઇ નહી જાગે નહી ત્યા જાગે નહીં કોઈ ત્યા

પેલા ભાઈ હાથ મૂકે મારા ખભા ઉપર હુ સળવળુ ખળભળુ તળિયેથી આવુ જરા ઉપર ત્યા તો ખરી પછાડે અશ્વ મારી પર અને ખળભળી ઊઠુ હલબલી ઊઠે મારુ સમગ્ર ઢળી પડે એકદડિયો એ મહેલ ઘડી-પળમા અને મારી કીકીમા સભળાતુ કશુ થાતુ મને કશુ લાગે કડડભૂસ થાતુ લાગે મને સુદ્ધી વાગ્ય

દઉં અશ્વને અંગૂઠાને એક છેડે ને ખમેડું કાટમાળ ફીફીમાંથી ઝટપટ ને ઉનાનું ડોક અને હસું પેના ભાઈની સામે અમથો. પેના ભાઈ ઊભા માગી સામે એમ ને એમ જાણે ઊંઘું કોઈ જણ હાવે નહીં ચાલે નહીં ને હસે મરક મરક એ ભાઈ પેના ભાઈ હસતા ગયા મરક મરક પળભર તે ખસી ગયા ત્યાંથી પાછા પળભર પળ પછી અને હું પળમાં ખોડાઈ ગયો ત્યાં જ બેસી રહ્યો ખાલી ખાની ખુરશીઓ વચ્ચે અમથો ખાની.

હવે મારી માને કહ્યું નહીં ના એવું નહીં આ મારી સામે આ ટમટમ ઝગમગ ઝાંખા પાંખા અંધારાનું ટમટમ તોરણ, પાંખા અજવાળાનું ઝગમગ તોરણ મારી માને ઝગમગ ક્યારનું થાતું ટમટમ ક્યારનું તોરણમાં ગટગ એક બળે બબ્બ એક ઠરે બીજે બળે ને એમ ગણ્યા કરું ગુપચા કરું ભાગ્યા કરું પણ અંત આવે નહીં ક્યાંય કશાયનો અંત આવે નહીં ક્યાંય અને કોક બબ્બ સાવ હાનોકડા ઠાના ઠળિયા જેવો હાલો હાલો તેગણમાં લટકી રહે હાનો ઠાલો આ બબ્બ બીજો સાવ પોલો કોની જેવો એમ સરખામણી કરતો જાઉં પણ અંત આવે નહીં તે આવે નહીં અંત પણ અંત આવે નહીં તે અંધારું ઘોર મારી આંખોમાં કે આંખો પાછળ ખૂણામાં અંધારું ઘોર જેવું અંધારું ઘોર પેલા સાવ ઠાના ઠળિયા જેવા બબ્બમાં અને આ અજવાળું તે આ અજવાળું થોર કાંટા કાંટા વેગાયેલા આસપાસ કાંટા કાંટા અને આ ભોંકાય શૂળ કાંટા અને હું જોતો દીવા બળે દીવડી બળે બળે બધું ય ઝગમગ ઝગમગ બળું બળું થાતું બધું ય ઝગમગ

શૂળની જેમ ભોંકાયે જતું કશુંક મારામાં ભોંકાયે જતું મારામાં ને અશ્વ ખરી પછાડે ત્યાં અંગૂઠે બાંધ્યો અશ્વ ખરી પછાડે હું અંગૂઠે બાંધ્યો અશ્વ છૂટો મેલી દઉં છૂટો ખુલ્લી હથેળીમાં ત્યાં પાંખો ફૂટે અશ્વને અને પાંખો ફફડાવતો ફફડાવતો ઊડી જાય અશ્વ ક્યાંક ભળી જાય મારી આસપાસ ઊડતી ધૂળની રજકણમાં હું જોઈ રહું ઊડી જતા અશ્વને

જોઈ રહુ ઊડી જતા ધૂળની રજકણમા ભળી જતા અશ્વને ખુરની મારી આખ ન ઢળે ન હલે પાપણ કે ફરકે કીકી ને હુ જોઈ રહુ એકીટસે આ અગૂઠે ગાઠ્યો ને હથેળીમા છૂટ્ટો મેલ્યો તે ઊડી જતો અશ્વ મારી હથેળીમા ઊડતી ધૂળનો વટોળ વીંટળાય મને હણહણાટીનો પડઘો સભળાય મને મને ઘેરી વટોળ–ઘેરી વળે પડઘો ભેગા મળી ભીસ લે મને અને હુ સકોચી મારી જાત બેઠો રહુ લગનમડપમા ખાલી ખુરશીઓ ખાલી ને ભીંસ લીએ પડઘો ભીંસ લીએ વટોળ ને હુ ચીસ પાડી શકુ નહીં કેમેય કરીને

હુ ચીસ પાડી શકુ નહીં કેમેય કરીને ને તોય ઊભો થઈ બેસુ પાછો ઊભો થઈ બેસુ પાછો ખાલી ખુરશીમા ખાલી ખુરશીઓ વચ્ચે ચીસ મારા શ્વાસમા પાછી ને હેઠે બેસે મારો શ્વાસ હાગ સામ જોઉ તો સામે બેઠા વરરાજા ને સામે બેઠા વહુરાણી હજુ હસતા મરક મરક અને મારી હથેળીમા હવે નથી ગુલાબ કે નથી ગુલાબની ખાલીખમ દાડી મારી હથેળીમા જોઉ તો ઊડતી ધૂળનો વટોળ ને જોઉ તો અશ્વની હણહણાટીનો પડઘો ઘૂમે ગોળ ગોળ ઘૂમે ગોળ ગોળ ધૂળ ને પડઘો ને હુ ઝટ વાળી દઉ મુઠ્ઠી ભીડી દઉ મુઠ્ઠી અને જોયા કરુ સામે બેઠા વરરાજાને સામે બેઠા વહુરાણી હસતા મરક મરક જોઈ રહુ

સહુ હસે મરક મરક સહુ આપે હસવાને ખો હસવુ આમ વરરાજાને વહુરાણી પાસેથી ખો ખાતુ જાય ને ખસતુ જાય ને હસતુ એકથી બીજે ને બીજેથી ત્રીજે એમ ખસતુ જાય આવી ઊભુ રહે લગનમડપ દ્વારે ને ત્યાથી પાછુ પ્રવેશે અદર ને આમ પાછુ પહોચી જાય વરરાજા ને વહુરાણી કને અને પાછુ

મને થાતુ તુ લાવ ભરી લઉ થોડુ હસવુ આ મારા ખાલી ખમ્મ ગજવામા લાવ ભરી લઉ થોડુ હસવુ છોકરાઓ ભરે ધૂળમાટી રમતા ધૂળ રમતમા ને થાય ખૂબ રાજી તેમ લાવ ભરી લઉ હસવુ આ ભેગા ગણુ અહીંના આ હસવુ ન હસવુ ભરી લઉ મારા ખાલી

ખમ્મ ગજવામા ક્યારેક ખખડાવીશ બેઠો બેઠો અમથો તો ક્યારેક વળી વાપરીશ કામ આવે ક્યાક આ હસવુ એવુ આ હસવુ કે પાછો વિચાર આવ્યો આ હસવુ ગજવામા ભરીને ભના કરીન શુ ? રેતીના તો ઢૂવા થાય ને માટીના ઢેફડા પણ પણ કોણ જાણે ધૂળનુ શુ ધૂળ થાય ? પણ હસવાનુ શુ થાય એનુ વિચારતો પાછો અને થાય મનમા કે જે થાય તે થાય પણ ખબર નહી આ હસવાનુ તે શુ થાય એટલી તો ખબર કે મગજની નસને કોઈ શરણાઇ વગાડી શકે નહી આ હસવુ કે ન કરી શકે ખડો પાડો ફરી કહી અ ખની અદર જ કડડભૂસ થઈ તૂટી પડતો એકદડિયો મહેલ ફરી કહી અને આમ તરગને અટકાવી આમ જરા નચાવ્યા હાથ હાથ હવામા નચાવ્યા જરીક ને મુઠ્ઠી ભરી આમ તે મૂક્યુ પછી ગજવામા જેવુ આવ્યુ જેટલુ આવ્યુ તે બધુ ય ત્યા પેલા ભાઇ આવી ઊભા મારી આમ મારી સામે જોતા ઊભા રહ્યા કે ચહેરો જાણે પ્રશ્ન પૂછે મને ભાઈ શુ મૂકો ગજવામા ને પૂછે મને પ્રશ્ન ને હુ હસી પડુ હુ હસુ એમની સામે અને એ ઊભા પ્રશ્નચિહ્ન બની મારી સામે મારા હસવાનો અર્થ સમજે નહી પેલા ભાઈ ને હુ ડોક હલાવી કહુ કશુ કે કશુ નહી કશુ નહીં ને હાથ મારો ઝાલી આમ પેલા ભાઈ જુએ આમ જરી જુએ પેલા ભાઈ

ખુલ્લી હથેળીમા દીસે નહીં કશુ એમને તો આમ કશુ દીસે નહીં, કોઈ ને હુ જોઉ તો પેલા ભાઈના સ્પર્શથી ચીરા પડયા ય મારી હથેળીમા આડાઊભા પડયા યા ચીરા હથેળીમા ને આગળીઓ થાય તૂટુ છૂટુ ચીરાઓમાથી વહે જતુ વહે જતુ હસવુ ખડખડ વહે જતુ હસવુ. આ હસવુ વહે જતુ ને આગળીઓ ભીંજાય ખળખળ ને પેલા ભાઈ જોઈ રહે મારી સામે સૂનમૂન હુ જોઈ રહુ મારી હથેળી ને જોઈ રહુ ખડખડ સરી જતુ વહી જતુ હસવુ ખડખડ વહે જતુ હસવુ ચીરા પડેલી હથેળી ને તૂટુ તૂટુ થતી આગળીઓ વચ્ચેથી ખડખડ ખડખડ વહી જતુ ખડખડ ખડખડ □

## રામનારાયણ પાઠક કૃત 'મુકુન્દરાય' / શિરીષ પંચાલ

**મને** બરાબર યાદ છે કે પહેલી વખત 'મુકુન્દરાય' વાર્તા વાંચી ત્યારે એ ગમી ન હતી. પાત્રાલેખન વિશેના કક્કા ઘુંટાતા હતા, વ્યક્તિગત ચિત્ર ચઢિયાતું અને પ્રતિનિધિ ચિત્ર ઊતરતી કક્ષાનું—આવી એક સમજ મનમાં નખાયેલી હતી આ વાર્તામાં કૉલેજની હૉસ્ટેલોમાં રહીને મોજ કરતા, બાપ પાસેથી ખોટાં ખોટાં કારણોસર પૈસા પડાવતા કૉલેજિયનોના પ્રતિનિધિ તરીકે મુકુન્દરાયનું પાત્ર લેખકે આલેખ્યું છે એટલે એમાંથી વધુ કશું પામી ન શકાય એમ માની લીધેલું. પણ પછી તો ફરી ફરી વાચન કરવાની ફરજ પડી અને ધીમે ધીમે તેમાં રહેલી વિશિષ્ટતા પ્રગટ થવા માંડી. ધૂમકેતુની ભાવુક સૃષ્ટિ જે કરુણનો પરિચય કરાવી શકી ન હતી એ કરુણ અને તેની ભયાનકતા 'મુકુન્દરાય'માં અનુભવવા મળ્યાં. આનો અર્થ એવો નથી કે ધૂમકેતુની મર્યાદાઓમાંથી રામનારાયણ પાઠક પૂરેપૂરા ઊગરી ગયા છે બીજી વાર્તાઓની જેમ અહીં પણ વચ્ચે વચ્ચે લેખકનો અવાજ સ્પષ્ટ રીતે સંભળાયા કરે છે પણ આટલું બાદ કરતાં આ વાર્તા ટૂંકી વાર્તા તરીકે આસ્વાદ્ય નીવડી છે કરુણ પ્રગટાવવા માટે સામગ્રીની વિપુલતા પર મદાર બાંધવામાં આવ્યો નથી

આ આખી વાર્તા ત્રીજા પુરુષના પાત્ર દ્વારા નાટ્યાત્મક શૈલી અને કથનાત્મક શૈલીનો ઉપયોગ કરીને કહેવામાં આવી છે વાર્તા ખૂબ જાણીતી છે એટલે તેના વિષયવસ્તુની વાત બાજુ પર રાખીને આગળ વધીએ તો વાંધો નહિ આવે

વાર્તાના આરંભમાં ગવૈયા નામના ગામડાનું પરંપરાગત ચિત્ર આલેખવામાં આવ્યું છે. સવારનું પ્રસન્ન ચિત્ર જે વાતાવરણ ઊભું કરે છે તે વાતાવરણ અન્તે મરણ જેવી ભયાનકતામાં ફેરવાઈ જાય છે, ગવૈયા ગામમાં એક જૂની દેરી, દેરી પાસે પ્રાચીન શિલાલેખ છે તેનો

ઉલ્લેખ પણ કરવામાં આવ્યો છે આ વિગતોનો પાછળથી લેખક ઉપયોગ કરવા ધાર્યો છે પ્રાચીન પરંપરાગત મૂલ્યોની વચ્ચે ઊછરેલા લોકો છે, ટપાલની પણ સગવડ નથી આ જગતની સામે મુકુન્દરાયનું જગત–આધુનિક કેળવણીવાળું જગત–મૂકવામાં આવ્યું છે આવો વિરોધ સભાનતાથી ઊભો કરવામાં આવ્યો નથી સામગ્રી ઉપર સંયમ રાખીને આલેખન કરવામાં આવ્યું છે એટલે જ ગંગાનું શબ્દચિત્ર એક જ વાક્યમાં આલેખાયું છે 'બાઈએ થીગડાંવાળું પણ ચોખ્ખું અબોટિયું પહેર્યું હતું ' કુટુમ્બની દરિદ્રતા અને સંસ્કારિતા આનાથી સૂચવાઈ જાય છે આની સામે મુકુન્દરાયના વરણાગીપણાને મૂકી જોઈશું તો તેની અભદ્રતા તરત જ ધ્યાન ખેંચશે મુકુન્દરાયનો તાર આવે છે અને એ વંચાવવા માટે રઘનાથ ભટ્ટ કમળચંદ વાણિયાને ત્યાં જાય છે ગવૈયા ગામમાં ટપાલની ખૂબ મુશ્કેલી હતી એટલે કમળચંદે 'ખૂબ જ મમત્વથી' મુકુન્દરાય પાસે ટપાલ માટે અરજી કરાવવાની વાત ઉપાડી ગામના વાણિયાની આ મમતા રઘનાથ અને ગંગાના ઉત્સાહ–પ્રેમ પ્રાચીન શિલાલેખ–આ બધી નાની મોટી વિગતો વાર્તાના અંતે નવો સન્દર્ભ પામે છે મુકુન્દરાય પાછળથી આ બધાનું પ્રત્યાખ્યાન કરે છે મુકુન્દરાય માટેની લાગણીની ઉત્કટતા અને મુકુન્દરાય જે ઉપેક્ષા કરે છે તેની ઉત્કટતા–આ બંને સંતુલિત થાય છે મુકુન્દરાય અને તેના મિત્રોના સ્વાગતની તૈયારી બાપદીકરો કરવા માંડે છે 'થોડી મિનિટ પર ચિંતાજન્ય શાંતિમાં ડૂબેલું ઘર ઘડીમાં હર્ષજન્ય વ્યવસાયમાં પડ્યું ' આ બંને પાત્ર વાચાળ નથી, ગંગા કરતાં ય રઘનાથ ભટ્ટ તો ઓછાબોલા છે આ સાવ ઓછાબોલું પાત્ર વાર્તાના અંતે એકાએક વાચાળ બનીને વાર્તા કહેવા બેસે છે. આ બે બિન્દુઓની વચ્ચે બનતી ઘટના પાત્રોના જીવનને, તેમના વાતાવરણને બદલી નાખે છે

અહીં વાર્તાનું પહેલું દૃશ્ય પૂરું થાય છે એકાદ બે ટિપ્પણને બાદ કરતાં લેખકે નાટ્યાત્મક શૈલીમાં આપણી આગળ આખું દૃશ્ય

રજૂ કર્યું, પાત્રો વિશે, ઘટનાઓ વિશે આપણને નિર્ણય કરવાની તક પૂરી પાડી હવે પછી કથનાત્મક શૈલીમા આ પાત્રોનો ઈતિહાસ આપવામા આવ્યો છે રઘુનાથ ભટ્ટની પત્ની નાના બાળકોને મૂકીને અવસાન પામી હતી, રઘુનાથ ભટ્ટના જીવનનો આ પહેલો ઘા ચૌદ વર્ષની ઉમરે ગગા વિધવા બની આ બીજો ઘા. હવે તે ઓછાબોલા બની ગયા જીવનમા એક ઈચ્છા બાકી રહી ' 'માત્ર પુત્રને પ્રતિષ્ઠિત જોવાની તેમની જૂની ઇચ્છામા નિ શબ્દ નિષ્ક્રિય તીવ્રતા આવી' આ બે ઘા જિરવીને જીવન વીતાવતા રઘુનાથ ભટ્ટ મુકુન્દરાય દ્વારા થતા પ્રત્યાખ્યાનનો ત્રીજો ઘા જિરવી શકવાના નથી એક તરફ રઘુનાથ ભટ્ટનો આ ઈતિહાસ છે તો બીજી બાજુએ મુકુન્દરાયના કોલેજ જીવનનો ઈતિહાસ છે મુકુન્દરાય હવે પછી જે વર્તન દાખવવાનો છે તેના મૂળ આ ઈતિહાસમાથી જડી આવે

હવે વાર્તાનુ બીજુ દશ્ય શરૂ થાય છે. મુકુન્દરાય તેના મિત્રો સાથે આની ચઢે છે રઘુનાથ ભટ્ટના 'ભાઇ, આવ્યો ?' ના મિતભાષી પ્રેમનો પ્રત્યુત્તર તે વાળી શકતો નથી. પ્રત્યાખ્યાનની આ પહેલી ભૂમિકા ગગા ભજિયા માટે લોટ તૈયાર કરી રહી છે, મુકુન્દરાય 'ઘટીના અવાજથી, જાણે પોતે દોરી રાખેલુ કોઈ સુદર ચિત્ર કોઈએ ભૂસી નાખ્યુ હોય તેમ, ચિડાઈને બોલ્યો આ અસારે ઘટી કોણ ચલાવે છે ?' ગગાના હાસ્યનો તે કોઈ ઉત્તર આપી શકતો નથી મિત્રોને ક્યા બેસવુ તેની વિમાસણ અનુભવતા તે વિચારે છે 'આ ગામની અને ઘરની રચના તેને બહુ જ અર્થ વિનાની લાગી' જે જે પરપરાગત મૂલ્યો છે તે બધાનો અસ્વીકાર કરવો એ મુકુન્દરાયનો મુખ્ય ધર્મ બની ગયો એટલુ જ નહીં, એ જગતથી જાણે પોતાને સાવ છેટુ પડી ગયુ છે એકકાવાળાને રૂપિયા જેવડી મોટી રકમ આપી દેવા અગે રઘનાથ ભટ્ટ જ્યારે કચકચ કરે છે ત્યારે મુકુન્દરાય સભળાવે છે 'અમે તો કોઈ દિવસ ભાડુ ઠરાવતા જ નથી' અમ'ના ઉપયાગ વડે બાપદીકરા વચ્ચેની અને એ રીતે બ નેના જગત વચ્ચેની દૂરતા સૂચવાઈ

જાય છે ખૂબ જ ચીવટાઈ, પ્રેમથી તૈયાર કરેલી મોઢની પણ મુકુન્દરાયને કદર નથી જમ્યા પછી રઘનાથ ભટ્ટ મિત્રોને દેરી પ્રાચીન શિલાલેખ દેખાડવાની વાત કરે છે પણ મુકુન્દરાયને એ પ્રાચીન અવશેષોમા રસ નથી 'હવે એમા તે શુ જોવુ છે? કસળચદ મુકુદ પાસે ટપાલની અરજી કરાવવા માગે છે તેની વાત રઘનાથ કરે છે પણ મુકુન્દરાયને એ બધી બાબતો ક્ષુલ્લક લાગે છે 'તે આમ કોલેજમા ખૂબ કામ કરીને થાકીને આવ્યા હોઈએ ત્યા વળી અરજી કયા લખવા જઈએ? કસળચદે ખૂબ જ મમત્વથી આ વાત કરી હતી, મુકુન્દરાય એટલા જ તિરસ્કારથી આખી વાત ઉડાવી દે છે મુકુન્દરાયને આ બધા જ મૂલ્યો નિરર્થક લાગે છે, આ જૂના મૂલ્યોની સામે તેણે કોઈ નવા મૂલ્યો તો ઉપજાવ્યા નથી એટલે મુકુન્દરાય સઘર્ષની ભૂમિકામાથી પસાર થાય છે એમ કહી ન શકાય

ત્રીજા દૃશ્યમા મુકુન્દરાય અને રઘનાથ ભટ્ટ વચ્ચે આર્થિક મુશ્કેલીઓ અગે વાતચીત થાય છે મુકુન્દરાય પૈસાની મુશ્કેલી વેઠવા તૈયાર નથી, એ તો ખેતર વેચી નાખવાની સલાહ આપે છે પણ રઘનાથ ભટ્ટ ગગાનો વિચાર કરીને એ વાતની ના પાડે છે મુકુન્દરાય બાપનો પ્રતિકાર કરી શકતો નથી, પણ બન્નેએ એકબીજાના મન વાચી લીધા બન્ને વચ્ચે હવે કશા જ સવાદની ભૂમિકા રહી નથી મુકુન્દરાયે મોજશોખના જે મનસૂબા કરી રાખ્યા હતા તેનાથી રઘનાથ ભટ્ટ પરિચિત હતા માટે જ ગગા બે હાડા લઈને પાણી ભરવા જાય છે સાગ કહે છે બહુ પાણી જોઈએ તો પૈસા દઈ મગાવ રઘનાથ ભટ્ટ જાણે કહે છે તારો ભાઈ આટલા બધા પૈસા વાપરવાની વાત કરે છે અને તુ શા માટે કરકસર કરે છે

છેલ્લા દૃશ્યમા મુકુન્દરાય મિત્રોને મૂકવા સ્ટેશન પર જાય છે બાપદીકરો એકલા પડે છે 'ઘરમા સર્વત્ર સૂનકાર થઈ રહ્યો કોઈ મોટુ તોફાન આવે, અનેક વહાણોને કાઢી, તોડી, ડૂબાડી, પસાર થઈ જાય અને પછી દરિયામા શાતિ ફેલાય તેવી શાતિ ફેલાઈ ગઈ'

'હર્ષજન્ય વ્યવસાય'માથી થયેલી આ સક્રાન્તિ આ બને માટે અસહ્ય બને છે ગગા ભાઈનો બચાવ કરવાનો પ્રયત્ન કરે છે, પણ રઘનાથને 'એ હવે આપણો રહ્યો નથી' તેની પ્રતીતિ થાય છે રઘનાથ બોલે છે 'હા, એ આપણો ન હોય એ ગયો જ સમજો' તેમના આ વાક્યની સાથે એક્કાવાળાનુ વાક્ય ભળી જાય છે એ મુકુન્દ ગયો છે' નાટકમા પ્રયોજાતી આ યુક્તિ અહીં ગગા અને રઘનાથના જીવનમા જે નાટક ભજવાઇ ગયુ તેની પરિચાયક બને છે મુકુન્દરાયનુ વર્તન નાટ્યાત્મક–અવાસ્તવિક જ હતુ

હવે વાર્તાના અન્તે રઘનાથ ભટ્ટ કુભારિયાના દેરા બધાવનાર વિમળશાની વાર્તા ગગાને કહી સભળાવે છે રઘનાથ ભટ્ટ પહેલેથી ઓછાબોલા હતા શરૂઆતના જીવનમા તેઓ કથાવાર્તાઓ કરતા હતા, એ સ્વભાવ, એ વ્યક્તિત્વ વાર્તાના અન્તે ફરી પ્રગટી ઊઠે છે. આ બધા દશ્યોમા તેમણે ધારણ કરેલુ મૌન જાણે હવે જિરવી શકાય એમ નથી. રઘનાથ ભટ્ટના મનમા ઘૂટાતી વેદનાનુ પ્રતિરૂપ આ દૃષ્ટાન્ત-કથાના રૂપે બહાર આવે છે એટલુ જ નહીં, પણ ટૂકી વાર્તામા દૃષ્ટાનકથાનો વિનિયોગ કરવાની પહેલ આ રીતે થાય છે પુત્ર દ્વારા અપમાનિત થયાની આ વેદના જ તેમની પાસે આવી કથા બોલાવડાવે છે આ વેદનાને અન્તે મરણ જેવી શાન્તિ ઘરમા છવાઈ જાય છે ગગા અને રઘનાથ ભટ્ટ આ બને પાત્રો જેના પર મદાર રાખીને જીવતા હતા તે મુકુન્દરાયને ખોઇ બેસે છે અને તે પણ તેના પ્રત્યે આટલો બધો પ્રેમ હોવા છતા. મુકુન્દરાયનુ આ પ્રત્યાખ્યાન તો મરણ કરતા વધુ ભયકર પુરવાર થયુ આ કરુણની ભયકરતાની વાત બહુ જ સયત રીતે આલેખાયાને કારણે તે આસ્વાદ્ય બની શકી છે હા આ વાર્તામા જીવનની સકુલતાને, તેના વ્યાપને આલેખી શકી નથી, એક સાથે એકથી વધુ સ્તર પર વાર્તા વિહરી શકતી નથી એટલા પૂરતુ આપણે એને મહાન વાર્તાઓની કોટિમા ન મૂકી શકીએ.

(૩૦–૯–૮૦)

## 'ઈતરેતર'ની દુનિયા / સુમન શાહ

વિજય શાસ્ત્રીના નવા વાર્તાસંગ્રહ 'ઈતરેતર'ની દુનિયા તે મન્મથરાય ('છેલ્લો હપ્તો'), રતનશંકર ('રતનશંકર વિષે'), સુખનાનભાઈ ('ડાઘો') ધનસુખલાલ ('મા, ગામ ને એવું બધું') જેવા ખમી ખાનારા નીચલા મધ્યમ વર્ગના નાયકોથી એક તરફ ઘેરેડ રૂપ બનેલી છે તો બીજી તરફ અકર્મકના 'એ' વડે જો 'તમે કુતુમન બની શકો તો'-ના કેતુમન વડે 'હા એટલે'ના અકળ વડે, 'અવળ સવળ'ના નિર્ધારિત વડે 'હું ક્યાંક તો હોઈશ ને?' ના 'હું' વડે કે 'મિસ્ટર હું તો દુખનો દાત'ના 'મિસ્ટર હું' વડે તાઝપૂર્ણ પણ બનેલી છે બીજા શબ્દોમાં એમ કહી શકાય કે એ દુનિયામાં મુખ્યત્વે ત્રીજો પુરુષ એક વચનવાળા અને પહેલો પુરુષ એક વચનવાળા નાયકોની મિશ્ર ભીડ છે અને એટલે જ અહીં હું કેન્દ્રી તેમ જ અન્ય-કેન્દ્રી વાર્તાસૃષ્ટિની ભાતો અને રચનાઓ સંરચનાઓને મુખ્યત્વે ગ્રન્થસ્થ થયેલી જોઈ શકાશે

ઉપરાન્ત આ વિવિધ સ્વરૂપનો નાયક 'એક un tonchable ની વારતા'માં મોટાભાઈ-મેડીભાઈ રૂપે સામસામે ગોઠવાયેલો અને 'ચાર અધૂરા માણસોની વાતચીત'માં 'એક', 'બીજો' 'જુદો' અને 'થોડો સરખો' એવા ચાર શકલોમાં વહેંચાયેલો, જેવા મળશે તો 'એક નાટ્યવાર્તા'માં નટવરલાલને રૂપે, 'દશ્યાવલી'માં તે'ને રૂપે, એક સ્નેપ-શૉટ'માં અમરતભાઈ રૂપે અને 'પઢો રે પોપટ'માં ગોવિન્દરાયને રૂપે સભ્યતા પાસેથી મળેલી-મેળવેલી કૃતકતાનો ભોગ બનેલો, સભ્યતા પ્રત્યે ટટોલ્યા કરતો કે લેખક વડે કટાક્ષ પામતો ને સરવાળે લેખકે હેતુસર દર્શ 'કેળવેલો' આગવો નાયક બની રહે છે એનું 'આગવાપણું' રચનામાં

સાહિત્યિકતાની માત્રા લાવે, તો ક્યારેક કૃતકતાને રૂપે મ્હોરીને વ્યર્થ પણ નીવડે. એવી સાહિત્યિકતાની માત્રા–કહો કે પૂરી ભૂમિકા–સરજી–સ્વીકારીને વિજય શાસ્ત્રીએ 'ઈતરેતર', 'તત્ર લુપ્તા', 'દરિયાને તીર એક રેતીની છોકરી', 'અમૃત જાણી મીરા પી ગયા' 'પીપળો વાવ્યાની મને આણ' તથા 'હીચકાવતાર' જેવી રચનાઓ કરી છે. નદિ, દરિયો આદિ જીર્ણ પ્રતીકોને અપનાવીને તેમણે ક્યારેક રૂપકગ્રન્થિની ચાલે, તો ક્યારેક પ્રાસાનુપ્રાસી અને કંઈક પદ્યાત્મક લઢણોની રીતભાતે તેમ જ 'ઊપલી મેડીએ થાળીવાજું નૌતમ ગાણા ગાય' જેવી સાહિત્મિક વર્ગની મિથના વિનિયોગ વડે કરીને આ રચનાઓની સાહિત્મિકતને દૃઢ–સુદૃઢ કરવાનો પ્રયાસ કર્યો છે એ દરેકમાં એમના આછાપાતળા સર્જક મ કલ્પો- છે ને તેથી તેમાં તેવું–તેટલું પ્રયોગતત્ત્વ છે એ પ્રયોગમાં કવચિત્ સફળતા તો કવચિત્ નિષ્ફળતા મળે, ને છતાં જોઈ શકાશે કે રચના-બંધ જાળવી ગખવાની ધીરજ અને સજ્જતા સાથે લેખક પાર ઊતરતા હોય છે આ રચનાઓ સ્વાભાવિક રીતે જ નાયક–કેન્દ્રી નથી, અને વસ્તુની તુલનાએ આકાર અને અભિવ્યક્તિને વિશેષ લક્ષ્ય કરનારી ટેકનિક–કેન્દ્રી છે

લેખકનો અહીં આમ પોતાના દ્વિવિધ નાયકની દિશામાંથી નાયક-નિરપેક્ષ સર્જકતાની દિશામાં થતો ગતિસંચાર જોઈ શકાશે. એ ગતિ, પ્રગતિને રૂપે કશાક નવ–ઉન્મેષમાં ઠરે એવી ભાવિ વિજય પાસે અપેક્ષા રહે તો તે સ્વાભાવિક લેખાશે.

હું–કેન્દ્રી, અન્ય–કેન્દ્રી નાયકો વડે અહીં જે દ્વિવિધતા આવે છે તે આ નાયકનિરપેક્ષ સર્જકતાને કેન્દ્રમાં લાવતી રચનાઓ વડે વિસ્તરે છે. પરિણામે 'ઈતરેતર'ની દુનિયા વૈવિધ્યપૂર્ણ બની રહે છે. અને આમેય, જાણ્યે–અજાણ્યે, લેખક વાર્તા કહેવાના–મોટા ભાગના તેઓ પોતે જ કહે છે–અનેક નુસખા અજમાવે છે. નુસખાના એ વૈવિધ્યનો અહીં ઉમેરો થયો છે. છતાં વાર્તાદોર પોતાના જ હાથમાં હોવાથી વર્ણનાર

રચનાની ક્રિયા તેની પોતાની મેળે નક્કી થતી નથી, નુસખો ક્વચિત એક નિષ્ફળ સાધન બની જાય છે પરિણામે 'ઈતરેતર'ની દુનિયાનું વૈવિધ્ય કવચિત પ્રાચુર્ય પણ ભાસે છે એવું લાગે તો તે સહજ લેખાશે એટલા માટે જ 'ઈતરેતર'ને ઉપર વર્ણવ્યા છે તેવા હું-કેન્દ્રી, અન્ય-કેન્દ્રી નાયકવાળા કે નાયકનિરપેક્ષ સર્જકતા-કેન્દ્રી કશાક જૂથોમાં અવલોકવાનું વ્યાજબી લેખાશે

લેખકની ઈચ્છા હોય કે ન હોય રચનાઓ પોતાની આન્તર-સંરચનાઓની સત્તાને લીધે વર્ગીકૃત થઈ આવતી હોય છે નજીકના ભૂતકાળમાં વિવેચકદૃષ્ટિમાં જે વિવિધતાઓ હતી કે પ્રચુરતાઓ હતી તેને હવે વર્ગબદ્ધ એકવિધતાઓમાં કે સંઘેડાઉતાર ભાતોને રૂપે ન્યૂન કરી, સમધારણ કરી, સર્જના-નામક તત્ત્વોનો સંગીન અભ્યાસ કરવાનું આજે શક્ય બન્યું છે ટૂંકી વાર્તા જેવા નાના ફલક પર વિસ્તરતા સાહિત્યપ્રકારો પાછળની આપણી વિવેચન-દૃષ્ટિ બદલાય તે તાકીદનું છે એટલા માટે કે આવો કશોક પદ્ધતિપ્રવેશ સાહિત્ય અને કલાને વિશેની આપણી સમજોને બદલી શકે છે, એટલે કે એને કલ્પન પ્રતીક જેવા ઉપકરણોની તપાસની સીમિતતામાંથી ઉગારીને સર્જનાત્મક આવિર્ભાવોનો સભ્યતા અને સંસ્કૃતિની ગતિવિધિઓ સાથેનો સમ્બન્ધ દર્શાવી આપી શકે છે સર્જન જેટલું વિવિધ પ્રચુર વ્યાપક બહુલ તેમ જ સર્જનના તમામની સ્વૈરનિર્દિષ્ટીને અવિકૃત ગણીને વિસ્તારશીલ બની રહેશે, તેટલું વિવેચન, વધુ ને વધુ સંકુલ પદ્ધતિઓને વરતું, એકમેવવાદી લક્ષ્યો સિદ્ધ કરનારું મોનોમોર્ફિક અને નિકટનિરપેક્ષ બનવું જોઈએ સર્જન અને વિવેચન આપણા જમાનામાં નિરાળી દિશાઓમાં રહીને જ કાર્યસાધક નીવડે તેવી સમકાલીન સભ્યતાની પોતાની જ ગતિઓ છે

છતાં, આ નિરૂપણો વચ્ચે, વિજય શાસ્ત્રીની સફળતાઓનું કે તેમની રચનાઓની આ લાક્ષણિક સિદ્ધિ-મર્યાદાઓનું મૂલ્યાંકન કરવાનું

કોઈને પણ માટે અશક્યવત્ તો હોઈ શકે જ નહિ. જાહેરખબર જેવા દોઢ કૉલમના અવલોકનોથી માંડીને એક જ રચનાને વિશેના દીર્ઘ એટલે ગંભીર અને ગમ્ભીર અવલોકનોના બે છેડે ગુજરાતી વિવેચના આજે સક્રિય છે એટલે કશું પણ અશક્યવત્ નથી. વિવેચના આજે ડૉલમિસ્ટ વિવેચકોની ગિરદી અને મેથડિસ્ટ વિવેચકોની વિરલતા વચ્ચે પણ ધબકે છે ખરી. ઉક્ત જૂથોમાં પ્રત્યેકમાં એક એમ આઠ રચનાઓની સફળતા આંક કરીએ તો એમ કહેવું પ્રાપ્ત થાય કે 'ઇતરેતર'ના લેખકે ઠીક ઠીક ગજું કાઢ્યું છે અને તેમની લખાવટનો નિખાર નીકળી આવ્યો છે.

પહેલી રચના છે 'મા, ગામ ને એવું બધું.' રચનાની પરમ્પરાગત રૂપમાં લેખકે સર્જેલી સહજ ગતિ અને 'ધનસુખલાલની, જિંદગી હજુ હમણાં જ શરૂ થઈ છે' એવી સમાપન વખતની નોંધપાત્ર ક્ષણ લેખકની સર્જકતાના પરિચાયક બને છે. નિવૃત્તિ હુકમ મેળવનાર અન્તનો જે આરમ્ભ થયો, તેમના વર્તમાનમાં જે આઘાતનો જન્મ્યો તેની, 'હવે પોતે મૃત્યુ તરફ ચાલવાની શરૂઆત કરી દીધી છે' જેવી લાગણીથી ઇતિ આની ખબર છે. ધનસુખલાલ આ 'સિન્ડિઝ' અવસ્થાની બરાબર સમ્મુખ થાય છે અને તેમની એવી સ્થિતિના સાર રૂપે તેઓ ગામમાં, મા પાસે, જૂના ગોઠિયાઓ, સમ્બન્ધીઓ પાસે, કહો કે પોતાના સભર સભર એવા ભૂતકાળમાં જઈ પહોંચે છે. જિવાઈ ચૂકેલું ફરી જીવનના આનન્દમાં પેલા નિવૃત્તિ હુકમને વિસરી જતા ધનસુખલાલનું વિશ્વ લગીરેય કૃત્રિમ ન બની બેસે તેની લેખકે સારી એવી કાળજી લીધી છે. ટેબલના ખાનામાં 'પોતાનો' નામ ભીડે મૂકવાની ટેવવાળા ધનસુખલાલ પોતાની વફાદારીભરી નોકરીની તેમ જ સમગ્ર કારકિર્દીની પણ એવી જ રક્ષા કરે છે. તેમના એ ઘરેડબદ્ધ જીવનમાં આવેલી આ નવચેતના-ભરી ભાત વિરોધથી વાતાવરણ જન્માવી આપે છે અને સરવાળે આ અન્ના આદમીની કરુણતાનું કશીક ઉગામી મધુરતામાં રૂપાન્તર થાય છે. તાજપ, આવેગ, રોમાંચ, રહસ્ય, કૌતુક વગેરેના અનુભવને કારણે

સંજોગ અને વનખા મારતો 'હુ ક્યાક તો હોઇશ ને ?'નો 'હુ' એ રચનાને એ જૂથની એક સફળ કૃતિ કહેવા પ્રેરે તેમ આલેખાયેલો છે એ 'હુ' ધનસુખલાલ જેવો વૈશેષિક નથી, પણ સર્વસાધારણતામા વિસ્તરતો અને એ રીતે મનુષ્યના અમુક વર્ગનુ પ્રતિનિધિત્વ કરતો નાયક છે, છતા લેખકે એને સર્વસાધારણ સ કેતોની પ્રતીકાત્મકતાઓ-માથી સારવીને 'હુ' રૂપે સ્થાપવાનો પ્રયાસ કર્યો છે પરિચિતતા અને અપરિચિતતાના છેડાઓથી મુક્ત, એવી કશી સ્ત્રીના વિચારને આ પુરુષ છોવે છે ઓફિસ, બસ, જાહેરખબરો, સાઇનબોર્ડ્સ, પોસ્ટરો વગેરે પરિમાણો વચ્ચેથી પસાર થતી નાયકચેતનાને વાચક આસ્વાદે ત્યા જ 'રોમાચ ક્યાથી વેચાતો મળશે ?' 'પાર્ડન મી આઈ કાન્ટ અન્ડરસ્ટેન્ડ વૉટ યુ મે' તથા 'કોઇ નવી બનાવટ લાગે છે વેરી સોરી' આદિ દુકાનદાર યુવતી સાથેનો સવાદ એની કૃતકતા સાથે પણ રચનામા સૂચક બની રહે છે આવા પરિવેશ વચ્ચે લેખક આ જે સીધે સીધુ લખી-કહી શકે છે તે કઠતુ નથી લાગતુ 'નક્ષત્રમાળની જેમ કુદરડી ફરતા છાપાઓ, વડિયાળના અવિરત સ્વેં જતા કાટાઓ, આપણા પરિચયની દુનિયા બસો, ઈમારતો, ઓફિસો કારકુનો, ટિફિનબૉક્સ, હમાલો, રેલ્વેઓ, પગારો, રસ્તાઓ હોટેલોમાથી છટકવા પુરુષે કવિતાઓ, ધામો, પ્રેમો, આન દો વિલાસો, સ્મૃતિઓ, આકાશોને ખડકી દીધા, આ બધામા નાયક-કેન્દ્રોનુ સાતત્ય અને મુક્તિનો અભાવ જુએ છે હળીકાઈ તત્ત્વથી બધુ 'સર્વજનહિતાય' બનેતુ જૂએ છે અને 'હુ ક્યા જઉ ?'ના પોતાના જીવનના સ્થાયી પ્રશ્ન પાસે અટકે છે અ ગતતા અને 'હુ'ની એની શોધ ક્યાક તો 'હુ નિર્ભેળ સાચા સ્વરૂપે હોઈશ' જેવા એક મર્મ પાસે શ્રદ્ધાન્વિત થાય છે એ મર્મ એને સીમારેખાઓ પર, અ તરાલોમા ને રચી ગયેલા પોતાણો-શૂન્યોમા લાધે છે સ લાપ-આત્મપ્રનાયની કથનરીતિ વિના રચનાનુ અસ્તિત્વ અશક્યવત બની ગયુ હોત, તે સમજાય તેવુ છે

'એક un-tonchableની વારતા'મા પાત્ર કે નાયકસ્વરૂપે મેડીભાઈ કે મોટાભાઈ આસ્વાદ્ય છે જ, પણ રચના કશી જાણીતી કે કલ્પી શકાતી ઘટનામા પરિણમતી નથી, એવા પરિણામ પર નહિ જવાનો લેખકનો જાહેર સંકલ્પ વાર્તાનો નવો જ માર્ગ રચી આપે છે પ્રારમ્ભમા જે સ્થિતિ છે, તેને જ લેખક અન્તમા દોહરાવે છે, પરિણામે એ 'છે' વધુ વ્યંજકતાપૂર્વક ઘુંટાય છે, અને એવા, 'સ્થિતિ'ના, આલેખનમા સભર એવી કરુણતાનો વાચકને અપરોક્ષ અનુભવ લાધે છે જ્યારે હીંચકાવતાર'મા નાયકનુ તેના પરિવેશ સાથેનુ સન્ધાન તેના સ્વરૂપાન્તરોની તરકીબ રચીને મૂર્ત કર્યું છે. એ તરકીબ અભિવ્યક્તિજૂક્તિ હોઈને રચનામા હેતુસાધક બનીને આવી છે. પ્રારમ્ભમા જ 'ઉમરો સહસા વિરાટ પર્વત બની જતો' ભાસે છે તેવા નિરૂપણથી તેમ જ રસોડામા એક 'નાનકુ વિમાન' હોય તો કેવુ સરસ-ની કલ્પનાથી રચનાની ગતિવિધિનો ઈશારો મળવા લાગે છે હરવદન મૂ વ્યાસ કડાભાઈ મૂ વ્યાસને સ્વરૂપે કે હરવદન મૂ. નાગરવેલને સ્વરૂપે રચનામા વિકસે છે તે આ જૂક્તિને આભારી એવો વિકાસ છે એની ભૂમિકા પર કડા તૂટી પડવાની તેમ જ કાકીને ઈજા પહોચવાની આમ તો દુ ખદ પણ હરવદન માટે અન્યથા સુખદ એવી ઘટના ટકી શકે છે. આખી રચનામા અભિવ્યક્તિજૂક્તિ વડે રચાતી રહેતી ટ્રેજી-કોમિક ભાત અહીં રસાસ્વાદની કારણ બનશે આ છેલ્લી બે રચનાઓ આગળ ચર્ચી તે બે રચનાઓથી વાર્તાકારની સર્જકતા સંદર્ભે વધુ નોંધપાત્ર લાગશે-એટલે કે વિજય શાસ્ત્રી જ્યારે 'સાહિત્યકલા'ની દિશામા પોતાના કસબને સંકલ્પપૂર્વક વિકસાવે છે ત્યારે તેમની સર્જકતાને અનેક નાનીમોટી જાણીતી-નહિ જાણીતી એવી શક્યતાઓનો સામનો કરવાના પ્રસંગો આવે છે.

એવા પ્રસંગોમા મોટેભાગે તેઓ પાર ઊતરે છે ખરા, છતા એવી સર્જકતાના તેમના કોઈપણ આવિર્ભાવ વખતે વાર્તાકારે

અજાણતા સ્વીકારેલી એક જાતની સમાધાનવૃત્તિના દર્શન થયે-છે'ના બે જૂથની વાર્તાઓનો સઘન અભ્યાસ કરવાથી વિધાનની સાર્થકતા પ્રતીત થાય, કરાવી શકાય પ્રયોગનું જોખમ ઉઠાવ્યા પછી પણ વિજય પરંપરાગત વાર્તાકારની રીતિનીતિએ અનેક સ્થાનોએ બહુ ખુલ્લું કરી નાખીને સમાન્તરણો રચીને મધ્યમમાર્ગી વલણો દાખવતા થઈ જાય છે એમની એવી સંક્રમણપરક દહેશતો રચનાને કે એમની વાર્તાદૃષ્ટિને કશા વણખેડાયેલા આકારના જોખમો ખેડતા રોકે છે એમના અમુક નાયકોના જેવું જ તેમનું આ મધ્યમમાર્ગી વર્તન તેમને સંભવ છે કે, સરેરાશ વાર્તાકારોના ઓરડામાં બેસાડી રાખ્યા કરી તેમના ઓરડામાં જે વિમાન છે તે આ ઉતારો વટાવીને હવે કઈ દિશાના કેવા ઉડ્ડયનો સાથે છે તે જોવું સૌને ગમશે  ૩ સપ્ટે '૮૦

* ઈતરેતર, વિજયશાસ્ત્રી, ૧૯૭૯, સાહિત્યસંગમ સૂરત, મૂલ્ય પંદર રૂપિયા, પૃ ./૦

## સાહિત્યવૃત્ત

જાણીતા કવિ-વિવેચક ડૉ. જયન્તભાઈ પાઠક અધ્યાપક તરીકે નિવૃત્ત થતા હોઈ એમને સન્માનવાનો એક સમારંભ સૂરતની એમ ટી બી આર્ટ્સ કૉલેજના અધ્યાપકો અને વર્તમાન તેમજ ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ તરફથી નવેમ્બરના આખરમાં યોજાને

એ પ્રસંગે સાહિત્યરસિકોને યત્કિંચિત ફાળો આપવા વિનંતિ થઈ છે

ચેક યા મનીઑર્ડર પ્રમુખ, ડૉ જયન્ત પાઠક સન્માનસમિતિ C/o એમ ટી બી આર્ટ્સ કૉલેજ, અઠવા લાઇન્સ સૂરત-૩૯૫૦૦૧ એ સરનામે મોકલવા

---

# યુવાશક્તિના વિકાસ માટે

# રમતગમત પ્રવૃત્તિને પ્રોત્સાહન

- યુવાન પેઢીમા રહેલા શકિત અને કૌશલ્યને યોગ્ય અભિગમ આપવા ગુજરાતમા રમતગમત તેમજ યુવા-કલ્યાણના વિવિધ કાર્યક્રમો પરંપરાગત શિક્ષણ ઉપરાત અમલમા છે
- ગ્રામ તથા રાજ્યકક્ષાના વિવિધ રમતગમત મડળોની પ્રવૃત્તિને વેગ આપવા આર્થિક સહાય આપવામા આવે છે નગર તથા શહેરોમા મેદાનો તૈયાર કરવાની યોજના અમલમા છે રાષ્ટ્ર અને રાજ્યકક્ષાની-સ્પર્ધાઓમા મહત્ત્વના સ્થાન પ્રાપ્ત કરતા ખેલાડીઓને શિષ્યવૃત્તિઓ આપવા ઉપરાત શ્રેષ્ઠ ખેલાડીઓને 'સરદાર પટેલ એવોર્ડ' આપવામા આવે છે.
- શરદ રમતોત્સવ અને શિયાળુ રમતોત્સવમા ભાગ લઈ રાજ્યકક્ષાએ આવેલા આશાસ્પદ ખેલાડીઓને પ્રશિક્ષણ શિબિરો યોજી નિષ્ણાતો દ્વારા તાલીમ આપવામા આવે છે તે માટે અમદાવાદ અને ગાધીનગરમા પ્રાદેશિક અને દેવગઢબારિયા, સુરત, વડોદરા, પાટણ, રાજકોટ અને ભાવનગર ખાતે પેટા પ્રશિક્ષણ કેન્દ્ર શરૂ કરાયા છે. દુલીપ ક્રિકેટ સ્કૂલ પોરબદરમા ક્રિકેટ અંગેનુ શિક્ષણ અપાય છે
- પર્વતારોહણ ક્ષેત્રે ગુજરાતની વિશિષ્ટ સિદ્ધિઓની આતરરાષ્ટ્રીય ખ્યાતિ છે માઉન્ટ આબુ તેમજ ગિરનાર જૂનાગઢ ખાતેની રાજ્ય પર્વતારોહણ સસ્થા દ્વારા ગુજરાતના યુવક-યુવતીઓને તાલીમ આપવામા આવે છે
- સમુદ્રના કાઠાના તેમજ ઊડાણના વિસ્તારોમા રાષ્ટ્ર તેમજ રાજ્ય કક્ષાની તરણ અને હોડી સ્પર્ધા યોજવામા આવે છે ઊડા દરિયામા તરવા માટેની શિબિર પણ યોજાય છે ગુજરાતમાથી સાહસિક પ્રવાસ ખેડતી ટુકડીઓને અનુદાન અપાય છે.

માહિતી નિયામક, ગુજરાત સરકાર દ્વારા પ્રકાશિત

# કૃષ્ણારામ મિલ્સ



કૃષ્ણારામની સાડીઓ એટલે વૈવિધ્યપૂર્ણ રંગો અને ડિઝાઈનોનુ સુરેખ આયોજન. હવાદાર અને શીતળ
કૃષ્ણારામની સુવિખ્યાત સાડી એટલે આધુનિક યુગની ફેશન અને આવતી કાલનુ અનુપમ સ્વપ્ન.

**કૃષ્ણારામ મિલ્સ**

ચેખડિયાવાડી, મલાણતપરા, સૂરત

# કંડાવટી

ડિસેમ્બર ૧૯૮૦

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૨૨ : અંક ૨૬૦ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા ૨૮, વિદેશ શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંડાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી



તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ સૂ. 'અનિલ'

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : પ્રભુજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ૦૦૧

## મિલોઝની કાવ્યવિચારણા / ડૉ. સુરેશ હ. જોષી

સેસ્લાવ મિલોઝે એમના પ્રખ્યાત પુસ્તક ધ કૅપ્ટિવ માઇણ્ડમાં એક જૂની યહૂદી સન્તવાણીને ટાંકી છે તે હાલના સંદર્ભમાં યાદ કરવા જેવી છે "કોઈ પ્રમાણિકપણે પંચાવન ટકા સાચું હોય તો એ ઘણી સારી વાત કહેવાય. એ વિષે લમણાઝીંક કરવાની જરૂર નથી. અને જો કોઈ સાઠ ટકા સાચો હોવાનો દાવો કરે તો એ અદ્ભુત જ લેખાય, એ એનું સદ્ભાગ્ય. એ બદલ એણે ભગવાનનો પાડ માનવો જોઈએ પણ જે પંચોતેર ટકા સાચો હોવાનો દાવો કરતો હોય તેનું શું? ડાહ્યા માણસોને મતે એ શંકાસ્પદ જ લેખાય તો પછી સો ટકા સાચા હોવાનું કહેતા લોકોનું શું? જે પોતાને સો ટકા સાચો લેખાવતો હોય તે આંધળો ઝનૂની છે, ઠગ છે, અધમમાં અધમ પ્રકારનો બદમાશ છે"

પંચાવન ટકાવાળા પ્રામાણિક લોકોનો આજે અભાવ વર્તાય છે છાપું ઉઘાડતાની સાથે જ સો ટકા સાચું બોલનારાનો કલેશકર ઘોંઘાટ આપણને ઘેરી વળે છે. દરેક શાસક પોતાને અનુરૂપ સત્યની છબી

બદલી નાખે છે. પછી પ્રજાએ તો એ 'સરકારી સત્ય'ને જ હારતોરા કરવાના રહે છે 'સત્ય અમે જ જાણીએ છીએ' એમ કહેનારા જ સૌથી ક્રૂર હોય છે. સત્યને પોકળ કરી નાખીને એમા ગાઢનુ અસત્ય ભરી દેવાનો ઉદ્યમ ધમધોકાર ચાલે છે સરકારસમ્મત સત્ય બોલવાની લાચારી સર્જક કબૂલ રાખે ખરો ? લોકશાહીમા જે આદર્શ નાગરિક લેખાય તેના મનમા વિરોધાભાસ ન હોઈ શકે એવુ શાસકો માનતા હોય છે એવા વિરોધાભાસો ખરેખર હોય તોય બધાને જાહેરમા પ્રકટ કરી ન શકાય. પણ આપણે જે જીવન જીવીએ છીએ તેમા તો આવા વિરોધાભાસોનુ શુ કરવુ તે પ્રશ્ન મહત્ત્વનો બની રહે છે સાચા બુદ્ધિશાળીઓ આ સમસ્યાનો ઉકેલ એઓ અભિનયપટુ અદાકાર થઈને જ લાવી શકે છે એમ મિલોઝ કહે છે તે સાચુ છે

આ અદાકારો રગમચ પર જતા નથી એ લોકો તો શેરીઓમા, કચેરીઓમા, કારખાનાઓમા, જાહેર સભાસ્થાનોમા, એટલુ જ નહિ, પોતાના ઘરમા સુદ્ધા આ અભિનયનુ પ્રદર્શન કરતા હોય છે આ અભિનય એ સારી રીતે વિકસી ચૂકેલો કસબ છે એમા માનસિક ચપળતાની ખૂબ જરૂર પડે છે શબ્દ ઉચ્ચારાય તે પહેલા એના બધા જ શક્ય પરિણામોનો વિચાર કરી લેવાનો રહે છે, ખોટી જગ્યાએ પ્રકટેલુ હાસ્ય, એક અજુગતો દૃષ્ટિપાત—આ બધુ ઘણી વાર ભયપ્રદ સદેહો અને આક્ષેપો ઊભા કરી દે છે. બોલતી વખતનો હાવભાવ, રણકો—આ બધુ પણ રાજકારણમા ઘણુ મહત્ત્વનુ થઈ પડે છે

હવે તો જીવનના લગભગ દરેક ક્ષેત્રમા આપણે આ અભિનયથી એવા ટેવાઈ ગયા છીએ કે જે અભિનય કરે છે તેની પ્રત્યે આપણે પૂર્વગ્રહ કેળવતા નથી, એથી ઊલટુ, આપણે એના અભિનયની ગુણવત્તાની કદર કરીએ છીએ. જો કોઈ કશાકનો ઉગ્રપણે વિરોધ કરે તો એ અભિનયમા દસેક ટકા તો સત્યનો અશ રહ્યો હશે એવુ આપણે

માનવા પ્રેરાઈએ છીએ અને વિરોધની માત્રા ઓછી હોય તો એ જેનો વિરોધ કરે છે તેને જ એ માનતો હોવો જોઈએ તેવુ લાગવા માડે છે

આ સભાનપણે કરવામા આવતો અભિનય આ જમાનાના લોક-જીવનનુ એક વ્યાવર્તક લક્ષણ બની રહ્યો છે પણ આથી એક ખતરનાક પરિસ્થિતિ ઊભી થાય છે શરૂઆતમા અમુક પરિસ્થિતિ પૂરતુ અભિનય કરવાનુ સ્વીકાર્યા પછી એ અભિનય લાબા સમય સુધી કરવો પડે એવુ બને ત્યારે જે પાઠ ભજવવાનુ સ્વીકાર્યુ હોય તેમા જ અભિનય કરનારનુ વ્યક્તિત્વ બરાબર ગોઠવાઈ જાય અને આને પરિણામે પોતાનુ સાચુ વ્યક્તિત્વ અને પોતે જે પાઠ ભજવે છે તે–આ બે વચ્ચેની ભેદરેખા જ સાવ ભૂ સાઈ જાય ચતુર શાસકો આ પરિસ્થિતિ ભારે કુનેહપૂર્વક ઊભી કરતા હોય છે જેથી રિમોટ કન્ટ્રોલથી કોઈ પણ વ્યક્તિને નિયન્ત્રિત કરી શકાય આત્મીયતાભર્યો ઘનિષ્ઠ સમ્બન્ધ ધરાવનારી વ્યક્તિઓ પણ આ કે તે પક્ષના સૂત્રોની પરિભાષામા જ વાત કરતી થઇ જાય આ જમાનામા સત્યની અવેજીમા પરિભાષાએ એનુ સ્થાન લીધુ છે એ હજી ઘણા બુદ્ધિશાળીઓ પણ સમજી શક્યા નથી આજે 'માસ મીડિયા'ના પ્રભાવને કારણે આપણા પ્રતિભાવોને પણ પૂર્વનિર્ણીત કરી નાખવામા આવ્યા છે

સાહિત્યના ક્ષેત્રમા આ એટલુ તો ઉઘાડી રીતે બન્યુ છે કે એને થોડુ ઢાકવા પૂરતી ય કળા દેખાતી નથી ! જે પહેલેથી જ અમુક કાવ્યેતર અપેક્ષાઓને સન્તોષવા જ લખાતુ હોય તેમા કવિનો નિજી સૂર ક્યાથી આવે ? મિલોઝ કાવ્યની વ્યાખ્યા કઈક આવી આપે છે કવિતા એ નિજી મિજાજનુ સામાજિક રૂઢિ દ્વારા વક્રીભવન થઈને પ્રકટ થતુ રૂપ છે. પ્રચારવાદી કવિતામા આથી ઊધુ જ બને છે એમા સામાજિક રૂઢિ કવિના નિજી મિજાજ દ્વારા વક્રીભૂત થઈને પ્રકટ થાય છે. આથી લહેકાલટકા, વાકછટા કે નાટયછટાવાળા કવિઓ પ્રચારના ક્ષેત્રમા વધુ સફળ નીવડે છે કવિ જેનો પ્રચાર કરવાનો હોય છે તે

અંગેનું એક આદર્શ પત્ર રચે છે અને એ પાત્રની સ્વગતોક્તિ કે એકોક્તિરૂપે પોતાની કવિતા લખે છે, પોતાનું તો કશું કહેતો જ નથી હોતો

અભિનય કરનાર પોતે જે પાઠ ભજવતો હોય છે તેની સાથે પોતાના વ્યક્તિત્વની અભિન્નતા સ્થાપવાનો ભલે ને ગમે તેટલો પ્રયત્ન કરે તેમ છતાં આત્મસાત થવા વિનાના ઘણા અંશો તો રહી જ જતા હોય છે. આને કારણે એણે સાવધ તો રહ્યા જ કરવું પડતું હોય છે. પ્રજા આખી મહોરાં પહેરીને ફરતી હોય ત્યારે ફરીને પહેરવા પડેલા મહોરાની વિશિષ્ટતા શી? બે વિરુદ્ધ પ્રકારના વ્યવહારો, આને પરિણામે રાજ થઈ જાય છે આપણે જેને કાળું જોતા હોઈએ તેને ધોળું કહીને વર્ણવવું પડે, બહારથી ગમ્ભીર હોઈએ પણ અંદરથી હસતા હોઈએ, પ્રેમ પ્રકટ કરતા જ અંદરથી તિરસ્કાર અનુભવતા હોઈએ અજાણ હોવાનો દેખાવ કરતા હોઈએ પણ ખરેખર તો ઘણું જાણતા હોઈએ. આને પરિણામે જે કુશળતા ખીલતી આવે તે વાસ્તવમાં સર્જકની કુશળતા હોતી નથી આમાં સફળ નીવડવું એ જ સન્તોષપ્રદ થઈ પડે

બીજી એક સમ્ભવિતતા પણ છે, જેને ખણખોદ કરતી આંખોથી બચાવીને હૃદયના નેપથ્યમાં સાચવી રાખીએ તેનું વિશિષ્ટ મૂલ્ય આપણને બતાવવા માટે એ શબ્દમાં તો પૂરું વ્યક્ત થયું હોતું નથી આથી કેવળ ઊર્મિંગત વસ્તુનું જે આકર્ષણ હોય છે તે જ આકર્ષણ એમાં પણ રહ્યું હોય છે આ પછી એ અન્તરગતનું આશ્રયસ્થાન બની રહે છે બહારનાને એમાં પ્રવેશ ન મળે એ માટે એને મથવું પડે છે માટે એનું મૂલ્ય અનેકગણું વધી જાય છે.

મિલોઝ અહીં કિટમાન’ સંજ્ઞાનો ઉલ્લેખ કરે છે આમ તો એ ‘આત્મા’ પરથી જ બનેલો શબ્દ લાગે છે આ શબ્દનો ઉલ્લેખ ગોબિનુના પુસ્તક ‘રિલિજ્યન એન્ડ ફિલોસોફિઝ ઓવ સેન્ટ્રલ

એશિયામા થયેલો છે આ કેટમાન અને અગ્રગુપ્તત્યાગશાહી દેશોમા પ્રવર્તતી સાહિત્યક પરિસ્થિતિમા ઘણા સામ્ય છે.

મુસલમાનો એમ માને છે કે જેને સત્ય લાધ્યુ હોય તેણે પોતાને, પોતાના સમ્બન્ધીઓને કે પોતાની કીર્તિને સગોપિત રાખવા જોઈએ જે લોકોને સત્ય લાધ્યુ નથી તેમની મૂર્ખાઈ, અધાપો, કે વિકૃતિનુ એ ભોગ નહિ બને તે એણે જોવુ જોઈએ આથી બની શકે ત્યા સુધી એવા માણસે પોતાની સાચી આત્મપ્રતીતિઓ વિશે મૌન સેવવુ એ જ હિતાવહ છે આમ છતા એવા પ્રસગો ઊભા થાય બરાબર જ્યારે મૂગા રહેવુ પૂરતુ ન થઈ પડે, એવુ મૌન સમ્મતિ લેખાઈ જાય એવી પરિસ્થિતિમા કશો સકોચ રાખવો ન જોઈએ પોતાના સાચા અભિપ્રાયને એવા સજોગોમા નકારી કાઢવો, એટલુ જ નહિ પોતાના વિરોધીને છેતરવા બની શકે તેટલી બધી જ યુક્તિઓ પણ વાપરવી પોતે જેને મિથ્યા લેખતો હોય તેવા બધા વિધિ પાળવા, પોતાના પુસ્તકોને વનોડી કાઢવા આ રીતે પોતાના સાચા સ્વરૂપને ઢાકી દેવુ અને વિરોધીને છેતરીને એની નસિયત કરવી

જે કટમાન આચરે છે તે ગર્વભર્યો હોય છે એ બીજાને પોતાને લીધેલા સાચા માર્ગથી દૂર રાખે છે બહારથી એની દશા બહુ બરાબર ભલેને લાગતી હોય પણ એની આખો અપાર્થિવ પ્રકાશથી ચમકી ઊઠે છે વિરોધીઓ તો બિચારા અધારામા જ રહી જાય છે સસ્કૃતિના ક્ષેત્રમા આવતા શાસકોય દબાણોને સર્જક કેટલે અશે વશ વર્તે એ અન્તે તો એના પોતાના ખમીર પર આધાર રાખે છે એવુ બને કે જેને એ નબળી કોટિનુ ગણતો હોય તેની એણે પ્રશસા કરવી પડે રેઢિયાળ કલાકૃતિઓને બિરદાવવી પડે આ બધુ તો એ જાહેરમા કરે પણ પોતાના ઘરની ચાર દિવાલ વચ્ચે એ પોતાને જે અભિમત હોય તે કરે ત્યા એ ઉત્તમ કલાકૃતિને જ સઘરે, ઉત્તમ સગીત જ સાભળે, ઉત્તમ સાહિત્ય કૃતિઓનુ જ સેવન કરે પોતે જે રચે તે પોતાની

સાહિત્યિક રૂચિની વિરૂદ્ધ જઈને ન રચે. આમ 'ભૂગર્ભ'મા સાચી રીતે જેને અધિકૃત કહેવાય એવુ સાહિત્ય રચાતુ આવે એમાનુ ઘણુ ભવિષ્યમા પ્રકાશમા આવ્યા વિના જ લુપ્ત થઇ જાય એવુ બને. શ્રમ-છાવણીમાના આવા સાહિત્યને જાળવી રાખવા માટે કેદીઓ જ કેવો ભગીરથ પ્રયત્ન કરતા હોય છે તેનો ખ્યાલ સોલ્ઝેનિત્શિને આપ્યો જ છે.

આ સ્વેચ્છાએ સ્વીકારેલુ સર્જકનુ 'ભદ્ર' એકલવાયાપણુ આપણા સમયનુ એક મહત્ત્વનુ લક્ષણ છે. બહારથી એ સરકારી પ્રચારનુ રણશિંગુ ફૂકવાનુ કબૂલ રાખે છે ત્યા સુધી જ એનો આ એકાન્તવાસ સલામત રહે છે. કદાચ ભવિષ્યમા ટેલિવિઝનનો ડોળો સર્જકના આવા એકાન્તને પણ સરકાર વતી જોઈ જશે રસવૃત્તિને રેઢિયાળ પ્રચારવાદી સાહિત્ય તથા કલાથી કુણ્ઠિત થતી અટકાવવી એ સાચા સર્જક માટે તો, ગમે તે ભોગે કરવા જેવી પ્રવૃત્તિ છે એને માટે પુસ્તકો વાચવાની કે કલાકૃતિઓ જોવાની જ જરૂર છે એવુ નથી પણ પ્રાકૃતિક પરિવેશ પણ રઢિયાળ અને દૂષિત થતો જાય છે આજે તો ટોળામા ફરતા જે વાનિષ્કતાનો અનુભવ થાય છે કે નિભૂરાપણાનો અનુભવ થાય છે તેના પ્રતિરૂપો પણ સાહિત્યમા કે કલામા ઝાઝા જોવા મળતા નથી

આથી સર્જક પોતાના પરિવેશની બહાર, જાણે કોઈ બીજા જ યુગમા, જતો રહેવા મથે છે થોડાક કવિઓ પ્રગતિના ગાણા ગાઈને અદરથી ઊઠતો અવાજ બહાર નહિ સભળાય તેની વ્યવસ્થા કરે છે, તો કેટલાક યન્ત્રો અને સસ્થાઓ વિશે રોમેન્ટિક પ્રેમની કવિતા લખે છે કેટલાક છેક સત્તરમી કે અઢારમી સદીમા ચાલ્યા જાય છે, પછી પાછી વાર એમનો સમકાલીન સમયમા આવવાનો માર્ગ બધ થઈ જાય છે આમ વર્તમાન સમયમા સરકારી કે અર્ધસરકારી પ્રતિષ્ઠાનોએ કેટલા બધા સર્જકોના અગૂઠા કાપી લીધા છે પ્રજાજીવનના કોઇ સ્તર પર એની ખોટ વરતાશે ખરી ? મને લાગે છે કે દરેક સર્જકે ભૂગર્ભમા પોતાની આગવી સર્જન પ્રવૃત્તિનો આરમ્ભ કરી દેવો જોઈએ □

## ગુજરાતી વાર્તા આસ્વાદશ્રેણી

## જયંતિ દલાલની ‘આભલાનો ટુકડો’ / ગિરીશ પંચાલ

મધ્યકાલીન વાર્તામાં તલવારના એક ઝાટકે સો સો વાઘના ઝુંડને કાપી નાખતા સાહસવીરની ઘટના આલેખાઈ, આધુનિક યુગમાં પણ ઐતિહાસિક નવલકથાઓમાં દસ વીસ તલવારોની સામે એક જ લાકડીના ખેલવાળી ઘટનાઓ આલેખાઈ, ક્યારેક પાત્રોના જીવન હચમચાવી નાખે એવી વજનદાર ઘટનાઓ આલેખાઈ વાચકનું ધ્યાન ઘટનાના કર્તા પર જવાને બદલે ઘટના પર જતું હતું વાર્તાકાર પણ વાચકને આકર્ષવા માટે વજનદાર ઘટનાનો મોહ રાખતો હતો પણ ધીમે ધીમે વાર્તાકારનું એસ્થેટિક્સ બદલાયું, ઘટનાનું ઘટના તરીકે મહત્ત્વ ઘટવા માંડ્યું અને એ ઘટના સાથે તેના કર્તાને પણ સરખું મહત્ત્વ મળવા લાગ્યું જયંતિ દલાલના આગમન સાથે ગુજરાતી વાર્તાનું કલેવર બદલાવા માંડે છે તેમની ઘણી વાર્તાઓમાં ઘટના સપાટી પરની બની રહેવાને બદલે ઊંડાણ ધરાવતી થાય છે, પાત્રના ચિત્તના વિવર્તો સંચલનોને તાકતી થાય છે આવી જ એક વાર્તા છે ‘આભલાનો ટુકડો’. આમ જોવા જઈએ તો તેનું વસ્તુ બહુ જ પાંખું છે. બેકાર બનેલ રમણ પરાનું ઘર છોડીને શહેરની પોળમાં સસ્તા દરનું મકાન રાખે છે, રમણ અને દક્ષા સ્વભાવે રોમેન્ટિક છે, બીજા માળથી આકાશનો જે ટુકડો દેખાય છે, જે બે ચાર તારા જોવા મળે છે તેનાથી સંતોષ પામીને–ભરેલા મને–દિવસો પસાર કરે છે. એવામાં એ આભલાના ટુકડા પર પડોશી વાંસડા રોપીને આક્રમણ કરે છે, જે રમણને ગમતું નથી છેવટે એ વાંસ ઉપર લીલા, ગુલાબી કાળા રંગની લીલા પ્રગટ કરતા પોપટ બેસે છે અને ત્યાં વાર્તા પૂરી થાય છે

નથી આ વાર્તામા ગ્રામીનુ, બેકારીનુ આલેખન કરવામા આવ્યુ કે નથી શહેરી સંસ્કૃતિ સામે વાચાળ બનીને આક્રોશ ઠાલવવામા આવ્યો જયંતિ દલાલ પૂર્વેના વાર્તાકારોએ આ પ્રકારના આલેખનને વધારે મહત્ત્વ આપ્યુ હોત પણ જયંતિ દલાલ વધુ સભાન વાર્તાકાર, ફોકનર, જેમ્સ, હેમિંગ્વે, સ્ટ્રીન્ડબર્ગ જેવા યુરોપ-અમેરિકાના સર્જકોની સૃષ્ટિથી પરિચિત એટલે પુરોગામીની મર્યાદાઓમાથી પોતાની જાતને બચાવી લે છે કથાસાહિત્યનો પ્રકાર આપણી રોજિંદી વાસ્તવિકતા સાથે કામ પાડે છે, એ એક રીતે સાચુ છે, પણ ટૂંકી વાર્તા જેવુ લઘુ સ્વરૂપ આ વાસ્તવિકતાનો વધુ સૂક્ષ્મ રીતે ઉપયોગ કરે છે એ પણ ધ્યાનમા રાખવુ જોઈએ 'આભલાનો ટુકડો' વાર્તામા ધ્યાનથી વાચનારને ત્રણ સ્તર પરની વાસ્તવિકતા દેખાશે. પહેલા સ્તર પર બેકારીની, સાકડા ઘરની સમસ્યા આલેખાઈ છે, બીજા સ્તર પર પતિપત્ની વચ્ચેના આત્મીય પ્રેમની ભૂમિકા આલેખાઈ છે અને ત્રીજા સ્તર પર રેડિયો જેવુ પ્રતીક છે તે આધુનિક, યાંત્રિક સંસ્કૃતિ અને પોપટ જેવુ પ્રતીક છે તે પ્રાકૃતિક સંસ્કૃતિ વચ્ચેના સંઘર્ષની ભૂમિકા આલેખાઈ છે જો આ વાર્તા આગના બે સ્તર આગળ જ અટકી ગઈ હોત, બીજા શબ્દોમા સમાજમા વ્યાપેલી બેકારીની સમસ્યા કયા પ્રકારની છે, એનો સામનો કરતા આ દંપતીનો પ્રેમ કયા પ્રકારનો છે એનુ જ આલેખન હોત તો તેનો ઢાચો પુરોગામી વાર્તાઓથી ઝાઝો જુદો પડ્યો ન હોત

આ વાર્તાના આરંભથી જ બેકાર બનેલા અને પરાનુ ઘર છોડીને ચાલ જેવા વિસ્તારમા રહેવા આવેલા રમણની વાત છે બેકાર બન્યા પછી રમણ અને દક્ષા કરકસરથી જીવવા માગે છે. નવુ મકાન બીજે માળ ગણવા માટે દક્ષા કારણ આપે છે. 'અને અને નજર ન ખી જોવા આકાશ જોઈએ છે' વાર્તામા કેન્દ્રસ્થાને આકાશનુ કલ્પન આ દંપતી સ્વભાવે રોમેન્ટિક છે, પણ ધૂમકેતુના પાત્રોમા જોવા મળ

ભાવુકતાથી તે પિડાતા નથી. લેખકે પાત્રની ઉક્તિઓ માત્ર સંવાદ ખાતર આપી નથી પણ પાત્ર, પ્રસંગને ધ્યાનમાં રાખીને તેમના મોઢે ઉચ્ચારાવી છે. ઉપલી વાત બોલતી દક્ષા ખરેખર આવું માને છે કે રમણને સારું લગાડવા આ કહે છે તેની ખાત્રી આપણને તરત જ મળી રહે છે.

આ વાક્યો પછી તરત જ રમણ દક્ષાને જુએ છે; 'એ તો આગળ દોડતી પેની ગાડીને હળવું ફૂલ હોય એમ ઉછાળી ઉછાળીને દોડી જતા ઘોડાની નાળ આસ્ફાલ્ટ પર પછડાતા વીજળીના જે ચમકારા કરતી તેને જોઈ રહી હતી.'

અહીં આગળ વાર્તાના સ્તરમાં પરિવર્તન આવે છે. અત્યાર સુધીની સામગ્રીમાં સામાન્ય વિગતો હતી, બેકારી, ઘર બદલવું, પાણી ચઢાવવાની તકલીફ, પાત્રોની દૈનિક જીવની–આના પાયા પર જ વાર્તાને ટકી રહેવાનું હતું. વિસ્તરવાનું હતું, આ પાયો હતો. આ પાયા વિના વાર્તા આગળ વિકસી શકવાની ન હતી. આને નિરૂપતી ભાષા પણ સાવ સીધી સાદી હતી. એ ભાષાનું પ્રયોજન હકીકતોને નિરૂપવા માટેનું હતું. પણ જ્યાં દંપતી વચ્ચેના ઊંડા પ્રેમની વાત આવે છે ત્યાં ભાષાનું સ્તર બદલાવા માંડે છે. દક્ષાના અવાજને ધ્વનિની આજુબાજુ રંગોળી પૂરતો આલેખવામાં આવ્યો છે અને શહેરની સડક ઉપર ચાલતા આ પતિપત્નીનું રૂપાન્તર થઈ જાય છે 'બન્ને, પળભર તો, મંદિરની નમેલી કમાન પર બેઠા બેઠા, ગરદન ફુલાવતા, હુંકાર કરતા, ગિરેદાર કબૂતર જેવા બની ગયા.' આ કાવ્યપંક્તિ કૃત્રિમ, આભાસી નથી લાગતી કારણ કે તે પરિસ્થિતિ, પાત્રની ઊર્મિમાંથી પ્રગટ થાય છે. વળી આથી વિશેષ કાવ્યાત્મક સ્તરનો મોહ રાખવામાં આવ્યો પણ નથી.

હવે આપણને રમણના ભૂતકાળનો પરિચય કરાવવામાં આવે છે પણ તેમાં બહુ વિગતે વાત કરવાને બદલે થોડી મહત્ત્વની વિગતો જ પસંદ કરવામાં આવી છે. દુનિયાદારીનું જ્ઞાન લઈને નોકરીએ વળગેલા

રમણને બેચાર ઓળખીતા તારા જોવામા આનદ આવતો હતો એમ કહીને એ ભૂતકાળને ત્યા આટોપી લે છે બેકાર રમણને બીજી નોકરી મળે છે પણ બગલીમા જવાતુ નથી, આર્થિક ભીંસ વધારે છે પણ એની વાત રગેચગે કરવાને બદલે માત્ર નિર્દેશ જ છે જે અસલ પરિસ્થિતિ છે તેના વિશે તો કોઈ બોલતુ નહિ, તોય બન્નેના મનમા એનો વસવસો તો હતો જ પણ એ વસવસા કરતાય વધુ ગજુ કાઢીને તો વસતી હતી પેલી 'કશુ બદનાશેની લાગણી '

અહો વાર્તા ત્રીજા સ્તરમા પ્રવેશે છે આગના બે સ્તરમાથી જ આ સ્તર ઉત્ક્રાન્ત થતુ હોવાને કારણે કશી કૃત્રિમતા વરતાતી નથી

આ દપતી મગળ, ગુરુ વગેરે ગ્રહ તારા જોઈને દિવસો પૂરા કરે અને ત્યા એકાએક તેમના જીવનમા પરિવર્તન આવે છે આકાશને તો શહેરે ટુકડો બનાવી નાખ્યુ હતુ, પણ આ ટુકડા ઉપર આક્રમણ થાત જ હતુ 'ત્યા એક દિવસ રમણે પડખેના છાપરા પર બે ઊભા વાસ દીઠા કાળા તારનો ટુકડો બે વાસની ટોચ વચ્ચે બધાયેલો ઝૂલતો હતો' રમણને તો આ વાસ આકાશની ખુલ્લી છાતી પર ભાલા' જેવા લાગે છે આ ત્રીજા સ્તરમા માનવી અને પ્રકૃતિ વચ્ચેનો વિરોધ આલેખાયો છે. રમણ અને દક્ષા તો પ્રકૃતિના જીવ, આ બે વચ્ચે આવુ અન્તર ખમી ન શકે, પણ આધુનિક માનવીને એનો વસવસો ય ન થાય નગર સસ્કૃતિએ પ્રકૃતિનો ખાતમો બોલાવ્યો અને છતા એનુ ગૌરવ છાપરે ચઢીને પોકારવાનુ વાર્તાનુ આ સ્તર વિશેષ આસ્વાદ્ય એટલા માટે લાગે છે કે અહીં આગળ આ બે પાત્રના મનોગત સાથે તેને ગૂથી લેવામા આવ્યુ છે પેલા આમનાના ટુકડાને મનભર નિહાળવા માટે દક્ષાએ ભોગ આપ્યો, રમણે દક્ષાની મુન્કેલીઓને સ્વીકારી લીધી પણ આધુનિકીકરણ તો ત્રીજા માળ સુધી આવી પહોચ્યુ રહીસહી પ્રકૃતિ ઉપર આધિપત્ય જમાવવાની વાત આવી રમણનો કવિજીવ આથી અકળાઈ જાય છે વળી, આ રેડિયો આધ

દ્વારા શું સાંભળવા મળ્યું ? ગીત, નાટક, ભજન સંગીત ? રેડિયો તો સામૂહિક માધ્યમ, વીસમી સદીમાં વ્યાપેલા વિજ્ઞાપન મરખાને ફેલાવનારું સાધન—બનાવટી ભાષાનો ધોધાટ એટલે જ રમણ બોલી ઊઠે છે—'એ તો આકાશમાં ઉકરડો કરે છે ઉકરડો !'

આને સહી લેવા સિવાય બીજો કોઈ માર્ગ જાણે રહેતો નથી ત્યાં બીજું એક પરિવર્તન આવે છે. એક દિવસ દક્ષા રમણને દેખાડે છે

પેલા બે વાંસ પર પોપટ બેઠા હતા

રમણે જોયું સૂડા ન હતા, કાળા કાંઠલાવાળા અને પાંખ પર ગુલાબી લમરકાવાળા પોપટ હતા આકાશની છાતી પર ઉગામેલા ભાલા જેવા એરિયલના પેલા બે વાંસ પર પોપટ બેઠા હતા.'

અહીં લેખકે જાણીજોઈને રંગોની લીલા આલેખી બતાવી છે આધુનિક સંસ્કૃતિના આ ઉકરડાની કુરૂપતાને પ્રકૃતિ પોતાના રંગો વડે જાણે ભૂંસી નાખવા માગતી હોય એવી રીતે થયેલું આ આલેખન કલાત્મક બની શક્યું છે પ્રકૃતિ અને નગરજીવન વચ્ચેના આ સંઘર્ષમાં વાંસ ઉપર પોપટ બેસાડીને પ્રકૃતિનો વિજય થાય છે એવું સૂચન વાર્તાના અંતે પ્રગટાવવામાં આવ્યું છે કોઈને અહીં લેખકનો નૈતિક અભિગમ પણ દેખાઈ આવે. આમ છતાં, વાર્તામાં પ્રકૃતિનો થતો આ વિજય આખરે તો રમણ-દક્ષાનો વિજય બની રહે છે જયંતિ દલાલ વાર્તાને એક સ્તર કરતાં વધુ સ્તર પર વિહાર કરતી બનાવી શક્યા, સાથે જ ઘટના, પાત્ર, ઊર્મિ અને એને વ્યક્ત કરનારી ભાષા વચ્ચે સંવાદિતા ઊપજાવી શક્યા એમાં જ તેમની કલાકાર તરીકેની સફળતા છે. ગુજરાતી નવલિકામાં સંકુલતાની પહેલી એંધાણી આ રીતે આપણને અહીં મળી રહે છે.

(૨૬–૧૧–૮૦) 

## હું / ત્રીજો પુરુષ / અનેક વચન

હુ બેઠો છે હુ ની સામે તુ બેઠો છે તુ ની સામે ના એમ નહીં હુ બેઠો છે તુ ની સામે. અને તુ બેઠો છે હુ ની સામે

હુ વિચારે છે તુ ના મનમા શુ ચાલે. તુ ચૂપચૂપ બેઠો છે હુ ની સામે હુ વિચારે તુ ના મનમા શુનુ શુ ચાલે હુ શુ જાણે તુ ના મનમા શુ ચાલે ? છતા હુ ને એમ વિચાર આવે. તુ નુ મન તો તુ નુ મન હુ ના મનમા ચાલે તે તુ ને શુ જાણે ? હુ ના મનમા શુ ચાલે ?

હુ વિચારતો અટકે કે તુ ના મનમા શુ ચાલે હુ પણ શુ જાણે હુ ના મનમા શુ અટકી ગયુ આમ એકાએક ? તુ બેઠો રહ્યો ચૂપચૂપ ત્યા હુ ના ચહેરા ઉપર ઉડતી ઉડની એક માખી બેસે હુ હુ ને ત્યારે ચહેરાની જાણ થાય. આમ હુ ને ચહેરા જેવો ચહેરો. પણ જાણ નહીં. હુ ના ચહેરા ઉપર માખી જેવી માખી બેસે ને હુ ને જાણ થાય ચહેરાની આમ તો હુ નો ચહેરો કઈ ફૂલ નહી ફૂલ પણ નહી અને પાછી માખી તે પાછી મધમાખી પણ નહી તો ય માખી હુ ના ચહેરે બેસે ને હુ ને ચહેરાની જાણ થાય ચહેરો હાલે ચાલે નહી બોલે ચાલે નહીં ને માખી તો સાવ મૂંગી-મન્ત્ર

માખી બેઠી ચહેરા પર તે હુ જાણે ખરો માખી બેસે હુ ના ચહેરે ને જાણે પોતે મધમાખી હુ નો ચહેરો જાણે મધપૂડો તે માખી ઊડે નહી કેમેય હુ ના ચહેરેથી. હુ ને હાથપગ હાલેચાલે નહી માખી બેઠી ડખે હુ નો ચહેરો હુ ને જાણ તો થાય ચહેરાની પણ હાથપગ હાલે ચાલે નહીં ત્યા તુ બેઠો છે હુ ની સામે ચૂપચૂપ અને હુ

થયા ફરતુ કયારનુ કે તુ ના મનમા શુ ચાલે તુ શુ જાણે હુ ના મનમા શુ શુ ચાલે હુ ને ચહેરે માખી બેસે, ડખે અને તુ બેઠો જે ગૂપચૂપ હુ જોતો તુ ની સામે ને તુ બેઠો સાવ ગૂપચૂપ હુ જુએ તુ ની સામે તો તુ ની આખમા ડાળ ફૂટતી તેવુ લાગે તુ ની આખમા ફૂટતી ડાળ કયારેક હુ ને લીલી લીલી લાગે કયારેક લાલ લીલી પીળી લાગે હુ વિચારે આ તુ ને શુ કાઇ થાતુ નહીં હોય કે આમ સાવ બેઠો છે ગૂપચૂપ ? આમ હુ વિચારે તુ ન વિગે ઘડીકમા ડાળને ફૂટગે પાન. ફરરર થાશે પાન તુ ની આખમા થાશે પાન પીળા પીળા ઘડીકમા અને ઘડીક પછી તો પાનનો ઢગ ખડકાશે તુ ની આખમા તુ ની આખમા સૂકા પીળા પાન ખરખર થાતા પાનનો ઢગ ને તુ બેઠો છે ગૂપચૂપ એમ હુ કયારનો વિચારતો તુ ની વિગે બેસી રહ્યો છે તુ ની સામે

હુ ના ચહેરે માખી ડખે પણ હુ નો ચહેરો તો હાલે કે ચાલે નહી તુ બેઠો હુ ની સામે વિચારતો હુ જુએ તો તો તુ ની આખમા પીળા પાનનો ટગ સાવ સૂકા પીળા પાનનો ઢગ ડાળી તો દેખાય નહીં કયાય હુ વિચારે, આ તુ કેમ ખસેડે નહીં, પાન આમ તુ કા બેઠો છે સાવ ગૂપચૂપ ? તુ જુએ તો હુ ના ચહેરે બેઠી માખી ડખે હુ ના ચહેરાને અને માખી ડખતી અદર માખી હુ ના ચહેરાની અદર. હવે તુ જુએ તો હુ ના ચહેરે ડખ જેવુ કઈ દેખે નહીં, માખી હુ ના ચહેરા અદર હુ બેઠો વિચારે તુ બેઠો છે કા ગૂપચૂપ ? આ તો તુની આખમા પાનનો ઢગ ને ઢગ ઉપર કીડી એક સરસરતી આવે ધીમે ધીમે બહાર.

માખી હુ ના ચહેરા અદર તુ ની આખથી કીડી સરકીને બહાર આવે હુ વિચારે તુ ને શુ થાતુ કે તુ કા બેઠો છે ગૂપચૂપ ? હુ નો ચહેરો હલે-ચલે નહી પણ હુ ને જાણ ખરી ચહેરાની.

તુ ને થાતુ આ હુ ના ચહેરા અદર માખી ઊતરી ગઈ છે ને હુ ને કેમ થાતુ નહીં હોય કાઇ ? માખી ચહેરા અદર અને હુ નો ચહેરો

હુ ના ચહેરા જેવો. તુ વિચારે આ માખી હુ ના ચહેરા અદર ગણ-ગણ ગણતી હશે, લોહીના કણ, લોહીના કણે કણે બેસી સરતી હશે અદર અદર માસપેસીઓમા પાખો વીઝતી હશે પાછી ડખવા જેવુ મળે ક્યાક તો ડખતી હશે પાછુ. માખી તો માખી પાછી હુ ના ચહેરા અદર અને આ હુ બેઠો છે આમ તુ ની સામે તે હુ ને શુ જાણે તુ શુ વિચારે હુ ના વિશે હુ શુ જાણે તુ ના મનમા શુ તુ શુ ચાલે તે તુ બેઠો છે સાવ ચુપચૂપ

હુના ચહેરા ઉપર ડખ નહી ને ડાવ પણ નહીં હુ નો ચહેરો હાસે પણ નહીં ચાલે પણ નહીં તુ બેઠો છે હુ ની સામે ને તુ ની આખમાથી કીડી સરકે આવે બહાર તુ ની આખમા પાનનો ઢગ તે તુ પાનનો ઢગ ખસેડે નહી ને હુ ને તુ ની આખમા કશુ દેખાય નહી હુ જુએ તો તુ ની આખમાથી કીડી સરકી બહાર આવે પાપણ પરથી ધીરે હળવે સરકે આખને ખૂણે આવી અટકે પાછી આખને ખૂણે આવી અટકે પાછી આખને ખૂણે સરકે તુ બેઠો છે ચૂપચૂપ કીડી સરકે આવે નાકની દાડી પર અટકે ત્યા ને સરકે ત્યા ને ગોળ ગોળ ફરે ત્યા ને ત્યા ને ત્યા. હુ શુ જાણે તુ ના મનમા શુ ચાલે, હુ જોતો તો કીડી ગોળ ગોળ તુ ના નાકની દાડી પર અટકે ત્યા ને સરે ત્યા ગોળ ગોળ. અને તુ જુએ તો હુ ની આખો ફરતી ગોળગોળ. હુ ને ફરતો લાગે તુ નો ચહેરો ગોળગોળ હુ ને થાતુ હમણા તુ ની આખમાથી ખરશે પાન ફરફરતા ગોળગોળ ખરશે પાન એક, પાન બીજુ ત્રીજુ ઢગ પાનનો ખરશે તુ ની આખથી હમણા આમ ચકલી દાણો એક, ચકલી દાણો બીજો એમ હુ ને આવે વિચાર આ ક્યારે આવશે અત આમ હુ ને થાતુ આ પાન ખર્યા ને પાનના ઢગ હેઠળ દટાયો તે તુ ને કેમ કાઈ થાતુ નહીં હોય ને તુ આમ બેઠો છે સાવ ચૂપચૂપ ?

તુ બેઠો છે હુ ની સામે ચૂપચૂપ હુ ની આખો ફરતી ગોળગોળ તુ ને થાય માખી પેસી હુ ને ચહેરે ડખ દઈ ઊતરી ગઈ હુ ના ચહેરાની અદર તે માખી ફરતી હશે અદર અદર ગોળ આવી અટકી હશે હુ ના નાભીદ્વારે અને ડખ દેતી હશે નાભીદ્વારે. મથતી હશે બહાર આવવા કે પછી માખીએ મૂક્યુ હશે ઈડુ એક અને ફૂટ્યુ હશે તે હુ ના લોહીમા અને અનેક માખીઓએ બાધ્યો હશે મધપૂડો હુ ના જઠરની બખોલમા ક્યાક. તે આ હુ ની આખો આમ ફરે કા ગોળગાળ એમ તુ વિચારતો બેઠો છે હુ ની સામે. તુ વિચારે કે આખો ફરતી રાતીચોળ ને આખો કે ગતીચોળ ચણોઠી, સમજાય નહી કઈ ચણોઠી તો આવી ગાતીચોળ હોય નહીં અને પાછો હુ ની આખો કઈ ચણોઠી તો નહી જ માખીએ શુ બાધ્યો મધપૂડો હુ ના જઠરમા તે આ રેલાયુ મધનુ ટીપુ એક કે શુ અને આ ટીપુ તે જામી ગયુ હુ ની આખમા કે હુ ની આખ લાગે રાતીચોળ ચણોઠી

હુ બેસી રહ્યો છે ચૂપચૂપ ત્યા સામેથી આગિયો આવતો દેખાય હુ ને આગિયાની ઝગમગ થતી પાખો જોઈ હુ ને થયુ આ આગિયો અહી ક્યાથી ? ભૂલેચૂકે આ ઊડતો ઊડતો તુ ની નજીક જઈ પહોચશે તો તો ભારે થાશે આ તુ ની આખથી ખરી પડ્યા જે સૂકા પીળા પાન અને આ પાનના ઢગ હેઠળ દટાયો છે તુ તેમા આગિયો પેસી જશે તો તો ચડીકમા સળગી ઊઠશે પાનનો ઢગ આખો ય સળગી ઊઠશે સઘળુ. આ તુ પાનના ઢગમા દટાઈને પડ્યો છે એમનો એમ તે કેમ કઇ નહી વિચારતો હોય કાઈ. હુ ને થયા કરતુ આમ કયારનુ ય પણ કશુ કરી શકે નહીં હુ બેસી રહ્યો છે એમનો એમ અને આ આગિયો ઊડતો ઊડતો પ્રવેશી ગયો પીળા પાનના ઢગની વચ્ચોવચ્ચ પછી તો પળમા દેખાય નહીં કશુ કાઈ ત્યા હુ ના હાથ પગ ધ્રૂજે

( અનુસધાન પાના ન. ૪૫ પર )

# ગાઢ મિત્રો



અંગ્રેજી અનુવાદ ફ્રેડરિક મે     મૂ. લે. લૂઈજિ પિરાન્દેલો
ગુજ. અનુ. વિજય શાસ્ત્રી

ગિગી મિયરે તે દિવસે જૂની ટોપીથી માથું ઢાંક્યું હતું [ચાળીસની ઉંમરે ઓતરાદી દિશામાંથી ફૂંકાતા સખત પવનમાં બહાર નીકળવું એ કંઈ ખાવાના ખેલ નથી] તેનું મફલર ઊડી ઊડીને નાક પર ઝાપટ લગાવતું હતું હાથ જાડા, ઊંગીશ મોજાં વડે ઢાંકેલા હતા. તેની કાયા આમ ના ખાસ્સી તંદુરસ્ત હતી એક તરફ ત્વચા સુંવાળી તો બીજી બાજુએ દેહ સ્થૂળ લુંગો ટેવર દ મેલિન પાસે ઊભો ઊભો તે ટ્રામની વાટ જોઈ રહ્યો હતો એ ટ્રામ એને રાબેતા મુજબ કોર્ટ દ કોન્ટીની પાસે, જ્યાં તે નોકરી કરતો હતો ત્યાં, વિઆ પ્રેસ્ટ્રીનને પર ઉતારતી

ગમે તેમ તોય તેનો જન્મ ઉમરાવકુટુમ્બમાં જ થયો હતો માત્ર તેની કને કોઈ જાગીર નહોતી યા સારી એવી સંખ્યામાં રકમ નહોતી તેથી શું થઈ ગયું ? આ ગિગી મિયરે અબુધ બાલ્યાવસ્થામાં, આ કોર્ટ દ કોન્ટી એ ઉમરાવો માટેનું જ કોઈ સ્થળ હશે એમ માનીને, અને તેમાં દાખલ પડવાનો દરેક ઉમરાવમાત્રને જન્મ સિદ્ધ હક છે એમ સમજીને પિતાસમક્ષ આ કચેરીમાં દાખલ થવાની ઉમદા યોજનાની જાહેરાત સુદ્ધાં કરી દીધી હતી

હવે, સૌ જાણે છે કે, ટ્રામ, જો તમે એની વાટ જોતા ઊભા હો ત્યારે તો કમસે કમ સમયસર આવતી હોતી નથી જ. ક્યાં તો

વિદ્યુતપ્રવાહ ખોટકાઈ જવાને કારણે અધવચ થોભી જવાનું યા તો કોઈક ગાડા ઉપર ચઢી જવાનું યા કોઈ કમભાગી ગાહદારીને કચડી નાખવાનું તેણે પસંદ કર્યું હોય છે આમ છતાં તે અદ્ભુત ચીજ છે તેની ના નહીં તે સવારે હિમકકર ઓતરાદો પવન તીક્ષ્ણ રીતે ફૂંકાઈ રહ્યો હતો અને ગિગી મિયરે ભૂખરી લાગતી નદી અને તેના ઊખડી ગયેલા રંગવાળા ધક્કા વચ્ચેના ભાગ પર નજર ફેરવતા ફેરવતા તેના પગની પાની–હીગરાઈ ગયેલી ખાપડી–ને ભૂલથી ખમીસની બાયમાં ખોસી દીધી હતી '.

આખરે એક ડીગડોગ ને ટ્રામ આવતી દેખાઈ. ગિગી મિયરે તેમાં ગમે તેમ કરીને ય ઘૂસી જવા, બને તો કૂદકો મારીને ય ચડી જવા, મનમાં ગાંઠ વાળી ટ્રામ આવતા જ તે કૂદકો મારવા જતો'તો ત્યાં જ પૉન્ટ ડેવોર પાસેના નવા પુલ પાસેથી તેના નામની બૂમ કોઈકના મોઢેથી પડતી તેણે સાંભળી.

'ગિગી, ઓ ગિગી દીકરા .'

અને ડોક પાછળ ઘુમાવી તેણે જોયું તો એક સદ્ગૃહસ્થ પોતાની પાછળ દોડતો આવતો ઊભા રહેવાને હાથ હલાવી રહ્યો હતો તે તારવાળાની જેમ ઝડપથી દોડતો હતો અને આ ધમાલમાં ટ્રામ ઊપડી યે ગઈ હતી ટ્રામ ગુમાવવાના બદલામાં આશ્વાસન ગણો તો આખામાં આખુ એટલું ગણાવી શકાય કે ગિગી મિયરને પેલા અજાણ્યા આગંતુકના બાહુપાશમાં ભીંસાવાનું સુખ મળ્યું પેલો આગંતુક ગિગીના રેશમી રૂમાલથી ઢાંકેલા આખા ચહેરાને બે વાર ચૂમ્યો તે પરથી તે તેનો ગાઢ મિત્ર હોવાનું માની શકાય

'તું જાણે છે, મેં તને જોતાની વારમાં જ ઓળખી લીધો, એક જ ઝાટકે ! પણ હું શું જોઈ રહ્યો છું ! તને ઘરડાપો આવી પહોંચ્યો ? આ વાળે ય ધોળા થઈ ચાલ્યા, તને શરમ નથી આવતી ? મારા વહાલા ગિગ્યોના, મને ચૂમી ભર જોઈએ, તું ભલો ઘરડો થઈ ગયો '

તુ અહીં ઊભેલો ત્યારે મને તો એમ જ થયું કે તુ મારી જ વાટ જોતો ઊભો છે અને એટલે જ, મે જ્યારે તને ટ્રામ પર ચડી જવા હાથ લબાવી ધસી જતા જોયો ત્યારે મે મારી જાતને કહ્યું 'મિત્રદ્રોહ, મિત્રદ્રોહ'

'ખરી વાત છે.' મિત્રે પરાણે મુખ પર સ્મિત લાવતા કહ્યુ 'હુ કચેરીએ જઈ રહ્યો હતો'

'એવી ફેકી દેવા જેવી વાત ન કરતો હોય તો—મહેરબાની કરીને'

'શુ ?'

'હા, મારુ માન અને આજે નોકરીએ જવાનુ જ માંડી વાળ, પ્લીઝ'

'તુ કેવી વિચિત્ર વાત કરી રહ્યો છે તેની તને ખબર છે ખરી ?'

'હા, હુ જાણુ છુ કે હુ પોતે ય વિચિત્ર જ છુ. પણ મને કહે, તુ શુ મારે માટે વાટ જોઈને નહોતો ઊભો ? અરે, તારા મો પરથી જ દેખાઈ આવે છે'

'ના, એવુ તો ખાસ કઈ નહિ, પણ ખરી વાત એ છે કે—'

હુ ગઈકાલે સાજે જ અહી આવ્યો. તારા ભાઈએ તને શુભેચ્છા પાઠવી છે વાત નીકળી જ છે, તો કહી દઉ કે એ મને તારી પર ઓળખપત્ર લખી આપવા કહેતો હતો ! મૂરખ નહીં તો. મે સામે પૂછ્યુ 'શુ ગિગ્યોના પર યે ઓળખપત્ર ? કાઈ ગાડો થયો ! તને ખબર છે, તારા કરતા ય હુ એને વધુ સમયથી ઓળખુ છુ અમે તો લગોટિયા મિત્રો છીએ, સમજ્યો ? અરે કઈ કેટલીય વાર મારામારી યે કરી છે, હા. યુનિવર્સિટીમા ય અમે સાથે ભણેલા. પેલી પ્રખ્યાત પાદુઆ યુનિવર્સિટીમા. યાદ છે તને, પેલો ભયકર ઘણ્ટ ? જે તને કદી સભળાતો જ નહિ તુ તો કાયમ ઊઘ્યા જ કરતો. કોની જેમ ? પેલા ઉદરની જેમ જો કે, હુ તો તને

ફુકુર કહીને જ બોલાવતો. હા પણ તારી ડાયરીમાં તે ફક્ત એક જ વાર ઘણ્ટ સાંભળેયો ફક્ત એક વાર અને તે હતો આગની ચેતવણીનો ઘણ્ટ ! આહાહા, શું તે દિવસો હતા ! હા, તારો ભાઈ ઈશ્વરકૃપાથી કુશળ છે. અમે હાલમાં જ ભેગા મળીને એક ધંધો શરૂ કર્યો છે અને એ અંગે જ હું અહીં આવ્યો છું પણ તને થયું છે શું ? તું સ્મશાનમાંથી સીધો જ ચાલી આવ્યો હોય એવો કેમ લાગે છે ? શું તું પરણેલો છે ?"

'ના મારા મિત્ર, ના' ગિગી મિયરે કંઈક ઉત્સાહમાં આવી જવાબ આપ્યો

'તો ? ભવિષ્યમાં પરણવાનો છે ?'

'એ શી ગાંડા જેવી વાત કરે છે ! ચાળીસ તો થયા, ભલું થજો મારું કે મને સ્વપ્ને,ય લગનનો વિચાર નથી આવતો

'ચાળીસ ? અરે ચાળીસના પચાસ કેમ ન થાય, ગિરયોન, પરણવું કેમ નહિ ? હજુ, હું ભૂલી ગયો–તારી એ જૂની ટેવ જ છે કે કશું જ સાંભળવું નહિ-પછી તે ઘણ્ટ હોય કે વરસો પચાસ ? મારા મિત્ર પચાસ ભલેને થાય આપણે આશા શીદ ગુમાવીએ હા, લગ્નનો મામલો છે જરા ગમ્ભીર તું જન્મ્યો જો તે આપણે ગણીએ–૧૮૫૧ના એપ્રિલમાં બરાબર ? બારમી એપ્રિલ'

'એપ્રિલ નહીં, મેમાં અને તેય ૧૮૫૧ નહીં, ૧૮૫૨ માં' મિયરે પ્રત્યેક શબ્દ ભારપૂર્વક ઉચ્ચારીને ભૂલ સુધારી બોલતીવેળા તેના કાઠૂ દ્વારા તેની ચીડ પરખાઈ જતી હતી 'તું શું મારા કરતા ય વધુ જાણવાનો હતો ? બારમી મે, ૧૮૫૨ અને તેથી ઉંમર માત્ર ઓગણપચાસ વરસ અને ઉપર થોડા દિવસ–આજની તારીખે, સમજ્યો ?'

'–છતાં વહુ વગરના ! વાહ, વાહ, તને ખબર તો હશે જ કે મારે ત્યાં એક દુ ખદ ઘટના બની ગઈ તને કહીશ ત્યારે ઊલટું, હસી હસીને તારું પેટ દુખી જશે દરમિયાનમાં તે મને ખાણા માટે

નિમંત્રણ આપી જ દીધું છે એમ માની લઉં છું. હમણાં તે રહેવાનું ક્યાં રાખ્યું છે, એ જ પેલા અસલ બારગા ખાતે જ કે?'

'ઓ ભગવાન,' ગિગી મિયર અતિશય આશ્ચર્ય પામતાં બોલ્યો. તમને એ બારગાની ય ખબર છે? કદાચ તમે પણ ત્યાં રહી ચૂક્યા હોવા જોઈએ.'

'ઝટ, હું? અને તે ય બારગાની ખાતે? હું તો પાદુઆમાં રહેતો હતો. પછી બારબામાં ક્યાંથી હોઈ કે રહી શકું? મને તો કોઈકે [તું બારગા ખાતે રહે છે તે] કહેલું. મેં તારે વિશે અને તારા પેલા ગોઠિયા વિશે, તને સાથે પેલા પીડામાં-પીઠું કે પછી કતલખાનું કે શું કહું? હોટેલ?-માં જતા એ વિશે સાંભળેલું પણ બધું.'

'પીઠું જ કહે. સાવ નકામું પીઠું.' મિયરે જવાબ વાળ્યો. 'હા, તું જો મારી ભેગો જમવાનો હોય તો આપણે સૌથી પહેલાં ઘેર રસોયણબાઈને તેની જાણ કરી દેવી પડશે.'

'એ બાઈ જુવાન છે કે?'

ના ભાઈ ના, ઘરડી છે ડચરી. અને હવે તો હું ય બારગા ખાતે રહેતો કે જતો નથી. છેલ્લાં ત્રણ વરસથી 'બધું' જ બંધ છે. અમુક ઉંમર થાય પછી '

'ચાલીસ પછી-'

હા, ચાળીસ પછી તમને જોખમમાં મૂકે એવા રસ્તેથી પાછા ફરી જવાનો દૃઢ સંકલ્પ તમારે કરવો જ રહ્યો. હા, સાચવી સાચવીને, ધીમે ધીમે ડગ ભરતાં ભરતાં જવાય ત્યાં સુધી જવામાં વાંધો નથી. ગબડી ન પડાય, એટલી જ કાળજી રાખવાની. આ લ્યો, આપણે આવી પહોંચ્યા. મારું ઘર મેં કેવુંક બનાવ્યું છે તે બતાવું, આવો.'

'ખૂબ જ ધીમે-ધીમે સાચવી-સાચવીને, સરસ વર ' ગિગી મિયરનો મિત્ર પગથિયાં ચડતાં ગણગણી રહ્યો. 'એક મસમોટું કદાચ

પ્રાણી, તાગ જેવુ અને બીજી બાજુ તુચ્છ જતુડા બિચ્ચારા ગિગ્ગી મહાશય ! એ બાપડા તને શુ કરી શકવાના હતા ? તારી પૂછડી બાળવાના હતા ? તુ મારામા અદેખાઈ જન્માવવા માગે છે ?'

'હ, તો રસોયણબાઈ બાગણુ ઉચાડવા નીચે ઊતરે તેની રાહ જોઈ ઊભેલા મિયરે શરૂ કર્યું 'આ ઉમરે તમારે તમારા શાપિત અસ્તિત્વ સાથે સારાસારી રાખીને જ જીવવુ રહ્યુ. તેને લાડ નહીં લડાવો યા નાની નાની વાતે રાજી નહીં રાખો તો તમે ખતમ થઈ ગયા સમજો મારી જાતનો ચાર ફૂટિયા કબરની પાસે લઈ જઈ મૂકવાની મને સહેજ પણ ઉતાવળ નથી '

'તો તુ હજી ય માણસને બેપગુ જાનવર જ ગણે છે, કેમ ?' સામેવાળો આ મુદ્દા પર તતડી ઊઠયો, તુ બોલીશ જ નહિ ગિગ્યોન, કેમ કે બે પગે ય ઊભા રહેવા જતા કેટલીક વાર કેવુ તો ભારે પડી જાય છે તે હુ જાણું છુ. સાચુ માનજે મિત્ર, કે જો કુદરતને તેની રીતે કામ કરવા દઈ આપણા રસ્તે જ ચાલ્યા હોત તો કદાચ આપણે ચોપગા જાનવરની કક્ષામા જ હોત ! જો કે, એનાથી ઉત્તમ બીજુ કશુ હોઇ ન શકત. સૌથી ઉત્તમ સ્થિતિ ! ચોપગુ જાનવર ! હમેશા સ્વસ્થ, સુખી, સમતોલ હુ મારા હાથ પણ ભોયે ટેકવી જાનવરની જેમ પેટે ઘસડાઈને ચલતો હોઉ એવો સમય ક્યારે ધિક્કાર હજો આ શાપિત સભ્યતાને એણે જ બધુ સત્યાનાશ વાળ્યુ છે ને જો હુ ચોપગુ પ્રાણી હોત તો મે કોઈ વિકરાળ જગની પ્રાણી તરીકેનો જ અવતાર માગ્યો હોત ને તે મને જે કેટલીક જગલી વાતો કહી તેના બદલામા તને લાતે લાતે ગડબાટી ઘાલ્યો હોત મારે ન તો પત્નીનો ત્રાસ હોત, નહી દેવુ હોત, નહી ચિતા હોત. પણ શુ તુ મને રડાવવા જ માગે છે ? હુ ગળે આવી ગયો છુ, હ !'

સહસા આકાશમાથી ટપકી પડેલા લાગતા, પોતાનો મિત્ર હોવાનો દાવો કરતા આ માણસની અર્ધ ટીખળી વિચિત્ર વાત સાભળીને બાવા

બની ગયેલા ગિગી મિયરે બારીકાઈપૂર્વક આ મિત્રનુ નિરીક્ષણ કરી તેની ઓળખ યાદ કરવાનો પ્રયત્ન કર્યો કે પાદુઆ ખાતે આને પોતે ક્યા, ક્યારે ને કેમ ભેગો થયો હશે. છેક બાળપણમા કે પછી યુનિવર્સિટીમા ? અને આ શેતાનનુ, કમ સે કમ નામ શુ હશે તે શોધવાને યાદ કરવાને પણ ગિગી મથી રહ્યો.

તેણે પોતાના બચપણના એકે એક મિત્રને વારાફરતી યાદ કરી જોયા, ફરી ફરીને યાદ કરી જોયા, પણ વ્યર્થ ! આ માણસનો ચહેરો-મહેરો ધરાવતો કોઈ મિત્ર તેને ન સાભર્યો. આમ છતા આ વિશે વધુ પ્રકાશ પાડવા તે પેલાને કશુ પણ પૂછી શક્યો નહિ, કેમ કે પેલા માણસે એટલી તો નિકટતા દાખવવા માડી હતી કે તેમા શકા દાખવનારો એક શબ્દ પૂછતા ય તેને ખોટુ લાગી જવાની બીક હતી. આથી તેણે કશીક યુક્તિ કરીને નામ જાણવાનુ મનમા નક્કી કર્યું

રસોયણ બાઈને, આવીને બારણુ ઉઘાડતા ખાસ્સી એવી વાર લાગી કેમ કે તેના શેઠ આટલા જલદી પાછા ફરશે એવી તેને કલ્પના જ નહોતી ગિગી મિયરે ફરી વાર ઘટડી દબાવી ત્યારે તે (ગુસ્સામા) પગ ઠોકતી આવતી વરતાઈ

'એ તો હુ આવ્યો છુ, એક મહેમાન લઈને તેઓ બે દિવસ રહેશે. બરાબર ધ્યાન રાખજે અને કોઈ પણ જાતની અગવડ મારા આ અનામી મિત્રને ન પડે તે જોજે તેમનુ તો નામે ય મને ખબર નથી !'

એન્થ્રોપોફેગસ બકરીની દાઢી-શીંગડુ-પગ' આગતુકે પોતાનુ નામ ગભીર મશ્કરીના કાકુમા જણાવ્યુ. આ સાભળી પેલી બાઈને હસવુ કે ગભીર રહેવુ તેની વિમાસણ થઈ 'અને આથી વધુ મારુ નામ જાણવાની કોઈ ચેષ્ટા નથી કરતુ, સમજ્યા બેન ? આ નામ બૅન્કકર્મચારીને બાઘાઈપૂર્વક મારી સામુ તાકી રહેવા અને શરાફોને ઘાઘા બનાવવા માટે પૂરતુ છે. હા, એમા એક અપવાદ છે-મારી પત્ની એ એકલી જ મારુ આ નામ પ્રેમ, આનદપૂર્વક ઉચ્ચારે છે. અને

હું પણ મોર્ત્ર. મારું નામ, હા માત્ર નામ જ તેને આપું છું–મારી જાત નહીં. હું, શેતાનના સોગંદ ખાઈને કહું છું કે, હું ફાકડો માણસ તો છું જ ગિરી, મારી સાથે ચાલ તારામાં આ જ તો ખામી છે ચાલ જોઉં તારી બાપડાની ઘરવખરી તો જોઉં, અને બહેન તમે પણ સિધાવો આ (પોતાને) ઢોરને માટે ચારોપાણીની વ્યવસ્થા કરો'

મિયરની નામ કઢાવવાની યુક્તિ અફળ રહી તેણે પોતે સાથે આવીને નાનકડા ફ્લેટના પાંચ ઓરડા બતાવ્યા પાંચેયમાં ખૂબ જ પ્રેમપૂર્વક કાળજીપૂર્વક ગોઠવેલી હોય એવી ચીજો દેખા દેતી હતી મર્યાદિત જરૂરિયાતવાળા કોઈક નિસ્પૃહી માણસને જોઈએ એટલો જ અસબાબ તેમાં હતો. એક બેઠકખણ્ડ, એક શયનખણ્ડ, એક નાનકડું સ્નાનગૃહ એક ભોજનનો અને એક અભ્યાસનો ખણ્ડ

છાજલી પર ગોઠવેલા ચિત્રોનું નિરીક્ષણ કરતા કરતા જ્યારે પેના આગતુકે પોતાના કુટુમ્બની કેટલીક રહસ્યમય અને અંગત વાતો શરૂ કરી ત્યારે મિયર આનંદાશ્ચર્યનો ભાવ અનુભવી રહ્યો

'ગિરયોન, મારે તારા જેવો બનેવી હોત તો કેટલું સારું ! મારો હાલનો બનેવી કેવો તો ત્રાસદાયક છે એ જો તું જાણે તો'

'કેમ, તમારી બહેનને તે પજવે છે ?'

બહેનને નહિ, મને પજવે છે મને મદદરૂપ થવું એ તેને માટે રમતવાત છે છતાં તે મદદ કરવા રાજી નથી'

'મને માફ કરો' મિયર બોલ્યો, પણ મને તમારા એ બનેવીનું નામ સિક્કે યાદ નથી',

'કશો વાંધો નહિ, નામ તો તને યાદ રહેતા જ નથી ને આમેય તું એને નહીં ઓળખે. પાદુઆ ખાતે એ ફક્ત બેજ વરસ રહ્યો હતો એણે મને શું કર્યું તે તું જાણે છે ? તારા ભલા ભાઈએ મને મદદનું વચન આપેલું જો–પેલા સુવ્વરે–બનેવીએ એ શેરના કાગળિયા સ્વીકાર્યા હોત તો પણ તું માનશે ? એણે મને સહી આપવાની.યે ના પાડી દીધી ! અન

પછી તો તારા ભાઈએ, બધું સાંભળ્યા બાદ, સાવ બહારનો માણસ હોવા છતાં, ગુસ્સે થઈને–અલબત્ત મિત્રભાવે ગુસ્સે કરીને–બધું પોતાના હાથમાં જ લઈ લીધું અમારો સમ્બન્ધ કંઈ જેવો તેવો નથી પણ મારા બનેવીએ ના કેમ પાડી તેનું કારણ, જો હું તને કહું, હું સાલો શો દેખાવડો,–તું ય એની તો ના નહીં કહે–તે મારા બનેવીની બહેનને કમનસીબે મારા પ્રેમમાં પડવાનું સૂઝ્યું મૂરખ છોકરી આમ મજાની પણ અક્કલની ઓછી જરા વિચાર કર, જો, મે આખરે તે ઝેર પી ગઈ'

'મરી ગઈ?' મિયરે અચકાતા પૂછ્યું.

'ના, તેને ઊલટી કરાવી નખાઈ અને સાજી થઈ ગઈ પણ તું સમજી શકશે કે ત્યાર બાદ મારા બનેવીને ઘેર પગ મૂકવાનું ય મારે માટે ભારે થઈ ગયું. ઓ ભગવાન, આપણે જમવાજમવાનું છે કે નહિ? હું બધું વેઠી શકું છું પણ ભૂખ નહિ ખાવામાં તો હું વૃકોદર જ છું.'

થોડી વારે તેઓ બંને ટેબલ પાસે ગોઠવાયા ત્યારે ગિગી મિયરનું હૃદય મિત્રે મૂકેલા સ્નેહદર્શક વિશ્વાસથી પીગળી ચૂક્યું હતું. એ મિત્રે તેને ગમે તેવા શબ્દો સંભળાવીને ઉશ્કેર્યો હતો, તે છતાં ગિગી મિયરે તેને પાદુઆ ખાતેના ફલાણા ને ઢીંકણાની વાત એમ કરતાં ય અકસ્માત એ પોતાનું નામ જણાવી દે એવી અપેક્ષાથી, પૂછવા માંડી પ્રત્યેક ક્ષણે વધતી જતી ચીડમાં વાત બદલાઈ જાય તે પહેલાં નામ જાણવાની જે ઈચ્છા પોતાની પર પકડ જમાવી ચૂકી હતી તેમાંથી છુટકારો મેળવવાના આશયથી ગિગીએ યુક્તિ કરી પૂછ્યું 'હં, હવે મને ત્યાંના સમાચાર તો આપો પેલા વાર્લવર્દે શું કરે છે? પેલો બૅન્ક ઑફ ઈટાલીનો ડાયરેક્ટર રૂપાળી બૈરીવાળો, જેને એક જાડી ને બાડી બહેન હતી? એ બધાં પાદુઆમાં જ છે કે?'

આ પ્રશ્ન સાંભળતાં ગિગીનો મિત્ર અટ્ટહાસ્ય કરી ઊઠ્યો.

'ભગવાનને ખાતર એક મિનિટ ચૂપ રહે' સામેવાળો બોલ્યો

તેનુ હસવુ ખાળ્યુ ખળાતું નહોતું હસતા હસતા જાણે તેને આકડી આવતી હોય તેવો દેખાવ થઈ રહ્યો. બાડી ?

કેમ શુ થયુ ?' પેલાને પોતાનો પ્રશ્ન સાભળી, અચાનક હસવુ આવેલુ જોઈ સહેજ ડઘાઈ જઈને ગિગીએ પૂછ્યુ 'શુ ને બાડી નથી ? હુ પણ હમણાં એનો જ વિચાર કરી રહ્યો હતો અને તેનુ નાક જુઓ તો એટલુ બભોટા જેવુ કે તેમાથી તમે એના મગજ સુધી જોઈ શકો. હુ એ બાઈની જ વાત કરી રહ્યો છુ.'

'કઈ બાઈની'

'મારી વહુની'.

આ સાભળી ગિગી એવો તો ભોઠો પડી ગયો કે માફી માગતા સ્વરે પછાથી એ શુ ગણગણ્યો તેની એને જ કોઈ ગમ ન પડી પણ સામો માણસ તો હજુ ય પહેલા કરતા ય પણ મોટે સાદે ને લાબે લામે હસી રહ્યો હતો આખરે તે શાત થયો, ગુસ્સે થયો ને નિઃશ્વાસ નાખતો બેઠો.

'મારા વહાલા મિત્ર' તેણે શરૂ કર્યું. દુનિયામા કેટલાક પરાક્રમો એવાં તો વિશિષ્ટ પ્રકારનાં હોય છે કે કોઈ કવિની ફળદ્રુપમા ફળદ્રુપ કલ્પના પણ તેને સમજી ન શકે'

'ખરી વાત. ખરી વાત' મિયરે પણ સામો નિસાસો નાખી કહ્યુ, 'તમારી વાત સાવ સાચી છે, હુ સમજી ગયો તમારુ કહેવુ '

'તુ કશુ જ સમજ્યો નથી' સામેવાળાએ મિયગને ધધડાવતા કહ્યુ . 'તુ શુ એમ માને છે કે હુ મારી વાત કરુ છુ ? અને તે ય પરાક્રમી વીર ? અરે, હુ તો કોઈકનો શિકાર બન્યો છું શિકાર. અને એવી શિકાર બનવાની સ્થિતિ મારે માટે ભાગ્યે જ સરજાય છે–છતા હકીકતમા અમારા વેવાઈપક્ષનુ એ પરાક્રમ હતુ ખાસ કરીને વાલ્વર્દેને ત્યાના મૈરાઓનુ જ. જરા ધ્યાનથી સાભળ, મૂર્ખ.'

કોણ, હુ મૂર્ખ ?'

"ના, હું વાલવર્દે કુટુમ્બની એક સ્ત્રીએ, પોતે મારા પ્રેમમા હોવાનુ નાટક, એ પરણી ગઈ ત્યા સુધી, મને છેતરવા ચલાવ્યુ. પણ એમા ભગવાન થયુ કઈક જુદુ જ નિસ્વાર્થ ત્યાગનુ સર્વોત્તમ દૃષ્ટાંત સરજાવાનુ હોય તેમ વાનવર્દે બહાર જતો, કદાચ બહાર જવાનો ઢોંગ પણ કરતો હોય! ત્યાર પછી તે મને અદર બોલાવતી. કરુણ આશ્ચર્યની ક્ષણો આવતી ત્યારે તે મને પેલી બાડીના ઓરડામા છૂપાવી દેતી [એ જ પેલી બાડી!] એ મને, તેને છાજે તેવી રીતે ધ્રૂજતી/બીતી આવકારતી અને વાલવર્દેનુ માન જળવાય એટલા ખાતર પોતાની જાતનો ભોગ આપવાનો દેખાવ કરતી. મને બૂમ મારવાનીય તક ન મળતી. એક વાર તો હું કહેવા જતો'તો કે– 'ઓ મારી મા, એક મિનિટ થોભ તો ખરી,, આપણે વાલવર્દેને કેવી રીતે સમજાવી શકીશુ કે-' મે હજુ પૂરુ ય નહોતુ કર્યુ ત્યા જ લ્યૂસિયો વાલવર્દે ક્રોધથી ધુવાપૂવા થતો અદર ધસી આવ્યો. પછી શુ બન્યુ હશે તે તુ સહેનાઇયા કલ્પી શકે છે", . .

'શુ ?' ગિગી મિયર આશ્ચર્ય અનુભવતો બોલી ઊઠયો : 'તુ, તારામા આટલી લાબી બુદ્ધિ હોવા છતા..'

'અને મારા બૅન્કના કાગળિયાનુ શુ થયુ તે તો પૂછ' સામેવાળો ગરજ્યો, 'વાલવર્દેએ તેની પત્નીના કહેવાથી મને મુદતમા જે વધારો કરી આપવાનુ કબૂલ કર્યુ હતુ તેની હવે તેણે ધમીને ના કહી દીધી. તેણે ઉછીના પૈસા આપવાની ધસીને ના પાડી દીધી અને મારી સ્થિતિ કથળી ગઇ કેવી ચાલાકી? હવે આ વાત બધ જ કરીએ હકીકતમા અત્યારે એક અડધો પૈની પણ મારી કને નથી. ભવિષ્યની ય કોઈ આશા દેખાતી નથી. એવો વિચાર કરીને હુ ઇચ્છા ન હોવા છતા ય તેને પરણી ગયો'

'પરણી પણ ગયો ?' ગિગી અધવચ્ચે જ બોલી ઊઠયો 'તુ એ જાડી બાડીને પરણ્યો પણ ?'

'ના ભાઈ, ના હુ સોગંદપૂર્વક કહુ છુ કે તે મને પરણી છે માત્ર તેણે જ મારી સાથે લગ્ન કર્યું એમ કહેવું વાજબી છે મે તો લગ્ન પહેલા જ એને કહી દીધેલુ કે 'આખાબોલા બનો ને મિત્રો ગુમાવો એમ થાય તો ભલે. જો બાઈ, તને માત્ર મારા નામની જ જરૂર છે તો તુ એ લઈ શકે છે મારે મારા નામને શુ કરવુ છે ભલા ? બસ ત્યારથી પ્રકરણ પૂરુ '

'પછી ?' મિયરે હિંમત કેળવી, નામ જાણવા મળશે એવી ઈચ્છાથી પૂછ્યુ 'પછી કશુ આગળ ન વધ્યુ ? ત્યારે એનુ નામ વાનવર્દે હતુ તો હવે શુ થયુ ..?'

'સાચો છે તારો સવાલ' સામેવાળો હસ્યો અને ટેબલ પાસેથી (જવાબ આપ્યા વગર જ) ઊભો થઈ ગયે.

'ઊભા રહો, સાભળો ' ગિગી મિયરે કહ્યુ, 'આ વ્યક્તિનુ નામ જાણ્યા વગર તે બેચેન થવા લાગ્યો હતો આ બેઉ હાથ વડે જકડી રાખેલી હિંમતને કામે લગાડતા બોલ્યો • 'તમે મારી સવાર સુદર રીતે વીતાવવામા સાથ આપ્યો છે અને મેય તમને સગા ભાઈની જેમ રાખ્યા છે, તો હવે તમારે મારા પર એક મહેરબાની કરવી જ પડશે'

'કદાચ, તમારે મારી વહુ લોનમા જોઈતી હોય તો '

'ના, આભાર. હુ તો તમારુ નામ જાણવા માગુ છુ '

'મારુ ?' મારુ નામ ?' પેલા મિત્રે કહ્યુ તેના મુખ પર ચિત્ર-વિચિત્ર ભાવો ઊપસી રહ્યા હતા તેને જાણે પોતાના અસ્તિત્વમા વિશ્વાસ ન હોય તેમ તે પોતાના આગળા પોતાની છાતી પર થપથપાવી રહ્યો

'તમે (મારા નામ વિશે) શુ માનો છો ? તમને યાદ નથી ? તમે જાણતા નથી ?'

'ના' મિયરે થોડુક શરમાતા શરમાતા કબૂલ કર્યું 'મને ક્ષમા કરો, મને જોઇએ તો આ પૃથ્વી પરનો સૌથી વધુ ભૂલકણો માણસ

કહો, પણ હું સોગંદ ખાઈને કહું છું કે મે આ અગાઉ તમને ક્યારેય જોયા નથી '

એમ ? તો તો ઘણું સરસ ઉત્તમ ' સામાવાળાએ જવાબ દીધો 'મારા ગિગ્ગોન, તારો હાથ મને આપ. તારા ખાણા અને મહેમાનગતિ બદલ હાર્દિક આભાર પણ હુ તો તને મારુ નામ જણાવ્યા વગર જ રજા લઈશ મન, આવજે ત્યારે !'

તારે મને કહેવુ જ પડશે. હરામખોર ' ગિગી હવે કાબૂબહાર જવા લાગ્યો અને ઊભો થઈ ગયો 'તુ જાય તે પહેલા તારુ નામ જાણવા મળે એટલા ખાતર તો મે સારી સવારથી (વિચાર કરીને) મારુ મગજ કાણુ કરી નાખ્યુ છે '

'ચાહે તો મારુ ખૂન કર ' પેલા મિત્રે ઠણ્ડે કલેજે જવાબ વાળ્યો 'ચાહે તો મારા ટુકડેટુકડા કરી નાખ, તો પણ હુ મારુ નામ કહેનાર નથી '

'આગળ બોલો, આગળ બોલો,- ભલા માણસ' એકાએક નમ્રતાના ડાકૂમા મિયરે આજીજી કરવા માડી 'આવુ ભુલકણાપણુ મારામા આજે જ આવ્યુ લાગે છે અને આજના મારા આવા ભૂલકણાપણાને કારણે હુ ખૂબ જ વ્યગ્ર અને બેચેન છુ તમારા નામનૂ વળગણુ મારા મગજ પરથી જરાયે ચસતુ નથી ભગવાનને ખાતર તમારુ નામ કહેતા જાઓ પ્લીઝ '

'જા, જાતે શોઢી કાઢ,'

'એઈ સાંભળ, ભૂનકણો હોવા છતાંય મે તને આમ ત્ર્યો. જમાડ્યા છે એ મૂલ નહોં અને કદાચ તુ મારો મિત્ર ન હોત તો ય તારે માટે મને હૃદયથી લાગણી થાય છે, ભાઈ જેવી લાગણી. હુ તને ચાહુ છુ અને તારુ સ્મરણુ હમેશા મારા દિલમા રહે એમ ઈચ્છુ છુ માટે મહેરબાની કરીને નામ કહેતા જા '

'જાણીનેય નકામુ છે' સામાવાળાએ દૃઢતાપૂર્વક કહેવા માંડ્યુ · 'તુ મને ક્યારે ય ભૂલી શકવાનો નથી જરા અક્કલથી કામ લે તારો મહેમાન થનાર કોણ હતો એ પણ તુ ન જાણી શક્યો એ રીતે તને ભોળવી/છેતરી જવાનો જે આનદ મને સાપડશે તે તુ ઝૂટવી લેવા માગે છે? ના. જા અહીથી તારી માગણી વધુ પડતી છે અને હુ સારી રીતે જોઈ શકુ છુ કે તને મારુ સહેજ પણ સ્મરણ નથી અને અત્યારની જેમ ભવિષ્યમાં પણ તું મને ભૂલી જાય અને તેથી ડરીને મને આઘાત પહોચાડે એમ હું ઈચ્છતો નથી એટલે મને, જાઉ છુ તેમ જ (નામ જણાવ્યા વગર જ) જવા દે'

'ચાલ્યો જા તો પછી, જલદી કર કહુ છુ કે ચાલ્યો જા' ગિગી મિયર એકદમ ચિડાઈને ચીસ પાડી ઊઠ્યો, 'તારુ મોઢુ એક પળ માટે પણ જોવા હુ રાજી નથી જા'

'ભલે, હુ જાઉ છું પણ તે પહેલા એક ચુમ્બન, પ્લીઝ ગિગી હુ જાઉ છુ, ભવિષ્યમાં મળીશુ કો'ક વાર'

'પણ હુ નહી મળુ..' ગિગી રાડ પાડતા બોલ્યો 'જ્યા સુધી તુ મને તારુ નામ ન કહે.'

'ના, ના, બસ થયુ. ચાલ ત્યારે, આવજે', આગતુકે વાતને અધવચ્ચે જ કાપતા કહ્યુ અને ખડખડ હસતો તે ત્યાથી ચાલી નીકળ્યો દાદરના વળાક પર તે સહેજ વાર અટક્યો. ગિગી ભણી ફરી હોઠ પર હથેળી દાબી, ચુબનની ભેટ આપી (અભિનય વડે) ફરી એણે ડગ ઉપાડ્યા

[ Luigi pirandello. short stories selected and translated by Fredrick may Published by 'Oxford University Press'માની 'Close Friends' નો અનુવાદ. ] ☐

## ‘સુરેશ જોષીથી સુરેશ જોષી’: મહાનિબંધની સજ્જતા અને સમાનતા / ગ. પૂ. વ્યાસ

પ્રિય સુમનભાઈ,

‘સુરેશ જોષીથી સુરેશ જોષી’ના ગ્રંથાવલોકન નિમિત્તે આપણી વચ્ચે ચાલેલા પત્રવ્યવહારની દુઃખીસુખી લાગણીઓ પછી ગ્રંથ વિષેના પ્રતિભાવો પણ પત્રરૂપે જ વ્યક્ત કરવાનું ઠીક પડશે એમ લાગે છે. વળી ભિન્ન ભિન્ન નિમિત્તોએ ભારતી મોદી અને અજિત ઠાકોર સાથે થયેલા તમારા પત્રાચાર પછી આ પ્રકારના પત્રાચારથી મોઢામોઢ થયાની લાગણી અનુભવાય કે કેમ, એવી એક પ્રવૃત્તિ પણ જાગી છે. તમારી જાણીતી પત્રચર્ચાઓના અનુસંધાનમાં અને ‘સુ. જો.થી સુ. જો.’ વાંચ્યા પછી એના અમુક અંગોમાં થયેલી પ્રતીતિના વિશેષ અનુસંધાનમાં કહું તો, તમે શાન્તિથી લખો છો ત્યારે ઉતાવળે, પાકેલા આંબાની માંયલી ખટાશથી ઊભરા જાઓ છો (કદાચ આ તમારા પાકાપણાની મીઠાશ ઉમેરાય પણ છે!) પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે તમે ચારેક વર્ષના સમયગાળામાં આ મહાનિબંધ પૂરો કર્યો છે. એ ગાળામાં વિચારવિમર્શ પરામર્શ તથા હેયોપાદેયની અવઢવના અનેક પ્રસંગ આવ્યા હશે. સુરેશ

---

‘સુરેશ જોષીથી સુરેશ જોષી’ લેખક: સુમન શાહ, પ્રકાશક: કુમકુમ પ્રકાશન, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧, પૃષ્ઠ ૧૬+૬૮૮, મૂલ્ય રૂ. ૬૦-૦૦

જોષી તો તમને તદ્દન હૃદયાવગા ગણ્યા, એટલે કેટલીય વાર પ્રત્યક્ષ વિચારવિનિમયનો લાભ પણ મળ્યો હશે. મોહનભાઈ સાથે સગોષ્ઠિ પણ ઠીક ઠીક કીધી હશે એ સર્વના ફલસ્વરૂપે અને તમારી વિવેચકીય પ્રતિભાને પરિણામે આ ગ્રંથ તમારી શોધનવિવેચનશક્તિનો ઘણો સારો હિસાબ આપે છે, એમ કહીને અભિનંદન આપવાની તક લઉં છું.

ગ્રંથ બે વાર વાંચી ગયો. મહાનિબંધની સભાનતા અને સજ્જતા સાથે તમારું લેખનકાર્ય થયું છે, એ પહેલા જ વાચનની પ્રતીતિ હતી સુમન શાહના લખાણોમાં હોય નહિ એટલી—જેના મહાનિબંધના લેખનમાં લગભગ અનિવાર્ય બની ગયેલી—વિવરણપ્રચુરતામાં તમારી સભાનતા છતી થાય છે સુ. જો વિષે લખનારને લેખનકાર્ય પડકારરૂપ લાગે એ જેટલું સ્વાભાવિક છે, એટલું જ, કોઈ અમુકતમુક પદવી વાંછુ એ કાર્ય આરંભે તો એ સુરેશ જોષી માટે પણ 'મારતેનો પડકાર' બની જાય—એ સ્વાભાવિક છે. ટૂંકમાં, એક અધિકારીની કલમે એ કાર્ય થાય તો અભ્યાસપાત્ર બનેલા સર્જકને પણ સંતોષ થાય અને અન્ય અભ્યાસીઓને પણ એનાથી સંતોષ મળે. એ સંતોષ વિશેષરૂપ અને રીતે, સુરેશ જોષીના વિવેચનના વિવેચનમાં પ્રાપ્ત થાય છે તમારી માન્યતા પ્રમાણે સુ જોના વિવેચનવિચાર તેમના સર્જનરાશિ કરતા વધુ પ્રભાવક છે—એ સાચું છે મારી માન્યતા કહું તો—તેમના સર્જનરાશિના અભ્યાસ કરતા તેમના વિવેચનવિચારનો તમારો અભ્યાસ પણ વિશેષ પ્રભાવક રહ્યો છે. બીજા શબ્દોમાં કહું તો સુ જોના વિવેચનવિચારનો તમારો અભ્યાસ પોતે જ એક સ્વયંપર્યાપ્ત શોધનિબંધનું ગૌરવ પ્રાપ્ત કરે એટલો શક્તિશાળી છે આશરે ત્રણસો જેટલા છાપેલા પાનમાં તમે સુ. જોની વિવિધલક્ષી વિવેચનપ્રવૃત્તિને, એની તમામ વિલક્ષણતાઓ સમેત પ્રગટાવી આપીને એનું પ્રકાશમૂલ્ય છતું કર્યું છે અંગ્રેજી Contentના વિરોધે અને સંવિધાન' સંજ્ઞાના અનુસંધાનમાં સુ. જો.એ પ્રયોજેલી 'રૂપ' સંજ્ઞાને લક્ષ્ય કરીને તમે

'રૂપનિર્મિતિની પરિબોધ' રૂપે સુ. જો.ના વિવેચનને પ્રમાણીને અક્ષમ સ-વિવાદની ઉચિત દિશાઓ ઉઘાડી આપી છે. સ-વિવાદ શબ્દ બહુ વિચાર કરીને મૂક્યો છે. એટલા માટે કે, કાલે સવારે સુરેશ જોષી અને તમે ઇચ્છો છો એવી વિવેચકીય ગતિશીલતા કોઈ કન્ટેન્ટપરસ્ત વિવેચકને ખોતરતો કરી મૂકે તો એક નવા શોધનિબંધની શક્યતા ઊભી કરવાની એની ગુંજાશ માટે પણ તમારાં તારણો–વિધાનો–સંશોધનો એને ઉપયોગી સાબિત થવાનાં.

આપણે જાણીએ છીએ કે (સન્દીપ! 'આપણે'ના પ્રયોગપ્રાચુર્ય માટે જુઓ પૃ. ૧. અને આગળ.. મહાનિબંધની સમાનતાનું જ એ સ્વાભાવિક પરિણામ હશે!) ગુજરાતી સાહિત્ય અને વિવેચનને નવા વળાંકોનું મહત્તમ નિર્દેશન કરવાનું માન સુ. જો.ને મળ્યું છે. તેમના લખાણોમાં રહેલા અદ્યતનતાના પરિવેશને કારણે નહિ પણ 'સર્વસાધારણ લક્ષણ–વિષયો'ની તુલનાએ અસાધારણ વિષયોને અને અદ્વિતીય કૃતિને તોલી પાડવાની વૃત્તિને બહેકતી અટકાવવાને કારણે તથા એ અટકાવત પછી કૃતિગત માનદંડોની બાબતમાં વિશેષ દિશાસૂઝથી કૃતિની સંઘટનાને સમૃદ્ધિરૂપે ઓળખાવવાને કારણે તેઓ સાહિત્ય અને વિવેચનના નોંધપાત્ર નિર્દેશક તરીકે સ્વીકૃતિ પામ્યા છે, એ પણ આપણે (!) જાણીએ છીએ.

સુ. જો.એ રસકીય અભિગમ વડે આપણને કવિતાનો આસ્વાદ આપ્યો, 'કિંચિત્' લેખન વડે કવિની જ્ઞાનગોચરતા કરતા તેના 'રૂપવિધાન' અને 'નવનિર્માણ' વડે પ્રાપ્ત થતા અનુભૂતિના આકારોની અને વસ્તુના સાધારણીકરણ કરતા એના વિલીનીકરણની મહત્તા સમજાવી, ભાષાને સાહિત્યકલાની વિશેષ સામગ્રી ગણી એના અર્થને કૃતિના સંવિધાન સાથે સાંકળી 'અર્થ અને આકૃતિ'ની અભિન્નતા સમજાવી સર્જનના પ્રયોજન તરીકે 'લીલા'નું મહત્ત્વ આંકી એની અહેતુક નિર્માણપ્રવૃત્તિનો હેતુ ચેતના–વિસ્તાર

સાથે જોડી આપી સાહિત્યપ્રયોજનની સમજણ વિકસાવી-આને એમ, રૂપનિર્મિતિની વિભાવનાની એક નક્કર ભૂમિકા સુ જો એ જે ક્રમે અને જે ધોરણે ઉપસાવી છે એને તમે વિવરણ-વર્ગીકરણ-પૃથક્કરણ જેવી અભ્યાસરીતિઓને આધારે સંશોધી-તપાસીને તમારો કૃતકૃત્યના તો સાધી જ છે, સાથે સાથે, વિવેચનના અંગ પ્રત્યંગને સાર્થનામ કરતુ યોગ્ય નિદર્શન પણ પૂરુ પાડ્યુ છે

'નવલકથા વિષે' સુરેશ જોષીએ સારુ એવુ લખ્યુ છે. એમા પણ પેલો રૂપનિર્મિતિનો-કલાકૃતિના આકાર અને સંવિધાનનો મુદ્દો તરતો રહે એ સ્વભાવિક છે. અલબત્ત, માનવીય સન્દર્ભની વિશિષ્ટ-અને રૂઢિગત તો નહિ જ-એવી ભૂમિકાએ નવલકથાની આલોચના થઈ છે એ વાતને, સુ. જો ના કાવ્ય પરત્વેના અભિગમથી 'વિશિષ્ટ' પ્રકારની ગણીને તમે જે વ્યાવર્તકતા નિર્દેશો છો એ માટે નવલ **કથાના સ્વરૂપની વિલક્ષણતા**-યા તો પછી કહો કે મર્યાદા-જવાબદાર છે, એમ તમે નથી માનતા? સુ જોએ કરેલી દેશીપરદેશી નવલકથાઓની પરિચયાત્મક, સુદીર્ઘ કે વિશદ સમીક્ષાઓમા અથવા તો નવલકથા વિષેના તેમના સૈદ્ધાન્તિક વિવેચનમા તેઓ 'કલાકૃતિના રૂપ કે આકારથી અતિરિક્ત સ્વરૂપની. સામગ્રીનો' વિનિયોગ વિચારે ત્યારે પ્રાપ્ત થતી ચિંતાની ઉપજ, તમે કહો છો એમ, અસંભવિત નથી. કારણ કે કવિતા કે ટૂકી વાર્તામા રૂપનિર્માણને લક્ષ્ય કરતી સંવિધાન-કલા જે સાતત્ય ટકાવી રાખે છે-રાખી શકે છે, એ સાતત્ય નવલકથામા ટકી રહેતુ નથી આપણા નીવડેલા અદ્યતન કવિઓની નવલકથાઓ જોતા જ એનો ખ્યાલ આવી જશે. અરે, ખુદ સુ. જોએ 'મુસદ્દો' કહીને પ્રકાશિત કરેલી નવલકથાનુ સ્મરણ કરીએ તો, મને લાગે છે તેમને ખોટુ ના લાગે ('મરણોત્તર'મા સર્જકતાની ગરવી ઊંચાઈનો પરિચય મળતો હોવ છતા રમણલાલ જોશી કે કાન્તિ પટેલના ટેકનિક અંગેના અસંતોષના કે 'મુસદ્દા'ની મજાકના તથા

ભાગની Monotony વિષેના મુદ્દાઓમાં વજૂદ લાગે છે એ આ કારણે આ બધું વિચારતાં, રૂપ-સંવિધાનની દૃષ્ટિએ સંતર્પક એવી કોઇ આવતીકાલની નવલકથાની પ્રેરક ભૂમિકા તરીકે જ 'છિન્નપત્ર' અને 'મરણોત્તર'ની સર્જકતા પ્રમાણી શકાય. આ નવલકથાઓ સાથે અનુસંધાન પામતી નવલકથાના સંવિધાનની સુ જો ની તપાસ 'માનવીય સંદર્ભને' પાયાની બાબત લેખે તથા પાત્ર ઘટના, પરિસ્થિતિ, વાતાવરણ અને વાસ્તવિકતાના કલાત્મક રૂપાંતરને પૃથક્કૃતભાવે અલગ પાડીને પછી તેમના પારસ્પરિક આદાનપ્રદાનને નવલકથાની છેવટની કલાત્મકતા સાથે જોડી આપે તો એ પૃથક્કરણની પદ્ધતિ હેતુસાધક નીવડી આવે એ વાત પેલી ચિંતાની બાબતમાં પણ હેતુસાધક પુરવાર થશે નવલકથાના અનુબંધમાં સુ જો રૂપનિર્મિતિની તેમની મૌલિક વિચારણા અકબંધ રાખી, એની સાથે Contentના કલાત્મક આવિર્ભાવની, વિચ્છિન્નતાની નિર્ભ્રાન્ત અને વિશદ સંવિત્તિની તથા વાસ્તવિકતાના નકારપૂર્વકના સ્વીકારની કે એવી બીજી બાબતોનો ખપજોગો સ્વીકાર કરતા હોય અને એને તમે 'વિશેષ પ્રકાર'ના મૂલ્યાંકન તરીકે ઓળખાવતા હો તો કોઈને કશો વાંધો હોઈ શકે નહિ. એ 'વિશેષ પ્રકાર' વિવેચનનો છે એ તમારી માન્યતા છે. મારે મન એ નવલકથાના વિશેષ પ્રકાર'નો સંદર્ભ જાળવે છે, અને કદાચ, એ જ સંદર્ભમાં વિવેચનનો આ 'વિશેષ પ્રકાર' અસ્તિત્વમાં આવ્યો છે.

હવે બીજે છેડે જઈએ આપણે સાથે જ ચાલીએ છીએ તો ખૂબ સમાનતાથી નમ્ર છો ને હું મારા ગેપની બાબતે સભાન છું એક વાર નવલકથાનો નાભિશ્વાસ પોકારનારને એ પછીના ગાળામાં રચાયેલી કેટલીક નવલકથાઓ વિષે મન મૂકીને વાત કરવાનું કેમ અનુકૂળ આવતું નથી ? આપણે અભાવ-પ્રભાવ કહીને-ગણીને નગારાં વગાડીએ પણ પ્રભાવકના મૌનનું શું ? એને કારણે આવતી પેઢીમાં પેદા થનારી વ્યવહારુ મૂંઝવણોનો ય હાલ તો કોઈ જવાબ જડતો નથી

એ અર્થમા, 'આપણી નવલકથાની સર્જનાત્મક તેમજ વિવેચનાત્મક બેય પરિસ્થિતિઓનુ . એક મૌલિક રીતિના સાહિત્યચિંતક તરીકે સુરેશભાઈએ યથાર્થ ચિત્ર રજૂ કર્યુ છે'–એવા તમારા મતવ્યમા આંશિક સત્ય જ જણાય છે. સુ. જો ને કોઈ કૃતિ 'રસદૃષ્ટિએ તૃપ્તિકર' લાગે, કોઈમા 'ઘટનાનો હ્રાસ' અને 'સવેદનની કાવ્યના સ્તરે માડણી' થતી લાગે કે કયારેક 'પોતાને અનુકૂળ નીવડે એવી રચનારીતિની શોધ' વિષે બે શબ્દો કહેવાની વૃત્તિ જાગે તો એનો સતોષ તમને હશે, મને નથી થોડીક નવલકથાઓ વિષે તેમણે જે રોષ વ્યક્ત કર્યો છે, એને પણ વિવેચનની ગતિશીલતાના અનુસધાનમા આવકારીશુ, પણ 'તૃપ્તિકર' આદિ વિશેષણો ખાટેલી કૃતિઓ અને બીજી કેટલીક વિષેનુ તેમનુ અનુદાર વલણ 'આપણી નવલકથાની સર્જનાત્મક પરિસ્થિતિ'નુ યથાર્થ ચિત્ર ઉપસાવી શકયુ નથી સીધો સવાલ કરુ તો રૂપનિષ્ઠ સર્જકતાની અપેક્ષાએ કૃતિનિષ્ઠ વિવેચનની ખબરદારી ઝખતા ગુજરાતીના માનાર્હ અને ધ્યાનાર્હ પ્રાધ્યાપકને–વિવેચકને એ વિષે વિશેષરૂપે કે વિશેષભાવે કાઈ જ કહેવાનુ નથી? સારુ માઠુ કાઈ નહિ? આ અગે તમારે–શોધનિબધકારે પણ કાઈ જ કહેવાનુ નથી? કે પછી **મૌનમ् स्वीकृति लक्षणम्** - પણ 'ચદ્રકાન્ત બક્ષીથી કેરો' કે 'શ્રાવણ રાતે'નુ તમારુ વિવેચનકાર્ય સ્મરણમા લાવતા તમારા તરફનો તો સતોષ મળે છે અહી? અસ્તુ!

તમે જેને ચર્ચાવિચારણામા યોગ્ય રીતે જ વધુ વજન આપ્યુ છે એ 'માનવીય સદર્ભ' નવલકથામા પાત્ર–પરિસ્થિતિનુ પરપરાગત સમીકરણ બની રહેવાને બદલે પાત્ર–પ્રતીકનુ કલાત્મક સયોજન બની રહે, એવી સુ જો ની અપેક્ષા પાછળ પ્રતીકવાદી નવલધારાના કનાસત્યો'નુ કે 'અસ્તિત્વવાદ કે અતિવાસ્તવવાદ અને આકારવાદ જેવી કલાવિષયક 'મીમાસાઓના પ્રભાવ'નુ કે અન્ય સાહિત્ય–કલા–વિવેચન પ્રવૃત્તિઓનુ પીઠબળ હોય તો એને સર્જક–વિવેચ ની બહુશ્રુતતાના સદર્ભમા જ

મૂલવી શકાય ખાસ તો વિવેચકની પ્રતિભા, વ્યુત્પન્નતાના અભાવમાં કાર્યાન્વિત થાય ત્યારે એની હેતુસાધકતા જોખમમાં આવી પડે છે, એ સાચી સ્થિતિ સમજવાને બદલે કોઈ 'સર્જનને ન્યાય્ય ઠરાવવા જન્માવેલી વિવેચનપ્રવૃત્તિ'નો આક્ષેપ કરે તો પણ એનો પ્રતિકાર કરવાની ખટપટમાં પડચા સિવાય હું તો એલિયટને જ યાદ કરું છું તો આગળ વધીને એમ પણ કહું છું આપણા સર્જકો આટલા સામર્થ્યથી પોતાના જ સર્જનને ન્યાય્ય ઠરાવવા ઉદ્યમશીલ બને તોય ગુજરાતી વિવેચનને મોટો લાભ થશે ?

એના જ અનુસંધાનમાં સુ. જો. ના નવલિકાવિવેચન તરફ દૃષ્ટિ કરીને કાફકાની કલાને અવગત કરવાની 'ચોક્કસ દૃષ્ટિ' આપતા સુ. જો ગ્રેના તમારા નિર્દેશની અભ્યાસપાત્રના સ્વીકારવી જોઈએ કલાના આનંદ સાથે સંકળાતા કૃતિના રહસ્યોનું ગૌરવ અને કલાપ્રશસ્ત માર્મિકતાની મૂલવણી માટે જૂની નવી રચનારીતિના ભેદ આડા નડતા નથી તેથી જ, હેમિંગ્વે અને કાફકાને એક સાથે નાણી માણી શકાય છે સુ જો.એ જેને સ્પ્રિંગબોર્ડ તરીકે ઓળખાવી છે એ ઘટના, નવલિકાના કલાવ્યાપમાં મૂલ્યબોધને લટકાવવાની ખીંટી બનતી નથી, પણ સર્જકની સંવિત્તિના દ્રાવણમાં રાસાયણિક સંસ્કાર પામીને એ વાર્તારૂપે રૂપાંતરિત થાય છે 'ઘટનાતત્ત્વનો લોપ ?'માં છેડે આવતા પ્રશ્નાર્થને પણ એ જ અર્થમાં તપાસી શકાય સંવિધાનપરક વિદ્યાઓના અનુસંધાનમાં ઘટનાના હ્રાસ કે લોપની પ્રક્રિયાને સુ જો એ જે ગત વ્યંજનાક્ષમતા સાથે જોડી આપી છે, એ મુદ્દાને તમે વ્યવસ્થિત રીતે ઉપસાવ્યો છે, એ ગમ્યું પરંપરાગત વાર્તાઓ તરફની સુ જો ની અપ્રીતિ, એના ઘટકતત્ત્વોની સંબંધભૂમિકાના વિચ્છેદની સાથે જ વિચ્છેદાતા કલાના સત્ય અંગેની છે, એ વાત ઉપસવી જોઈએ એટલી માર્મિકતાથી તમે ઉપસાવી છે વળી, એ સર્વની વધુ સ્પષ્ટતા ખાતર ભારતીય આલંકારિકોની પરિભાષામાં, વ્યંજનાવિસ્તારની સુ. જો ની દૃષ્ટિના–ગુ

જેના શબ્દો વડે-પરિચય કરાવીને તમે, સુ જો. ની પૂર્વપશ્ચિમની સાહિત્યિક-સૈદ્ધાન્તિક સજ્જતાના સમન્વયની સુસગત ભૂમિકા પૂરી પાડી છે સુ જોની લેખનપ્રવૃત્તિ સાથે પ્રત્યક્ષ રીતે નહિ સકળાઈને તેમનામા પાશ્ચાત્ય સાહિત્યસસ્કારનુ અભિનિવેશિક વલણ જોવાનો આગ્રહ રાખનારને એ અવશ્ય ઉપયોગી થશે.

નવલકથા, નવલિકા, કવિતા કે વિવેચનના સદર્ભમા સુ. જોએ દાખવેલી વિવેચનાત્મક સભાનતા, પરપરાગત વિવેચનમા રહેલી મૂલ્યબોધની શોધના સામા છેડાથી આરભાય એ સ્વાભાવિક છે. બે છેડાની વચ્ચે સમાધાનની કોઈ શક્યતા હોય તો વ્યાખ્યા, વિભાવના, પરિભાષા કે કોઈપણ 'સાહિત્યિક સકેત'ના સૂઝપૂર્વકના નવસસ્કરણની હિમાયતમા એનો સકેત મળે છે. તમે જેને વિવેચનવિભાગને મથાળે મૂક્યુ છે એ અવતરણમા ધ્યાનપાત્ર બનતુ reflexive awarenessનુ તત્ત્વ 'બધા જ સમયગાળાના સાહિત્યવિવેચન સદર્ભે અનિવાર્ય' ગણીને ચાલીએ તો એક તરફ સાહિત્યવિવેચનના પરપરાગત દૃષ્ટિકોણો સામેના ઊહાપોહની નક્કર ભૂમિકા ઊભી થાય છે એ ખરુ, પરતુ એની સાથે સકળાતા આધુનિક વિવેચનના-અને વિવેચકના પણ-સ્વીકારનકારના પ્રશ્નો પેચીદા બની જાય છે પરાવર્તનક્ષમ સવિત્તિ આપણી જ માન્યતાઓના ચીલે ચાલતી રહે ને વિવેચન બીજી દિશાઓ સાથે છેડા ફાડી નાખે એવુ અથવા એ બીજે છેડાછેડી બાધે તો એને કજોડુ ગણવાનુ વલણ, સરવાળે તો પરાવર્તનક્ષમ સવિત્તિની મૂળ ભાવનાને જ આઘાતક નીવડે ગુજરાતીના મોટા લેખક-વિવેચકવર્ગને વાચીને લખતો કરવામા સુ જો.નો પ્રત્યક્ષ કે પરોક્ષ ફાળો નાનોસૂનો નથી એ સ્વીકારીને ચાલીએ, તો પણ, વાચન અને એના પાચનની વિવિધતા ન સ્વીકારીએ તો એ કેમ ચાલે? પ્રયોગમુખરતા અને પ્રયોગશીલતા વચ્ચેનો ભેદ ન સમજાય એવો છે અને વિવેચનમા પણ એ બને વલણો દેખા દે છે એ ખરુ, પણ આણગમની વાત સર્વાગે વિરોધાઈ જાય તો

એના ભયસ્થાનો પણ ઓછા ન હોય એકાદ દૃષ્ટાન્ત આપીને સંતોષ લઉં તો દિલાવરસિંહ જાડેજાના અવલોકનો વિરોધતા તમે વિવેચનમાં ખડવાસ લાગે એવું એક વિધાન કરી બેઠા–'સાપ હોય ત્યાં દર શોધવાની પ્રવૃત્તિ સ્વાભાવિક લાગવી જોઈએ!'

પ્રતિમાખંડન નહિ, પણ મતખંડન દ્વારા પરંપરાના વિવેચનને–વિષ્ણુપ્રસાદ, ઉમાશંકર, આનંદશંકર, મનસુખલાલ, બ. ક. ઠાકોરના વિવેચનને વિશેષ રીતે લક્ષ્ય કરીને સુ. જોએ પોતાના વિવેચનક્ષેત્રમાં આવરી લીધું છે અને એની કેટલીક વિચારણાને પડકારી છે, એ દર્શાવવામાં તમારી વિવરણાત્મક શૈલી ઉપકારક સાબિત થઇ છે સામે વિષ્ણુપ્રસાદ જેવા વિવેચકોએ આધુનિક સાહિત્ય સંદર્ભે કરેલી વિચારણામાં સુ. જોની મર્યાદાઓ સૂચવી છે. શોધનિબંધમાં એ સર્વનું તટસ્થભાવે અવલોકન થવું જોઈએ. પરંતુ અહીં તો સુ. જોનો વિરોધ કરનારા વિવેચકોની સમીક્ષા કરતાં તમારો તારસ્વર કર્કશ બની ગયો છે એ ઉપરાંત 'નવીન કળાપ્રવૃત્તિ', કુણ્ઠિત સાહસ', 'નવીન કવિતામાં ભાવજગત' અને 'અર્વાચીન કવિતામાં કાવ્યબાનીની વિશેષતા' જેવા લખાણોની સમીક્ષામાં સુ. જોની જેમ તમે પણ કોયબાની પાચગેરાવાળી કરી છે ગુજરાતી સાહિત્યનો સંદર્ભ હોય ત્યારે નામ પાડીને ભાગ્યે જ વાત કરવાની સુ. જોની નીતિરીતિ સાથે બેસી પડવાનું 'સુરેશ જોષીથી સુરેશ જોષી' અને 'ચંદ્રકાન્ત બક્ષીથી કેમ'ના લેખકને તથા 'સુરેશ જોષીથી સત્યજિત શર્મા'ના સંપાદકને કઈ રીતે પોષાયું હશે, એનો વિચાર હરકોઈને આવે જ આવે અલબત્ત, એ અભાવની સાથે જ સુ. જોની વૈયક્તિક નીતિરીતિના પુરસ્કારભાવે પ્રાપ્ત થયેલા, અભ્યાસનિબંધને છાજે એવા તારણો–નિરીક્ષણોનો સંતોષ હરકોઈને હશે જ, એમ માનું છું

'રૂપનિર્મિતિની પરિશોધ'ના મુખ્ય શીર્ષકને વફાદાર રહીને સુ. જોની પ્રત્યક્ષ અને સૈદ્ધાન્તિક વિવેચનાને તમે સૂક્ષ્મતાથી–અને ક્ષમતાથી–

તપાસી છે, એનો પણ સંતોષ છે કોઈપણ કલાકૃતિના સ્વ-રૂપમાં રહેલી રસાનુભવ અને રસાસ્વાદની સામગ્રીને ઓળખાવવાનો સુ. જોએ કરેલો ઉદ્યમ ભાવકચેતનાની સક્રિયતાનું અનુસંધાન કરી આપે છે, એ દર્શાવવા તમે આપેલું અભ્યાસપૂર્ણ વિવરણ-પૃથક્કરણ, સર્જકવિવેચકની રૂપનિષ્ઠાને બીજી વાર પ્રેરણા-પ્રોત્સાહન આપે એટલી હદે વિશદ અને વ્યવસ્થિત છે રૂપનિષ્ઠ સાહિત્ય અને સાહિત્યવિવેચનમાં રહેલી સુ. જો.ની તાત્ત્વિક સચ્ચાઈને, રૂપ વિષેના તેમના ગૃહીતોને, પરંપરાગત વિવેચનમાં જેનો મહિમા નહોતો થયો એવી કલાપરક સંકુલતામાં રહેલી સમૃદ્ધિને તથા અમૂર્ત અને પ્રકીર્ણરૂપે મળતી હોવા છતાં અહીં સંકલિત કરાયેલી રૂપપ્રક્રિયાની લાક્ષણિકતાઓને તમે પૂરી નિષ્ઠાથી પ્રકાશમાં આણી છે. વળી, આગળ કહ્યું છે એમ સુ. જોની વિવેચન-વૃત્તિની બીજી અનેક આનુષંગિક બાબતોને પણ તમે પ્રકાશિત કરી છે. આ સર્વકાંઈ હોવાને લીધે જ કેટલીક પુનરુક્તિઓ તરફ ઉદાર ગનવાનું મન થાય છે.

'સુ જોથી સુ.જો.' છપાતી હતી એ વેળા આપણે અમદાવાદ મળ્યા હતા એ યાદ હશે જ. એના પ્રૂફ લઈને પ્રેસમાં જતી વખતે રીક્ષાના સંગાથમાં ગ્રંથાવલોકનોની વાત નીકળતા તમે કહ્યું હતું– એ તો બીજા ઘણા લખે છે ..અને ' પછી મારી સામે કંઈક વેધક રીતે જોઈને ઉમેર્યું હતું–'એ તો લખનારા ઘણા છે ' પછી પ્રેસનો રસ્તો આવતા તમે તો ઊતરી ગયા હતા. આગળ વધતી રીક્ષાની ઝડપે જ હું વિચારતો હતો કે સુમન શાહને બીજા અવલોકનો લખવાનો સમય જ ક્યાંથી મળે? 'ચંદ્રકાન્ત બક્ષીથી ફેરો'માં ગ્રંથસ્વરૂપે અવલોકનો જ લખાયાં છે ને? 'સુરેશ જોષીથી સત્યજિત શર્મા'ની અપૂર્ણ નોંધોમાં પણ વાર્તાલક્ષી અવલોકનો જ છે કે? —

–અને હવે 'સુ. જોથી સુ જો.'ના સર્જનાત્મક સાહિત્યનો વિભાગ જોતા 'ગૃહપ્રવેશ', 'બીજી થોડીક', 'અપિ ચ', 'ન તત્ર સૂર્યો ભાતિ',

'છિન્નપત્ર', 'મરણોત્તર', 'પત્યન્ચા', 'ઈજન' વગેરેના અવલોકનો જ જોવા મળ્યા છે એમા, કૃતિની તરતમતા સાથે તમારા લેખનનુ એ જ પ્રકારનુ અનુસધાન દેખાય છે, એને કેવળ યોગાનુયોગ નહિ ગણતા શોધનિબન્ધકારની સમાનતાનો યોગ પણ ગણુ તો ખોટુ લગાડશો નહીં 'પત્યન્ચા' એક દરે પ્રકૃતિનુ મધુ સારવી આપની કૃતિઓનો સગ્રહ છે. "હુ" પ્રેમ સમર્પણ કે સ્વાર્પણ માગે છે તે ..સમસ્યાઓ અને પ્રશ્નોનુ કારણકેન્દ્ર બની જાય છે" જેવા અસુમનીય વિધાનો અને પ્રેમવૈકટ્ય' કે 'કૈશોર્ય' જેવા શબ્દપ્રયોગો દ્વારા થોડુ થોડુ હસાવતા રહીને તમે સુ જો.ની ક્રમશ વિકસતી જતી સર્જકચેતનાનો અને તેમની સાહિત્યિક લાક્ષણિકતાઓનો પરિચય કરાવ્યો છે. અહીં વિવિધ ગુચ્છો-જૂથો-વિભાગોમા વર્ગીકૃત કરીને તમે જે રીતે કૃતિલક્ષી લક્ષણો-વલણોને સમગ્ર-લક્ષી મૂલ્યાકનમા લેખે લગાડચા છે, એ તો ભવિષ્યના સર્જકલક્ષી સ્વાધ્યયના તમામ શોધનિબધો માટે આદર્શરૂપ બની રહે એમ છે એક જ સર્જકના અનેક સ્વરૂપ-પ્રકારના સર્જનાત્મક લખાણોને, કેવળ કૃતિના નામભેદે ખડી નાખવાથી તો મૂલ્યાકનના પણ ખડદર્શનો જ મળે પણ તમારા વિભાગીકરણે તમારી કૃતિનિષ્ઠાને હાનિ પહોચાડી નથી, એ નોધપાત્ર તો ખરુ જ સુ જો ના વિવેચકોએ આપેલા પ્રતિકુળ પ્રત્યાઘાતો સામે તમે જે ધોકામાર વૃત્તિ અપનાવી છે, એ અમને પ્રતિકૂળ લાગી છે ભિન્ન ભિન્ન રુચિ, કક્ષા અને અભ્યાસ ધરાવતા વિવેચકોને એક જ ધોકે સરખા કરવા જતા તમારી લેખન-રીતિ અણસરખી બની ગઈ છે આ નિમિત્તે આગળ પણ વાત થઇ ગઇ છે એટલે અહી વિસ્તારથી બસ અલબત્ત, ઘટનાનો લોપ કે એનો સાહિત્યિક વિનિયોગ, લઘુનવલનુ સ્વરૂપ, શબ્દસમતા દ્વારા થતુ ભૌતિક વાસ્તવિકતાનુ આધ્યાત્મિક વાસ્તવમા રૂપાન્તર, સન્નિધીકરણ, પ્રથમ પુરુષવાચક નવલકથાનો કનાગ્મિડ 'હુ'કાર નવલકથાના પર પરા-ગત ઘટનાલોપને અતિક્રમી જતી કાવ્યાત્મક ઘટનાઓ, રચનાની આત-રિક પ્રકૃતિને ઉપકારક થતી ટેકનિક ઈની તપાસ તમે સુ જો ના

સાહિત્યને સતત નજર સમક્ષ રાખીને કરી છે, એ સ્થિતિ જેમ સુ જોના સર્જનાત્મક સાહિત્યનું એમ તમારા આ અભ્યાસનિબંધનુ મૂલ્ય એકસરખું વધારે છે

નિબંધ-વિવેચનનો પહેલો પરિચ્છેદ ઉડાઉ છે અને છેલ્લો ઉભડક છે 'મનીષા-ક્ષિતિજ'થી માંડીને દૈનિક પત્રોના સાપ્તાહિક વિભાગો 'માનવીના મન' અને 'નવા કલેવર' સુધી ઘસી આવીને તમે સુ જોની આગવી સર્જકછટાઓ અને અભિવ્યક્તિક્ષમતાની પ્રતીતિ કરાવતા નિબંધોની અવલોકન-ભૂમિકા પહેલા પરિચ્છેદમા રજૂ કરી છે આગળ જતા તમે દૈનિકોનુ નામસ્મરણ છોડી દીધુ છે અને તમારો અભ્યાસ ૧૯૭૬ સુધીના જ લખાણોને આવરી લે છે-એ બને વાત જાણીતી હોવા છતા, તમારો નિબંધ ૧૯૭૮ મા પ્રકાશિત થયો છે, એ લક્ષમા રાખીને આ લખુ છુ (મહાનિબંધની પ્રત સીધેસીધી પ્રેસમા આપી દીધી હોય એવુ તમારા જેવા અભ્યાસના સદર્ભમા માનવુ ખોટુ જ પડે) એ રીતે મારી જેમ કેટલાયને એ સાપ્તાહિક કટારોની પાછોતરી એકવિધતા વિષે કઈક કહેવાનુ હશે જ 'જનાન્તિકે' આદિના લલિત નિબંધોના રસવાહી સાહિત્યચર્વણા, કવિતાકલ્પ, તાઝપ, આસ્વાદ વિસ્મયભાવ, વિલક્ષણ વેદનશીલતા, કલ્પનપ્રચુર પ્રકૃતિરાગ, અગાજકતાને ખોળે ઉછેર પામતા સત્યોના બુદ્ધિગમ્ય પૃથક્કરણો, ભાવવિશ્વોની આસ્વાદ ભૌગોલિકતા વગેરે વગેરેનુ સુ જોનુ આલેખન વિચાર્યા પછી, અને વળી સુ જોના આત્મનેપદી ઉદ્રેકોની અને રવીન્દ્રનાથ કાફકા કે સાર્ત્રની એક જ ભાવે થતી તેમની ભક્તિભાવનાનો વિચાર કર્યા પછી, તમે છેલ્લા એક જ પરિચ્છેદમા કાકાસાહેબને ખડા કરી દઈને તેમના અને સુ જો.ના લલિત નિબંધોની તુલના ધડાધડ કરી પાડી છે એમા કાટલાની ધડાધડી મલ્યાકનનુ ત્રાજવુ હાલકડોલક થઈ જાય છે ગુજરાતીમા લલિત નિબંધના આરભનો યશ મેળવનાર કાકાસાહેબ સાથે સુ જો ના નિબંધોની તુલના કરવાની અહીં વૃત્તિ જાગે એ સ્વાભાવિક છે, પણ એ માટે

કાલેલકરના નિબધોની વિશદ ચર્ચા અનિવાર્ય હતી વળી, લલિત-નિબધોની વિચારણામા ઉમાશકરાદિ અન્ય સર્જકોના લલિત નિબધો કેમ સ્મરણમા આવ્યા નહિ, એનુ પણ આશ્ચર્ય છે

'પૂરક પ્રવૃત્તિઓ અને પ્રભાવ' પ્રકરણના પૂરક પ્રવૃત્તિઓના વિભાગમા સુ જોના શોધનિબધ વિષે માત્ર બે જ પાન વાચીને આશ્ચર્ય થયુ (એ જ રીતે 'સુરેશ જોષીની કલાવિચારણા'ના સદર્ભમા પ્રમોદ કુમારના પ્રતિવાદ વિષેના ખાસ્સા પાના વાચીને ય આશ્ચર્ય થયુ છે) ગુજરાતી જ્ઞાનમાર્ગી કવિતાનો ઐતિહાસિક તેમ જ આલોચનાત્મક અભ્યાસ જેમા સૌ પ્રથમ પ્રાપ્ત થતો હોય એવા સુ જોના શોધનિબધના 'વિશેષ'ને પમાડવા માટે તમારી વિવેચનવૃત્તિ શિથિલ થઈ ગઈ છે, એ શોચનીય છે એમા જેનો અભ્યાસ થયો છે એવા અતિખ્યાત કે અલ્પખ્યાત સર્જકોની યાદી તો વળી એ 'વિશેષ' વિષે વિશેષ જિજ્ઞાસા પેદા કરે છે વિવિધ હસ્તપ્રતોને આધારે સુ.જોએ તૈયાર કરેલી વાચના અને પરિશિષ્ટોમા રજૂ થયેલી આનુષગિક સામગ્રી તથા વ્યુત્પત્તિવિચારણા વિષે સુમન શાહ જેવા અભ્યાસી કઈક વધુ લખે એનો માગ જોવાને તો હરખ હોય. સુ જોએ સાહિત્યવિચારણાની પરપરા સાથેનો છેડો નથી ફાડી નાખ્યો, એ અગે તમે આપેલુ આશ્વાસન ગમ્યુ પણ એ નિમિત્તે થયેલી છેડાછેડીના બધ વિષે તમારા દ્વારા જાણવાનુ ઔત્સુક્ય શમ્યુ નહિ. કે પછી આ બધી વિગતોનો–તમારી રીતે–વિવેચનાત્મક વિસ્તાર કર્યા પછી આગળના પૃષ્ઠોમા ચેકભૂસ કરવી પડે, એવી મર્યાદા નડી તમને?

પ્રકરણ –૩ના બીજા ખડના 'પ્રભાવ' શીર્ષકનો સદર્ભ સ્વીકારવામા અગત રીતે મને વાધો નથી પણ કેટલીક વિગતો સુ જો પોતે નહિ સ્વીકારે અને કેટલીક બીજા નહિ સ્વીકારે એવો મને ભય છે 'પ્રભાવ'ને સ્થાને 'પૂર્વાપર' કે એવુ બીજુ કોઈ શીર્ષક રાખવુ વધુ યોગ્ય હતુ, એમ તો તમારુ નિરૂપણ જોતા પણ પ્રતીતિ થાય છે. પૃષ્ઠ

પ્રવૃત્તિઓ'ના આગળના વિભાગમા પ્રશમકની છટાને કારણે ખોવાયેલી તમારી વિવેચકની મુદ્રાનુ અહીં અનુસધાન થઇ જાય છે એ આનદનો વિષય છે આ નિમિત્તે તમે સુ. જોની સાહિત્યિક પ્રવૃત્તિ અને વિચાર સરણીને કેન્દ્રમા રાખી અદ્યતન ગુજરાતી સાહિત્ય વિવેચનની વિવિધ પ્રવૃત્તિઓનો વિવેચનાત્મક પરિચય કરાવ્યો છે, એની અભ્યાસપાત્રતા અને મૂલ્યવત્તા સહર્ષ સ્વીકારુ છુ

કોઈ સર્જક કે સર્જનને લક્ષ્ય કરીને લસરતી કલમે લખાતા જતા મહાનિબધ-નામધારી લખાણો-સપાદનોની માયાજાળને ચીલે ચાલીને સશોધક બની બેસવાની કે છીછરા નીરની તરણસ્પર્ધાનો વિજયધ્વજ લહેરાવવાની પુરબહારમા ચાલતી પ્રવૃત્તિથી દૂર રહીને સુ જો જેવા વિદગ્ધ-પ્રગલ્ભ સર્જક-વિવેચકની સાહિત્યક નીતિરીતિની વિલક્ષણતાઓને સૂક્ષ્મતાથી આલેખવાનુ કાર્ય તમે બહુશ સફળતાથી પાર પાડયુ છે-

-એની પ્રેરકતા ભવિષ્યના સશોધકોને લાભદાયી બને એવી શુભેચ્છા સહ તથા તમારા અભ્યાસનિબધની અહી દર્શાવેલી ગુણ-વૈગુણ્યની વિચારણા માટે થોડુ લખ્યુ ઘણુ કરી માનજો એવી અને આગળ આપેલા અભિનદન ઓછા પડે તો ઘણા કરી સ્વીકારજો એવી અપેક્ષા સહ વિરમુ છુ. □

**રમણલાલ વ દેસાઈ—એક ઉઘાડું અને નિર્લજ્જ અપહરણ :** લેખક ડૉ હસમુખ દોશી, પ્રકાશક પોતે, સદીપ, સેતુબધ સોસાયટી, કાલાવડ રોડ, રાજકોટ-૩૬૦૦૦૧

**ત્યાગ :** (કાવ્યસગ્રહ) લે લલિત વાઘેલા, મૂલ્ય ત્રણ રૂપિયા, પ્ર સાહિત્ય જ્યોત, ઠક્કરબાપા સોસાયટી, કુભારવાડ ભાવનગર-૩૯૬ ૦૦૬

( અનુસંધાન પાના નં ૧૬ નું ચાલુ )

પાદડાની જેમ અને તુ જુએ તો તુ ને થાય આ હુ ને પાછુ થયુ છે શુ ? તુ શુ જાણે હુ ના મનમા શુ ચાલે તુ ને થાતુ આ માખી પ્રવેશી ગઈ હુ ના શરીરમા તો હવે ચોક્કસ ભમ્યા કરતી હશે નસેનસમા અને બહાર આવવા મથતો હશે આખોય મધપૂડો રુવાડે રુવાડેથી. આ હાથપગ ધ્રૂજે છે આમ જાણે માખી–મધપૂડો છ છેડાયો હશે ક્યાક અને હુ ને શાનભાન કાઈ નહીં ને બેઠો રહ્યો ચુપચૂપ.

તુ ના નાકની દાડી પર ગોળગોળ ફરતી કીડી અટકી ગઈ ત્યા ક્યારની. હુ ને કશુ દેખાય નહી અને હુ બેસી રહ્યો ત્યા વિચારતો કે આ તુ ના નાકની દાડી પર ગોળગોળ ફરતી કીડી અટકી ગઈ તે ગઇ ક્યા ? હુ ને દિશે નહીં કશુ. તુ ની આખમા ફૂટેલી ડાળેથી ખરી પડેલા લીલા લાલ પીળા સૂકા પાનના ઢગમા ફુકાય પવન અને પાન એક એ ફડાક ઊડતા અફડાય હુ ની આખે એવા જોરથી કે તુ ને સભળાય કશુક ફૂટી ગયુ ફટાક અહી એની નજીક. તુ ને સભળાય કશુક ફૂટી ગયુ અહી કશુક પણ સમજાય નહી શુ બેસી રહે એમ જાણે કશુ બન્યુ હોય નહી કાઈ ત્યા હુ ને થાય શુ આ ફટાક ફૂટી ગયુ તે આમ અને સમજતા સમજતા અરથ તારવે તો લાગે કે આગિયો ઊડતો ઊડતો પ્રવેશી ગયેલો આ પીળા સૂકા પાનના ઢગમા જ્યા તુ દટાઈ પડ્યો છે ત્યા–ત્યા શુ કશુક એકાએક પ્રગટી ભડકો થઈ ફટાક ફૂટી ફેલાઈ ગયુ આસપાસ ચારેબાજુ કે શુ-હા કદાચ એમ જ હોવુ જોઈએ અને હુ એ વિચારતો બેસી રહ્યો ત્યા ચુપચૂપ હુ ની સામે □

૨૫-૧૧-૯૦

# સાહિત્યવૃત્ત

**સુરતની** એમ ટી બી આર્ટ્સ કૉલેજના ગુજરાતીના અધ્યાપક ડૉ. જયન્તભાઈ પાઠક નિવૃત થતા હોઈ તેમના સન્માનનો એક સમારંભ ગઈ તા. ૬–૧૨–૧૯૮૦ ના રોજ દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીના કુલપતિશ્રી પ્રા કે એસ. શાસ્ત્રીના પ્રમુખપદે યોજાયો હતો અતિથિવિશેષ તરીકે ડૉ વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ઉપસ્થિત રહેનાર હતા પરંતુ નાદુરસ્ત તબિયતને લીધે આવી ન શકતા તેમનું વક્તવ્ય પ્રા રમેશ ઓઝાએ વાચન દ્વારા રજૂ કર્યું હતુ

પ્રાર્થના દ્વારા કાર્યક્રમનો આરંભ થયા બાદ પ્રા રમેશ ઓઝાએ શુભેચ્છા સંદેશાઓનુ વાચન કર્યું હતુ ત્યાર બાદ વિદ્યાર્થીની તરીકે કુ દીપ્તિ ભટ્ટે વકતવ્ય રજૂ કર્યું હતુ.

ડૉ નરસિંહ પરમારે ડૉ જયન્ત પાઠકની કવિતાના અનુલક્ષમા તેમની કાવ્યયાત્રાને સંપ્રજ્ઞતાની શોધ તરીકે વર્ણવી હતી

વિજય શાસ્ત્રીએ વિદ્યાર્થી તરીકે જયન્તભાઈ વિશેના પોતાના પ્રતિભાવ જણાવતા કહ્યું હતુ કે આજે વૈચારિક ક્ષેત્રે મોટામા મોટો ભય-બ્રેઇન વૉશિંગનો છે બીજાઓને ગમે તેમ કરીને ય પોતાના મતના જ કરી લેવાનો લોભ હિંસકપણે વકરતો જાય છે એવા સમયે પણ ડૉ. જયન્તભાઇએ કદી પોતાના મતો, વિચારો અન્યો પર બળજબરી-પૂર્વક લાદવાનો પ્રયાસ કર્યો નથી. અનબત્ત, એમને પોતાના આગવા મતવ્યો છે પણ તે બીજાઓએ પણ સ્વીકારવા જ જોઈએ એવુ, બીજાનુ બીજાપણુ છીનવી લેતુ, વલણ ક્યારેય દાખવ્યુ નથી.

ડૉ સુરેશ દલાલે વિસ્મય જયન્તભાઈની કવિતાના પ્રાણતત્ત્વ તરીકે ઓળખાવી તેમની કવિતાનો રસાસ્વાદ કરાવ્યો હતો કવિ ઉશનસે એમની કવિત એ સ્વને પામવાની મથામણ છે એમ જણાવી 'વનાંચલ'ને વિશે વાત કરી હતી.

